# स्वर्गनो आनंद

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

लेखक—स्वर्गस्थ अमृतलाल सुंदरजी पढियार
ચોરવાડ, (કાઠિયાવાડ)

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशक : भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ બીજી, પૃષ્ઠ ૩૬૦, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૭
મૂલ્ય રૂપિયા ૧।=, માર્ગવ્યય અલગ



# स्वर्गनो आनंद

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

लेखक-स्वर्गस्थ अमृतलाल सुंदरजी पढियार
ચોરવાડ, (કાઠિયાવાડ)

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशकः-भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ બીજી, પૃષ્ઠ ૩૬૦, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૭
મૂલ્ય રૂપિયા ૧।= માર્ગવ્યય અલગ



# प्रकाशकनुं निवेदन

આ "સ્વર્ગના આનંદ" ની બીજી આવૃત્તિની ૫૫૦૦ પ્રત પ્રસિદ્ધ થાય છે.

સ્વર્ગસ્થ અમૃતલાલ સુંદરજીનાં 'સ્વર્ગ'નાં પુસ્તકોમાં ધર્મનાં અનેક ગૂઢ રહસ્યો સરળ છતાં સચોટ ભાષામાં દષ્ટાંતો સહિત સમજાવવામાં આવેલાં હોવાથી, સાધારણ લખીવાંચી જાણનારને પણ એમનાં પુસ્તકો ઘણાં ઉપકારક થઇ પડયાં છે. એથી આ સંસ્થા તરફથી અત્યાર સુધીમાં એમનાં લખેલાં નીચે મુજબનાં પુસ્તકોની પુનરાવૃત્તિઓ પ્રગટ કરવામાં આવી છે.

(૧) સ્વર્ગનું વિમાન, (૨) સ્વર્ગની કૂંચી, (૩) સ્વર્ગનો પ્રકાશ, (૪) સ્વર્ગની જિંદગી, (૫) સાચું સ્વર્ગ, (૬) સ્વર્ગનો ખજાનો અને (૭) સંસારમાં સ્વર્ગ. ઉપરાંત આ પુસ્તક પણ એમાં ઉમેરાય છે.

આ પુસ્તકની યોજના સંબંધીની સઘળી હકીકત સ્વર્ગસ્થ લેખક મહાશયે "આ પુસ્તકને લગતી જાણવાલાયક હકીકત" એ મથાળા નીચે પહેલી આવૃત્તિમાં આપેલી, તે આ પછીનાં પૃષ્ઠોમાં લેખકના નિવેદનમાં આપવામાં આવી છે; તે તરફ વાચકબંધુઓનું ધ્યાન ખેંચવામાં આવે છે.

આ પુસ્તકની સામાન્ય અનુક્રમણિકા ઉપરાંત વિષયવાર અનુક્રમણિકા જે પહેલી આવૃત્તિમાં અપાયલી, તે પણ આ આવૃત્તિમાં અપાઇ છે; જેથી જે જે વિષયને માટે જે જે દષ્ટાંતો જોવાની જરૂર જણાય તે તે તરતજ મળી શકશે.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિમાં ભાગ પહેલો તથા ભાગ બીજો એમ બે વિભાગ પાડવામાં આવ્યા હતા અને એ બન્ને વિભાગમાં મળીને કુલ ૧૬૯ દાખલા અપાયા હતા. આ આવૃત્તિમાં એ બે

વિભાગ એકત્ર કરી દેવામાં આવ્યા છે. પરંતુ એથી અપાયલા દાખલાઓમાં કશોજ ફેરફાર કરવામાં આવ્યો નથી.

શુદ્ધિપત્ર પાન પૃષ્ઠ ૨૦ ઉપર છપાયું છે તે મુજબ ગ્રંથ સુધારીને વાંચવા વિનતિ છે.

અંતે આ ગ્રંથમાં અપાયલા ઉપદેશો મુજબ જીવનને ઉન્નત બનાવી સ્વર્ગનો-પ્રભુપ્રેમનો દિવ્ય આનંદ મેળવવા પ્રયત્નશીલ બનવાની અભ્યર્થનાપૂર્વક **हरिः ॐ तत्सत्**

મહા સુદિ ૧ }
સંવત ૧૯૯૭ }

અવગુણસાગર
—ભિક્ષુ અખંડાનંદ



नारायण नारायण नारायण

# अर्पणपत्रिका

હે પ્રભુ! તમો એક છો, અખંડ છો, અનંત છો, વ્યાપક છો,
નિર્વિકાર છો, સર્વાધાર છો, સકળ વિશ્વના સ્વામી છો,
અને સર્વશક્તિમાન છો. તમે સર્વ ગુણના નિધિ
છો, તમે દયાના સાગર છો અને તમે અધમ-
ઉદ્ધારક છો. તમારો મહિમા અગાધ છે,
તમારું ડહાપણ અપાર છે, તમે રાજાઓના
રાજા તથા દેવોના પણ દેવ છો અને
તમારી અકળ ગતિનો કોઇ પાર પામી
શકતું નથી. હે મહામંગળકારી અખંડ
સચ્ચિદાનંદ પરમ કૃપાળુ પવિત્ર
પિતા મહાન ઈશ્વર! તમારા
એવા ગુણો ને મોટાઈમાં
મારું મન લય કરવા માટે
તથા તમારી સત્ય સેવા
કરવાને ખાતર શુદ્ધ
અંતઃકરણના
પ્રેમથી માનપૂર્વક
હજારો હજાર
વાર દંડવત્
સાથે આ
પુસ્તક
આપને
અર્પણ
કરું છું.

આપનો દાસાનુદાસ,

અમૃતલાલ સુંદરજી

# લેખકનું નિવેદન

જે હરિભક્તો સાથે મળીને ઘણાં વરસો થયાં સત્સંગ કરે છે અને દરરોજ ઘણા કલાકો સુધી શાંતિ રાખીને માળા ફેરવ્યા કરે છે તથા પરમકૃપાળુ પરમાત્માના મહામંગળકારી પવિત્ર નામનું સ્મરણ કર્યા કરે છે, જે હરિભક્તો પોતાનાં અંતરમાં રહેલાં છૂપાં પાપોને કાઢવાને કોશિશ કર્યા કરે છે, જે હરિભક્તોમાં દિનપ્રતિદિન અનંત બ્રહ્માંડના નાથનો પ્રેમ વધતો જાય છે, જે હરિભક્તો ઉત્તમમાં ઉત્તમ પવિત્રતાની મહત્તા સમજતા જાય છે અને પોતે પણ થોડા થોડા પવિત્ર થતા જાય છે, જે હરિભક્તો સર્વશક્તિમાન, સર્વ-વ્યાપક અને અનંત બ્રહ્માંડોનું અનંતકાળ થયા પોષણ કરી રહ્યા છે, કે પાલનહાર પ્રભુને અર્થે દાન આપવાની મહત્તા સમજે છે, જે હરિભક્તો અંતરના સાચા ત્યાગ તરફ ઢળતા જાય છે અને તેમ છતાં પોતાની સાંસારિક ફરજો બજાવ્યા કર છે, જે હરિભક્તોમાં બહારનો બનાવટી નહિ, પણ પ્રભુમાંથી આવેલો અને આત્માથી ઉત્પન્ન થતો આત્મભાવ વધતો જાય છે તથા જેને સર્વાત્મભાવનાં દર્શન થતાં જાય છે, જે હરિભક્તો પ્રભુપ્રેમનાં અશ્રુની ગંગામાં અને પશ્ચાત્તાપનાં અશ્રુના તીર્થમાં વખતોવખત સ્નાન કર્યા કરે છે, જે હરિભક્તો અનંત બ્રહ્માંડના નાથનો મહિમા સમજવાની અને તેને પોતાના અંતરમાં ઉતારવાની કોશિશ કર્યા કરે છે, જે હરિભક્તો અસલના મહાન ભક્તોનાં જીવનનું અમૃત પીધા કરે છે, જે હરિભક્તો આત્મા વડે પરમાત્માને પકડવાની કૂંચી શીખતા જાય છે, જે હરિભક્તો પરમકૃપાળુ પરમાત્માના પવિત્ર નામસ્મરણમાંથી સહજસમાધિના જેવો આનંદ મેળવ્યા કરે છે, જે હરિભક્તો પ્રભુના જ્ઞાનસ્વરૂપમાં, પ્રભુના પ્રેમસ્વરૂપમાં તથા પ્રભુના આનંદસ્વરૂપના સમુદ્રમાં ડૂબકી માર્યા કરે છે અને તેમાંથી જિંદગીની સાર્થકતા કરનારાં અલૌકિક મોતી વીણ્યા કરે છે તથા જે હરિભક્તોની દિનપ્રતિદિન એવી સ્થિતિ થતી જાય છે કે:—

> ક્યા બોલે, અબ ક્યા બોલે ?
> મન મગન ભયા અબ ક્યા બોલે ?

તે હરિભક્તો માટે તથા એવીજ રીતે રહેતા બીજા ભક્તોનાં મંડળો જુદાં જુદાં ગામમાં જેવાં કે, ગિરનાર, ડાકોર, સિદ્ધપુર, દ્વારકા વગેરેમાં તથા ગુજરાત-કાઠિયાવાડનાં ગામડાંઓમાં મડંળીઓ કરીને પોતાની ભક્તિ, પોતાની શક્તિ અને પોતાના જ્ઞાનના પ્રમાણમાં ઇશ્વર અર્થે કંઇ કંઇ કરી રહ્યા છે, એવાઓને માટે આ "સ્વર્ગના

આનંદ" નું પુસ્તક લખાયલું છે. એટલે ભક્તોના પ્રકાર, ભક્તિ કરવાની જરૂરિયાત, પાપથી બચવાના ઉપાયો અને પ્રભુમહિમાની વાતોજ મુખ્યત્વે આ પુસ્તકમાં આવે છે.

## આ પુસ્તકમાં આવતા દોહરાઓ તથા ભજનો વિષે

આ પુસ્તકમાં ઘણી વખત કેટલાક દોહાઓ વારંવાર આવેલા છે તથા કોઇ કોઇ ભજન પણ એકથી વધારે વખત આવેલાં છે, તેનું કારણ એ છે કે, જુદાં જુદાં દૃષ્ટાંત નીચે જે દોહરા બંધબેસતા થાય તે ત્યાં મૂકેલા છે. કારણ કે અમારો વિચાર એવો છે કે, ભક્તિનાં દરેક અંગો ગોખાવી ગોખાવીને પક્કાં કરાવવાં જોઇએ. એક વખત કહી ગયા એટલે બસ થયું, એમ કંઇ ચાલે નહિ. પણ જેમ વિદ્યાર્થી પાસે માસ્તરો કેટલાક પાઠ મોઢે ગોખાવવા ઇચ્છે છે, તેમ કેટલાક હરિભક્તો પાસે કેટલાક દોહરાઓ, કેટલાંક પદો અને કેટલાક સિદ્ધાંતો અમે મોઢે કરાવવા ઇચ્છીએ છીએ. માટે એ બધું યાદ રહે તે સારુ ફરી ફરીથી એની એ વાત કહેવી પડે છે. એટલે આવા હેતુસર એકનો એક દોહરો એક ને એક પુસ્તકમાં ઘણી વખત આવે છે; એટલુંજ નહિ પણ એ દોહરો પક્કો કરાવવા માટે ખાસ ચાહીને વારંવાર જુદે જુદે ઠેકાણે, જુદા જુદા રૂપમાં તેને ગોઠવવામાં આવે છે અને તેનું કારણ એજ છે કે, ભક્તિના અમૂલ્ય સિદ્ધાંતો ભગતોનાં મનમાં દૃઢ થવા જોઇએ, તે સારુ પુનરુક્તિદોષ કરવો પડે છે.

ભજનો જુદા જુદા માણસોને મોઢેથી મંડળમાં ગવાતાં હોય તેની નોટ જુદા જુદા માણસોએ કરેલી હોય છે, એટલે તેમાં ભૂલો રહેવા સંભવ છે; તેમજ કોઇ ભજન અધૂરાં હોય, અગર કોઇ ભજનમાંથી જરૂર જેટલી લીટીઓ લીધેલી હોય તેમાં કંઇ નવાઇ નથી; કારણ કે સાહિત્યની દૃષ્ટિએ જોઇને કંઇ આ પુસ્તક લખવામાં આવ્યું નથી, પણ ભક્તિની દૃષ્ટિએ આ પુસ્તક લખવામાં આવ્યું છે; એટલે ભક્તિ વધે તેવી રીતે તેમાં આવતાં ભજનોનો ઉપયોગ કરવાનો છે. આમ હોવાથી તેમાં ભૂલચૂક રહી જાય એ સ્વાભાવિક છે. એ માટે સજ્જનો અમારા શુભ હેતુ તરફ જોશે એમ અમે આશા રાખીએ છીએ અને ભજનોના કર્તાઓનો તથા તે છપાવનારાઓનો ઉપકાર માનીએ છીએ.

આ પુસ્તકમાં જે કંઇ ખૂબી હોય તે ભજનમંડળ ચલાવનાર ભક્તરાજ મહારાજની ખૂબી છે અને તેમાં જે કંઇ ખામી હોય તે મારી પોતાનીજ ખામી છે, એમ સમજવું.

છેવટે જે કહેવાનું છે તે એજ કે, જો પ્રેમપૂર્વક ને સમજણપૂર્વક આ "સ્વર્ગનો આનંદ" વંચાય અને તેને હૃદયમાં ઉતારી

તે પ્રમાણે જિંદગી ગાળતાં આવડે, તો આ ઉપાધિવાળા સંસારમાં રહ્યા છતાં પણ, અંતરમાંજ સ્વર્ગનો આનંદ ભોગવી શકાય તેમ છે. કારણ કે સ્વર્ગનો આનંદ કંઇ માત્ર આ દુનિયાની બહારના કોઇક સ્વર્ગમાંજ છે એમ નથી, પણ મહાત્માઓ તથા શાસ્ત્રો એમ કહે છે કે, પ્રભુપ્રેમમાં સ્વર્ગનો આનંદ છે, ઊંચી જાતની સત્યભક્તિમાં સ્વર્ગનો આનંદ છે, ઉત્તમ પ્રકારની શ્રદ્ધામાં સ્વર્ગનો આનંદ છે, સત્સંગમાં સ્વર્ગનો આનંદ છે, હરિભક્તોની, સાધુઓની, વૈષ્ણવોની, ભક્તોની તથા સદ્દગુરુની સેવામાં સ્વર્ગનો આનંદ છે. પરમકૃપાળુ પરમાત્માના પવિત્ર નામસ્મરણમાં સ્વર્ગનો આનંદ છે. અને પોતાના અંતરનાં પાપ ઓછાં કરી, જિંદગી સુધારવી અને પવિત્ર જીવન ગાળવું તેમાં સ્વર્ગનો આનંદ છે અને એ બધા ઉપાયો આ પુસ્તકમાં બહુજ ખાતરીપૂર્વક રીતે બતાવેલા છે, માટે જો આ "સ્વર્ગના આનંદ"નો લાભ લેતાં આવડે તો તેમાંથી સત્ય સ્વર્ગનો દિવ્ય આનંદ ભોગવી શકાય તેમ છે અને પરમકૃપાળુ પરમાત્મા સૌ હરિજનો ઉપર એવી કૃપા કરે એમ મારી પ્રાર્થના છે.

મુંબઇ, કાલબાદેવી;
હાથી બિલ્ડિંગ,
તા. ૧-૧-૧૭

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર

# अनुक्रमणिका

# विषयवार अनुक्रमणिका

[ આ પુસ્તકમાં કેટલાક દાખલા બબ્બે ત્રણત્રણ મથાળાં નીચે આવેલા છે. જેમકે એક દાખલો "પ્રભુપ્રેમ" માં લાગુ પડતો હોય અને એજ દાખલો "સત્સંગ" માં પણ લાગુ પડતો હોય, તેમજ એનો એજ દાખલો "ભક્તનાં લક્ષણો" ને પણ લાગુ પડતો હોય, તો એ દાખલાનો નંબર એ ત્રણે મથાળાં નીચે મૂકવામાં આવેલો છે. વાંચનારને ગૂંચવાડો ન થાય, તે માટે આટલો ખુલાસો કરવો આવશ્યક જણાયો છે. —સંપાદક ]

# શુદ્ધિપત્ર



| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૩૨ | પ્રાપચિક | પ્રાપંચિક |
| ૨૧ | ૫ | બગાને આચળમાં | બગાઇને આંચળમાં |
| ૧૨૩ | ૧૬ | હોતો | હો તો |
| ૧૨૪ | ૪ | દ્રવિભૂત | દ્રવીભૂત |
| ૧૨૮ | ૧૯ | એફસોસ | અફસોસ |
| ૧૮૩ | ૩૨ | જાગતા | જાગતો |
| ૧૮૬ | ૩૩ | એમાંથો | એમાંથી |
| ૧૯૮ | ૧૦ | ઝકી | ઝૂકી |
| ૨૦૦ | ૨ | ભક્તા | ભક્તો |
| ૨૦૭ | ૧૫ | ભગતોના | ભગતોનાં |
| ૨૩૭ | ૧૩ | ગાધીમાં | ગાંધીમાં |
| ૨૪૨ | ૧૬ | દીલથી | દિલથી |
| ૨૫૫ | ૧૪ | સ્ત્રાઓની | સ્ત્રીઓની |
| ૨૬૩ | ૭ | પક્ક | પકકું |
| ૨૬૮ | ૧૪ | હુમતો | હુમ તો |
| ૨૬૯ | ૧૪ | દુાનયા | દુનિયા |
| ૨૮૪ | ૨૩ | ટંકામાં | ટૂંકામાં |
| ૩૨૫ | ૧૩ | ઊડી | ઊંડી |



# स्वर्गनां नीचेनां पुस्तको मळे छे

## स्वर्गनुं विमान

આવૃત્તિ પાંચમી, કદ ૫×૯નાં પૃષ્ઠ ૩૭૨, મૂલ્ય રૂપિયો ૧।=

"સ્વર્ગ" એટલે પ્રભુમય જીવન અથવા પ્રભુ પોતે. એ સ્વર્ગ મેળવવા માટે કાંઇ ખટારા કે ઘોડાગાડી કામ લાગે નહિ; એને માટે તો "વિમાન" જ જોઇએ. આ પુસ્તક એવાજ પ્રકારનું અને ભક્તિમાર્ગની પહેલી ચોપડી જેવું હોવાથી એનું નામ "સ્વર્ગનું વિમાન" રાખેલું છે. એમાં બહુ હોંશે હોંશે વાંચવા ગમે એવા ટૂંકા ટૂંકા અને રમૂજી ૩૨૫ દાખલાઓ છે તથા ઠેકાણે ઠેકાણે પ્રસંગને અનુસરતાં બોધપ્રદ ભજનકીર્તન પણ આપેલાં છે. આ દાખલાઓ વાંચવાથી ધર્મનો મહિમા અને આવશ્યકતા સમજાય છે તથા ઇશ્વર એટલે શું અને ઇશ્વર કેવા હોય ? તે જાણવા–સમજવાની ઇચ્છા થાય છે.

## स्वर्गनो खजानो

આવૃત્તિ ચોથી, કદ ૫×૯ નાં પૃષ્ઠ ૩૧૨, મૂલ્ય રૂપિયો ૧।=

'કૂંચી'વડે દ્વાર ઉઘાડીને સ્વર્ગની અંદર પેઠા પછી 'સ્વર્ગનો ખજાનો' હાથ કરાવનારા આ પુસ્તકનું નામ "સ્વર્ગનો ખજાનો" રાખ્યું છે અને તે ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી છે. એમાં ઇશ્વરનું સ્વરૂપ, મનને વશ કરવાના, જિંદગીમાં મીઠાશ લાવવાના અને પાપથી બચવાના ઉપાય; ભક્તિનો તનમનાટ, ભક્તિનું ખરું સ્વરૂપ, સત્સંગનો લાભ, ઇશ્વરાર્પણ કર્મ, શાસ્ત્રના સાચા અર્થ કેમ સમજવા, સાચો પરમાર્થ કેવી રીતે થઇ શકે, આચરણો કેમ સુધરે—વગેરે અનેક ઉપકારક વિચારોના ૧૨૫ અસરકારક દાખલાઓ જુદા જુદા ભક્તમહાત્માઓનાં ભજન, પદ વગેરે સાથે આપેલા છે.

## स्वर्गनी कूंची

આવૃત્તિ પાંચમી, કદ ૫×૯ નાં પૃષ્ઠ ૩૭૨, મૂલ્ય રૂપિયો ૧।=

"વિમાન"માં બેસી સ્વર્ગના દ્વાર આગળ તો આવી પહોંચ્યા, પણ કૂંચી વિના એ ઉઘડે શી રીતે?–એટલે સ્વર્ગમાં દાખલ થવા માટે આ "સ્વર્ગની કૂંચી" ભગવદ્‌ભક્તોના હાથમાં મૂકવામાં આવે છે.

ધર્મરાજાના ઇન્સાફને યાદ કરી, મોજમજાની વૃત્તિને કાબૂમાં રાખી, દુનિયાદારીની અશક્તિ ઓછી રાખવી, દુનિયામાં સત્ય, ધર્મ ઇત્યાદિ વધે એવાં કામો કરવાં, ભગવદ્‌ઇચ્છાને આધીન થઇ પ્રભુપરાયણ

જિન્દગી ગાળવી, તન-મન-ધનથી ને મન-વચન-કર્મથી યથાશક્ય પરમાર્થ કરવો તથા સર્વદા પ્રભુના પુણ્યમય નામનો જયજયકાર થઇ રહે એમ વર્તવું તેનું નામ “ સ્વર્ગની કૂંચી ” છે.

ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગના પવિત્ર સંગમમાં જીવનને ઉન્નત અને પવિત્ર કરવા આ પુસ્તક તમારે જરૂર વસાવવું જોઇએ.

---

## સ્વર્ગનો પ્રકાશ

આવૃત્તિ બીજી, કદ ૫×૯, પૃષ્ઠ ૩૩૬, મૂલ્ય રૂપિયો ૧|=

“ સ્વર્ગની કૂંચી ” થી દ્વાર ખુલ્યાં એટલે સ્વર્ગના દિવ્ય પ્રકાશે ભક્તજનોનાં અંધારાં દૂર કર્યાં. આધ્યાત્મિક જ્ઞાનનો પ્રકાશ એટલેજ “ સ્વર્ગનો પ્રકાશ.” વિષયલોલુપતા, સાંસારિક તૃષ્ણા, સ્વાર્થાંધતા, ઇત્યાદિનો નાશ કરવા-એટલે કે સદ્‌ગુણ, સદાચાર, નિષ્કામ સેવા અને પ્રભુપ્રીતિ ઇત્યાદિ પ્રાપ્ત કરવા; આ ગ્રંથમાં ૬૮ દાખલાદષ્ટાંત આપવામાં આવ્યાં છે. ઉપરાંત **જ્ઞાન અને પરમાર્થનો સંબંધ, સ્વર્ગના મહાત્માઓ, ભક્તોનો મહિમા, ભક્તિનો મહિમા, પાગલ હરનાથની જાણવાલાયક વાતો** ઇત્યાદિ પાંચ ઉપયોગી બોધપ્રદ, માનવજીવનનો પરમ ઉત્કર્ષ દર્શાવનારા લેખો આપવામાં આવ્યા છે. તેથી આ પુસ્તક વાંચવાથી વાચકવર્ગના મનની અનેક મૂંઝવણોનો ઉકેલ મળી રહે છે.

---

## સ્વર્ગની જિંદગી

આવૃત્તિ બીજી, કદ ૫×૯, પૃષ્ઠ ૩૦૦, મૂલ્ય રૂપિયો ૧)=

ગરીબાઇને લીધે આપણા કરોડો બંધુઓ ટુકડા રોટલા વિના રખડે છે, આપણી કરોડો બહેનો વહેમી, અજ્ઞાન ને લાચાર સ્થિતિમાં છે, રાજ્ય અને પ્રજા વચ્ચેનો સંબંધ જેવો હોવો જોઇએ તેવો નથી, આપણો ગૃહસ્થાશ્રમ પણ વિનાશને માર્ગે વિચરે છે—અને આ બધાનું મૂળ કારણ એ જ છે કે, લોકો સત્ય ધર્મને સમજતા નથી અને પોતપોતાની ફરજો બજાવવામાં ચૂકયા છે—એજ છે. ખુશામતમાં, એશઆરામમાં અને કંગાળ મનોદશાવાળી જિંદગીમાંથી છુટકારો મેળવવા ઇચ્છતા જિજ્ઞાસુઓને “ **સ્વર્ગની જિંદગી** ” ઉદયને માર્ગે લઈ જનાર ભોમિયા જેવી છે. સ્વદેશ પ્રત્યે, માબાપ પ્રત્યે, પ્રજા પ્રત્યે, માનવ-બંધુઓ પ્રત્યે-આ બધા પ્રત્યેની આપણી પવિત્ર ફરજો કેવી રીતે બજાવવી ને જીવન કેવી રીતે ઉન્નતિને માર્ગે લઇ જવું, એ તમને આ “ સ્વર્ગની જિન્દગી ”માંથી મળશે.

---

## साचुं स्वर्ग

આવૃત્તિ ત્રીજી, કદ ૫×૯, પૃષ્ઠ ૪૯૨, મૂલ્ય રૂપિયો ૧।=

આ ઉપકારક પુસ્તકમાં "સ્વર્ગ"નાં બીજાં પુસ્તકોની પેઠે સામાજિક, ભક્તિવિષયક, તેમજ જ્ઞાનમય વાતો સાદી અને સ્વાભાવિક શૈલીમાં ચર્ચાઇ છે. આપણા ધર્મની ક્રિયાઓમાં, જીવનમાં, ભક્તિ કરવામાં, ફરજ બજાવવામાં–જે સ્વાર્થીપણું, ભેભાગુપણું, ગુલામગીરીપણું, અને પોલંપોલપણું ઘૂસી ગયું છે, તેને બદલે આ જીવનમાંજ, આ મૃત્યુલોકમાંજ–આ ચર્મચક્ષુથીજ સ્વર્ગ–"સાચું સ્વર્ગ" કેવી રીતે અનુભવી શકાય? એ માટે ૧૦૬ ઉત્તમોત્તમ દૃષ્ટાંતો દ્વારા દર્શાવવામાં આવ્યું છે.

---

## स्वर्गनो आनंद

આવૃત્તિ બીજી, કદ ૫×૯, પૃષ્ઠ ૩૬૦ મૂલ્ય રૂપિયો ૧।=

પ્રભુના માર્ગમાં આગળ વધનારાઓને ભક્તિના અનેક પ્રકારો આ પુસ્તકમાં દર્શાવવામાં આવ્યા છે. એક જગ્યાએ કહ્યું છે કે, ખેડૂતોને વાઘ, વરુ, સિંહથી ડરવાનું નથી, પણ સસલાં, શિયાળ, ખિસકોલી, તીડ, ઊંદર વગેરે નાનાં પ્રાણીઓથી સાવધાન રહેવાનું છે; કારણ કે પાકને નુકસાન પહોંચાડનાર એ બધાં છે. તેમજ ભક્તજનને પણ પોતાનાં નાનાં પાપોથી ખૂબજ સંભાળવાનું છે. આવાં આવાં અનેક સચોટ દૃષ્ટાંતો તમને આ પુસ્તકમાં ઢેર ઢેર મળશે. કુલ દૃષ્ટાંતો ૧૬૨ છે અને દરેક દૃષ્ટાંત જિજ્ઞાસુને કંઇક નવું કહી જાય છે.

---

## स्वर्गनी सीडी

આવૃત્તિ બીજી, કદ ૫×૯, પૃષ્ઠ ૩૬૦ મૂલ્ય રૂપિયો ૧।=

આ પુસ્તક ગીતાના અભ્યાસનોજ પરિપાક છે. સુખ અને દુઃખ વચ્ચેનો પડદો ચીરીને નિષ્કામકર્મની હિમાયત આ પુસ્તકમાં બહુજ બુદ્ધિપૂર્વક રજૂ કરાઇ છે. કર્મો, ધર્મ અને તેનો ભોગવટો, સંસારની અસારતા, જીવનમાં બનતા સારામાઠા પ્રસંગે પણ પ્રભુને યાદ કરવાની–ઇશ્વરપ્રાર્થના કરવાની રીતો, તહેવારોનો સાચો તત્ત્વાર્થ, સાચી પૂજા, ઇત્યાદિ પવિત્ર વિચારો દ્વારા મુમુક્ષુને માટે મોક્ષમાર્ગ પ્રતિ શુભ અંગુલિનિર્દેશ ૧૨ પગથિયાં દ્વારા કરવામાં આવ્યો છે. જે ધર્મમાર્ગમાં વિચરનારને સંપૂર્ણ મદદરૂપ બની રહેશે.

**સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય**

ઠે:–ભદ્ર, સેશનકોર્ટ પાસે–અમદાવાદ અને કાલબાદેવી રોડ–મુંબઈ–૨

# ગ્રંથસેવનનો મહિમા

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવા-વિચારવાનું સદ્‌ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના (સ્ત્રીના-લક્ષ્મીના) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

"પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઈશ્વરી રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાંઅને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાન વિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરી સાધન વાચન હોવાથી, જે ઘરમાં સારાં પુસ્તકો નથી તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોરજ છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તોપણ એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે, "અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લો અને વાપરો, એટલે તમારું કલ્યાણ થશે." શું આ માનસવાણી ઓછી કીમતી છે ?"

"સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે, તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે."

"એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાના વાજિંત્રમાંથી ચાહે તે સ્વર કાઢી આનંદ લે છે, તેમ એક વાંચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઇ શકે છે."

"અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લેડ્સ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઇને ફરે; તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કીમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ ?"

—સ્વામી વિવેકાનંદ




## ૧–આ દુનિયામાં સૌથી મોટામાં મોટી શોધ કઈ?

કેટલાક લોકો એમ સમજે છે કે, સોનાની ખાણો શોધવી એનું નામ મોટી શોધ છે; કેટલાક લોકો એમ સમજે છે કે, ધૂળમાંથી સોનું બનાવવું એનું નામ મોટી શોધ છે; કેટલાક લોકો એમ સમજે છે કે, સમુદ્રની અંદરથી નવો મુલક શોધી કાઢવો એનું નામ મોટી શોધ છે; કેટલાક લોકો એમ સમજે છે કે, આકાશના તારાઓને શોધવા એનું નામ મોટી શોધ છે; કેટલાક લોકો એમ સમજે છે કે, જુવાની જાળવવાની યુક્તિઓ શોધવી એનું નામ મોટી શોધ છે; કેટલાક લોકો એમ સમજે છે કે, નવી જાતનાં વાહનો શોધી કાઢવાં એનું નામ મોટી શોધ છે અને કેટલાક લોકો એમ સમજે છે કે, "મરેલાંને જીવતાં કરવાં" એનું નામ મોટી શોધ છે. આવી રીતે જુદા જુદા માણસો જુદી જુદી બાબતોને મોટી શોધ સમજ્યા કરે છે; પણ મહાત્માઓ કહે છે કે, એ બધી શોધો નાની છે, થોડો થોડો ફાયદો આપનારી છે, અહીંજ રહી જાય તેવી છે અને એમાંની કોઈ પણ શોધ તેની મહેનતના પ્રમાણમાં આનંદ આપી શકતી નથી; પણ જે ખરેખરી મોટી શોધ છે તે તો કાંઇક જુદીજ છે. એ શોધ કઇ, તે તમે જાણો છો?

જે અનંત બ્રહ્માંડનો નાથ છે, જે હમેશાં રહેવાવાળો છે, જેના સ્વરૂપમાં કદી પણ કોઇ પણ જાતનો ફેરફાર થતો નથી, જે જ્ઞાનસ્વરૂપ છે, જે આનંદસ્વરૂપ છે, જે શાંતિદાતા છે, જે અનંત કાળ થયાં અનંત બ્રહ્માંડોને નિભાવી રહ્યો છે અને અનંત કાળ સુધી

અનંત બ્રહ્માંડોને નિભાવ્યા કરશે; જે બુદ્ધિદાતા છે, જે જીવોને જીવન આપનાર છે અને જે મોક્ષદાતા છે; એવા અદ્વિતીય, અવિનાશી ઈશ્વરને શોધવો તેનું નામ મોટામાં મોટી શોધ છે. કારણ કે તે મોટામાં મોટો છે, તે નાનામાં નાનો છે, તે સર્વવ્યાપક છે, તે આપણી આંખોમાં પણ છે, તે આપણી બુદ્ધિમાં પણ છે અને તે સર્વ ઠેકાણે છે; છતાં પણ કોઈને દેખાતો નથી. એવા અલૌકિક, અદૃશ્ય, સર્વવ્યાપી પરમાત્માને શોધવો એ સૌથી મોટામાં મોટી શોધ છે અને જેને એ શોધ કરતાં આવડે તેનું કામ થઈ જાય છે.

પરમાત્માની શોધ કરવાથી અમરપણું મળી જાય છે, પરમાત્માની શોધ કરવાથી હમેશના આનંદના દરવાજા ઊઘડી જાય છે, પરમાત્માની શોધ કરવાથી જિંદગીમાં મીઠાશ આવી જાય છે. પરમાત્માની શોધ કરવાથી જન્મમરણના ફેરામાંથી છૂટી જવાય છે, પરમાત્માની શોધ કરવાથી મોક્ષ મેળવી શકાય છે અને પરમાત્માની શોધ કરવાથી પરમાત્મા જેવા બની શકાય છે. માટે આ જગતમાં જે સૌથી મોટામાં મોટી શોધ છે તે એજ છે કે, પરમકૃપાળુ પરમાત્માને શોધવો. જો તે એકને શોધતાં આવડે તો તેની અંદર બીજી અનેક શોધ પોતાની મેળેજ થઇ જાય છે. કારણ કે જેના અંતઃકરણમાં પરમાત્મા પધારે તેની જિંદગીમાં પવિત્રતા આવી જાય છે, તેની બુદ્ધિમાં ઊંડાણ આવી જાય છે, તેના વિશ્વાસમાં દૃઢતા આવી જાય છે, તેની ઇન્દ્રિયોમાં નવું જોર આવી જાય છે, તેનું મન એકાગ્ર થઈ શકે છે અને અદૃશ્ય રહેલી કુદરતની ઘણી ચીજો તેની આગળ પ્રત્યક્ષ થઇ જાય છે; તેથી તે ઘણી જાતની અજબ જેવી મહાન શોધો કરી શકે છે અને નહિ વળી શકે તેવાં કઠોર માણસોનાં મનને પણ પરમાત્માની તરફ વાળી દે છે. માટે જો સૌથી મોટામાં મોટી શોધ કરવી હોય અને તેના મોટામાં મોટા આનંદો ભોગવવા હોય તો હે હરિજનો! પરમકૃપાળુ પરમાત્માની શોધ કરો. કારણ કે એજ સાચી શોધ છે અને એજ મોટામાં મોટી શોધ છે. એના જેવી મોટી શોધ જગતમાં બીજી કોઇ પણ નથી, એ યાદ રાખજો.

દોહરા

જો યહ એકે જાનિયા, તો જાના સબ જાન;
જો યહ એક ન જાનિયા, સબહી જાન બીજાન.

## ૨–દુનિયાદારીની ઘણી બાબતોની ખબર છે પણ આત્માના કલ્યાણની છેલ્લી વાતની ખબર નથી

એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનોને એમ સમજાવતા હતા કે, અર્જુનનો દીકરો અભિમન્યુ છ કોઠા જીતવાની વિદ્યા જાણતો હતો. તેથી કૌરવોને હરાવીને તેણે છ કોઠા જીતી લીધા હતા; પણ સાતમા કોઠાને જીતવાની વિદ્યા તે જાણતો ન હતો તેથી સાતમા કોઠા આગળ તે હારી ગયો હતો અને માર્યો ગયો હતો. હવે વિચાર કરો કે, છેલ્લા એક કોઠાની વિદ્યા ન જાણવાથી તેને બીજા છ કોઠાની વિદ્યા પણ કાંઇ કામ લાગી નહિ, કારણ કે છ કોઠા જીત્યા છતાં પણ અંતે સાતમા કોઠા આગળ તેને મરવું પડયું; એટલે જે છ કોઠા તેણે જીતેલા હતા, તેનો લાભ પણ તે લઇ શકયો નહિ. ભાઇઓ, આવીજ રીતે આપણે પણ આ દુનિયાદારીના છળપ્રપંચના ઘણાએ કોઠાઓની વિદ્યા જાણીએ છીએ અને એવા કોઠાઓમાં જીત પણ મેળવીએ છીએ; પણ જે છેવટનો એક જાણવા જેવો કિલ્લો છે તેની હકીકત આપણે જાણતા નથી. એ કિલ્લાની અંદર આપણે જઈ શકતા નથી અને એ કોટને આપણે તોડી શકતા નથી, તેથી બીજા ઘણાએ કિલ્લાઓ જીત્યા હોય તે પણ નકામા થઇ પડે છે. માટે હવે તો આપણે એ છેવટનો કિલ્લો જીતી શકાય એવા ઉપાયો કરવા જોઇએ અને એ છેલ્લા કોઠાની અંદરના ભેદો સમજવાની કોશિશ કરવી જોઇએ. કારણ કે બીજા બહારના કોઠાઓની હકીકત જાણવી અને બહારના કિલ્લાઓને જીતવા એમાં કંઇ મોટી વાત નથી કે એમાં કાંઇ નવાઇની વાત નથી. એ માટે મહાભારતમાં તો એમ કહેલું છે કે, અભિમન્યુ પોતાના જન્મની અગાઉ જયારે તેની માતાના પેટમાં હતો ત્યારથીજ છ કોઠા જીતવાની વિદ્યા તો જાણતો હતો. તેવીજ રીતે અમે તમને કહીએ છીએ કે, આ દુનિયાદારીની વાતો જાણવી તથા તેમાં આવતી અડચણો સમજવી અને તેની સામે થવું તથા તેમાં ફતેહ મેળવવી એ સંસ્કાર તો પરાપૂર્વના હોય છે. તેથી એવું જ્ઞાન તો જીવની સાથે જડેલુંજ હોય છે, એટલે જન્મની પહેલાંનુંજ હોય છે, એમાં કંઇ નવાઇ નથી. પણ જે સાતમા કોઠાનું જ્ઞાન મેળવવું એટલે કે આત્માનું ને ઈશ્વરનું જ્ઞાન મેળવવું એજ વાત મુશ્કેલ છે અને એજ વાત સૌથી વધારે જરૂરની છે. કારણ કે જયારે એ છેવટનું

જ્ઞાન મળે ત્યારેજ અમરપણું આવી શકે છે ને એ જ્ઞાન ન મળે ત્યાં સુધી તો બીજું દુનિયાદારીનું ગમે એટલું જ્ઞાન હોય, છતાં પણ મૃત્યુના મોઢામાંજ રહેવું પડે છે. માટે મૃત્યુના મુખમાંથી છોડાવનારું જે છેવટનું જ્ઞાન છે, જે સત્ય જ્ઞાન છે અને જે સર્વોપરી જ્ઞાન છે, તે જ્ઞાન મેળવવું જોઇએ. કારણ કે જ્યારે એ ઈશ્વરી જ્ઞાન મળે ત્યારેજ જિંદગીની સાર્થકતા થાય છે. જ્યારે એ ઈશ્વરી જ્ઞાન મળે ત્યારેજ જન્મમરણના બંધનમાંથી છૂટી શકાય છે. જ્યારે એ અંતરનું ઊંડું જ્ઞાન મળે ત્યારેજ ખરો ઈશ્વરી આનંદ ભોગવી શકાય છે અને જ્યારે એ મહાન છૂપું જ્ઞાન મળે ત્યારેજ મોક્ષ મેળવી શકાય છે. માટે હે હરિજનો ! હવે તો આપણે આવું છેવટનું જ્ઞાન મેળવવાની કોશિશ કરવી જોઇએ. હવે દુનિયાદારીની બહારની વાતોમાં ને બહારની ફતેહોમાંજ કયાં સુધી પડ્યા રહીશું ? હવે તો ઈશ્વરની કૃપાથી આપણી આંખો ઊઘડી છે, હવે તો આપણને ભજનમાં પ્રેમ લાગે છે, હવે તો આપણે આવી બાબતો સમજી શકીએ છીએ અને હવે તો આપણો અંતરાત્મા કાંઇક વધારે ઊંડાણની ઇચ્છા રાખે છે ને તે માટે તરફડે છે; માટે હવે તો આપણે આપણા અંતરના વધારે ઊંડાણમાં જવું જોઇએ અને છેલ્લા સાતમા કોઠાની અભયપણાની ને અમરપણાની આનંદરૂપ વિદ્યા આવડે તેમ કરવું જોઇએ. કારણ કે બહારના છ કોઠા જીત્યા છતાં જેમ અભિમન્યુનું કાંઇ વળ્યું નહિ, તેમ આપણે પણ દુનિયાદારીની બીજી ગમે તેટલી વાતોમાં ગમે તેટલી ફતેહ મેળવીએ પણ જ્યાં સુધી ઈશ્વરી જ્ઞાનમાં ફતેહ મેળવીશું નહિ અને એ બાબતમાં ઊંડા ઊતરીશું નહિ ત્યાં સુધી આપણને ખરેખરી તૃપ્તિ અને અખંડ આનંદ મળી શકશે નહિ. માટે ભાઇઓ, હવે એવી છેવટની સાતમા કોઠાની ઈશ્વરી વિદ્યા જાણવાની મહેનત કરો—ઈશ્વરી વિદ્યા જાણવાની મહેનત કરો, એજ અમારી વિનંતિ છે,

દોહરા

જો યહ એક ન જાનિયા, બહુ જાને ક્યા હોય;
એકે તે સબ હોત હૈ, સબસે એક ન હોય.

---

## ૩–ઈશ્વરસ્મરણ તથા જનસેવા બંને સાથે થવાં જોઇએ

કોઇ માણસ પિતા સાથે પ્રેમ રાખે અને તેનાં છોકરાંઓ ઉપર હેત ન રાખે તો તે જેમ પેલા પિતાને ગમતો નથી. તેમજ જે

ભગતો ભગવાનનાં સેવા-સ્મરણ કરે છે, પણ મનુષ્યો સાથે સ્નેહથી વર્તતા નથી તે ભગવાનને ગમતા નથી.

આજકાલના વખતમાં ઘણાં માણસો પોતાની મંડળીની, પોતાની જાતની, પોતાના ધર્મવાળાની કે પોતાના દેશની સેવા કરવા ચાહે છે, પણ ઈશ્વરકીર્તન કે ઈશ્વરસ્મરણ કરવા ચાહતા નથી. તેઓ ઈશ્વરના પુત્રો સાથે હેત કરે છે અને ખુદ ઈશ્વર સાથે હેત રાખતા નથી એમ જાણવું.

દેશસેવાની વાતો કરવી ને ભજન કરવામાં બેદરકાર રહેવું એ તો કોઈ શેઠના નોકરને સન્માન દેવું અને ખુદ શેઠને સન્માન દેતાં ભૂલી જવા જેવું જણાય છે.

માટે દરેક ડાહ્યા માણસે જનસેવા તેમજ ઈશ્વરસેવા ને ઈશ્વરસ્મરણ એ બેઉ બાબતો બની શકે એમ કરવું જોઈએ.

દોહરા

તુલસી આ જગ આયકે, કર લીજે દો કામ;
દેનેકો ટુકડા ભલા, લેનેકા હરિનામ.
કબીર કહે કમાલકું, દો બાતાં લીખ લે;
કર સાહેબ કી બંદગી, ભૂખે કું કુછ દે.

## ૪-ભકતોનો મહિમા અને ભગવાનનો તેમના ઉપર પ્રેમ

શાસ્ત્રોમાં એમ કહેલું છે કે, ભગતોની બલિહારી છે. ભગતો ભાગ્યશાળી છે અને જેનાં અનેક જન્મનાં પુણ્ય ઉદય થાય તે ભગત થઈ શકે છે. માટે ભગતપણું બહુ દુર્લભ છે. કારણ કે ભગત થવાથી શા શા ફાયદાઓ થાય છે એ તમે જાણો છો? એ માટે મહાત્માઓ એમ કહે છે કેઃ—

જે માણસ ભગત થાય તેની જિંદગી બદલાઈ જાય છે, જે માણસ ભગત થાય તેનામાં દૈવી ગુણો આવી જાય છે, જે માણસ ભગત થાય તેના અંતઃકરણમાંથી પાપ જતાં રહે છે, જે માણસ ભગત થાય તેનામાં સહનશીલતા આવી જાય છે, તેનામાં તપ કરવાનું બળ આવી જાય છે, તેનામાં ધીરજ આવી જાય છે, તેનામાં દૃઢતા આવી જાય છે, તેનામાં વિશ્વાસ આવી જાય છે અને તેની પરમાર્થભાવના જાગૃત થઈ જાય છે.

જે માણસ ભગત થાય તેનાં નાનાં નાનાં પ્રાપંચિક કર્મો છૂટી જાય છે. જે માણસ ભગત થાય તેના અંતરમાં હમેશાં આનંદ

રહે છે. જે માણુસ ભગત થાય તેનું માનસિક બળ વધી જાય છે, તેની ઇંદ્રિયો કબજામાં આવી જાય છે, તેની બુદ્ધિ ખીલી જાય છે અને દુનિયાના સામાન્ય લોકોને જે વસ્તુઓ ન દેખાતી હોય તે તેઓને દેખાઇ જાય છે; તથા બીજા સામાન્ય લોકોને જે વસ્તુઓ ન સમજાતી હોય તે તેઓને સમજાઇ જાય છે.

જે માણુસ ભગત થાય છે તેને ભગવાનની ઇચ્છા પ્રમાણે રહેતાં આવડે છે. જે માણુસ ભગત થાય છે તેના અંતરમાં ભગવાનનો નવો પ્રકાશ આવી જાય છે. જે માણુસ ભગત થાય છે તેના સંશયો મટી જાય છે. જે માણુસ ભગત થાય છે તેનું હૃદય ખૂલી જાય છે, તેનામાં નવું સામર્થ્ય આવી જાય છે, તેનામાં નવી તેજી આવી જાય છે, તેનામાં અતિશય નમ્રતા આવી જાય છે અને તેમ છતાં નમ્રતાની સાથે ભક્તિની બેપરવાઇ પણ આવી જાય છે.

જે માણુસ ભગત થાય છે તેને ભગવાન અણુધારી મદદ કરે છે. જે માણુસ ભગત થાય છે તેના પિતૃઓ તરી જાય છે અને તેના વંશવારસોને પણ બેહદ ફાયદો થઇ જાય છે. જે માણુસો ભગત થાય છે તેઓ કાંઇ પોતાની જિંદગીજ સુધારીને બેસી રહેતા નથી પણ તેઓને જોઇને બીજા ઘણા માણુસોનાં જીવન સુધરે છે અને જે માણુસ ભગત થાય તે જન્મમરણુના દુઃખમાંથી છૂટી જાય છે.

બંધુઓ, સાચા ભગત થવામાં આટલી બધી ખૂબી છે. માટે સંતો એમ કહે છે કે, જે સામાન્ય ભગતો છે તેઓ હમેશાં ભગવાનની સ્તુતિ કરે છે, પણ ભગવાન પોતે હમેશાં કોની સ્તુતિ કરે છે, એ તમને ખબર છે?

જે અનંત બ્રહ્માંડનો નાથ છે, જે નિરંજન છે, જે નિરાકાર છે, જે સદાય પૂર્ણ છે, જે શુદ્ધસ્વરૂપ છે, જે ચેતનરૂપ છે, જે પાલનહાર છે, જે ઉત્પત્તિ તથા પ્રલયકર્તા છે, જે જીવોનો ઇન્સાફ કરનાર છે અને જે સચ્ચિદાનંદસ્વરૂપ છે; તે પરમકૃપાળુ પરમાત્મા પોતે હમેશાં ભગતોની સ્તુતિ કર્યા કરે છે અને કહ્યા કરે છે કે, "ભગતોને ધન્ય છે, ભગતોને ધન્ય છે. ભગતો બેઠા હોય તો હું તેમની પાસે ઊભો રહું છું. ભગતો ઊભા હોય તો હું તેમની પાસે નાચ્યા કરું છું. ભગતો સૂતા હોય તો હું તેમની ચોકી કર્યા કરું છું. ભગતોની ઉપર કાંઇ આફત આવવાની હોય તો હું તેઓની તરફથી લડું છું અને ભગતોનો બધો ભાર હું મારી પોતાની ઉપર ઉપાડી લઉં છું." આવી રીતે ભગવાન પોતે ભગતોની સ્તુતિ

કરે છે ને ભગતોની સેવા કરે છે. માટે ભગત થવું એ બહુ મોટી વાત છે. તેથી હે હરિજનો ! અમે તમને વિનંતિ કરીએ છીએ કે, જો જિંદગીની સાર્થકતા કરવી હોય, જિંદગી આનંદમય કરવી હોય અને જન્મમરણના બંધનમાંથી છૂટવું હોય તો પરમકૃપાળુ પરમાત્માના, શુદ્ધ અંતઃકરણથી સાચા ભગત થાઓ—સાચા ભગત થાઓ.

---

## ૫—સત્સંગમાં જાઓ ત્યાંથી કાંઈક મેળવીને આવજો, ખાલી હાથે ચાલ્યા આવશો મા

એક ભક્તરાજ મહારાજ એમ કહેતા હતા કે, કેટલાક માણસો માત્ર મુંબઈ જોવા માટે આવે છે અને કેટલાક માણસો કાંઈક ખરીદી કરવા માટે મુંબઈમાં આવે છે. જેમકે કોઈ વેપારી મુંબઈથી રેશમી કાપડ લઈ જાય છે, કોઈ સુતરાઉ કાપડ લઈ જાય છે, કોઈ સંચાઓ લઈ જાય છે, કોઈ રમકડાં લઈ જાય છે, કોઈ કાચનો સામાન લઈ જાય છે, કોઈ હથિયારો લઈ જાય છે, કોઈ અનાજ લઈ જાય છે, કોઈ લાકડાં લઈ જાય છે, કોઈ મીઠાઈ લઈ જાય છે, કોઈ ગાડીઘોડા લઈ જાય છે, કોઈ પુસ્તકો લઈ જાય છે, કોઈ ધાતુનાં વાસણો લઈ જાય છે, કોઈ દવાઓ લઈ જાય છે અને કોઈ ચાંદી, સોનું, મોતી, હીરા, માણેક ઇત્યાદિની ખરીદી કરી જાય છે. આવી રીતે ખરીદી કરવા ગયેલા વેપારીઓ પોતાની શક્તિ પ્રમાણે પોતે જે જાતનો વેપાર કરતા હોય તે જાતનો માલ ખરીદ કરી લાવે છે; પણ જે લોકો માત્ર મુંબઈ જોવા સારુજ જાય છે તેઓ તો મુંબઈનાં બજારોમાં ફરી આવે છે, નાટકશાળાઓમાં જઈ આવે છે, સિનેમેટોગ્રાફ જોઇ આવે છે, વિક્ટોરિયા ગાર્ડનમાં ફરી આવે છે, ઇસ્પિતાલ જુએ છે અને દીવાનાશાળા જોઇને તથા ગાંઠના ઘણાએ રૂપિયા ખરચીને ખાલી હાથે ચાલ્યા આવે છે.

આ દાખલો આપીને એ ભક્તરાજ મહારાજ એમ સમજાવતા હતા કે, જેમ મુંબઇમાં ઘણા માણસો આવે છે તેમજ સત્સંગનાં મંડળોમાં પણ ઘણા માણસો આવે છે; પણ તેમાંથી પોતાને કામ લાગતી ચીજની ખરીદી કરી જાય ને તેમાંથી નફો મેળવે એવા હોશિયાર માણસો બહુજ થોડા હોય છે; બાકી ઘણા માણસો

તો સત્સંગ જોવા સારુજ આવે છે. જેમકે સત્સંગ કેમ ચાલે છે? સત્સંગમાં શું શું વાતો થાય છે? સત્સંગમાં કોણુ કોણુ માણુસો આવે છે? સત્સંગ કયે કયે ઠેકાણે થાય છે? સત્સંગ કરાવનાર માણુસ કેવો છે? સત્સંગમાં જનાર માણુસો કેવી રીતે બેસે છે? કેવી રીતે ભજન કરે છે? કેવી રીતે કથા સાંભળે છે? કેવી રીતે તાળીઓ પાડે છે? અને સ્ત્રીઓ ક્યાં બેસે છે? છોકરાંઓ સત્સંગમાં કેવી રીતે અડચણુ કરે છે? ઓચ્છવના દિવસે સત્સંગમાં કેવી ધામધૂમ થાય છે? અને કોઈ સારો માણુસ સત્સંગમાં આવવાનો હોય ત્યારે કેટલાં બધાં માણુસોની ત્યાં ભીડાભીડ થાય છે? એ બધું જોવા માટે ઘણા માણુસો સત્સંગમાં જાય છે. પણુ યાદ રાખજો કે, એવા જોવા જનારાઓને કાંઇ ખરો લાભ થતો નથી, પણુ જે સત્સંગમાં ખરીદી કરવા જાય તેઓનેજ ખરો લાભ થાય છે. જેમકે જે હરિજનો ખરીદી કરવા માટે સત્સંગમાં જાય છે, તેઓમાંથી કોઇ પ્રભુપ્રેમને પકડી લે છે, કોઈ ભગતોની જાણુવા જેવી જૂની વાતો યાદ રાખી લે છે, કોઈ જપ કરવાનું શીખી લે છે, કોઇ તપ કરવાનું શીખી લે છે, કોઇ દાન દેવાની મહત્તા સમજી જાય છે, કોઇ પવિત્રતાના ફાયદા સમજી જાય છે, કોઇ સારાં ભજનો શીખી જાય છે, કોઇ ભાષણુ આપવાની શક્તિ મેળવી લે છે, કોઇ પ્રભુની પૂજા કરવાની વિધિઓ જાણી લે છે, કોઈ ભગતોનું સન્માન કરતાં શીખે છે અને કોઈને ચિત્તની એકાગ્રતા કરતાં આવડી જાય છે. આવા આવા જુદા જુદા ગુણો જુદા જુદા હરિજનો સત્સંગમાંથી મેળવી લે છે.

બંધુઓ, આ વાતો સમજાવીને અમે તમને એમ કહેવા ઇચ્છીએ છીએ કે, સત્સંગમાં જાઓ ત્યારે ત્યાંથી કાંઇક ખરીદી કરી આવવાની મહેરબાની કરજો. વખત ગુમાવીને, ફોગટ ફેરો ખાઇને આવતા રહેશો મા. કારણુ કે દુનિયામાં સૌથી સારામાં સારી ખરીદી કરવાની જગ્યા તે સત્સંગ છે અને બીજે કોઈ ઠેકાણે જે વસ્તુઓ ન મળી શકે તેવી અમૂલ્ય ચીજો સત્સંગમાં મળે છે. માટે એવા પવિત્ર ને મહાન ઠેકાણે જઇને ખાલી હાથે ચાલ્યા આવશો મા—ખાલી હાથે ચાલ્યા આવશો મા, એજ અમારી વિનંતિ છે.

દોહરો.

હીરા પડા બજાર મેં, રહા છાર લપટાય;
કઇંક મૂરખ ફિર ગયે, પારખ લિયા ઉઠાય.

## ૬-જે ઉપલકિયા ભક્તિનો જોસ આવે છે, તેથી ભૂલમાં ન પડતાં વધારે ઊંડા ઊતરી સાચી ભક્તિ મેળવવી જોઇએ

ભક્તિ એ આત્માની મહાન શક્તિ છે, ભક્તિ એ ધર્મનું ફળ છે, ભક્તિ એ જિંદગીની મીઠાશ છે, ભક્તિ એ ઇશ્વરની કૃપા છે, ભક્તિ એ મનુષ્યનું મનુષ્યત્વ છે, ભક્તિ એ પારસમણિ છે અને ભક્તિ એ ઇશ્વરનું અંગ છે, માટે ભક્તિમાં સર્વસ્વ રહેલું છે. ભક્તિ આવી અમૂલ્ય છે, માટે સૌ હરિજનો ભક્તિની પાછળ પાછળ ફરે છે અને ભક્ત થવાની કોશિશ કરે છે, પણ ઘણા માણસો ભક્તિનું ખરું સ્વરૂપ જાણતા નથી તેથી અધૂરી ભક્તિમાં રહી જાય છે, બહારની ભક્તિમાં રહી જાય છે અને થોડા વખત પછી ઊડી જાય તેવી ભક્તિમાં રહી જાય છે; તેમ છતાં પોતાને ભગત સમજ્યા કરે છે. આવી ભૂલ ન થાય માટે એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનોને સમજાવતા હતા કેઃ—

જ્યારે જમીનમાં નવો કૂવો ખોદવામાં આવે છે ત્યારે કેટલુંક ખોદ્યા પછી પહેલું પાણી દેખાય છે, એટલે એ પાણી જોઇને અજાણ્યા લોકો એમ સમજે છે કે, આ કૂવામાં નવું પાણી આવી ગયું છે ને કૂવો હવે ખોદાઈ ગયો છે. પણ અનુભવીઓ જાણે છે કે, કૂવાના ઉપલા તળિયામાંથી આવેલું પહેલું પાણી કાંઇ ઝાઝો વખત રહેતું નથી. કારણ કે એ પાણી કાંઈ જમીનની અંદરની સાચી સરવાણીનું હોતું નથી, પણ એ તો આશા આપનારું ને વધારે ઊંડો કૂવો ખોદવાનું સમજાવનારું ઉપલકિયું પાણી હોય છે. તેમજ ભક્તિમાં એવું બને છે કે, ઘણા હરિજનોમાં જ્યારે ભક્તિનું પૂર આવે છે ત્યારે તેઓ ભક્તિના બહુ બહારમાં દેખાય છે. એ વખતે તેઓની સ્થિતિ જોવા જેવી હોય છે. કારણ કે એ વખતે તેઓમાં ભક્તિનો નવો જુસ્સો હોય છે, એ વખતે તેઓમાં કેટલોક વૈરાગ્ય હોય છે, એ વખતે ભક્તિના નિયમો પાળવાનું ઘણું બળ હોય છે અને એ વખતે તેઓ એક જાતના ભક્તિના વેગમાં હોય છે તેથી તેઓને જોઇને ઘણા માણસોને એમ લાગે છે કે, આ માણસ હવે ભગત થઇ ગયો છે. પણ અનુભવી ભગતો સમજે છે કે, આ હજી ઉપલા પડનું પહેલું પાણી છે, એટલે એ ભક્તિ કાંઈ ઝાઝો વખત ટકી શકે એમ નથી અને ઘણું કરીને

એમજ બને છે. તેથી પરિણામ એ થાય છે કે, થોડા વખતમાં એવા ભગતોની ભક્તિ ઊડી જાય છે અને પાછા જેવા હતા તેવા બની જાય છે. પણ તેમ છતાંય જો એ ભગતો ભક્તિમાં મંડ્યા રહે તો આગળ જતાં ભક્તિનું નવું પડ ઊખડે છે અને તેમાંથી અંતરની સાચી ભક્તિ મળી જાય છે. પછી એ ભક્તિ જતી નથી, કારણ કે એવી તળિયાની ઊંડી ને સાચી ભક્તિનો સંબંધ પરમાત્માની સાથે હોય છે. એટલે પછી એવા ભગતોમાં જે ભક્તિ આવે છે તે ભગવાન-માંથી આવે છે એટલે એ ભક્તિ ખૂટતી નથી, પણ કાયમ રહે છે. જેમ કૂવાના ઊંડા તળિયામાંથી સાચું પાણી આવે છે તેમ અંતઃકરણના ઊંડાણમાંથી જે ભક્તિ આવે છે તે ભક્તિ ટકી રહે છે. પણ જે ભક્તિ દેખાદેખીથી આવે છે, જે ભક્તિ કોઇના કહેવા-સાંભળવાથી આવે છે, જે ભક્તિ લોકાચારના રિવાજોમાંથી આવે છે, જે ભક્તિ કુટુંબના કે ગુરુઓના દબાણથી આવે છે અને જે ભક્તિ ચોક્કસ પ્રકારના સંજોગોને લીધે આવે છે, તે ભક્તિ એ ઉપલકિયા ભક્તિ કહેવાય છે. કારણ કે તે કૂવાના ઉપલા પડના પાણી જેવી છે. એટલે એ ભક્તિ છેવટ સુધી ટકી શકતી નથી. માટે તમે પોતે જ્યારે પોતાને ભગત સમજો અગર બીજા કોઇ માણસને ભગત સમજો, ત્યારે તપાસ કરજો ને વિચાર કરજો કે, એ ભક્તિ ઉપરની છે કે અંદરની ? અને ઊડી જાય તેવી છે કે ટકી શકે તેવી છે ? એ પ્રમાણે ભક્તિના પ્રકાર ઓળખશો તો આગળ જતાં સાચી ભક્તિ મેળવી શકશો અને પ્રભુના વહાલા ભગત થઇ શકશો; તેમજ એમ થાય એ અમારી આશિષ છે.

## ૭–ઢોંગી ભક્તો વિષે

ઝેરની ગોળીઓ સાકરના પાસવાળી હોય છે, તેમ હે હરિ-જનો ! ધર્મમાં પણ એવા ઘણા ઢોંગી હોય છે માટે તેની સંભાળ રાખજો.

ઘણાક રૂપાળા દેખાતા માણસો જેમ અંદરથી સ્વભાવના બગડેલા હોય છે, તેમ ઘણાક બહારના આડંબરીઓ અંતરમાં પ્રભુપ્રેમ વિનાના હોય છે.

ઢોંગીઓનો પ્રેમ ને ઘાસનો ભડકો એ બેઉને સરખાં સમજવાં.

સમુદ્રનાં માછલાં કૂદકો મારે ત્યારે સમુદ્રથી ઊંચાં ચડેલાં જણાય છે પણ તે પાછાં અંતે સમુદ્રમાંજ પડી જાય છે; તેમ ઢોં-

ગીઓ પણ જરાક વાર ભક્તિમાં જામીને અંતે પાછા જેવા હોય તેવાજ થઇ જાય છે.

સાંજના વખતે ગામમાં જ્યારે દીવા થાય છે ત્યારે એક આંધળો પણ પોતાના ઘરમાં દીવો કરી બેસે છે, પણ તેથી તે કાંઇ દેખતો થયો એમ કહેવાય નહિ. તેમ ઢોંગીઓ ભગતોના સમાજમાં ભળીને દેખાદેખી ભક્તિ કરે તેથી તેઓને ભગત થયા સમજવા નહિ.

નદીનાં નવાં પૂર થોડો વખત ટકે છે, તેમ ઘણાકોની ભક્તિ પણ તેવીજ હોય છે.

દાણા સાથે કાંકરાઓ ભળી જાય ખરા, પણ છેવટ સુધી તેમાં રહી શકતા નથી; તેમ ઢોંગીઓ સત્સંગમાં ભળી જશે પણ ટકવાના નથી એમ જાણજો.

ઘણા માણસો ભગતોમાં ભળેલા હોય છે પણ પોતે ભગત હોતા નથી.

નકશામાં ગામ જોવાથી કાંઇ વળે નહિ, તેમ અનુભવમાં ઊતર્યાં વિનાનાં એકલાં શાસ્ત્રોથી પણ કાંઇ થવાનું નથી, એમ જાણજો.

આંધળાના હાથની મશાલ તો પારકા માટેજ હોય, તેમ ઘણાઓનું જ્ઞાન તો બીજાઓને માટેજ હોય છે, પોતા માટે હોતું નથી.

નકશા ઉપરથી ગામ જાણવું અને ગામમાં પગે ચાલીને ફરી આવવું તેમાં જેમ ફેર છે, તેમજ શાસ્ત્ર વાંચીને વાતો કરવી અને અનુભવ લઇને વાતો કરવી તેમાં ફેર છે.

ઘીનું પાવળું હમેશાં ઘીની બરણીમાં પડ્યું રહે છે પણ તે ઘીનો સ્વાદ લઇ શકતું નથી, તેમજ ઘણા લોકો શાસ્ત્રો તથા તેના સિદ્ધાંતોની વાતો કરતા રહે છે પણ તેનો ખરો રસ જે પ્રભુપ્રેમ તે તેઓમાં હોતો નથી, માટે એ બધાઓ આંધળાના હાથમાં ફાનસ અને ઊંટ માથે ગોળનાં માટલાં જેવા છે.

સૂજેલો હાથ જાડો દેખાય છે પણ તેમાં જોર હોતું નથી, તેમ ધર્મમાં ડોળ કરનારા તિલક, માળા ને જટાભસ્મધારીઓ બહારથી સારા દેખાય છે, પણ અંતરમાંથી ઘણી વખત ધર્મ પાળનારા હોતા નથી.

પડઘમ જે બહુ અવાજ કરે છે તે પેટમાં પોલું હોય છે, તેમ ધર્મની ઝાઝી વાતો કરનારા તથા બહારથી ગાવાબજાવનારા ને બોધ

દેનારા ઘણી વખત અંદરથી પોલવાળા હોય છે. કહ્યું છે કેઃ—

દોહરો

કરની બિન કથની કથે, અજ્ઞાની દિન રાત;
કુક્કર જો ભૂંકત ફિરે, સુની સુનાઇ બાત.

ખરાબ નોકરોને જેમ શેઠિયાઓ પોતાની નોકરીમાં રાખવા ચાહતા નથી, તેમ આપણા જગતનો ધણી ઈશ્વર પણ કોઇ ખોટા ભગતને પોતાના પવિત્ર ભક્તિમાર્ગમાં પ્રસિદ્ધિમાં આણવા ચાહતો નથી.

ખોટો રૂપિયો બજારમાં થોડાક દહાડા સુધી ચાલે છે, પણ જ્યારે સાચા શરાફને હાથે જાય છે ત્યારે તરત ઓળખાઈ જાય છે અને કપાઇ જાય છે, તેમ ખોટા ભગતો પણ અંતે હરિની હજૂરમાં સપડાઇ જવાના છે.

માટે આપણ દરેકથી સાચું થવાય તેમ કરવું. બુઢ્ઢાઓ પોતાની જુવાની દેખાડવાને પોતાની દાઢીમૂછને કલપ લગાડી કાળાં કરે છે, પણ તે તરતજ પાછાં ધોળાં થઇ જાય છે, તેમ પ્રભુ પાસે પણ આપણું જૂઠાણું ઝાઝા દહાડા ટકવાનું નથી.

સાહેબકે દરબારમેં, સાચેકું સરપાવ;
જૂઠ તમાચા ખાયગા, ક્યા રંક ક્યા રાવ.
સાંઇ આગે સાચ હે, સાંઇ સાચ સુહાય;
ભાવે લંબે કેશ કર, ભાવે મુંડ મુંડાય.
જપમાળા છાપાં તિલક, સરે ન એકે કામ;
મન કાચે નાચે વૃથા, સાચે રાચે રામ.
જેસો દિલ હરામમેં, તેસો હરિસેં હોય.
ચલા જાય વૈકુંઠમેં, પલા ન પકડે કોય.

ઢોંગી ભગત વિષે

જપ માલા છાપાં તિલક, સરે ન એકે કામ;
મન કાચે નાચે વૃથા, સાચે રાચે રામ.
આસન મારે ક્યા હુવા, મરી ન મનકી આશ;
તેલી કેરા બેલ જ્યોં, ઘરહી કોસ પચાસ.
સાધુ ભયા તો ક્યા ભયા, માલા પહેરી ચાર;
બાહિર ભેખ બનાઇકે, ભીતર ભર્યા ભંગાર.
દાઢી મૂછ મુંડાય કર, હુવા ઘોટમ ઘોટ;
મનકો ક્યું નહીં મૂંડીએ, જામે ભરી હય ખોટ.

પદ ગાયે મન હરખીયા, સાખી કહે આનંદ;
સત્ય નામ નહિ જાનીઆ, ગલેમેં પડ ગયા ફંદ.
મનકા ફેરત જન્મ ગયો, ગયો ન મન કો ફેર;
કરકા મનકા છોડકર, મન કા મનકા ફેર.
મન મેલા તન ઉજલા, બગલા કપટી અંગ;
તાતે તો કૌઆ ભલા, તન મન એકહી રંગ.
જો ગૃહ કરે તો ધર્મ કર, નહિ તો કર વૈરાગ;
વૈરાગી બંધન કરે, તાકો બડો અભાગ.

## ૮–સાચા ભક્તો અને મહાત્માઓ દેહનિર્વાહ પૂરતા નીચે વ્યવહારમાં ઊતરીને પાછા તરતજ પોતાના જ્ઞાનધ્યાનમાં લાગી જાય છે

જગતના સામાન્ય લોકોમાં અને ભગતોમાં બહુ મોટો તફાવત હોય છે. કારણ કે સામાન્ય લોકો જ્યારે માત્ર છાલ–ગોટલામાંજ રહી જાય છે ત્યારે ભગતો અંદરનો ઉત્તમ રસ ચૂસ્યા કરે છે. સામાન્ય લોકો જ્યારે વ્યવહારની વસ્તુઓને મોટી મોટી માન્યા કરે છે ત્યારે ભગતો એવી વસ્તુઓની કાંઇ પણ કિંમત ગણતા નથી, પણ ભગવાનમાંજ રચ્યાપચ્યા રહે છે. વ્યાવહારિક લોકો જ્યારે માયાના મોહમાં ફસાઇ રહે છે ત્યારે ભગતો ભગવાનના આનંદમાં નિમગ્ન રહે છે અને સાધારણ લોકો જ્યારે ખાવાપીવામાંથી, સૂવાબેસવામાંથી, કપડાંમાંથી, ઘરમાંથી અને સગાંઓમાંથી સુખ મેળવવાની માથાકૂટ કરે છે, ત્યારે મહાત્મા ભગતો ભગવાનમાંથી અને ભગવાન અર્થે પળાતા ધર્મની ક્રિયાઓમાંથી સુખ મેળવવાની તજવીજ કરે છે. આવી રીતે ભગતોમાં અને વ્યાવહારિક લોકોમાં બહુ મોટો તફાવત છે, માટે ભગતોમાં અને વ્યાવહારિક લોકોમાં એટલો બધો ફેર કેમ પડે છે, તેનાં કારણો જાણવાં જોઇએ. કારણ કે:–

ઘણા લોકોને એમ લાગે છે કે, જેમ દુનિયાના ઘણા લોકો વર્તે છે તેમજ ભગતો પણ વર્તતા દેખાય છે. જેમકે વ્યાવહારિક લોકો ખાયપીએ છે તેમજ ભગતોને પણ ખાવુંપીવું પડે છે. જેમ વ્યાવહારિક લોકોને સગાંવહાલાં હોય છે તેમ ભગતોને પણ સગાંવહાલાં હોય છે. જેમ વ્યાવહારિક લોકોને ઘરબાર હોય

છે અને ઘરસંસારી ચીજોનો ઉપયોગ કરવો પડે છે, તેમજ ભગતોને પણ ઘરબાર હોય છે અને ઘણી ચીજોનો ઉપયોગ કરવો પડે છે. ત્યારે ભગતોમાં ને વ્યાવહારિક લોકોમાં ફેર શું ? આ પ્રમાણે બહારથી ઉપલકપણે જોનારાઓને લાગે છે, પણ એ વાતનો બહુ સારો ખુલાસો જાણનાર સંતો એમ કહે છે કેઃ-

કેટલીક જાતનાં પક્ષીઓ થાય છે તેઓ હમેશાં ઝાડ ઉપર રહે છે, પણ તેઓનો ખોરાક જમીન ઉપર હોય છે; તેથી તેઓને જ્યારે ખોરાકની જરૂર પડે ત્યારે તેઓ ઝાડ ઉપરથી નીચે ઊતરે છે અને ઝડપ મારી ખોરાક પકડી લઇ તુરતજ પાછાં ઝાડ ઉપર જઇ બેસે છે. તેમજ જે સાચા ભગતો છે, જે સાચા મહાત્માઓ છે અને જે તત્ત્વને સમજી ગયેલા જ્ઞાનીઓ છે તેઓ પણ એમજ કરે છે; એટલે કે પોતાના સ્થૂલ દેહને સ્થૂલ ખોરાક દેવા માટે જ્યારે નીચે વ્યવહારમાં ઊતરવું પડે ત્યારે તેઓ વ્યવહારમાં ઊતરે છે, પણ પોતાનું કામ થઇ જાય કે તુરતજ તેઓ પાછા પોતાના જ્ઞાન-ધ્યાનમાં લાગે છે, સેવાસ્મરણમાં લાગે છે અને જ્ઞાનનો તથા ભક્તિનો આનંદ ભોગવ્યા કરે છે. એવો આનંદ ભોગવતી વખત કાંઈ તેઓ વ્યવહારના પ્રપંચોમાં હોતા નથી, પણ એ વખતે તો તેઓ એકાંતિક સ્થળમાં હોય છે, એ વખતે તેઓ જગતથી જુદા હોય છે અને જગતની અંદર રહેવા છતાં તથા વ્યવહારની વચ્ચે રહેવા છતાં એટલો વખત તેઓ વ્યવહારથી અને જગતથી જુદા હોય છે. આવો મહાત્માઓમાં અને વ્યાવહારિક લોકોમાં તફાવત છે. માટે હે હરિજનો ! અમે તમને જે સમજાવવા ઇચ્છીએ છીએ તે એજ છે કે, સ્થૂલ દેહને કાંઇ સ્થૂલ ખોરાક વિના ચાલવાનું નથી, તેમજ આ દુનિયા મૂકીને કોઇ બીજી દુનિયામાં ભાગી જવાય તેમ પણ નથી; માટે આ દુનિયામાં રહ્યા છતાં અને વ્યવહારનો બોજો ઉપાડવા છતાં ભગવાનના આનંદો ભોગવી શકાય તેમ કરો અને જ્યારે જરૂર પડે ત્યારેજ તેમાં આવો, બાકી બને ત્યાં સુધી ઉત્તમ દશામાંજ રહો, એજ અમારી ભલામણ છે.



## ૯-દુનિયાદારીની અડચણો મટયા પછી ભક્તિ કરવા ઇચ્છે તેનાથી તે નજ બની શકે

ઘણા માણસોને ભકિત કરવી ગમે છે, છતાં પણ આપણે જોઇએ છીએ કે, બહુજ થોડાં માણસો સાચી ભક્તિ કરી શકે છે અને બાકી કરોડો માણસો ભકિત વિનાના રહી જાય છે. એનું કારણ શું ? એ સમજાવવા માટે એક મહાત્મા પોતાના મંડળવાળાઓને કહેતા હતા કે, ભક્તિ કરવી સહુને ગમે છે એ વાત ખરી છે, છતાં પણ ઘણાં માણસોથી ભકિત બનતી નથી, તેનું કારણ એ છે કે, તેઓ વાયદા ઉપર રહી જાય છે. જેમકે:–

કોઇ કહે છે કે, ઘરડા થઇશું ત્યારે ભકિત કરીશું; કોઇ કહે છે કે, ખાવા જેટલા પૈસા મળી જાય એટલે ભકિત કરીશું; કોઇ કહે છે કે, છોકરાંઓ મોટાં થઇ જાય ને પોતપોતાનું સંભાળી લે એટલે ભકિત કરીશું; કોઇ કહે છે કે, ખૂબ વખત મળે એવી નોકરી મળી જાય તો ભકિત થાય; કોઇ કહે છે કે, શરીર માંદુંસાજું રહે છે ત્યાંસુધી કાંઈ સૂઝતું નથી, શરીર સારું થઇ જાય તો ભક્તિ બને; કોઈ કહે છે કે અમે બધા ભેળા છીએ ત્યાંસુધી કાંઈ બને એમ નથી, હવે જ્યારે નોખા થઇશું ત્યારે ભક્તિ કરીશું; કોઈ કહે છે કે આ ગામજ ખરાબ છે, આ ગામમાં રહીએ ત્યાંસુધી ભક્તિ બને નહિ, જ્યારે કોઇ તીર્થના સ્થળમાં જઇને રહીશું ત્યારે ભક્તિ બનશે. કોઇ કહે છે કે, હજી હાલનો વખત ભક્તિને માટે અનુકૂળ નથી અનુકૂળ વખત આવશે ત્યારે વાત; કોઇ કહે છે કે, અમારે તો ઘણીયે ભક્તિ કરવી છે પણ અમારા ગુરુમાં કાંઇ માલ નથી, એટલે કાંઇ બનતું નથી, જ્યારે લાયક ગુરુ મળશે ત્યારે ભક્તિ બની શકશે અને કોઇ કહે છે કે, હજી વાર છે, હજી વાર છે. આ પ્રમાણે ઘણા માણસોની ભક્તિ વાયદા ઉપર રહી જાય છે અને તે બધી જુદી જુદી બાબતોનું એક મુખ્ય કારણ એજ છે કે, સૌ લોકો એમજ ઇચ્છે છે કે, અમારી સાંસારિક ઉપાધિઓ મટશે ત્યારે અમે ભક્તિ કરીશું, પણ સાચા ભક્તો એમ કહે છે કે:–

જે માણસ એમ કહે છે કે, મારે સમુદ્રમાં નાહવું છે, પણ જ્યારે દરિયાનાં મોજાં બંધ થાય ત્યારે હું નાહીશ તો એ વાત કાંઈ બનવાજોગ નથી. કારણ કે સમુદ્રનાં મોજાં કોઈ દિવસ બંધ થાય નહિ ને એ માણસ નાહી શકે નહિ. તેમજ જે માણસો એમ કહે છે કે, દુનિયાદારીની અમારી અમુક અડચણો મટે તે પછી અમે

ભક્તિ કરીશું, તેઓથી પણ કાંઇ ભક્તિ બની શકે તેમ નથી. કારણ કે દરિયામાં જેમ મોજાં બંધ થાય નહિ તેમ સંસારની જંજાળોનો પણ છેડો આવતોજ નથી. એક જંજાળ મટે તેની પાછળ બીજી નવી જંજાળ ઊભેલીજ હોય છે. માટે સંસારની ઉપાધિઓ મટયા પછી ભક્તિ કરીશું એમ વાયદા ઉપર રહેનારાઓથી કાંઇ ભક્તિ બની શકે તેમ નથી. કારણ કે પચાસ, સાઠ, કે સિત્તેર વરસની આ એક જિંદગી તે શા હિસાબમાં છે? પણ એવી હજારો જિંદગી ચાલી જાય તોપણ સંસારની જંજાળો મટતી નથી, એવી સંસારની રચના છે અને એવો જીવનો સ્વભાવ છે. માટે જો વાયદા ઉપર રહી જશો તો મોતના પંજામાં સપડાઇ જઇએ ને યમના હાથમાં જઇ પડીએ ત્યાંસુધી પણ ભક્તિ બની શકશે નહિ. માટે બંધુઓ, આવી આવી સમજણ છતાં પણ વાયદા ઉપર ન રહી જાઓ, પણ જરાક વધારે જોર રાખીને જે બને તે જલદીથી ભકિત કરી લો. કારણ કે મહાન ભકતો એમ કહી ગયા છે કેઃ–

ભકિત કરવા માટે જેવો આ દેહ ઉત્તમ છે તેવો ઉત્તમ બીજો કોઇ પણ દેહ નથી, ભકિત કરવા માટે આપણે સારુ જેવો આ કાળ ઉત્તમ છે તેવો બીજો એકે કાળ ઉત્તમ નથી; ભકિત કરવા માટે જેવો આ દેશ અનુકૂળ છે તેવો બીજો એકે દેશ અનુકૂળ નથી; ભકિત કરવા માટે તમારી આ અવસ્થા જેવી ઉત્તમ છે તેવી ઉત્તમ બીજી એકે અવસ્થા નથી, ભકિત કરવા માટે તમારા હાલના સંજોગો જેટલા સારા છે, તેટલા સારા સંજોગો ફરીથી મળવા મુશ્કેલ છે, ભકિત કરવા માટે જેવો તમારો ધર્મ યોગ્યતાવાળો છે, તેવો યોગ્યતાવાળો બીજો ધર્મ તમોને મળવો મુશ્કેલ છે અને ભકિત કરવા માટે જેવો આજનો દિવસ ઉત્તમ છે તથા જેવી આ પળ ઉત્તમ છે તેવા દિવસો અને તેવી પળો ફરી ફરીથી મળવી મુશ્કેલ છે; માટે હે હરિજનો! જો ડાહ્યા હોય તો ખોટા ખોટા વાયદાઓ ઉપર રહી જાઓ મા, પણ આજ ક્ષણથી ભક્તિમાં લાગી જાઓ, ભકિતમાં લાગી જાઓ ને એમ સમજી લો કે, જેમ મોજાં વિનાનો સમુદ્ર હોય નહિ તેમજ ઉપાધિ વિનાનો સંસારનો વ્યવહાર હોય નહિ. માટે જેમ સમુદ્રમાં લહેરો આવતી હોય છતાં પણ તેમાં નાહી લઇએ છીએ, તેમજ સંસારની જંજાળો હોય છતાં પણ વચમાંથી વખત મેળવીને ભક્તિ કરી લો–ભકિત કરી લો, એજ અમારી ભલામણ છે.

દોહરા

આજ કહે મેં કલ ભજુ, કાલ કહે પુની કાલ,
આજ કાલતે કરતહી, અવસર જાસી ચાલ.
શ્વાસે શ્વાસે રામ ભજ, મિથ્યા શ્વાસ મત ખોય,
ના જાનું એ શ્વાસ કી, આવન ફીર ન હોય.
તુલસી વિલંબ ન કીજીએ, ભજ લીજે રઘુવીર,
તન તરકસતે જાત હે, શ્વાસ સરિખે તીર.
પાવ પલક કી ખબર નહીં કરે કલ કી બાત,
જીવ ઉપર જમ ફિરત હે, જ્યું તેતર પર બાજ.
કહતા હું કહ જાત હું, કહા બજાઉં ઢોલ,
શ્વાસા ખાલી જાત હે, તીન લોક કા મોલ.

પદ

હરિ ભજ્યાનું ટાણું, આ છે રામ ભજયાનું ટાણું;
આ છે કૃષ્ણ ભજ્યાનું ટાણું;
ભૂલ્યા શિદ ભમો છો રે, આ છે હરિ ભજયાનું ટાણું.
હરતાં ને ફરતાં હરિ ન સમર્યા, શું બેસે છે નાણું?
વહાલા શું બેસે છે નાણું?
સમી સાંજના સૂઇ રહ્યા છો, હમણાં વાશે 'વાણું-ભૂલ્યા૦
ઠાલે રે ઠાલે ભરી રે ભરાયે માયા મોટું માણું;
વહાલા માયા મોટું માણું;
ઓચિંતો આવીને પકડશે, પડયું રહેશે કરિયાણું-ભૂલ્યા૦
માથે આવ્યું નહિ મટે, વહાલા ઘૂંઘટમાં ઘેરાણું;
વહાલા ઘૂંઘટમાં ઘેરાણું;
બળ કરી બોલાશે નહિ, જ્યારે બેઠું જમનું થાણું-ભૂલ્યા૦
દીધા વિના ક્યાંથી પામે, વહાલા એ વાતો હું જાણું;
વહાલા એ વાતો હું જાણું;
ગોવિંદરામ કહે અહીંયાં ન સમર્યા, ઉવાં નથી ઠેકાણું;-ભૂલ્યા૦

---

## ૧૦-ભકતોની સ્થિતિ જુદી જુદી હોય છે માટે તે ઉપરથી કાંઇ સાચાખોટાનો નિર્ણય બાંધી શકાય નહિ

કેટલાક માણસો પોતાના મનમાં એમ મૂંઝાયા કરે છે કે, ફલાણો માણસ જેવો ભગત છે તેવો આ ભગત નથી. પેલો ભગત

તો કાંઇ ધામધૂમ કરતો નથી અને આ નવો ભગત તો દોડાદોડ કરે છે. એક વરસમાં ચાર વાર તો નાશિક જઇ આવ્યો, બે વાર ડાકોર જઇ આવ્યો, દર અગિયારસે તેને ત્યાં ભજન થાય છે અને અમાસે અમાસે સત્યનારાયણની કથા કરાવે છે. ત્યારે બીજા લોકો કહે છે કે, અમારા ગામમાં એક ભગત છે. તે જ્ઞાનની વાતો બહુ કરે છે પણ બહુ વિધિનિષેધ પાળતો નથી અને બીજો એક ભગત છે તે જ્ઞાનમાં સમજતો નથી પણ કર્મકાંડ બહુ કર્યા કરે છે. આવી રીતે જુદા જુદા ભગતો માટે જુદા જુદા લોકો જુદી જુદી જાતની ટીકા કર્યા કરે છે. તેથી કેટલાક હરિજનોને એમ લાગે છે કે, આમાં સાચા ભગત કોણ અને ખોટા ભગત કોણ? એ વાત સમજાવવા માટે એક ભગતરાજ મહારાજ પોતાના હરિજનોને કહેતા હતા કેઃ-

સ્ટેન્ડર્ડટાઈમ અને મુંબઇટાઇમ વચ્ચે જેમ ફેર છે, મદ્રાસટાઇમમાં અને મુંબઇટાઇમમાં જેમ ફેર છે અને કલકત્તાના ટાઇમમાં તથા મુંબઇના ટાઈમમાં જેમ ફેર છે, તેમજ જુદા જુદા ભગતોની સ્થિતિઓમાં અને તેઓનાં લક્ષણોમાં ફેર તો રહેવાનોજ; કારણ કે કેટલાક ભગતો શરૂઆતના હોય છે, કેટલાક ભગતોમાં ભક્તિનું પૂર આવેલું હોય છે, કેટલાક ભગતો સારી સ્થિતિવાળા હોય છે અને કેટલાક ભગતો વ્યસની દશાવાળા હોય છે, એટલે એ બધાની સ્થિતિ કાંઈ એકસરખી હોય નહિ. તેઓની રીતભાતમાં ને તેઓની રહેણીકરણીમાં ફેર તો રહેવાનોજ. કારણ કે તેઓના સંજોગો જુદા જુદા હોય છે, તેઓના ગુરુઓ જુદા જુદા હોય છે, તેઓને મળતું શિક્ષણ જુદા જુદા પ્રકારનું હોય છે અને તેઓની ભક્તિની સ્થિતિ પણ જુદી જુદી જાતની હોય છે; એટલે બધા ભગતોની રહેણીકરણી કાંઇ એકસરખી હોય નહિ. બધા ભગતોના વિચારો કાંઇ એકસરખા હોય નહિ અને બધા ભગતોની ભક્તિમાં કાંઈ સમાનતા હોય નહિ. કારણ કે જુદા જુદા ભગતોમાં ભક્તિના જુદા જુદા અંગનું બળ હોય છે. જેમકે કોઇ ભગતમાં નામસ્મરણનું બળ વધારે હોય છે, કોઇ ભગતમાં તીર્થયાત્રાનું બળ વધારે હોય છે, કોઇ ભગતમાં ભગવાનની મૂર્તિ ઉપરનો પ્રેમ વધારે હોય છે, કોઈ ભગતમાં તપ કરવાની શક્તિ વધારે હોય છે, કોઇ ભગતમાં પ્રેમ વધારે હોય છે, કોઈ ભગતમાં જ્ઞાન વધારે હોય છે, કોઈ ભગતમાં સહનશીલતા વધારે હોય છે, કોઇ ભગ-

તમાં દયા વધારે હોય છે અને કોઇ ભગતમાં પરમાર્થનું જોર વધારે હોય છે. આવી રીતે જુદા જુદા ભગતોમાં જુદી જુદી જાતનાં મુખ્ય અંગ હોય છે. તે પ્રમાણે તેઓ વર્ત્યા કરે છે, તેથી તેઓની વચ્ચે કોઇ ને કોઇ પ્રકારનો થોડો થોડો તફાવત તો રહેવાનોજ. કારણ કે નવા ભગતો, જૂના ભગતો, પૂર આવેલા ભગતો અને વ્યસની દશાવાળા ભગતો, એ બધાની સ્થિતિ કાંઇ એકસરખી થઇ શકે નહિ. માટે જુદા જુદા ભગતોમાં જુદો જુદો ફેર દેખાય તે સારુ મનમાં મૂંઝાવું નહિ કે તેઓની વિરુદ્ધની ટીકા કરવી નહિ. પણ એમ સમજવું કે, ભગતોમાં એવા ફેર હોય તેમાં કાંઇ નવાઇ નથી. એટલુંજ નહિ પણ આપણે કાંઇ એવા બહારના ફેરફાર સામે જોઇનેજ રહેવાનું નથી. પણ આપણે તો તેઓની અંદર આવી ગયેલી ભક્તિ સામે જોવાનું છે, એ વાત યાદ રાખજો. એટલે ખોટી ટીકામાં કે ખોટી ભૂલમાં રહી જશો નહિ.

દોહરા

તુલસી કહે ઇસ જગત મેં સબ સે મીલીએ ધાય;
ક્યા જાણે કીસ બેશસે રામચંદ્ર મીલ જાય.
કબીર મેરે સાધ કી નિંદ કરો મત કોય;
જો પૈ ચંદ્ર કલંક હય, તો ઉજિયારા હોય.
નરતન ધરી જા કું નહીં, સંત અસંત પિછાન;
મુક્ત કહે તા કો નહીં, કોટિ જન્મ કલ્યાન.
બડભાગી સે હોત હે, સાચે સંત કી સેવ;
મુક્ત કહે તેહી રીઝત, અલખ નિરંજન દેવ.

## ૧૧-નિંદા ન કરવા વિષે

દોહરા

નારાયણ નીજ હૃદય મેં, અપનો દોષ નિહાર
તા પીછે તું ઓર કો, અવગુન ભલે બિચાર.
મન ચાહે સોઈ કરે, ભલો બૂરો સંસાર;
નારાયણ તું બેઠ કે, અપનો ભુવન સંભાર.
તુજે બીજાની કયા પડી, તું અપની નીવેડ,
તેરી ઝાઝ દરિયાવમેં, ડુબે નહીં ત્યું ખેડ.

જેનો તારે પ્રભુ પાસે હિસાબ દેવો ન હોય તેની પંચાત તે તું શું કરવા કરે છે?

પાડોશીના દોષ તે શું જુએ છે? તારા દોષ જો ને પાડોશીના ગુણ જો, ત્યારે તું ડાહ્યો.

બીજાઓના ધર્મની જવાબદારી કાંઇ તમારી ઉપર નથી, ત્યારે પારકી પંચાત શા માટે કરો છો? પારકી પંચાત છોડો ને તમે તમારું ઉકેલો.

જે પારકાના દોષ જોવામાં દહાડા કાઢે છે, તે પારકાની એંઠ ખાઇને જીવે છે એમ જાણવું.

ભસકણા કુતરા, ચોર ને શાહુકાર સૌ સરખા હોય છે.

આપણે સૌને યાદ રાખવાની વાત છે તે એ કે, ગધેડાં સામે ભૂંકે તે તો ગધેડાજ હોય.

દરેક ભસતા કુતરા સામે હાથી જો ભાષણ દેવા ઊભો રહે તો તેનાથી આગળ વધી શકાય નહિ, તેમ હે હરિજનો! તમે પણ જો વાદવિવાદ કરનારા નિંદકો સાથે તકરારમાં પડશો, તો તમે તમારી ભક્તિમાં આગળ વધી શકશો નહિ.

જેઓ બીજાની ભૂલો કાઢવામાંજ રહી જાય છે, તેઓને પોતાની ભૂલો જણાતી નથી.

જે પોતે ગુનેગાર હોય તેને બીજાનાં કામોનો ઇન્સાફ કરવાનો હક નથી.

દોહરા

કબીરા તેરી ંપડી, ગેલા કટન કે પાસ,
કરેગા સો પાવેગા, તું કયું રહત ઉદાસ?

જેઓ બીજાની ખોડ જોવામાં વખત ગુજારે છે, તેઓને પોતાની ખામી જોવાની ફુરસદ મળતી નથી.

ફૂટેલો ઘંટ જેમ બરાબર અવાજ આપતો નથી તેમ જેમનાં અંતરો બગડેલાં હોય છે, તેઓજ પારકાની નિંદામાં પોતાના દહાડા ગુજારે છે.

કુતરાંઓ જેમ સારાનરસા સૌને ભસતા રહે છે, તેમ નિંદકો પણ નિંદા કરવાના શોખને લીધે અમે શું કરીએ છીએ અને કોને કહીએ છીએ તે સમજી શકતા નથી.

કાગડાઓ જેમ ગધેડાંની પીઠ ઉપર પડેલાં ભાઠાંને ચૂંથ્યા કરે છે, તેમ નિંદકો પણ સદાય પારકાઓના દોષોનુંજ વર્ણન કરતા રહે છે ને તેમાંજ પોતાના દહાડા કાઢતા રહે છે.

કમળાવાળાને જેમ બધું પીળું દેખાય છે ને ચકરીવાળાને જેમ બધું ચક્કર ચક્કર ફરતું દેખાય છે, તેમ નઠારાઓને બધું નઠારું નઠારુંજ દેખાયા કરે છે.

ગાયના આંચળમાં રહેલી બગાને આચળમાં રહેલું દૂધ કામ આવતું નથી પણ લોહી કામ આવે છે, તેમ નઠારા મનુષ્યોને કોઇના સારા ગુણો કામ આવતા નથી, પણ તેમાં રહેલા દુર્ગુણોની વાતો કર્યા કરવી ગમે છે.

ઊંદરો કે જેનું કામ કાંઇ પણ કરડી ખાવાનુંજ છે તેઓ કાંઇ એમ સમજતા નથી કે, આ તે સૂતર, રેશમ કે જરીનું ભારે કપડું કરડીએ છીએ, તેમ બકબકિયાઓ પણ આ તે કોનું ભૂંડું કરીએ છીએ અને શું કરીએ છીએ, તેનો વિચાર રાખી શકતા નથી.

દોહરો

મુકત કહે મતિમંદ નર, સંત કે અવગુન ગાત;
જયું બગલા ગંગા ગયે, તદપિ મછલી ખાત.

ઝેરી સર્પોને મોટા મહેલનું સુંદર દીવાનખાનું ગમતું નથી, પણ તેને ખૂણામાં પડેલાં ગાબડાંઓમાં રહેવું ગમે છે, તેમ દુર્જનોને સદાય બીજાઓના ગુણ ન જોતાં સજ્જનોમાં રહેલા દોષોની વાતો કરવામાં આનંદ આવે છે.

ટૂંકમાં હરિજનોએ દુર્ગુણ ગ્રહણ કરનારી ચાળણી જેવા ન થવું, પણ સાર ગ્રહણ કરનારા સૂપડા જેવા થવું.

કૂવાની અંદર ઘણો કચરો પડેલો હોય છે તોપણ આપણે તે કચરા તરફ ખ્યાલ કરતા નથી, પણ તેના મીઠા પાણી તરફ લક્ષ રાખીએ છીએ, તેમ હરિજનોથી પણ કોઇના દોષ તરફ ન જોતાં ગુણ તરફ જોવાનું બની આવે તો ઘણી સારી વાત છે.

મુંબઇની ઊંચી જાતની આફૂસ કેરીઓમાં પણ કીડો થાય છે, તેમ જીવ તરીકે જન્મેલા હરિજન, સાધુ, વૈષ્ણવો અને મહાત્માઓમાં પણ કોઇક ટાણે ખામી તો જણાશે; પણ તેઓના દોષ તરફજ નિંઘા રહે અને ગુણો લક્ષમાંથી વીસરી ન જવાય તેની સંભાળ રાખવાની છે. એ દરેક સમજુ માણસનું કામ છે. માટે કબીર સાહેબ કહે છે કેઃ—

દુહો

કબીર મેરા સાધ કી, નિંદ કરો મત કોય,
જો કે ચંદ્ર કલંક હૈ, તો ઉજિયારા હોય.

## ૧૨–પારકાના દોષ જોવા નહિ તે વિષે

લોટ ચાળવાની ચાળણી એક દિવસ દરજીની સોયને કહેવા લાગી કે, આ તારા પેટમાં કાણું છે તે બહુજ ખરાબ છે. ત્યારે સોયે ઉત્તર આપ્યો કે, બાઇ, મારા પેટમાં તો એક કાણું છે પણ તારા પેટમાં કેટલાં કાણાં છે, તે તેં કોઈ દિવસ ગણી જોયાં છે?

જેની પોતાની આંખો દુખતી હોય તે બીજાનું મોઢું સાફ જોઈ શકતો નથી, તેમ જેનું અંતર બગડેલું હોય છે તેવાઓજ હમેશાં બીજાઓની ખામીઓની વાતો કરતા જણાય છે.

મનગમતી રીતે પોતાના મનના વિચાર બાંધીને પારકાઓ વિષે ગમે તેમ બકયા કરવું, એ તો જાણે ઈશ્વરને ઇન્સાફ કરવાની જગ્યામાંથી ઇશ્વરને ઉઠાડીને પોતેજ ઇન્સાફ કરનાર થઇ બેસવું તેના જેવું છે.

દીનતાવાળો હરિજન તો પોતાને હમેશાં મોટો ગુનેગાર સમજીને કદી પણ કોઇનાં કર્મો વિષે ઇન્સાફ કરનાર થઇ બેસવા ચાહતો નથી.

કૂવામાં ખોદનારને નીચે ઊતરવું પડે છે અને મહેલના ચણનારને માથે ચડવું પડે છે, તેમ જે પારકાની ખોદણી કરે છે તે પોતેજ બગડતો જાય છે ને જે પારકાનું ભલું કરે છે તે પોતાનું પણ સાથે ભલું કરતો જાય છે.

જે તોપને મોઢે બંધાવાને જતો હોય તે જ્યારે રસ્તા ઉપરના પડેલા કચરાની ફરિયાદ કરે છે ત્યારે લોકો તેને હસે છે ને કહે છે કે જુઓ તો ખરા, પોતે તો તોપને મોઢે બંધાઇ મરવા જાય છે ને આ રસ્તા ઉપર જ્યાં પાછું કોઇ દહાડો આવવું નથી, તેની ઉપર પડેલા કચરાની પંચાત કરે છે.

તેજ પ્રમાણે પરાયા દોષ જોનાર પ્રપંચીઓ પોતે મરી જવાના છે તે તો બિલકુલ યાદજ કરતા નથી, પણ જ્યાં ફરીને પાછું નથી આવવું તેવા સંસારમાં રહેલા ખામી ભરેલાઓની ખામીઓ ખોળી કાઢવામાં પોતાના દહાડા ગુજારે છે.

આ બધું હરિજનને હોય નહિ, એમ દરેક હરિજને યાદ રાખવાનું છે.

જેસી મીઠી લગત હે, ગામકથા કી ગાથ;
એસી લાગે હરિકથા, તો તરવો કયા બાત.

## ૧૩–આસક્તિ વિનાના ભકતો વિષે

કમળ જેમ જળમાં રહે પણ તેને જળનો સ્પર્શ થતો નથી, તેમ ભગત જગતમાં રહે છે પણ તે સંસારી બાબતોમાં લુબ્ધ થઇ જતો નથી. તેનું મન તો પ્રભુમાંજ લાગેલું રહે છે.

માખણ છાશમાંથી થાય છે, પણ માખણ થઇ ગયા પછી પાછું તે છાશમાં મળી શકતું નથી, તેમ ભગત પણ સંસારી જીવોમાંથીજ થાય છે, પણ ભગત થયા પછી તે પાછા સંસારની ખોટી માયામાં મળી શકતા નથી.

ઝાડોપેશાબ કર્યા પછી જેમ માણસો તેને ફરીથી જોવા ઇચ્છતા નથી, તેમ જેઓએ એક વખત જગતને છોડી દીધું છે, તેવા ત્યાગી સાધુઓ તથા ખરા ભગતો પણ ફરીથી સંસારના મોહમાં પડવા ઇચ્છતા નથી.

જેમ ઝાડનું મૂળ જમીનમાં રહે છે ને ડાળપાંદડાં ઊંચાં રહે છે, તેમ ભક્તજનોનો વ્યવહાર મનુષ્યોમાં ફેલાયેલો હોય છે, પણ તેમનું મન તો ઈશ્વરમાંજ ચોંટેલું હોય છે.

જે છોકરો પોતાના બાપની સાથે મુસાફરી કરતો હોય તેને ટીમણ–ભાતાંની ઝાઝી ફિકર રહેતી નથી; કારણ કે તેનો બાપ એ બાબતની તજવીજ રાખે છે, તેમજ જે ભગતો હમેશાં પ્રભુની સાથે રહે છે એટલે કે પ્રભુને પોતાના હૃદયમાં રાખે છે, તેને પણ ખાવા-પીવાની બહુ કાળજી રાખવી પડતી નથી, કારણ કે પ્રભુ પોતે તેને જરૂરની સર્વ ચીજો પૂરી પાડે છે.

દુહા

ભોજન છાજન કી નહીં, શોચ કરે હરિદાસ;
વિશ્વભરન પ્રભુ કરત હે, સો કયું રખે નિરાશ.
જપ તપ તીરથ જાત્રા, જોગ જગ્ન વ્રત દાન;
મુક્ત તાઇ હોવત સદા, જેહી ઉર શ્રી ભગવાન.
સબહી દેવ તેહીં પાસ હે, સબ તીરથ તેહીં પાસ;
મુક્ત કહે જેહીં સંત ઉર, શ્રી હરિ કીન નિવાસ.
નવધા ભક્તિ હોત હેં, આઠો પહોર એક તાર;
મુક્ત કહે જેહી સંત ઉર, રહત સદા કિરતાર.

ભક્તલક્ષણ

તુલસી જગ મેં યું રહે, જ્યું જીભ્યા મુખ માંહી;
ઘીવ તણા ભક્ષણ કરે, તોબી ચીકણી નાહીં.

કોટી વિધ્ન દુઃખ મેં સુજન, તજે ન હરિ કો નામ;
જેસે સતી હુતાસ કુ, ગીને અપનો ધામ.
પહેંચાના તબ જાનીઆ, હરિસે લાગે મન;
રાત દિવસ ન વીસરે, જ્યું કરપન કું ધન.
ભક્તિ બીજ પલટે નહીં, જો જુગ જાય અનંત;
ઊંચ નીચ ઘર અવતરે, તોઉ સંત કો સંત.
હરિજન તો હાર્યા ભલા, જીતન દે સંસાર;
હાર્યા સો હરિ સેં મિલે, જીત્યા જમકે દ્વાર.
ભરત અપની જનની તજી, પિતા તજે પ્રહ્‌લાદ;
વિભીષણુ અપના ભાઇ તજે, શ્રી રામ કે કાજ.
ચાહ ગઇ ચિંતા ગઇ, મન મેં નહીં પરવાહ;
જા કે મન મેં ચાહ નહીં, વો શાહન કો શાહ.
ધન્ય ભૂમિ ધન્ય ગામ તેં, જ્યાં સંત બીરાજે આઇ;
સબી ભૂમિ પાવન કરે, હિલી મિલી હરિજશ ગાઇ.
જપ તપ તીરથ જાત્રા, જોગ યજ્ઞ વ્રત દાન;
મુક્ત તાહી હોવત સદા, જેહી ઉર શ્રી ભગવાન.
ગાંઠી દામ ન બાંધઈ, નહીં નારી સો નેહ;
કહે કબીર તા સાધ કી, હમ ચરનન કી ખેહ.
જાન બૂજ જડ હો રહે, બળ તજી નિર્બળ હોય;
કહે કબીર તા દાસ કો, ગાંજ સકે નહીં કોય.

હરિજન ભક્તોની પરીક્ષા જાણે

હીરા પડયા બજાર મેં, રહા છાર લપટાય,
કંઇક મૂરખ ફિર ગયે, પારખ લીયા ઉઠાય.
જો જા કે ગુણુ જાણુ તે, સો તાકો ગુણુ લેત;
કોયલ આંબરી ખાત હે, કાગ લીંબોરી લેત.

## ૧૪–ભક્તોની રીતભાત

હરિજનથી આસ્તે આસ્તે હું ને મારું ભુલાતું જાય છે અને મનુષ્યજાતિને મદદ કરવામાં પોતાના પ્રભુની સેવા સમજે છે.

પ્રભુના ભક્તો દુનિયાથી ડરતા નથી.

હરિજને સદાય ઈશ્વરનું સ્મરણુ કરતા રહેવું ને પોતાનાં મન, વચન ને કર્મ ઈશ્વરને અર્પણુ કરવાં.

ભગત હમેશાં પોતાના ભગવાનને પોતાના હ્રદયમાં રાખીને ફરે છે.

હરિજનો ઈશ્વર સિવાય બીજા કોઇની આશા રાખતા નથી.

હરિજનથી પાપ થઇ જાય છે પણ તેનું દિલ પાપમાં હોતું નથી.

જેવું તમે તમારું ઇચ્છો છો તેવું સૌનું ઇચ્છતા થશો, ત્યારે તમે પ્રભુના ભગત ગણાશો.

તરી જાણનારો પાણીમાં પડી જાય, પણ બૂડી મરે નહિ, તેમ હરિજનથી પાપ થઇ જાય પણ પાપમાં પડયું રહેવાય નહિ.

હરિજનોનો સઘળો વહેવાર પ્રભુપ્રીત્યર્થે હોય છે.

હરિજનો સદાય પોતાનો દોષ ને પારકાના ગુણ જુએ છે અને સંસારીઓ પોતાના ગુણ ને પારકાના દોષ જોયા કરે છે.

હરિજનોનો ભરોસો કેવળ ઈશ્વરમાંજ હોય છે.

ભગવાનના ભગતો હમેશાં દીનતાવાળા હોય છે.

એક ચેલાએ ગુરુને પૂછયું કે, મહારાજ! ભગતમાં જે ચીજ બિલકુલ ન હોય તે શું? ત્યારે ગુરુએ કહ્યું કે, પોતાપણું.

ધર્મ કરતાં અધર્મ ન થાય તેની સંભાળ રાખજો.

આગબોટ ચારે બાજુ દરિયાથી ઘેરાયેલી રહે છે, પણ દરિયાને પોતાની અંદર આવવા દેતી નથી. તેમ હરિજનો સંસારમાંજ રહે છે, પણ સંસારને પોતાના મનમાં આવવા દેતા નથી.

વિદ્વાનોની નજર ન્યાય સુધી પહોંચે છે, પણ ભગતોની દૃષ્ટિ તો તેની ઉપર દયા સુધી જાય છે.

જ્ઞાનીઓ હોશિયાર અને અભિમાની હોય છે અને ભગતો ભલા ને દીનતાવાળા હોય છે.

હરિજનો, તમને ખબર છે કે લખમીદાસ અને ભગવાનદાસ એ બન્નેને આ જગતમાં કોઇ દિવસ સંપ થયો નથી અને થવાનો પણ નથી.

જે તમારું બૂરું કરે તેનું તમે રૂડું કરો ત્યારે તમે ભગત થયા એમ જાણજો.

સારું કરે તેનું સારું કરવું એ તો સૌ જાણે છે, પણ નરસું કરે તેનું સારું કરવું એ ધર્મ તો ભગતોનાજ ઘરનો હોય છે.

ભગતો ભગતોને ઓળખે છે.

હથિયારબંધ વટેમાર્ગુ કોઇથી ડરતા નથી, તેમ ભગવદ્નામનું સ્મરણ કરતાં હરિજનોએ પણ કોઇથી ડરવું નહિ.

નરકમાં પડનારો ચાર ઘોડાની ગાડીમાં ફરે છે ને ઇન્દ્રપુરીને ઉલ્લંઘી જનાર ભગત લોકો ચીંથરેહાલ ફરતા જણાય છે. તે દેખીને કોઈ હરિજન હિંમત હારશો નહિ.

દુનિયા તો દુનિયાદારીઓને માન આપે છે, ભગતોને માન આપતી નથી.

ભગતોને ભગવાનમાંથી એટલો બધો આનંદ આવે છે કે, તેમને બીજી કોઇ વસ્તુની ઇચ્છા રહેતી નથી.

સાચા ભગત સેવા કરવા ચાહે છે, પોતાની સેવા કરાવવા ચાહતા નથી.

ભગતો હાલમાં અહીં સાંકડી શેરીમાં ભમતા દેખાય છે, પણ અંતે તેઓ રાજમહેલમાં જઇ પહોંચવાના છે.

માછલાંને પાણીથી બહાર આવવું ગમતું નથી, તેમ હરિજનોને સત્સંગથી અલગ થવું ગમતું નથી.

સંસારીઓનો ભગવાન ધન છે અને ભગતોનું ધન ભગવાન છે.

સારો ઘોડો પણ વખતે ઠોકર ખાઇ જાય છે પણ પડ્યો રહેતો નથી, તેમજ હરિજનથી પણ કોઈ વખત પાપ થઈ જાય છે, પણ તેઓ પાપને વળગી રહેતા નથી.

હરિજનો દુઃખમાં નિરાશ થતા નથી ને સુખમાં છકી જતા નથી.

સંતો પોતાના પ્રભુમાં સર્વસ્વ જુએ છે.

બીજાને દુઃખ થાય તે કરતાં પોતેજ દુઃખ ખમી લેવું એ હરિજનોનો ધર્મ છે.

પ્રભુના ભગતો સૌને પોતાના જેવા બનાવવા ઇચ્છે છે.

જ્યારે તમારા સગા તથા મિત્રોને તમારે ઘેર તેડો ત્યારે તમારી શક્તિ પ્રમાણે સત્કાર કરજો, પણ જ્યારે રાજાને ને તેના કારભારીઓને તેડો ત્યારે તો તમારા ગજા પ્રમાણે નહિ પણ તેઓની લાયકી પ્રમાણે વર્તજો, તોજ તમે તેની કિંમત સમજ્યા એમ જણાશે. તેમજ પ્રભુ અને પ્રભુના જનો માટે તો જેનાથી જેટલું બને તેટલું કરવું, તેમાં કોઈ વાતની કચાશ રાખવી નહિ.

## ૧૫–કોઇને પણ ખરાબ સમજવો નહિ કે તેનો તિરસ્કાર કરવો નહિ

ભગતોના અને સામાન્ય લોકોના ભેદો જાણવાથી આપણી ભક્તિ દૃઢ થાય છે અને ભગત બનવાનું મન થાય છે, માટે એ ભેદો

જાણુવાની જરૂર છે. તે સમજાવવા માટે એક સંત કહેતા હતા કે:–

જે ખરા ભગતો હોય છે તેઓ દરેક જીવોને પોતાના આત્મા જેવાજ સમજે છે અને તેમાં પણ મનુષ્યની ઉપર તો તેઓને ખાસ પ્રેમ હોય છે, તેથી માણુસોનું ભલું કરવા સારુ તો તેઓ જાણે મરી પડે છે. કારણ કે તેઓ બહુ ચોખ્ખી રીતે એમ સમજે છે ને અનુભવે છે કે, જનસેવામાંથીજ અમારું કલ્યાણ થવાનું છે. કારણ કે પ્રભુની સેવાનું એક મોટામાં મોટું અંગ જનસેવા છે અને તે અમારાથી બહુજ સહેલાઇથી પકડી શકાય ને બની શકે તેવું છે. માટે તેઓ જનસેવા ઉપર બહુ ભાર મૂકે છે. કારણ કે તેઓને સૌ માણુસોમાંથી આત્મદર્શન થાય છે. પણ એને બદલે જેઓ સાંસારિક લોકો છે, તેઓ જેવી કરવી જોઇએ તેવી માણુસોની સેવા કરી શકતા નથી. કારણ કે તેઓને ઘણા માણુસોમાં ઘણી જાતના દુર્ગુણો દેખાય છે.

કોઇ માણુસ લોભી દેખાય છે, કોઇ માણુસ ક્રોધી દેખાય છે, કોઇ માણુસ કામી દેખાય છે, કોઇ માણુસ અભિમાની દેખાય છે, કોઈ માણુસ અદેખા દેખાય છે, કોઇ માણુસ આળસુ દેખાય છે, કોઇ માણુસ જૂઠાબોલા દેખાય છે, કોઇ માણુસ હિંસા કરનારા દેખાય છે, કોઈ માણુસ નિંદાખોર દેખાય છે, કોઇ માણુસ જુદી જુદી જાતના વ્યસનવાળા દેખાય છે, કોઇ માણુસ બીકણુ જણાય છે, કોઇ માણુસ જેનીતેની સાથે વાતવાતમાં લડી પડે તેવા દેખાય છે, કોઈ માણુસ બોલવામાં પથરા ફેંકી દે તેવા હોય છે, કોઇ માણુસ અતિશય અફસોસ કરનારા હોય છે અને કોઈ માણુસ તેઓને સોંપેલું કામ પાર પાડી શકે નહિ તેવા હોય છે. આવું આવું જોઈને સાંસારિક મોહવાદી માણુસોને એમ લાગી જાય છે કે, આ માણુસોમાં કાંઈ માલ નથી માટે એવાંઓની સેવા કરવામાં તે કોણ વખત ગુમાવે ? એમ ધારીને તેઓ ભલાઇનાં કામો કરતા અટકી પડે છે, પણ ભગતોની દૃષ્ટિ કાંઇક જુદીજ હોય છે. એ દૃષ્ટિ સમજાવવા માટે એક સંત કહેતા હતા કે:—

એક સોનીને ત્યાં રાખનો ઢગલો પડેલો હતો. તે ઢગલો જોઇને બીજા ત્યાં બેસવા આવનારા લોકો કહેતા હતા કે, આ રાખના ઢગલાને કાં રાખી મૂકો છો ? પણ તે સોની કહેતો કે, ભાઇ, આ રાખની અંદર તો સોનું છે, માટે એ સોનું લેવા સારું રાખ રાખેલી છે. પણ એ વાત ઘણા લોકોથી સમજાતી નહિ. પછી એક દિવસ

તે સોનીએ એ રાખને ચાળી નાખી, ઝાટકી નાખી, ધોઇ નાખી અને તેમાંથી સોનું કાઢીને બતાવ્યું, ત્યારે તે જોઇને, જોનારાઓ બહુ અજબ થયા. તેમજ યાદ રાખજો કે, માણસોની અંદર જે દુર્ગુણો દેખાય તે એક જાતની રાખ છે, પણ એ રાખની અંદર આત્મારૂપી સોનું રહેલું છે, પ્રભુના અંશરૂપી સોનું રહેલું છે અને પરમતત્ત્વરૂપી સોનું રહેલું છે. એ કાંઈ માત્ર ખાલી દુર્ગુણોરૂપી રાખ નથી. આ સિવાય બીજી એ વાત પણ સમજવા જેવી છે કે, જે માણસોમાં કાંઇ પણ ખાસ ગુણ આપણને ન દેખાતા હોય તેવા માણસોમાં પણ ઘણી જાતના ગુણો હોય છે અને જે માણસોને માટે આપણને એમ લાગતું હોય કે, આ માણસો કાંઇજ કરી શકે તેમ નથી, તેવાં માણસો પણ તક મળ્યે ઘણું કામ કરી જાય છે અને જે માણસોને માટે આપણને એમ લાગતું હોય કે, આ લોકો તો કિસ્મતના ફૂટેલાજ છે, તેઓમાંથી કાંઈ શુક્રવાર થાય તેમ નથી, એવા માણસોનાં કિસ્મત પણ વાતવાતમાં બદલાઇ જાય છે અને તેઓ કાંઇનું કાંઈ કરી શકે છે. માટે હે હરિજનો ! અમારી તમને એવી ભલામણ છે કે, માણસોના અવગુણો જોઇને તેઓને ધિક્કારશો મા અને તેઓની મદદમાંથી ખસી જશો મા, પણ એ અવગુણોની પાછળ બીજા ઘણાયે ગુણો રહેલા છે, એમ સમજીને જેમ બને તેમ આત્મિક ભાવ વધારજો અને સૌનું ભલું થાય તેમ કરજો. એટલે પરમકૃપાળુ પરમાત્મા તમારું કલ્યાણ કરશે.

દોહરા

તુલસી આ સંસાર મેં, ભાત ભાત કે લોક;
સબ સે હિલીમિલી ચાલીએ, નદીનાવ સંજોગ.
તુલસી કહે ઇસ જગત મેં, સબ સે મિલીએ ધાય;
કયા જાને કીસ બેશ સે, રામચંદ્ર મિલી જાય.
તુલસી જો જન હેત સે, સેવા જાને કોય;
નર કો વશ કરવો કહાં, નારાયણ વશ હોય.
કબીર ગર્વ ન કિજીએ, રંક ન હસીએ કોય;
અબ તો નાવ સમુદ્ર મેં, ના જાને કયા હોય.



## ૧૬–સત્સંગની મંડળીમાં ભળવાથી સહેલાઈથી આગળ વધી શકાય છે

એક શ્રીમંતનો છોકરો હતો. તેને ભણાવવા માટે બહુ સારી સગવડો હતી. જુદી જુદી વિદ્યા શીખવવા માટે જુદા જુદા વખતે જુદા જુદા માસ્તરો થોડો થોડો વખત આવ્યા કરતા હતા. એ માસ્તરોને બહુ મોટો પગાર આપતા હતા અને તેઓ ઘણી મહેનત લેતા હતા. તેમ છતાં એ શ્રીમંતનો દીકરો તેમની મહેનતના પ્રમાણમાં કાંઇ શીખી શકતો ન હતો અને તેની પાડોશમાં રહેતા ગરીબ વિદ્યાર્થીઓને શીખવવા માટે કોઇ માસ્તર આવતા નહોતા છતાં પણ તે વિદ્યાર્થીઓ પેલા શ્રીમંતના છોકરા કરતાં વધારે હોશિયાર દેખાતા હતા. એ જોઇને એક દિવસ તે શ્રીમંતે એક હોશિયાર પ્રોફેસરની સલાહ પૂછી કે, મારા દીકરા માટે હું આટલી બધી મહેનત લઉં છું ને આટલું બધું ખરચ કરું છું છતાં પણ તે બરાબર શીખતો નથી અને અમારી પાડોશના ગરીબ વિદ્યાર્થીઓને બીજી કોઈ પણ જાતનાં સારાં સાધનો નથી, છતાં પણ તેઓ બહુ આગળ વધી જાય છે, તેનું કારણ શું ?

આ સાંભળીને તે પ્રોફેસરે કહ્યું કે, તમારો છોકરો એવી રીતે શીખી શકશે નહિ. કારણ કે સોબતીઓ વિના એકલા એકલા છોકરાઓ શીખી શકતા નથી, પણ દેખાદેખીથી ઘણું કરી શકે છે. માટે જો એને ભણાવવો હોય તો સ્કૂલમાં મૂકો, એટલે ઘણા છોકરાઓને ભણતા જોઇને તેનામાં નવો ઉત્સાહ અને નવું બળ આવશે. ગરીબોના છોકરાઓ તમારા દીકરા કરતાં વધારે શીખી જાય છે તેનું કારણ એ છે કે, તેઓ સ્કૂલમાં જાય છે એટલે તેઓને બીજા ઘણા છોકરાઓની સોબત મળી જાય છે, તેથી તેઓ આગળ વધી જાય છે; કારણ કે મનુષ્યનો એવો સ્વભાવ છે કે, બીજાઓની મદદ વિના, દેખાદેખી વિના અને સારી સોબત વિના તેઓ આગળ વધી શકતા નથી. માટે જો તમારે તમારા છોકરાને બરોબર રીતે ભણાવવો હોય તો તેને સ્કૂલમાં મૂકો. બીજા વિદ્યાર્થીઓની સોબતમાં રાખો, એટલે તે જલદીથી શીખી શકશે. કારણ કે, જેમ એકલું લાકડું કે એકલો કોલસો સળગતો નથી, પણ વધારે લાકડાં કે વધારે કોલસા હોય તો એકબીજાની મદદથી જલદી સળગે છે, તેમજ એકલા જમવા બેસીએ તો કાંઇ ખાસ મજા પ-

ડતી નથી, પણ ઘણા મિત્રોની સાથે જમવા બેસીએ તો બહુ મજા પડે છે અને એકલા ચાલ્યા જઇએ તો ઘડીકમાં રસ્તો ખૂટતો નથી ને ઊલટો લાંબો પડે છે; પણ ચાલતે ચાલતે જો કોઈ સારો સાથ મળી જાય તો જલદીથી પહોંચી શકાય છે ને રસ્તો ટૂંકો લાગે છે. તેમજ એકલા વિદ્યાર્થીઓ ભણી શકતા નથી, પણ સારા સંગથી તેઓ જલદીથી શીખી શકે છે. માટે તમને મારી સલાહ એવી છે કે, છોકરાને એકલા રાખવાને બદલે સ્કૂલમાં મૂકો, એટલે સારા સંગને લીધે તે બહુ જલદીથી શીખી શકશે.

એ પછી તે પ્રૉફેસરની સલાહ માનીને એ ગૃહસ્થે પોતાના છોકરાને સ્કૂલમાં મૂક્યો, ત્યાં બીજા વિદ્યાર્થીઓની દેખાદેખીથી તથા પોતાનો નંબર ઊંચો રાખવાની હોંશથી તે ઝપાટાબંધ શીખવા લાગ્યો.

બંધુઓ ! આ દાખલો આપીને એક મહાત્મા એમ સમજાવતા હતા કે, ભાઇઓ ! જો તમે એકલા એકલા ભક્તિ કરવા ઇચ્છશો તો તે બરાબર રીતે કરી શકશો નહિ. એમાં તમને કંટાળો લાગશે અને ઘણા સવાલોમાં તમારા મનનું સમાધાન થઇ શકશે નહિ, તેથી તમે શંકાઓમાં ને ડામાડોળ સ્થિતિમાં રહી જશો; પણ જો કોઇ સારા સત્સંગમાં ભળી જશો, તો તમારા મનના ઘણા ખુલાસા થઇ જશે અને બીજાઓના જોરથી તમારામાં પણ નવું જોર આવી જશે. માટે જો ટકી શકે એવી ભક્તિ કરવી હોય તો એકલા નહિ રહેતાં હરિજનોની સત્સંગની મંડળીઓમાં મળી જાઓ, મળી જાઓ એટલે સત્સંગથી જાણ્યેઅજાણ્યે અનેક પ્રકારના લાભો થઇ શકશે, એમાં કાંઇ પણ શક નથી, માટે સત્સંગ કરો, સત્સંગ કરો !

પદ

સુખ કહ્યું ન જાય સત્સંગનું રે,
આઠે અંગમાં આનંદ થાય—સુખ૦
અડસઠ તીરથ એને સૌ આંગણે રે,
સત્સંગેથી ભેળાં થાય—સુખ૦
એ સુખ ઇન્દ્રના લોકથી અધિક છે રે,
વૈકુંઠેથી વધતું જાય—સુખ૦
એ સુખ બ્રહ્માના લોકથી ભારે ઘણું રે,

એ તો વેદ પુરાણે વંચાય—સુખ૦
મહેતો નરસિંહ એમાં તો એમ ભણે રે,
એ તો ઓળખાવે અવિનાશ—સુખ૦

## ૧૭-પ્રભુ ભજવાની જરૂરિયાત વિષે

જે છોકરો બાપને ખરચે ભણેગણે, પરણે અને કમાતો થાય અને તે જ્યારે મોટો થાય ત્યારે જો બાપની સેવા ન કરે, તો તે જેમ નઠારો છોકરો કહેવાય છે, તેમ જે માણસો ઈશ્વરના નિભાવ્યા નભીને ઈશ્વરનો ઉપકાર માનતા નથી, તે પેલા ખરાબ છોકરા જેવા છે એમ જાણવું.

કોઇ પણ સ્ત્રી પોતાના પતિના આપેલાં દાગીના-લૂગડાં પહેરે, એના ઘરમાં બેઠી બેઠી ખાય અને પતિવ્રતપણાથી વર્તે નહિ તો તે જેમ વ્યભિચારિણી, નઠારી સ્ત્રી કહેવાય છે, તેમ જે મનુષ્યો ઈશ્વર તરફના અગણિત લાભો લઈ તેને ભજતા નથી, તે પણ પેલી વ્યભિચારિણી કુલટા જેવા છે એમ જાણવું.

કોઇ પણ નોકર શેઠનો માલ ખાય અને તે શેઠની બરાબર નોકરી ન કરે તો તે જેમ નિમકહરામ નોકર કહેવાય છે, તેમ જે મનુષ્ય પ્રભુ તરફથી ખાનપાન આદિ પામ્યા છતાં પણ તેને ભજતો નથી, તે પેલા નિમકહરામ નોકરથી પણ વધારે ખરાબ છે એમ સમજવું.

ઘોડા, ગધેડા અને કૂતરા જેવાં જનાવરો પણ પોતાના ધણીઓને ઓળખે છે અને તેનું કહ્યું કરતાં જણાય છે, ત્યારે આપણે મનુષ્યદેહ પામીને આપણા ધણી-પ્રભુને ન ઓળખીએ અને તેના કહેલા નિયમો ન પાળીએ, તો આપણે પેલાં જનાવરો જેવા પણ નથી એમ થયું.

તેમાં પણ વળી હાલ તો ઝેરી સર્પો અને ફાડી ખાનારાં વાઘ તથા સિંહો જેવાં ઘાતકી પ્રાણીઓ પણ પોતાના પાલન કરનારનું કહ્યું નાટકોમાં કરતાં જણાય છે, ત્યારે આપણે મનુષ્યો જો આપણા પેદા કરનાર પ્રભુના સેવાસ્મરણમાં ન રહીએ તો કેટલું ખોટું કરીએ છીએ, તે દરેક માણસે પોતે પોતાના મનમાં સમજવાનું છે.

### દોહરા

રામનામ રટતે રહો, જબ લગ ઘટ મેં પ્રાન;
કબહુક દિન દયાળ કુ, શબ્દ પડેગો કાન
રામનામ કહતે રહો, ધરે રહો મન ધીર;
કબહુ કાજ સુધારહીં, કૃપાસિંધુ રઘુવીર.
જન્મ લિયો હરિભજન કો દિયો વિષય મેં ખોય;
ગયો લૈન પાયો ન ગજ, આયો પંગુલ હોય.
જો પ્રભુ ભવજલ તરન કું, દિયો મનુષ તન નાવ;
મુક્ત કહે ભજ તાહી કું, મત ચૂકે અબ દાવ.
રામનામ આરાધવો, તુલસી વૃથા ન જાય;
લડકાઇ કો પોખનો, આગે હોત સહાય.

## ૧૮–ભક્તિ કરવાની જરૂરિયાત વિષે

### પ્રભુભજન વિષે

જેના વડે જીવો છો તેના અર્થે જીવતાં શીખશો ત્યારેજ જીવો છો એમ જાણજો; નહિતર જીવતાં મૂએલાંજ છો.

ધરતીકંપ, રેલ, મોટી આગો, હુલ્લડો, લડાઇઓ, દુકાળો ને મરકીઓ થવાનું કારણ શું એ તમારે જાણવું છે ? તો તે એજ છે કે, લોકો પોતાના ધર્મ પાળતા નથી તે.

મનુષ્યદેહ પામીને મૂઆ પછી નરકમાં જવું તે કરતાં ન જન્મવું એ સારું છે.

બેંકમાં જમે રાખેલા પૈસા જ્યારે જોઇએ ત્યારે કામ આવે છે, તેમ મુખથી લીધેલું ભગવદ્નામ પણ આ ટાણે ને અંતે બેઉ વખતે કામનું છે.

સમુદ્રમાં ઝોકાં ખાતું વહાણ જેમ ખાડીમાં આવ્યાથી નિર્ભય થઇ જાય છે, તેમ આપણો જીવ પણ જગતની જંજાળથી છૂટો થઇ પ્રભુભજનને વખતે શાંતિ પામે છે.

સો કામ પડતાં મૂકીને નાહવું, હજાર કામ પડતાં મૂકીને ખાવું, લાખ કામ પડતાં મૂકીને દાન કરવું ને કરોડ કામ પડતાં મૂકીને હરિ ભજવા.

મુંબઇ શહેરમાં જેની સારા માણસ સાથે ઓળખાણ હોય છે તે ફાવે છે, તેમ આ ભવમાં જેને પ્રભુ સાથે ઓળખાણ હશે, તેજ અંતે ફાવી જવાના છે, એમ જાણજો.

ઈશ્વર આપણને દેવા બંધાયેલા છે, પણ જો આપણે મહેનત કરીશું તો.

ઈશ્વર નાળિયેર આપશે પણ કોપરું તો તમારેજ કાઢવું પડશે.

જે ઈશ્વરને ભજે છે, તે એક મોટા શેઠને સેવે છે.

માણસોનું મુખ્ય કામ પ્રભુની ભકિત કરવી એજ છે.

પ્રભુએ માણસોને પોતાને અર્થે સરજેલાં છે, માટે ગમે તો તમે આખી દુનિયાને પોતાની કરી લો, તોપણ જ્યાં સુધી ઈશ્વરને ભજશો નહિ ત્યાં સુધી સંતોષ મળવાનો નથી.

આ જગતમાં આપણું સૌથી મોટું કામ મોક્ષ મેળવવો એજ છે.

## ભક્તિ વિષે

ભગવાનની ભકિત માણસોને બહુ ઉત્તમ ગુણવાળા બનાવે છે.

જ્ઞાનથી મગજ સુધરે છે અને ભક્તિથી અંતર સુધરે છે.

અરે! જ્યાં કૃષ્ણદાસ અને રામદાસ એ બેઉ પણ મળીને રહેતા નથી, ત્યાં તે વળી લક્ષ્મીદાસ ને ભગવાનદાસની વાતજ શું કરવી?

હે હરિજનો! તમારે જો મોક્ષનો માર્ગ જાણવો હોય તો તે ભક્તિ છે.

અગ્નિના તણખા સમુદ્રમાં પડવાથી જેમ હોલાઇ જાય છે, તેમ પ્રભુના શરણમાં જવાથી આપણાં સઘળાં પાપો નાશ પામે છે.

પ્રાર્થનાનો અર્થ ભગવાન સાથે વાતો કરવી એવો થાય છે.

જે ઈશ્વરથી સદાય રાજી રહે છે, તેના પ્રત્યે ઈશ્વર પણ સદાય રાજી રહેશે.

ભક્તિનું ફળ ભકિત છે.

જે ચૌદ ભુવનમાં અમલ કરે છે, તેના માથે એક ભક્તિ અમલ કરે છે.

ભલાં કામમાં કોઇએ નાહિંમત થવું નહિ, કારણ કે સારા ઝાડનાં ફળ સારાંજ થશે.

---

## ૧૯—અંતરમાં આવી ગયેલા પ્રભુપ્રેમને કોઇથી પણ કાઢી શકાતો નથી

કેટલાક ભગતોને એમ લાગે છે કે, પ્રભુ ઉપરનો અમારો પ્રેમ ઊડી જશે તો? પણ મહાત્માઓ કહે છે કે, સાચા ભગતોને કદી પણ એ જાતની ફિકર લાગતી નથી. કારણ કે મહાન પ્રભુના

પ્રેમમાં એટલું બધું બળ છે કે, જો શુદ્ધ પ્રેમ પૂરેપૂરો હૃદયમાં આવી ગયો હોય તો પછી તે જઈ શકતોજ નથી. આ વાત બહુ સારી રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ પોતાના સત્સંગમંડળમાં કહેતા કેઃ-

મહાત્મા તુકારામમાં પ્રભુનો પ્રેમ આવી ગયો હતો. તે પ્રેમ ઓછો કરવા માટે ઘણા લોકોએ તેમને કેટલા બધા હેરાન કર્યાં હતા એ કાંઇ ભક્તોથી અજાણ્યું નથી; પણ તેમ છતાં ભક્તરાજ તુકારામનો પ્રભુપ્રેમ જરા પણ ઓછો થયો નહોતો. એટલુંજ નહિ પણ જેમ જેમ તેમનો પ્રેમ ઓછો કરવા માટે બ્રાહ્મણો મહેનત કરતા, તેમ તેમ ઊલટો તેમનો પ્રભુપ્રેમ વધતો જતો હતો. નરસિંહ મહેતાનો પ્રભુપ્રેમ છોડાવવા માટે પણ તેમનાં સગાંવહાલાંઓએ તથા તેમની નાતે તેમને બહુ હેરાન કર્યાં હતા, છતાં પણ તેમનો પ્રભુપ્રેમ કોઇ ઓછો કરી શક્યું નહોતું. મીરાંબાઈનો પ્રભુપ્રેમ ભૂંસી નાખવા માટે તેમનાં સગાંવહાલાંઓ તથા તેમના પતિ રાણાજીએ બહુ મહેનત કરી હતી, પણ તેમ છતાં એ બાબતમાં તેઓનું કાંઇજ ચાલ્યું નહોતું અને પ્રહ્લાદનો પ્રભુપ્રેમ તજાવવા માટે તેના પિતા હિરણ્યકશિપુએ તેની ઉપર અતિશય જુલમ ગુજાર્યો હતો, છતાં પણ તેઓ તેના પ્રેમને તલભાર પણ ઓછો કરી શક્યા નહોતા. એટલુંજ નહિ પણ જેમ જેમ એવા સાચા ભક્તોનો પ્રેમ છોડાવવા માટે લોકો મહેનત કરતા હતા, તેમ તેમ તેઓનો પ્રભુપ્રેમ ઊલટો વધતો જતો હતો.

આ સિવાય દુનિયાના દરેક ધર્મોમાં ઘણા ભગતોનો પ્રેમ છોડાવવા માટે ઘણી જાતના જુલમો કરેલા છે. એ જુલમોનાં વર્ણનો સાંભળીએ તો આપણને ત્રાસ લાગ્યા વિના રહે નહિ. જેમકે યુરોપમાં કેટલાક ભગતોને એમ કહેવામાં આવતું હતું કે, તમારો ધર્મ તમે છોડી દો નહિ તો તમને રિબાવી રિબાવીને મારી નાખવામાં આવશે અને યાદ રાખજો કે, આ કાંઇ માત્ર ખાલી ધમકી નહોતી પણ ખરેખર એમજ બનતું હતું અને તે એટલી હદ સુધી કે, કેટલાક ભગતોને ઊંધે માથે ગરેડી ઉપર લટકાવીને નીચે લોખંડના ખીલાઓમાં તેમનાં માથાં પછાડતા હતા, કેટલાક ભગતોના આખા શરીરની ચામડી જીવતાં ઉતારી લેતાં હતા, કેટલાક ભગતોના હાથપગ વગેરે અંગો સંચાઓથી તાણીને તોડી નાખતા હતા, કેટલાક ભગતોને જીવતા બાળી નાખતા હતા,

કેટલાક ભગતોને જમીનમાં માથું બહાર રાખીને એ મરી જાય ત્યાં સુધી દાટી મૂકતા હતા, કેટલાક ભગતોને ભૂખે મારી નાખતા હતા, કેટલાક ભગતોને જંગલી જનાવરો પાસે મારી નખાવતા હતા, કેટલાક ભગતોને જુદાં જુદાં અંગો કાપીને મારતા હતા, કેટલાક ભગતોને હાથે તેમનાં સગાંઓને મરાવતા હતા અને કેટલાક ભગતોને ઊકળતા તેલમાં નાખતા હતા તથા કેટલાક ભગતોને ઘાણીમાં ઘાલીને તેલ પીલતા હતા. આવી આવી અનેક રીતે જુદા જુદા ભગતોને તેઓનો પ્રભુપ્રેમ તજાવવા માટે જુદાં જુદાં દુઃખો દેતા હતા, પણ એવાં દુઃખોથી પણ સાચા ભગતો કદી પણ કાયર થતા નહિ કે પોતાના પ્રેમને છોડતા નહિ; પણ એવા દુઃખને વખતે તો તેઓનો પ્રભુપ્રેમ ઊલટો ઘણોજ વધારે પ્રકાશતો હતો.

### પ્રભુ સાથે લયલીનતા

પ્રેમ પ્રેમ સબ કોઇ કહે, પ્રેમ ન ચિન્હે કોઈ;
આઠ પ્રહર ભીના રહે, પ્રેમ કહાવે સોય.
પ્રેમ ન બાડી ઊપજે, પ્રેમ ન હાટ બીકાય;
રાજા રાના જો રુચે, શિશ દેય લે જાય.
પ્રેમ છીપાયા ના છીપે, જો ઘટ પ્રગટહી હોય;
જો કે મુખ બોલે નહીં, નયન દેત હે રોય.
લાગી લાગી કયા કરે, લાગી નાહીં એહ;
લાગી સોઈ જાનીએ, ફરે કલેજે છેહ.
માંસ ગયા, પીંજર રહ્યા, તાકું ન લાગે કાગ;
સાહેબ અજહુ ન આઇઆ, મંદ હમારા ભાગ.
પ્રિય ચહો કે મત ચહો, મેં તો પ્રિય કી દાસ;
પ્રિય રંગ રાતી ફિરું, જગ મેં રહું ઉદાસ.
આજ્ઞાકારી પ્રિય કી, રહત પ્રિય કે સંગ;
તનમન સે સેવા કરે, ઓર ન દુજો રંગ.
તું તું કહેતા તું ભયા, મુજ મેં રહી ન હું;
વારી તેરે નામ પર, જીત દેખું તીત તું.
કહેના થા સો કહ ચુકે, અબ કુછ કહા ન જાય;
એક રહા દુજા ગયા, દરીઆ લહેર સમાય.
કબીર મન પર્વત હતા, અબ મેં પાયા જાન;
ટાંકી લાગી પ્રેમ કી, નીકસી કંચન ખાન.
સૂલી ઉપર ઘર કરે, વિષ કા કરે અહાર;

તીનકો કાલ કહા કરે, આઠ પ્રહર હોશિયાર.
યહ તો ઘર હય પ્રેમ કા, બાલા કા ઘર નાહીં;
શીશ ઉતારે ભોંય ધરે, તબ પેઠે ઘર માંહી.
શીશ ઉતારે ભોંય ધરે, ઉપર રાખે પાવ;
દાસ કબીરા યું કહે, એસા હોય તો આવ.
શૂરે કે તો શિર નહીં, દાતા કે ધન નાંહી;
પતિવ્રતા કે તન નહીં, સૂરત બસે પિયુમાંહી.
કબીર પ્યાલા પ્રેમ કા, અંતર લિયા લગાય;
રોમ રોમ મેં રમ રહ્યા, ઓર અમલ ક્યા ખાય?

## ૨૦—આત્માનાં સુખોને છોડીને દેહનાં સુખોમાંજ ન રહી જાઓ

ઘણાં માણસોને ધર્મ પાળવાની બહુ હોંસ હોય છે અને ઘણાં માણસોને ધર્મ પાળવો બહુ ગમે છે. છતાં પણ આપણે જોઇએ છીએ કે, બહુજ થોડાં માણસો સત્ય ધર્મ પાળી શકે છે. બાકી તો બધા બહારના બહારજ રહી જાય છે. એમ થવાનું કારણ શું તે સમજાવતાં એક મહાત્મા એમ કહેતા હતા કે, એક ગાંડો માણસ હતો. તેને ભાતનું હાંડલું મળ્યું ત્યારે તેણે તેમાંથી ભાતને ફેંકી દીધો ને હાંડલાને ચાવવા લાગ્યો. બીજો એક ગાંડો માણસ હતો તેને કેળાં મળ્યાં, એટલે કેળાંની છાલ છોલીને તેમાંથી ગર્ભને ફેંકી દીધો ને છાલ ચાટવા લાગ્યો. ત્રીજા એક જંગલી માણસને નાળિયેર મળ્યું. તેને અંદરના ફળના સ્વાદની ખબર નહોતી, એટલે તે નાળિયેરની ઉપરનાં છોતરાં ચાવવા લાગ્યો. આ બધા ગાંડાઓની અને અજ્ઞાનીઓની જેવી દયા ખાવાલાયક સ્થિતિ છે, તે કરતાં પણ જે માણસો દેહનાં સુખોમાંજ રહી જાય છે અને આત્માનાં સુખોની દરકાર કરતા નથી તેઓ બહુ વધારે દયા ખાવાજોગ છે. કારણ કે પેલા ગાંડાઓ તથા અજ્ઞાનીઓને હાંડલાના કટકામાં ને નાળિયેરનાં છોતરાંમાં જ્યારે રસ નહિ પડે ત્યારે તેઓ તેને ફેંકી દેશે, અગર કોઇ માણસ તેને બતાવશે કે, આ વસ્તુ ખાવાલાયક નથી, પણ ખાવાલાયક વસ્તુ તો કોઇ જુદીજ છે અને તે એની અંદરજ રહેલી છે. ત્યારે તેઓ જલદીથી ઠેકાણે આવી જશે અને છોતરાંઓ તજીને ખાવાલાયક વસ્તુનો લાભ લઇ શકશે. પણ જેઓ દેહનાં સુખોમાં મોહી જાય છે, જેઓ દેહનાં

સુખોમાં લોભાઇ જાય છે, જેઓ દેહનાં સુખોથીજ રાજી થઇ જાય છે અને જેઓ દેહનાં સુખો ભોગવવામાંજ મોટાઇ માન્યા કરે છે, તેઓ આત્માના સુખ સુધી પહોંચી શકતા નથી. તેથી તેઓની જિંદગી ભાત છોડીને હાંડલાને ચાટયા કરવા જેવીજ રહી જાય છે.

બંધુઓ! ઉત્તમ મનુષ્યાવતાર મળ્યા છતાં, રૂડો ધર્મ મળ્યા છતાં, સારા સંજોગો મળ્યા છતાં અને આત્માનું જ્ઞાન મેળવી શકીએ તેવા અધિકારી છતાં પણ દેહનાં સુખોમાંજ પડયા રહીએ ને અંતે દેહનાં દુઃખો ભોગવતે ભોગવતેજ મરી જઇએ એ શું દિલગીરીની વાત નથી? જે આત્મા અમર છે, જે આત્મા નિર્વિકારી છે, જે આત્મા પ્રેમસ્વરૂપ છે, જે આત્મા જ્ઞાનસ્વરૂપ છે અને જે આત્મા આનંદસ્વરૂપ છે, તે આત્માનો આનંદ કેટલો બધો હશે, એ જરા ખ્યાલ તો કરો? અને એવા અખંડ આનંદરૂપ અમર આત્માને પણ જે મહાન પરમાત્મામાંથી આનંદ મળ્યા કરે છે, તે અનંત બ્રહ્માંડના નાથનો આનંદ કેવો અલૌકિક હશે, એ જરા વિચાર તો કરો! અને તેની સાથે એ પણ સરખાવો કે, દેહનાં સુખો આત્માના આનંદની આગળ અને પરમાત્માના આનંદની આગળ શું વિસાતમાં છે? માટે હે હરિજનો, જો ધર્મના રસ્તામાં આગળ વધવું હોય અને જિંદગીની સાર્થકતા કરવી હોય તો છાલગોટલા જેવાં એકલાં દેહનાં સુખોમાંજ છેવટ સુધી રહી જશો મા, પણ દેહનાં સુખો કરતાં આત્માનાં સુખો લાખોગણું શ્રેષ્ઠ છે એમ સમજીને તથા એમ અનુભવીને આત્માનાં ને પરમાત્માનાં સુખો મેળવવાની ભાવના રાખજો ને મહેનત કરજો એજ અમારી ભલામણ છે.

૫૬

ધન્ય જેણે હરિગુણ ગાયા—સંસારિયામાં ધન્ય૦
બીજા સૌ જાણજો ભવાયા—સંસારિયામાં ધન્ય૦
હાથી ઘોડા ને સુખપાલ બેઠે શું થયું (૨)
શું થયું મેળવી માયા—સંસારિયામાં ધન્ય૦
કંઠ સાહીને જમ કાઢશે પલકમાં (૨)
દૂર રહેશે સુત વિત્ત દારા—સંસારિયામાં ધન્ય૦
દયાના પ્રીતમ ભજો નંદના કુંવરને (૨)
સફળ થાશે તારી કાયા—સંસારિયામાં ધન્ય૦

## ૨૧–દરેક માણુસે હમેશાં સત્સંગમાં રહેવાની જરૂર છે

જે વહાણને બહારથી તોફાન લાગતું હોય ને તળિયામાં ગાબડું પડ્યું હોય, તે વહાણ તરીને પાર થઇ શકે નહિ; તેમજ આપણાં મન અંદરથી બગડેલાં છે ને બહારથી દુઃસંગરૂપી તોફાન ફરી વળેલું છે, તેથી ભવસાગર તરવો બહુ મુશ્કેલ છે; માટે દરેક માણુસે સત્સંગ કરવો જોઇએ.

આકાશમાંથી પડતું વરસાદનું પાણી સમુદ્રમાં ભળવાથી ખારું થઇ જાય છે અને મીઠા સરોવરમાં ભળવાથી મીઠું થઇ જાય છે, તેમજ જે માણુસ જેવો સંગ કરે છે તેવો તે થઇ જાય છે.

કુદરતનો એવો કાયદો છે કે, જો આપણે સફાઇ ન રાખીએ તો બધી વસ્તુઓ પોતાની મેળેજ ખરાબ થતી જાય છે. વાસણને જો ન ઘસીએ તો તેની ઉપર કાટ ચડે છે, પુસ્તકો ને કપડાં ન સંભાળીએ તો તેમાં જંતુઓ લાગી જાય છે, ઘરમાંથી ઝાડુ ન કાઢીએ તો તે વાસ મારી જાય છે, ગાયને ઘણા દહાડા સુધી ન દોહીએ તો તે વસૂકી જાય છે, ઘોડાને ઘણા દહાડા સુધી ન ફેરવીએ તો તે મસ્તીખોર થઇ જાય છે અને ફળને ઝાડ ઉપરથી વખતસર ન તોડી લઇએ તો તે એની મેળેજ તૂટી પડીને સડતું જાય છે. તેમજ આપણા મનને પણ જો ન સંભાળીએ, તો તે સ્વભાવથીજ પોતાની મેળે મેળેજ ખરાબ થતું જાય છે; માટે તેને સત્સંગમાં જોડી રાખવું જોઇએ.

ઘડિયાળને બરાબર રીતે ચલાવવા માટે જેમ હમેશાં તેને ચાવી આપવાની જરૂર છે, તેમ જીવને પવિત્રતામાં રહેવા સારુ દરરોજ સત્સંગની જરૂર છે.

નીચે ઊભેલા માણુસની દૃષ્ટિ ઊંચે ઊભેલા માણુસના જેટલી લાંબી જતી નથી, તેમજ સત્સંગી હરિજનોને ઈશ્વરી જ્ઞાનની જેવી ચોખ્ખી સમજણ હોય છે, તેવી સાધારણ સંસારીઓને હોતી નથી.

ગમે તેવો જોરાવર માણુસ હોય પણ જો તે એક દિવસ ખોરાક ખાય નહિ તો તે શરીરમાં ઢીલો પડી જાય છે, તેમજ ગમે તેવો ભગત કે પ્રેમી હોય, પણ જો તે સત્સંગ ન કરે તો ભક્તિમાં મોળો પડી જાય છે.

શિયાળામાં તળાવમાં નહાતી વખત પ્રથમ બહુ ટાઢ વાય છે, પણ ડૂબકી માર્યા પછી તેમાં તરવાની મરજી થાય છે, તેમજ દરેક

માણસને પહેલવહેલાં સત્સંગનો કંટાળો લાગે છે, પણ માંહી ભળી ગયા પછી બહુ આનંદ આવ્યા કરે છે.

કોઇ ભારે ચીજને ઊંચી જગ્યા ઉપર લઈ જવી હોય તો બહુ મહેનત પડે છે, પણ જો નીચે ઉતારવી હોય તો તે સહેજમાં ગબડી પડે છે, તેમજ દુઃસંગ કરવો એ તો મનનો સ્વભાવજ છે, પણ તેને સત્સંગમાં રોકી રાખવું એજ ખૂબી છે.

ટોપલીમાં પાણી ભરીએ તો તેમાં રહેતું નથી, પણ જો વારંવાર તેને પાણીમાં ઝબોળ્યા કરીએ તો તે ટોપલી પોચી ને સાફ થયા વિના રહેતી નથી. તેમજ કદી આપણને ઈશ્વરનું પૂરું જ્ઞાન ન થાય તોપણ સત્સંગથી અંતરની શુદ્ધિ ને પવિત્રતા તો કદી પણ આવ્યા વિના રહેશે નહિ.

લોઢાનો સાદો તાર જો સારંગીની સાથે જોડાઇ ગયો હોય તો તેમાંથી સુંદર મધુર અવાજ ઉત્પન્ન થઇ શકે છે, તેમજ સત્સંગમાં ભળેલાં અણઘડ માણસો પણ દિનપ્રતિદિન વિવેકી ને સમજણવાળાં થતાં જાય છે.

કોઇ ગરીબ માણસને શેઠિયાની દોસ્તી થઇ જાય તો તેની મદદથી થોડા વખતમાં તે સુખી થઇ જાય છે, તેમ સત્સંગને રસ્તે જ્ઞાની મહાત્માઓના સંગમાં આવ્યાથી સાધારણ બુદ્ધિના માણસો પણ ઈશ્વરી જ્ઞાનનો પ્રસાદ પામે છે.

આંબાના મૂળમાં ગયેલા પાણીનો મીઠો રસ થાય છે અને એજ પાણી લીંબોળીના મૂળમાં જાય ત્યારે તેમાંથી ખાટો રસ થાય છે, તેમજ માણસોને જેવો સંગ થાય છે તેવો તેમને રંગ લાગી જાય છે. સારા સંગથી સારા થાય છે ને ખરાબ સંગથી ખરાબ થઇ જાય છે. માટે ભાઇઓ ! જેમ બને તેમ દુઃસંગથી બચીને સત્સંગનો લાભ લેવાય તેમ કરજો.

દોહરો

મિલન ચહો પરિબ્રહ્મ કું, તો કરના સત્સંગ;<br>
મુક્ત કહે સદ્ગ્રંથ કો, એ સિદ્ધાંત અભંગ.

## ૨૨–સત્સંગ વિષે

એક હાથે તાળી પડે નહિ, તેમ એકલા માણસથી બરાબર ભક્તિ થઈ શકે નહિ.

ચૂલામાં એક લાકડું કે સગડીમાં એક કોલસો હોય તો તે

બરાબર સળગી શકે નહિ, પણ જો વધારે હોય તો તે એકદમ સળગી ઊઠે છે, તેમજ જ્યાં ઘણાં માણુસો ભેળાં થઇને ભજન કરે છે, ત્યાં બહુ પ્રભુપ્રેમ દેખાય છે.

એક હાથને ધોવામાં જેમ બીજો હાથ મદદ કરે છે, તેમ સત્સંગી હરિજનો એકબીજાને ઘણુાજ મદદગાર થઇ પડે છે.

કૂવામાં પડી ગયા હોય તેઓને બહાર કાઢવા માટે બીજા માણુસની જરૂર છે, તેમ આપણે સૌ માયામાં ડૂબેલ સંસારીઓને ઈશ્વરના રસ્તામાં લઈ જવા માટે પવિત્ર હરિજનોના સંગની ઘણીજ જરૂર છે.

મુસાફરીમાં એકલા માણુસને ચાલવાનો બહુ કંટાળો લાગે છે, પણ જો સાથે બીજો કોઇ હોય તો જલદી જલદી આનંદથી ચાલી શકાય છે, તેમ પ્રભુભક્તિમાં પણ જો બીજા હરિજનો મળી ગયા હોય તો બહુ મજા પડે છે.

ઘરમાં એકલા જમીએ તે કરતાં ઘણા દોસ્તોની સાથે બેસીને ઉજાણી કે પાર્ટીમાં જમવાની મજા પડે છે, તેમજ ઘણા હરિજનોની સાથે મળીને ભજન કરવામાં હરિજનોને બહુ આનંદ થાય છે.

જ્યાં ફૂલ કે અત્તર વેચાતું હોય ત્યાં જઇને ઊભીએ તો કાંઈ પણ ખર્ચ કર્યા વિના એની મેળેજ સુગંધી ચાલી આવે છે, તેમજ જે સત્સંગમાં જાય છે, તેને પોતાની મેળે મેળે સહેજમાં ઉત્તમ ઈશ્વરી જ્ઞાન મળતું જાય છે. માટે કોઇએ પણ સત્સંગનો લાભ લીધા વિના રહેવું નહિ.

દૂધમાં ભળેલું પાણી જેમ દૂધને ભાવે વેચાઇ જાય છે, તેમ સારાને સંગે નઠારા પણ સારા ગણાય છે.

ગુલાબના ઝાડને પાણી નહિ પાઓ તો તે સુકાઇ જશે, તેમ હે હરિજનો! તમે પણ જો દરરોજ સત્સંગ નહિ કરો તો ભકિતમાં મોળા પડી જશો.

સંગ કરો ત્યારે સંભાળ રાખજો, કારણ કે હમણાં જેવો સંગ કરશો તેવો સંગ અંતે તમોને મળશે.

જે દૂધઘીવાળો સારો ખોરાક ખાય છે, તે મજબૂત થાય છે ને કાચુંપાકું ખાનારો ભિખારી જેમ નબળો દેખાય છે, તેમ સત્સંગ કરનાર હરિજનો સારા જણાય છે ને દુઃસંગ કરનાર સંસારીઓ માઠા દેખાય છે.

જે સત્સંગ વિનાનો રહેશે તેને મોક્ષમાર્ગમાં બહુ અડચણ આવશે.

જગતની સગાઈ કરતાં સત્સંગની સગાઈ મોટી છે.

દોહરા

બીન સત્સંગ ન હરિકથા, તા બીન મોહ ન જાત;
મોહ ગયે બીન રામ પદ, હોય ન દ્દઢ અનુરાગ.
સર્વ સ્વર્ગ અપવર્ગ સુખ, ધરી તુલા એક સંગ;
તુલે ન તાહી સકલ મિલી, જો સુખ લવ સત્સંગ.
એક ઘડી આધી ઘડી, આધી મેં પુની આધ;
તુલસી સંગત સાધ કી, કટે કોટિ અપરાધ.
સતસંગ કો ફલ એહી હે, સંશય રહે ન લેશ;
રહે સ્થિર સુચી સરલ ચિત્ત, જાને નાહીં કલેશ.
કોટિ જનમ કે પુણ્ય જબ, ઉદય હોત એક રંગ;
છૂટત મન કી મલિનતા, અરૂ ભાવત સત્સંગ.
મિલન ચહો પરબ્રહ્મ કું, તો કરના સત્સંગ;
મુક્ત કહે સબ ગ્રંથ કો, એ સિદ્ધાંત અભંગ.
મુનિ નારદ કહી વ્યાસ સે, પૂર્વજનમ કી બાત;
મુક્ત કહે સત્સંગ સે, શઠ સુધરત સાક્ષાત.
ધન્ય ભૂમિ ધન્ય ગ્રામ તે, જ્યાં સંત બિરાજે આઈ;
સબી ભૂમિ પાવન કરે, હિલી મિલી હરિજશ ગાઈ.
કથા કીરતન કલિ વિષે, ભવસાગર કી નાવ;
કહે કબીર જગ તરન કો, નાહીં ઓર ઉપાય.

સાધુસંગ

કબીર દર્શન સાધ કા, સાહેબ આવે યાદ;
લેખે મેં સોય ઘડી, બાકી કે દિન બાદ.
સાધ મિલે, સાહેબ મિલે, અંતર રહી ન રેખ;
મનસા વાચા કર્મણા, સાધુ સાહેબ એક.
તનકર મનકર વચનકર, દેત ન કબહુ દુ:ખ;
તુલસી પાતક જલત હે, દેખત ઉનકો સુખ.

## ૨૩–મંદિરોમાં ને સત્સંગમાં પણ ખરાબ માણસો તો હોયજ માટે સંભાળીને ચાલજો

એક મહાત્મા એમ કહેતા હતા કે, બહુ સુંદર બગીચા હોય

તેમાં પણ કોઈ કોઈ કાંટાનાં ઝાડ તો હોયજ અને ઘઉંચોખા વગેરે કીમતી અનાજના ઢગલા પડેલા હોય તેમાં પણ કાંકરા તો હોયજ. તેમજ તમે જે જે સત્સંગમાં જશો, જે જે મંડળોમાં જશો, જે જે સભાઓમાં જશો, જે જે કોન્ફરન્સોમાં જશો, જે જે કલબોમાં જશો અને જે જે મંદિરોમાં જશો, ત્યાં ત્યાં બધે ઠેકાણે ઘણાં માણસોમાંથી કોઇ માણસ વ્યભિચારી હશે, કોઇ માણુસ જોડા ચોરનાર હશે, કોઈ માણુસ ઢોંગ કરનાર હશે અને કોઇ માણુસ ટંટોફિસાદ કરનાર હશે એમાં કાંઇ શક નથી; કારણ કે જ્યાં ઘણાં માણસો ભેળાં થાય ત્યાં એવા લુચ્ચા લોકો પણ જરૂર જાય છે. માટે તેઓથી સંભાળીને ચાલવું જોઇએ.

બંધુઓ! જયાં ચોખ્ખી ચાંદીનાં વાસણો વેચવાની દુકાન હોય ત્યાં તેની પાડોશમાંજ હલકી ચાંદી, તાંબાના ભેગવાળી ચાંદીની દુકાનો પણ હોય છે. એટલુંજ નહિ પણ તેની પાસે જર્મનસિલ્વરવાળાઓની દુકાનો પણ હોય છે અને તેઓનો માલ પણ ચાંદીના વાસણના જેવોજ સફેદ ને ચકચકિત લાગ્યા કરે છે; પણ ચાંદીની અને જર્મનસિલ્વરની કિંમતમાં ઘણોજ તફાવત હોય છે. તેમજ દુર્ગુણી, ઢોંગીઓ, બહારનો આડંબર કરીને સજ્જનોનાં મંડળોમાં ભળી જાય છે, પણ તેઓના આચારવિચાર, તેઓની રીતભાત અને તેઓની રહેણીકરણી તદ્દન જુદીજ હોય છે. માટે એવા માણસોથી કાંઈ મંદિરોને કે મંડળોને હલકાં સમજી લેવાની ભૂલ કરવી નહિ; કારણ કે એમાં કાંઇ મંડળોનો, સત્સંગનો, સભાઓનો કે મંદિરોનો વાંક હોતો નથી, પણ એવા દુષ્ટ સ્વભાવના ખોટા આડંબરવાળા ઘૂસી જનારા ઢોંગી લોકોનોજ વાંક હોય છે. માટે સત્સંગ ઉપર, મંદિર ઉપર કે મંડળ ઉપર ગુસ્સો કરવાને બદલે એવા નાલાયક લોકોથી બચીને ચાલવું જોઈએ અને તેઓ સુધરે અગર એવી જગ્યાએથી તેઓ દૂર થાય તેવા ઉપાયો કરવા જોઇએ અને શાંતિ રાખવી જોઇએ તથા તેઓને નિભાવી લેવા જોઇએ. એમ કરતાં આવડે એજ હરિજનોની ખૂબી છે ને એજ ભગતોનું લક્ષણ છે. માટે એવાઓને સુધારજો ને તેઓને નિભાવી લેતાં શીખજો એજ અમારી ભલામણ છે.



## ૨૪–જેનાં પ્રભુ સાથે લગ્ન થાય તે ભક્તોને કોઇ દુઃખ દઇ શકે નહિ

ભક્તિ એવી અમૂલ્ય વસ્તુ છે કે, તેનું જેટલું વર્ણન કરીએ એટલું થોડુંજ છે અને તેના જેટલા ગુણ ગાઇએ તેટલા ઓછાજ છે. કારણ કે ભક્તિથી ભગતોની અંદર એટલું બધું બળ આવી જાય છે કે, તેમને ઘણા પ્રકારનાં દુઃખો નડી શકતાં નથી. કારણ કે જે સાચા ભગતો હોય છે તેઓની અંદર પ્રભુનો પ્રેમ આવી ગયેલો હોય છે, તેથી જગતનો કોઈ પણ માણસ તેમને ખરેખરું દુઃખ દઇ શકતો નથી અને કદી વ્યાવહારિક લોકોને એમ લાગે કે, ફલાણા ફલાણા ભગતને ફલાણો માણસ દુઃખ દે છે, તોપણ યાદ રાખવું કે, બહારથી લોકો જેટલું ધારે છે તેટલું દુઃખ અંતરમાંથી ભગતને થતું નથી. કારણ કે દુઃખને દૂર કરવાની ચાવી તેઓને મળી ગયેલી હોય છે, દુઃખને ઉડાવી દેવાની કળા તેઓને હાથ આવી ગયેલી હોય છે અને દુઃખને દૂર રાખવાની યુક્તિ તેઓની પાસે હોય છે. તેથી લોકો ધારે છે તેટલું દુઃખ તેઓને થતું નથી અને લોકો માને છે તેવી બાબતોમાં ભગતો દુઃખ માનતા નથી, તેથી ઘણાં દુઃખોને તેઓ અધ્ધર ને અધ્ધર ઉડાવી દે છે અને બહુ વિરુદ્ધ સંજોગોની વચ્ચે પણ તેઓ સુખમાં રહી શકે છે; એટલુંજ નહિ પણ બહુ આગળ વધી ગયેલા ભગતોની અંદર તો એટલું બધું બળ આવી જાય છે કે, તેમના મોટામાં મોટા અને કટ્ટામાં કટ્ટા દુશ્મનો પણ તેમને દુઃખ દેવાની હિંમત કરી શકતા નથી. આ બધું જોઇને એક જિજ્ઞાસુએ કોઈ સંતને પૂછ્યું કે, મહારાજ ! ભગતોને દુઃખ દઇ શકાતું નથી તેનું કારણ શું ?

ત્યારે તે સંતે કહ્યું કે, ભાઇ, જ્યાંસુધી નાની છોકરી કુંવારી હોય ત્યાંસુધી ઘણા લોકો તેને ટપલા મારે છે અને રાંડ રાંડ કહે છે, પણ એજ છોકરીનું જ્યારે લગ્ન થઇ જાય અને તે પોતાના વરની પાસે જાય, તે પછી કોઇ પણ માણસ તેને રાંડ કહી શકતો નથી કે તેને આંગળી લગાડવાની હિંમત કરી શકતો નથી. તેમજ ભગતોનું ભગવાનની સાથે લગ્ન થઇ ગયેલું હોય છે, તેથી ભગતોને બીજા માણસો દુઃખ દઇ શકતા નથી. માટે જો સંસારનાં ઘણી જાતનાં દુઃખોમાંથી બચવું હોય તો પ્રભુની સાથે લગ્ન કરવું જોઇએ, એટલે કે પ્રભુની સાથે જોડાઇ જવું જોઇએ. જો એ પ્રમાણે કરતાં

આવડે, તો ઘણી જાતનાં દુઃખોમાંથી બચી શકાય છે. માટે ભાઈ-ઓ અને બહેનો! શરીરનાં દુઃખોમાંથી બચવા સારુ, મનનાં દુઃખોમાંથી બચવા સારુ, વહેવારનાં દુઃખોમાંથી બચવા સારુ, જગતની જંજાળનાં દુઃખોમાંથી બચવા સારુ, પ્રારબ્ધના ભોગે આવી પડતાં દુઃખોમાંથી બચવા સારુ અને અકસ્માતથી આવી પડતાં દુઃખોમાંથી બચવા સારુ, પ્રભુ સાથે જોડાઇ જાઓ, પ્રભુની અંદર મનને પરોવી દો, પ્રભુને તમારા હૃદયની અંદર પધરાવો અને પ્રભુ સાથે તન્મય થાઓ! મતલબ કે, પ્રભુ સાથે તમારું લગ્ન કરી દો એટલે એની મેળે મેળે ઘણી જાતનાં દુઃખોમાંથી છૂટી શકશો. માટે ભાઇઓ, આવાં અનેક પ્રકારનાં દુઃખોમાંથી છૂટવા સારુ પ્રભુના સાચા ભગત થાઓ, પ્રભુના સાચા ભગત થાઓ!

## ૨૫–ઝાઝું જીવવામાંજ કાંઇ ખૂબી નથી, પણ જિંદગીનો રૂડો ઉપયોગ કરી લેવો તેમાંજ ખૂબી છે

શાસ્ત્રોમાં એમ કહેલું છે કે, મનુષ્યની જિંદગી અમૂલ્ય છે અને આ જગતમાં ચોરાશી લાખ જાતના જીવો છે, તેમાં મનુષ્યોનો અવતાર ઉત્તમમાં ઉત્તમ છે, એનું કારણ શું? બંધુઓ, તેનું કારણ એજ છે કે, માણસો પોતાની જિંદગીની સાર્થકતા કરી શકે છે. માણસો બીજાઓને અર્થે પોતાની ખુશીથી, સમજપૂર્વક પોતાના સ્વાર્થનો ભોગ આપી શકે છે. માણસો જન્મમરણના ફેરામાંથી છૂટી શકે છે અને માણસો અનંત બ્રહ્માંડના નાથનું જ્ઞાન મેળવી શકે છે તથા તેને પગલે ચાલી તેની ભક્તિ કરી શકે છે. માટે મનુષ્યનો અવતાર જગતના બીજા બધા જીવો કરતાં શ્રેષ્ઠ ગણાય છે. પણ અફસોસની વાત એ છે કે, મનુષ્ય-જિંદગીની આવી ઉત્તમતા બહુજ થોડા ભગતો સમજે છે, બાકી ઘણાં માણસો તો ખૂબ ખાવું, પીવું અને ઘણાં વરસો જીવવું, એટલીજ ઇચ્છા રાખે છે. પણ મહાત્માઓ કહે છે કેઃ—

ઘણાં વરસ જીવવું એમાંજ કાંઈ ખૂબી નથી, પણ જિંદગીની સાર્થકતા કરી લેવી તેમાંજ ખૂબી છે. એ માટે કુદરતની સામે જોશો તોપણ જણાશે કે, ઘણી જાતનાં ફૂલ બહુજ થોડા કલાકો જીવી શકે છે, પણ એટલી થોડી વારમાં પણ તે કોઇકને શોભાવી જાય છે. અગરબત્તી કે ધૂપ જલદીથી બળી જાય છે, પણ પોતે

બળતે બળતે પણ સુગંધી ફેલાવી જાય છે અને ઘણી જાતનાં ફળ જલદીથી બગડી જાય તેવાં હોય છે તેથી તરતજ ખવાઇ જાય છે, પણ એટલી થોડી વારના જીવનમાં પણ તે ખાનારને શકિત આપી જાય છે, તેમજ બંધુઓ, તમારે પણ કોઇકના ઉપયોગમાં આવવું જોઇએ અને તમારી જિંદગીની સાર્થકતા થાય તેમ તમારે કરવું જાઇએ. કારણ કે આપણી જિંદગીથી જો કોઇને પણ લાભ ન થાય તો એ જિંદગી શું કામની? કોઇના પણ ઉપયોગમાં આવ્યા વગર ઘણાં વરસ જીવીએ તેથી પણ શું ફાયદો? એને બદલે કદી થોડું જિવાય તો ફિકર નહિ. પણ જિંદગીની સાર્થકતા થાય તેવી રીતે જીવન ગાળવું જોઇએ અને એમ કરવું એજ જિંદગીની ઉત્તમતા છે.

બંધુઓ! ઝાડ સામે જુઓ, પહાડ સામે જુઓ, પૃથ્વી સામે જુઓ, પાણી સામે જુઓ, પવન સામે જુઓ, અગ્નિ સામે જુઓ અને એ સિવાય જગતની બીજી કોઈ પણ વસ્તુઓની સામે જુઓ તો તમને બહુ ચોખ્ખી રીતે જણાશે કે, જગતની દરેક વસ્તુઓ તથા કુદરતનાં બધાં તત્ત્વો જાણ્યેઅજાણ્યે કાંઇક ને કાંઇક પરમાર્થ કરી રહેલાં છે. માટે આપણે પણ કાંઇક પરમાર્થ કરવો જોઇએ. આપણામાં રહેલી શક્તિઓ કાંઇક શુભ કામોમાં વપરાય તેમ કરવું જોઈએ અને આપણા અંતરાત્માને સંતોષ થાય તેવી રીતે આપણે આપણી જિંદગી ગાળવી જોઇએ. એમ કરવું એજ હરિજનોનું લક્ષણ છે અને એમ કરવું એજ હરિજનોની ખૂબી છે. માટે જિંદગીનો સદ્‌ઉપયોગ થાય તેમ કરો, જિંદગીનો સદ્‌ઉપયોગ થાય તેમ કરો!

દોહરો

કરવું સારું કોઇનું, એજ ધર્મનું કર્મ,
બાકી કલ્પિત ધર્મ છે, મનમાં સમજો મર્મ.

---

## ૨૬–આપણી પ્રાર્થનાઓ પણ આપણો પ્રભુ સાથે સંબંધ થયા વિના સફળ થતી નથી

આ દુનિયાની રચના એવી છે અને મનુષ્યસ્વભાવ એવા પ્રકારનો છે કે, આ જિંદગીમાં તેને ઘણી ચીજોની જરૂર પડે છે અને એ બધી ચીજો કાંઈ તેને સહેલાઇથી મળતી નથી, તે મેળવવા

માટે ઘણી જાતની મહેનત કરવી પડે છે. તેમાં ઘણી વખત ઘણી જાતની વસ્તુઓ ઘણીયે મહેનત કરવા છતાં પણ ઘણાયે માણુસોને મળતી નથી અને પોતાની મનગમતી વસ્તુઓ માણુસોને ન મળે ત્યાં સુધી તેઓને તૃપ્તિ થતી નથી. તેથી તે મેળવવા માટે ઘણી જાતના પ્રયત્નો કરે છે. પણુ તેમ છતાં જ્યારે પોતાના પ્રયત્નોથી પોતાનું કાંઇ ન વળે, ત્યારે તેને બીજા કોઇની મદદ લેવાનું મન થાય છે અને દુનિયાના બીજા લોકો તથા વસ્તુઓની મદદ લેવા છતાં પણુ જ્યારે તેનું મનમાન્યું ન થાય, ત્યારે તેને અનંત બ્રહ્માંડના નાથની મદદ લેવાનું મન થાય છે. તેથી તે પોતાનું કામ સિદ્ધ થાય માટે પરમકૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરે છે. કારણુ કે પ્રાર્થનાના બળ માટે દુનિયાના બધા ધર્મોનાં શાસ્ત્રોમાં એમ કહેલું છે કેઃ–

જે કામ કરોડો માણુસોની મદદથી ન થઇ શકે તે કામ પ્રભુ-પ્રાર્થનાથી થઇ જાય છે.જે કામ જગતની હજારો વસ્તુઓથી પણુ ન થઇ શકે, તે કામ પ્રભુની પ્રાર્થનાથી થઇ શકે છે. જે કામ બુદ્ધિબળથી ન થઈ શકે, જે કામ લાગવગથી ન થઇ શકે, જે કામ શરીરબળથી ન થઇ શકે, જે કામ ભયંકર હથિયારોથી ન થઇ શકે, જે કામ અફસોસ કરવાથી, ચિંતાતુર રહેવાથી કે રડયા કર-વાથી ન થઈ શકે અને જે કામ દેવતાઓની મદદથી પણુ ન થઇ શકે, તે કામ પરમકૃપાળુ પરમાત્માની શુદ્ધ અંતઃકરણુની પ્રાર્થના કરવાથી થઇ જાય છે. આવું અજબ જેવું મહાન બળ પ્રાર્થનામાં છે. માટે દુનિયાના સૌ સંતો કહે છે કે, તમારા મનોરથ પૂર્ણ કરવા હોય તો પરમકૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરો, પ્રાર્થના કરો !

શાસ્ત્રો તથા સંતોના હુકમને લીધે તથા પોતાના અંતરની પ્રેરણાથી દોરાઇને ઘણાં માણુસો ઘણી વખત ઘણી જાતની પ્રાર્થ-નાઓ કરે છે. પણુ આપણે જોઇએ છીએ કે, બહુજ થોડા માણુસોની પ્રાર્થના સફળ થાય છે. બાકી તો બધા આખી જિંદગી સુધી કોઇ ને કોઈ બાબત માટે રોતાં ને રોતાંજ રહે છે. આમ શા માટે થાય છે ? તેનું કારણુ આપણે જાણુવું જોઇએ. એ જાણુવાથી આપણુને રસ્તો મળે છે, આપણામાં નવું બળ આવે છે અને આપણી પ્રાર્થનાઓ સફળ થઇ શકે છે. માટે આપણી પ્રાર્થનાઓ સફળ થાય તેવા ઉપાયો આપણે જાણુવા જોઇએ. તે ઉપાય માટે એક સંત એમ કહેતા હતા કેઃ–

મુંબઈ, મદ્રાસ, કલકત્તા વગેરે મોટાં શહેરોમાં વીજળીની ટ્રામ ચાલે છે, એ તમે જોઇ છે? વીજળીના તાર સાથે ટ્રામની ગરેડી લાગી જાય એટલે ટ્રામ ચાલવા માંડે છે. પછી એ ટ્રામમાં ગમે તો માણુસો બેઠાં હોય, ગમે તો ઊંચો માલ ભરેલો હોય અને ગમે તો હલકો માલ ભરેલો હોય, પણ જ્યારે તેમાં વીજળી આવે ત્યારે ટ્રામ ચાલવા માંડે છે અને ટ્રામમાં વીજળી આવવા માટે વીજળીના તાર સાથે ટ્રામની ગરેડીનો સંબંધ થવો જોઇએ. વીજળી સાથે ટ્રામનો સંબંધ થયા વિના કાંઇ ટ્રામ ચાલી શકે નહિ. તેમજ જો આપણી પ્રાર્થનાઓ સફળ કરવી હોય તો આપણો પરમકૃપાળુ પરમાત્માની સાથે સંબંધ થવો જોઇએ. જો પ્રભુની સાથે જીવ જોડાઇ જાય તો તરતજ તેની બધી જાતની પ્રાર્થનાઓ મંજૂર થાય છે. કારણુ કે વીજળીને જેમ ટ્રામને ખેંચી જવામાં મુશ્કેલી પડતી નથી, તેમજ સર્વશકિતમાન મહાન, પરમાત્માને આપણી પ્રાર્થનાઓ મંજૂર કરવામાં જરાયે મહેનત પડતી નથી. પણુ ટ્રામને વીજળીની મદદ મળવા માટે જેમ વીજળીના તાર સાથે ટ્રામની ગરેડીનો સંબંધ થવાની જરૂર છે, તેમજ મનુષ્યોના જીવાત્માને પરમાત્માનો સંબંધ થવાની જરૂર છે. જો એનો સંબંધ કરતાં આવડે, તો ગમે તેવી મુશ્કેલ પ્રાર્થના પણુ તરતજ સફળ થાય છે. માટે આજથી યાદ રાખજો કે, આપણી પ્રાર્થનાઓ સફળ થતી નથી તેનું મુખ્ય કારણુ એજ છે કે, આપણે પ્રભુ સાથે જોડાયા વિના પ્રાર્થના કરીએ છીએ, તેથી તે પ્રાર્થનાઓ ફળીભૂત થતી નથી. માટે યાદ રાખજો કે, આપણી પ્રાર્થનાઓને સફળ કરવાનો મુખ્ય ઉપાય એ છે કે, જેમ બને તેમ સર્વશક્તિમાન મહાન ઈશ્વરની સાથે આપણે જોડાઇ જવું જોઇએ અને તેની સાથેનો સંબંધ વધારવો જોઇએ. જો એમ કરતાં આવડે, તો આપણી બધી જાતની પ્રાર્થનાઓ બહુજ સહેલાઇથી ને તરતજ મંજૂર થઇ જાય છે. માટે પ્રાર્થના સફળ કરવાની આ કૂંચી ધ્યાનમાં રાખજો, ધ્યાનમાં રાખજો. એજ અમારી વિનતિ છે.

જે ફળ ઝાડની ડાળને ચોટી રહે છે તે ફળ મોટું થાય ને પાકે છે, પણુ જે ફળ ઝાડ ઉપરથી નીચે પડી જાય છે તે ફળ પાકતું નથી ને ખરાબ થઇ જાય છે; તેમજ જે ભગતો ભગવાન સાથે જોડાયેલા રહે છે, તેમની પ્રાર્થના મંજૂર થાય છે અને જે

પ્રભુથી જુદા પડીને પ્રાર્થના કરે છે તેમની પ્રાર્થના ફળીભૂત થતી નથી. માટે પ્રાર્થના ફળીભૂત કરવાની કૂંચી એ છે કે, પ્રભુ સાથે તન્મય થવું, પ્રભુ સાથે તન્મય થવું.

## ૨૭–વિદ્વાનો તથા ભક્તોના વચ્ચે શું ફેર હોય છે, તેનો કેટલોક ખુલાસો

બંધુઓ! યાદ રાખજો કે, શાસ્ત્રોના સિદ્ધાંતો સાંભળી લેવા અને તેને યાદ રાખવા તથા તેની ઉપર તર્કવિતર્ક કરવા, તેની ઉપર વાદવિવાદ ચલાવવો અને તેમાંથી ખૂબીઓ તથા ખામીઓ બતાવવી એ જુદી વાત છે અને શાસ્ત્રના હુકમો પ્રમાણે વર્તવું એ જુદી વાત છે. શાસ્ત્રના નિયમો શીખીને તે બીજાઓને શીખવવા તથા કુદરતના નિયમો જાણી લઈને તે નિયમો બીજાઓની આગળ કહી બતાવવા એ જુદી વાત છે અને એ નિયમો પ્રમાણે તથા એ સિદ્ધાંતો પ્રમાણે પોતાની જિંદગી ગાળવી એ જુદી વાત છે. આમ હોવાથી શાસ્ત્રોનો અભ્યાસ કરનારા પંડિતો તથા કુદરતના નિયમો તપાસનારા વિદ્વાનો અને પ્રભુના નિયમો પ્રમાણે વર્તનારા ભગતોની અંદર બહુ તફાવત હોય છે. કારણ કે જેઓ પંડિતો છે, જેઓ વિદ્વાનો છે, જેઓ વક્તાઓ છે, જેઓ હરિકથા કરનારાઓ છે, જેઓ પુરાણો કે વેદ વાંચનારાઓ છે અને જેઓ બીજા લોકોને ઉપદેશ દેનારાઓ છે, તેઓ છાપાંના રિપોર્ટરો જેવા છે. કારણ કે છાપાંના રિપોર્ટરો પણ જ્યારે કોઈ મોટો માણસ મરી જાય ત્યારે બહુ અસરકારક ભાષામાં તેનાં વર્ણનો લખી મોકલે છે. એ વર્ણનો વાંચીને ઘણા માણસો ઉપર ઘણી જાતની અસર થાય છે. તેથી એવી અસર થયેલો કોઈ માણસ એ રિપોર્ટ લખનાર રિપોર્ટરને મળે અને તેને પૂછે કે, સાહેબ, તમને એ ગૃહસ્થની સાથે બહુજ મોટી ઓળખાણ હશે. ત્યારે એ રિપોર્ટર કહે કે, નહિ, હું તેને કદી પણ મળ્યો નથી અને આખી જિંદગીમાં મેં તેને જોયેલ નથી. ત્યારે પેલો માણસ પૂછે કે, તમે એના ઉઠમણામાં ગયા હશો. ત્યારે રિપોર્ટર કહે છે કે, નહિ નહિ, હું એના ઉઠમણામાં પણ ગયો નથી. એ સાંભળીને પેલો બિચારો માણસ અજબ થઈને પૂછે કે, ત્યારે આ બધું તમે લખ્યું ક્યાંથી? એ સાંભળીને તે રિપોર્ટરે કહ્યું કે, બીજાં રોજિંદાં છાપાંઓ ઉપરથી તે બધી હકીકત અમે મેળવી લીધી અને તેમાં

કાંઇક સહેજસાજ ફેરફાર કરીને છાપી નાખી. એમ તો અમારા છાપામાં કોઇ વખત કેટલાક શેઠિયાઓનાં લગનોનાં રસભરેલાં વર્ણનો આવે છે, કોઇ વખત કોઇ રાજાઓની સભાઓનાં રસિક વર્ણનો આવે છે, કોઈ વખત કેટલેક ઠેકાણે કાંઈ મોટા અકસ્માત થયા હોય તેનાં વર્ણનો આવે છે અને કોઇ વખત કોઇ ઠેકાણે લડાઇ ચાલતી હોય તેનાં વર્ણનો આવે છે. એ બધે વખતે ને બધે ઠેકાણે કાંઇ અમે હમેશાં હાજર હોતા નથી. કોઇ કોઇ વખતે કોઈ કોઈ ઠેકાણે પહોંચી જઇએ એ જુદી વાત છે, બાકી તો ઘણે ભાગે અધ્ધર ને અધ્ધરજ ચલાવ્યા કરીએ છીએ અને અહીંથી–તહીંથી તફડંચી કરીને છાપું ભરી દઇએ છીએ.

બંધુઓ ! આવા રિપોર્ટરોની પેઠેજ કેટલાક પંડિતો, વિદ્વાનો, વ્યાસો તથા વક્તાઓ પણ કરે છે. એટલે કે તેઓ શાસ્ત્રોમાંથી તથા પુરાણોમાંથી અને લોકકથાઓમાંથી કેટલીક વાતો ગોખી, યાદ રાખીને બીજાઓને કહે છે, પણ એ કહેવા પ્રમાણે તેઓ પોતે જાતે વર્તતા નથી. તેઓમાંથી કદાચ કોઇ કોઈ માણસો એ પ્રમાણે વર્તતા હોય એ જુદી વાત છે, બાકી ઘણે ભાગે તો તેઓના હાલ છાપાંઓના રિપોર્ટરો જેવાજ હોય છે. પણ એને બદલે જે સાચા ભગતો હોય છે તેઓની સ્થિતિ તો કાંઇક જુદીજ હોય છે. કારણ કે ભગતોએ તો ભગવાનના આનંદો ભોગવેલા હોય છે. ભગતો વિશ્વાસના તાર ઉપર ચાલનારા હોય છે. ભગતો પ્રભુની ખાતર ઘણી જાતનાં કષ્ટ સહન કરનારા હોય છે. ભગતોની દૃષ્ટિમાં એક પ્રકારનું અમૃત આવી ગયેલું હોય છે. ભગતોની અંદર અતિશય સહનશીલતા હોય છે અને ભક્તો પ્રભુને ખાતર પોતાના ઘણા સ્વાર્થનો ભોગ આપી શકે છે તથા જે ભૂમિકાઓનો અને જે દિશાઓનો વિદ્વાનોને ખ્યાલ પણ ન હોય તે ઠેકાણે ભગતો જઇ શકે છે. માટે વિદ્વાનો કરતાં ભગતો શ્રેષ્ઠ છે. માટે ભાઇઓ અને બહેનો ! લૂખીપૂખી બહારની વાતોમાંજ નહિ રહી જતાં અંતરમાંથી સાચા ભગત થવાય તેમ કરો–સાચા ભગત થવાય તેમ કરો. કારણ કે ભક્તિનો આનંદ કાંઈ ઓરજ છે અને ભગતનો મહિમા કાંઇક જુદોજ છે.

દોહરા

નામ લીયા જીને સબ લીયા, સકળ શાસ્ત્ર કો ભેદ;
નામ વિના નરકે ગયા, પઢ પઢ ચારોં વેદ.

પઢને કી હદ સમજ હે, સમજણુ કી હદ જ્ઞાન;
જ્ઞાન કી હદ હરિનામ હે, એ સિદ્ધાંત ઉર આન.

## ૨૮–પ્રભુસ્મરણ વિષે

ગામમાં જ્યારે મોટો રાજા આવવાનો હોય ત્યારે ગામના મોટા રસ્તા સાફ રાખવામાં આવે છે, તેમ આપણે જ્યારે પ્રભુ-ભજન કરવા બેસીએ, ત્યારે આપણા મનમાં બીજી કોઇ વસ્તુ ન આવે તેની સંભાળ રાખવી જોઇએ.

જેના ઘરમાં દીવો બળતો હોય છે તેના ઘરમાં ચોર આવી શકતા નથી, તેમ જેના અંતરમાં પ્રભુસ્મરણ થતું હોય તેને કામ-ક્રોધાદિક ઝાઝું સતાવી શકતા નથી.

પીપર ગાંધીને હાટે સસ્તી મળે છે, પણ તેને ખરલમાં નાખીને ઘણાક દહાડા ઘૂંટી હોય તો વૈદક નિયમ પ્રમાણે તે ઘણે ઊંચે ભાવે વેચાય છે; તેમ આપણા અંતરરૂપી ખરલમાં પ્રભુનામ પણ ઘણા દહાડા સુધી લીધું હોય તો તે બહુ લાભકારી થઇ પડે છે.

વડનું બીજ રાઇના દાણાથી પણ દેખાવમાં નાનું હોય છે, પણ તેમાંથી જ્યારે ઝાડ થાય છે ત્યારે એક બહુજ મોટો વડલો થઇ પડે છે; તેમ આપણને ભગવતનામ કદાપિ શરૂઆતમાં નાનું દેખાતું હશે, પણ પરિણામે વડના ઝાડની માફક બહુજ મોટું લાભદાયક થઇ પડે છે.

જેમ આંગણે ચોકીદાર સિપાઇ ચોકી કરતો હોય તેના ઘરમાં ચોર પેસી શકતો નથી, તેમજ જે પ્રભુનામના લેનાર હોય છે, તેના હૃદયમાં સહેલાઇથી પાપ ઘૂસી શકતાં નથી.

છોકરો બાપની હજૂરમાં, નોકર શેઠની હજૂરમાં ને નિશાળિયો જેમ માસ્તરની હજૂરમાં માઠું કામ કરી શકતો નથી, તેમ જે હરિજનો હમેશાં હરિનામની લહેમાં રહ્યા કરે છે તેનાથી ઝાઝાં પાપ થઇ શકતાં નથી.

જે જંગલમાં વાઘ કે સિંહનો વાસ થાય છે, ત્યાંથી ઘણાંક નાનાં નાનાં જનાવરો જેમ દૂર ભાગી જાય છે; તેમ જેના અંતરમાં પ્રભુસ્મરણ કરવાની ટેવ પડતી જાય છે, તેમાં પછી ઝાઝા દુર્ગુણો કે ખરાબ વ્યસનો રહી શકતાં નથી.

એક છોકરો પોતાના ખીસામાં હમેશાં પોતાના બાપની છબી

રાખીને ફરતો હતો. તેને એક બીજા માણસે કહ્યું કે, ભલા, બાપની છબી શા માટે ગજવામાં લઈને ફરે છે? ત્યારે તે છોકરે કહ્યું કે, મને સદાય મારા બાપની યાદ બની રહે કે, એ મારો બાપ આવો રૂડો છે અને એણે ખવરાવવા-પિવરાવવા આદિ ઘણા ઉપકારો કર્યા છે; તે ભૂલી ન જવાય તે માટે હું સદાય મારા બાપની છબીને સાથે રાખું છું.

આ વાતનો સાર એ છે કે, હરિજનોએ હમેશાં પોતાના પેદા કરનાર પ્રભુના નામસ્મરણરૂપી છબીને અંતરમાં રાખીને ફરતા રહેવું અને તેને વીસરવો નહિ.

જેમ લોભીને ધન વહાલું લાગે છે, કામીને કામ વહાલો લાગે છે તથા જેમ ગાયનું ચિત્ત પોતાના વાછરડામાં લાગી રહે છે અને જેમ પાણી ભરનારીનું મન પોતાના માથા ઉપરના પાણીના ઘડામાં લાગ્યું રહે છે, તેમ દરેક હરિજનોએ એવીજ રીત પ્રમાણે સ્મરણ કરવાની ટેવ પાડવી જરૂરની છે.

સ્મરણ

લશ્કરના સિપાઈઓ જેમ પોતાનાં હથિયાર પોતાની સાથે રાખે છે, તેમ પ્રભુના ભગતે સદાય સ્મરણયુક્ત રહેવું.

જેમ વારંવાર કસરત કરવાથી શરીર સુધરે છે, તેમ વારંવાર સ્મરણ કરવાથી જીવ સુધરે છે.

જેમ ધમણ અગ્નિને પ્રદીપ્ત કરે છે, તેમ સ્મરણ જીવને નવું જીવન આપે છે.

જે ઈશ્વરને યાદ કરે છે, તે પાપને ભૂલતો જાય છે.

ચોરને ઘરમાં ન આવવા દેવો હોય તેણે આખી રાત દીવો રાખવો ને હોશિયારીમાં રહેવું, તેમજ જેને પાપથી દૂર રહેવું હોય તેણે સદાય હરિસ્મરણ કરતા રહેવું.

માણસ સાથેનો ઝાઝો સહવાસ તેના દોષ દેખાડે છે ને ઈશ્વર સાથેનો ઝાઝો સહવાસ તેના ગુણ દેખાડી તેનો વધારો કરે છે.

કોઈએક મોટા મહાત્માના મરણને સમયે તેના ચેલાએ હાથ જોડીને કહ્યું કે, મહારાજ! મને કાંઈ ગુપ્ત વાત કહેતા જાઓ. ત્યારે તે ગુરુએ કહ્યું કે, બેટા, હું પણ રામ રામ કરતો ને તું પણ રામ રામ કરતો રહેજે.

જો તમારે મોક્ષમાર્ગે જવું હોય, તો સારો ને સહેલો રસ્તો રામ રામ રામ રામ રામ રામ રામ કરતા રહેજો એજ છે.

વડનું બીજ નાનું હોય છે, પણ તેનું ઝાડ સૌથી મોટું થઇ જાય છે, તેમ રામનામ ઘણું નાનું લાગે છે, પણ પરિણામે બહુજ ફળદાયી છે.

### નામમાહાત્મ્ય

નામ સમોવડ કોઇ નહીં, તપ તીરથ વ્રત જોગ;
નામે પાતક છાંડીએ, નામે નાસે રોગ.
રામનામ કી ઔષધિ, ખરી નીત સે ખાય;
અંગ પીડા વાધે નહીં, મહા રોગ મિટ જાય.
રામ નામ અમૂલ્ય હય, બીના દામ બીકાય;
તુલસી અચરજ દેખીયો, કોઇ ગ્રાહક નવ થાય.
રામનામ આધી રતી, કોટિક પાપ પહાડ;
બલિહારી વા નામ કી, પાપ કરે સબ છાર.
જબહી નામ હૃદયે ધરા, ભયો પાપ કો નાશ;
માનો ચીનગી આગ કી, પડી પુરાની ઘાસ.
નામ લીયા જીને સબ લીયા, સકળ શાસ્ત્ર કો ભેદ;
નામ વિના નરકે ગયા, પઢ પઢ ચારોં વેદ.
નિસરણી નિજ નામ કી, ધર્મ ગગન બિચ એક;
રામનામ કી ટેક સે, ચઢ ગયે સંત અનેક.
પઢને કી હદ સમજ હે, સમજણ કી હદ જ્ઞાન;
જ્ઞાન કી હદ હરિનામ હે, એ સિદ્ધાંત ઉર આન.

### સ્મરણ વિષે

સમરણસિદ્ધિ યું કરો, જેસી કામી કામ;
એક પલક વીસરે નહીં, નિશદિન આઠો જામ.
સમરણસિદ્ધિ યું કરો, જ્યું ગાગર પનિહાર;
હાલે ચાલે સુરત મેં, કહે કબીર વિચાર.
સમરણસિદ્ધિ યું કરો, જ્યું સુરભીસુત માંહી;
કહે કબીર ચારો ચરી, બીસરે કબુ નાહીં.
સમરણસિદ્ધિ યું કરો, જેસે દામ કંગાળ;
કહે કબીર બીસરે નહીં, પલ પલ લે સંભાળ.
સુમરન સે સુખ હોત હે, સુમરનસે દુઃખ જાય;
કહે કબીર સુમરન કીએ, સાંઇ માઇ સમાય.
સમરન બુટ્ટી પ્રેમ કી, હૃદયામાંહી નિચોવ;
કાયા કંચન હોત હે, ઉસ બુટી કે જોર,

## ૨૯—મંદિરમાં દર્શન કરવા જવાની સફળતા ક્યારે થાય તેનો ખુલાસો

પોતપોતાના ધર્મની રીત પ્રમાણે પ્રભુનાં દર્શન કરવા માટે ઘણા લોકો મંદિરોમાં દોડે છે, પણ તેમાંથી ખરાં દર્શન તો કોઈ-કનેજ થાય છે, બાકી તો બધાં મંદિરોમાં ફેરા ખાઇને પાછાં ફરે છે; કારણ કે શાસ્ત્રોમાં એમ કહેલું છે કેઃ—

જેને પ્રભુનાં દર્શન થાય તેના ચહેરાનું તેજ બદલાઇ જાય છે; જેને પ્રભુનાં દર્શન થાય તેની આંખોમાં નવું નૂર આવી જાય છે; જેને પ્રભુનાં દર્શન થાય તેના આચારવિચાર બદલાઇ જાય છે; જેને પ્રભુનાં દર્શન થાય તેની રહેણીકરણી બદલાઇ જાય છે; જેને પ્રભુનાં દર્શન થાય તેની સોબત બદલાઇ જાય છે; જેને પ્રભુનાં દર્શન થાય તેની વાણીમાં અજબ જેવું બળ આવી જાય છે; જેને પ્રભુનાં દર્શન થાય તેનામાં ઘણી જાતની નવી શકિતઓ આવી જાય છે; જેને પ્રભુનાં દર્શન થાય તેનામાં કેટલીક જાતની સ્વાભાવિક સિદ્ધિ-ઓ આવી જાય છે અને જેને પ્રભુનાં દર્શન થાય તેનો જગતનો વધારે પડતો ખોટો મોહ મટી જાય છે. તેથી જેને પ્રભુનાં દર્શન થાય, તે પ્રભુની દૃષ્ટિ પડતાંજ ન્યાલ થઇ જાય છે અને મહાત્મા બની જાય છે. આવું પ્રભુનાં દર્શનનું ફળ છે. પણ આપણે જોઇએ છીએ કે, પ્રભુનાં દર્શન કરવા જનારા લાખો માણસોમાંથી કોઇકજ માણસની સ્થિતિ આવી હોય છે, બાકી બધા માણસો મંદિરોમાં દર્શન કર્યા છતાં હંમેશના જેવાજ હોય છે. એમ બનવાનું કારણ શું ? આપણા દર્શન શા માટે ફળીભૂત થતાં નથી? એનું કારણ સમજાવવા માટે એક મહાત્મા પોતાના હરિજનો આગળ એમ કહેતા હતા કેઃ—

ભગવાન પોતે દરેક ક્ષણે આપણને જોયા કરે છે, એ વાત જો પ્રથમ બરાબર રીતે આપણને સમજાય, તો પછી આપણને ભગ-વાનનાં સાચાં દર્શન થઇ શકે. મતલબ કે, જ્યાં સુધી ભગવાનનું સત્ય સ્વરૂપ આપણને સમજાય નહિ ત્યાં સુધી ભગવાનનાં સાચાં દર્શન થઇ શકતાં નથી અને યાદ રાખજો કે, ભગવાનની મૂર્તિનાં દર્શન એ જુદી વાત છે અને સાક્ષાત્ ભગવાનનાં દર્શન એ જુદી વાત છે. એ બન્ને દર્શન વચ્ચે જમીન—આસમાનનો ફેર છે. કારણ કે મૂર્તિનાં દર્શન તો જે ધારે તે સૌને થઈ શકે છે, પણ ભગ-

વાનનાં સાક્ષાત્સ્વરૂપનાં દર્શન તો કરોડો મહાભાગ્યશાળીઓ-માંથી કોઇકજ ભાગ્યશાળીને ક્વચિતજ થાય છે. કારણ કે, સામાન્ય લોકો જે દર્શન કરે છે અને મહાત્માઓ જે દર્શન કરે છે તેની વચ્ચે ઘણો ફેર છે.

સામાન્ય લોકો ઉપલકપણેજ દર્શન કરે છે, પણ જ્ઞાનીઓ તો અંતરમાં ઊંડા ઊતરીને દર્શન કરે છે. સામાન્ય લોકો પ્રભુનો મહિમા સમજ્યા વિના દર્શન કરે છે, પણ જ્ઞાની ભગતો તો પ્રભુનો મહિમા સમજીને પ્રભુનાં દર્શન કરે છે; સામાન્ય લોકો પ્રેમ વિના દર્શન કરે છે, પણ પ્રેમી ભગતો તો અંતરના ઉમળ-કાથી દર્શન કરે છે અને સામાન્ય લોકો તો એમ સમજે છે કે, ભગવાન કોણ જાણે ક્યાંના ક્યાં છે? સ્વર્ગમાં હશે, વૈકુંઠમાં હશે, ગોલોકમાં હશે, અક્ષરધામમાં હશે કે સાતમા આસમાનમાં હશે? એમ ધારીને દર્શન કરે છે; પણ દિવ્યચક્ષુવાળા જ્ઞાની ભગતો તો પ્રભુને હાજરાહજૂર સમજીને દર્શન કરે છે. તેથી તેઓને સાચાં દર્શન થાય છે. માટે પ્રભુનાં સાચાં દર્શન કરવાની સહેલામાં સહેલી કૂંચી એ છે કે, પ્રભુ પોતે દર પળે આપણને જોઇ રહ્યા છે, એમ સમજીને જો આપણે દર્શન કરવા જઇએ તો આપણને સાચાં દર્શન થઇ શકે છે; કારણ કે, પ્રભુ દર પળે આપણને જોયા કરે છે. એવી ભાવના જો આપણા મનમાં જાગ્રત હોય તો ઘણી જાતનાં પાપથી બહુ સહેલાઇથી બચી શકાય છે, એટલે પવિત્ર જીવન વખતે પ્રભુનાં સાચાં દર્શન થાય તેમાં કાંઇ નવાઇ નથી. માટે જો પ્રભુનાં સાચાં દર્શન કરવાં હોય તો પ્રભુ પોતે દરેક ક્ષણે તમોને જોઇ રહ્યા છે એ વાત ધ્યાનમાં રાખજો એજ અમારી ભલામણ છે. કારણ કે પ્રભુ પોતે દરેક પળે તમને જોઇ રહ્યા છે એ વાત જો અંતરના ઊંડાણમાંથી સમજશો, તો પછી તમને હમેશાં સાચાં દર્શન થયા કરશે.

આ વાત પણ જો બરાબર ન સમજાતી હોય ને એટલી તસ્દી પણ જો ન લેવી હોય, તો હમણાં જેમ ચલાવો છો તેમ ચલાવ્યા કરજો; એટલે પ્રભુ દયાળુ છે તેથી કોઇક દિવસ પણ કૃપા કરશે. માટે છેલ્લી વિનતિ એ છે કે, હાલ જે બની આવે છે તે પણ છૂટી ન જાય એ સંભાળજો.



## ૩૦–પરમકૃપાળુ પરમાત્માએ આપણને જીભ શા માટે આપી છે એનો કોઇ દિવસ તમે વિચાર કર્યો છે?

બંધુઓ! યાદ રાખજો કે, પ્રભુએ દયા કરીને આપણને જીભ આપેલી છે, તે કાંઇ કોઇને કડવાં વચનો કહેવા માટે આપી નથી. પ્રભુએ આપણને જીભ આપેલી છે, તે કાંઈ કોઇને ધમકાવવા માટે આપેલી નથી. પ્રભુએ આપણને જીભ આપેલી છે, તે કાંઇ કોઇને ગાળો દેવા માટે આપેલી નથી. પ્રભુએ આપણને જીભ આપેલી છે, તે કાંઇ કોઇની નિંદા કરવા માટે આપેલી નથી. પ્રભુએ જીભ આપેલી છે, તે કાંઇ કોઇને મહેણાં મારવા માટે આપેલી નથી. પ્રભુએ જીભ આપેલી છે તે કાંઇ કોઇની લાગણી દુખાવવા માટે આપી નથી અને પ્રભુએ જીભ આપેલી છે તે કાંઇ પ્રભુની વિરુદ્ધની વાતો કરવા માટે આપી નથી અને તેમ છતાં આપણે જોઇએ છીએ કે, ઘણે ઠેકાણે જીભનો આવો માઠો ઉપયોગજ થાય છે. એમ ન થાય માટે હરિજનોએ યાદ રાખવું જોઇએ કેઃ–

પરમકૃપાળુ પરમાત્માએ જીભમાં હાડકું મૂકયું નથી તે એવીજ ઇચ્છાથી કે, જો હાડકાંવાળી જીભ હોત તો તેનામાં કઠોરતા આવી જાત અને તેને જેમ વાળવી હોત તેમ વળી શકત નહિ. પણ માણસો પોતાની મરજી પ્રમાણે જીભને સારે રસ્તે વાળી શકે તે સારુ તેને હાડકાં વિનાની બનાવેલી છે. માટે આપણે જીભનો સદુપયોગ કરતાં શીખવું જોઇએ અને જેમ બને તેમ આપણી જીભે કરીને સારાં કામો થાય તેમ કરવું જોઇએ.

આપણી જીભનો કેવાં કામોમાં ઉપયોગ કરવો એ માટે સંતો કહે છે કે, દુખિયાને દિલાસો આપવામાં તમારી જીભનો ઉપયોગ કરજો. અજ્ઞાનીઓને જ્ઞાન આપવામાં તમારી જીભનો ઉપયોગ કરજો. ભૂલા પડેલાઓને રસ્તો બતાવવામાં તમારી જીભનો ઉપયોગ કરજો. રોગીઓને શાંતિના શબ્દો સંભળાવવામાં તમારી જીભનો ઉપયોગ કરજો. આળસુઓને ઉત્સાહી બનાવવામાં તમારી જીભનો ઉપયોગ કરજો. પોતાની ફરજ ચૂકી ગયેલાઓને તેઓની ફરજ સમજાવવામાં તમારી જીભનો ઉપયોગ કરજો. કોઈ પણ શુભ કામોમાં ટેકો અપાય તેવી રીતે તમારી જીભનો ઉપયોગ કરજો. કોઇ વિદ્યાર્થીને ઉત્તેજન અપાય તેવી રીતે તમારી જીભનો ઉપયોગ કરજો. તમારું બોલવું સાંભળીને સારા માણસો

રાજી થાય તેવી રીતે તમારી જીભનો ઉપયોગ કરજો.

બંધુઓ ! યાદ રાખજો કે, શબ્દો એ કાંઈ ફેંકી દેવાની વસ્તુ નથી, પણ જેમ કેટલીક બહુ કીમતી ચીજો તોળી તોળીને, માપી માપીને અને સાચવી સાચવીને વપરાય છે; તેમજ તમારી જીભમાંથી પણ તોળી તોળીને, માપી માપીને અને વિચારી વિચારીને શબ્દો નીકળે તેમ કરજો.

બીજું એ પણ યાદ રાખજો કે, જેમ ધનના ભંડાર હોય છે, જેમ અનાજના કોઠારો હોય છે, જેમ પાણીનાં સરોવરો હોય છે અને જેમ માણસોનાં લશ્કર હોય છે તથા એ બધું જેની પાસે જેટલું વધારે હોય તેટલો તે વધારે મોટો ગણાય છે અને જેમ તેનો વધારે ઉપયોગ કરતાં આવડે તેમ તે માણસ વધારે ઉપયોગી થઇ પડે છે; તેમજ જે માણસની જીભમાં શબ્દોનો ભંડાર ભરેલો હોય છે અને જે વખતે જે શબ્દ જોઇએ તે વખતે તે શબ્દ જે માણસ વાપરી શકે છે, તે માણસ મહાન થઇ શકે છે અને બીજા લોકોની ઉપર ચમત્કારિક અસર કરી શકે છે અને યાદ રાખજો કે, આ બધી મહાન શકિત જીભની અંદર રહેલી છે. માટે બીજાં ઘણી જાતનાં સાધનોની મદદ વિના પણ એકલી જીભથીજ પોતાનું તથા બીજાઓનું ઘણું કલ્યાણ થઇ શકે છે. આવી અમૂલ્ય શકિતવાળી જીભ છે, માટે એવી ઉત્તમ જીભનો જેમ બને તેમ સારામાં સારો ઉપયોગ કરવો જોઇએ.

બંધુઓ ! જીભથી શાં શાં કામો થઇ શકે છે એ તમોને ખબર છે ? હજારો માણસોના લશ્કરથી જે કામ ન થઇ શકે, તે કામ એક સારા માણસની જીભથી થઇ શકે છે. સેંકડો પુસ્તકો વાંચવાથી જે જ્ઞાન ન મળી શકે, તે જ્ઞાન કોઇ મહાત્માની જીભના થોડાક શબ્દો સાંભળવાથી મળી જાય છે. જપ, તપ, તીર્થ, યાત્રા, દેવપૂજા, વગેરે ઘણાં વરસો કર્યા છતાં જે પાપ ન મટતાં હોય, તે પાપ કોઇક સાધુસંતના શબ્દોથી સહેજ વારમાં છૂટી જાય છે; જે વૈર ઘણાં વરસ થયાં ન મુકાતાં હોય, તે વૈર શાંતિવાળા માણસની જીભના શબ્દોથી મુકાઇ જાય છે. જે માણસોનાં મનમાં ધર્મની ભાવના જાગી શકતી ન હોય કે શ્રદ્ધા ન આવતી હોય, તે માણસોનાં અંતરમાં કોઈ ભગતના શબ્દોથી તરતજ શ્રદ્ધા આવી જાય છે. જે માણસો બીજી કોઇ પણ રીતે ન સમજતા હોય, લાખો પૈસા ખરચ્યાથી જે કામ ન થતાં હોય, બહુ લાગ-

વગ વાપર્યા છતાં જે કામો ન થતાં હોય અને બહુ જોરજુલમ કર્યા છતાં જે કામો ન થતાં હોય, તે કામો એક આત્મિક બળવાળા માણુસની જબાનથી થઇ જાય છે. આવું જીભની અંદર બળ રહેલું છે અને એ બળ જેટલું વધારવા માગીએ તેટલું વધી શકે તેમ છે. એટલુંજ નહિ પણ ઘણું કરી સો માણુસની ઉપર એ એક કુદરતી બક્ષિસ ઊતરેલી છે. માટે જેમ બને તેમ જીભનો સારામાં સારો ઉપયોગ કરવો જોઇએ અને એમાંથી આપણા આત્માનું કલ્યાણ થાય, બીજાઓનું ભલું થાય તથા આપણા પિતા પરમકૃપાળુ પરમાત્મા રાજી થાય એમ કરવું જોઇએ અને જ્યારે એમ કરી શકાય ત્યારેજ જીભની ખરી સાર્થકતા થાય છે. માટે જીભની એવી ખરી સાર્થકતા કરવાની તજવીજ કરો—એવી ખરી સાર્થકતા કરવાની તજવીજ કરો !

જીભને કેટલાક મહાત્માઓ નિસરણીની સાથે સરખાવે છે અને કહે છે કે, જેમ નિસરણીથી ઉપર ચડી શકાય છે અને નીચે પણ ઊતરી જવાય છે, તેમજ જીભના સદુપયોગથી ઉપર ચડી જવાય છે ને જીભના દુરુપયોગથી નીચે ઊતરી જવાય છે; માટે જો મોક્ષમાર્ગમાં જવું હોય તો એ કામમાં પણ જીભ મદદ કરે છે અને નરકમાં જવું હોય તો ત્યાં જવા માટે પણ જીભનો ઉપયોગ કરી શકાય છે; માટે જેમ તેનો રૂડો ઉપયોગ થાય તેમ કરજો એજ અમારી ભલામણ છે.

---

## ૩૧–પ્રભુને ઘેર જવાના અનેક માર્ગ છે. તેમાંથી કોઇ પણ રસ્તે ત્યાં પહોંચવું જોઇએ

પ્રભુને ત્યાં જવા માટે અનેક રસ્તા છે. જેમકે, તપ કરીને પ્રભુ પાસે પહોંચી શકાય છે, દાન આપીને પ્રભુ પાસે પહોંચી શકાય છે, યજ્ઞો કરીને પ્રભુ પાસે પહોંચી શકાય છે, યોગ સાધીને પ્રભુ પાસે પહોંચી શકાય છે, પ્રભુને અર્થે નિષ્કામ કર્મો કરીને પ્રભુને પહોંચી શકાય છે, પ્રભુના નામનો જપ કરીને પ્રભુને પહોંચી શકાય છે, વર્ણાશ્રમના ધર્મ પાળીને પ્રભુને પહોંચી શકાય છે, ત્યાગના બળથી પ્રભુને પહોંચી શકાય છે અને ભક્તિના બળથી પ્રભુને પહોંચી શકાય છે. આવી રીતે પ્રભુ પાસે પહોંચવાના અનેક માર્ગો છે અને તે બધા માર્ગો બહુજ સારા છે.

જુદી જુદી પ્રકૃતિના માણસોને જુદા જુદા માર્ગો સારા લાગે તે સારુ મહાત્માઓએ પ્રભુને ઘેર પહોંચવાના સેંકડો રસ્તાઓ બતાવેલા છે, માટે તેમાંથી જે રસ્તો આપણને અનુકૂળ હોય તે રસ્તે આપણે ત્યાં પહોંચવું જોઇએ. પ્રભુ કાંઇ આપણને એમ પૂછતા નથી કે, તમે કયે રસ્તેથી અહીં આવ્યા; પણ તે તો માત્ર એટલુંજ ઇચ્છે છે કે, કોઇ પણ રસ્તે આપણે ત્યાં પહોંચવું જોઇએ. તેની પાસે આપણે પહોંચી શકીએ તેથીજ તે આપણી ઉપર રાજી થાય છે અને આપણું કલ્યાણ કરે છે; રસ્તા ઉપર કાંઈ ભાર મૂકતા નથી. કારણ કે દુનિયામાં સત્ય ધર્મના જેટલા રસ્તા છે તે બધા રસ્તા પ્રભુના ઘરના છે. એટલે પ્રભુને કાંઇ અમુક રસ્તાનો મોહ નથી પણ પ્રભુની ઇચ્છા તો એટલીજ છે કે, દરેક ભગતે કોઇ પણ રસ્તે મારી પાસે પહોંચવું જોઇએ. માટે આપણે કોઇ પણ રસ્તે પ્રભુ પાસે પહોંચાય તેમ કરવું જોઇએ. એને બદલે કેટલાક કાચા ભગતો જુદા જુદા રસ્તાઓમાં ચાલનારાઓને હલકા સમજે છે અને કોઇ કોઇ વખત તેમની સાથે લડી પડે છે.

યોગમાર્ગવાળાઓ એમ સમજે છે કે, અમારો માર્ગ સૌથી ઊંચો છે અને બીજા બધા માર્ગો હલકા છે. આમ સમજીને કેટલાક શરૂઆતના નેતિ-ધોતીવાળા યોગીઓ કર્મ કરનારાઓને હલકા સમજે છે; ગૃહસ્થાશ્રમીઓને અને પાઠપૂજા કરનારાઓને હલકા સમજે છે; લૂગડાં રંગાવીને કે મુંડ મૂંડાવીને ઘરબાર તજી બેઠેલા ને એટલામાંજ બધો ત્યાગ સમજી લેનારા ત્યાગીઓ ગૃહસ્થાશ્રમીઓને હલકા સમજે છે; જ્ઞાનીઓને હલકા સમજે છે અને બીજા ઘણા માર્ગવાળાઓને પોતાના માર્ગથી નીચા સમજે છે. શાસ્ત્રોની કેટલીક વાતો યાદ રાખી બીજાઓની પાસે તે વાતો કહી બતાવનારા ને એ માટેજ પોતાને જ્ઞાની સમજનારા જ્ઞાનીઓ કર્મકાંડીઓને હલકા સમજે છે. પ્રભુનું નામસ્મરણ કરનારા તથા ભજન-કીર્તન કરનારાને હલકા સમજે છે અને ત્યાગીઓને પણ હલકા સમજે છે. કેટલાક ધૂણી તાપનારા તપસ્વી બાવાઓ હોય છે, તેઓ કેટલીક જાતનાં કઠિન તપ કરી શકે છે. પણ જ્ઞાનની બાબતમાં બિલકુલ મીંડું હોય છે. એવા તપસ્વીઓ પોતાના તપના માર્ગનેજ ઊંચામાં ઊંચો સમજે છે અને જ્ઞાનીઓને બહુજ નીચા સમજે છે, કર્મકાંડીઓને હલકા ગણે છે અને ભક્તિમાર્ગવાળાઓની પણ દયા ખાય છે. પણ યાદ રાખજો કે, આમ કરવું

એ ઘણુંજ ખોટું છે. કારણ કે એમ કરવાથી પ્રભુના માર્ગની અવગણના થાય છે અને જુદે જુદે રસ્તે પ્રભુને ભજી રહેલા ભગતોનો દ્વેષ થાય છે, માટે એવી ખરાબીમાંથી છૂટવાની દરેક ભગતે કોશિશ કરવી જોઇએ.

બંધુઓ ! પ્રભુના કોઇ પણ માર્ગને હલકો કહેવાનો આપણને કાંઇ પણ હક નથી. એટલુંજ નહિ પણ આપણે બીજાઓના માર્ગ જોયા વિના તેઓને હલકા કહીએ છીએ, તેથી આપણે ઠગાઇએ છીએ અને બીજાઓને ગેરઇન્સાફ કરીએ છીએ. આવી ભયંકર ભૂલ માત્ર પક્ષપાતને ખાતરજ કરવી એ કાંઈ સારી વાત નથી અને તેમ છતાં આપણે જોઇએ છીએ કે, ઘણાયે સારા સારા ભગતો પણ એ જાતની ભૂલો કર્યા કરે છે અને પોતાના માર્ગને ઊંચો સમજી બીજા માર્ગોને હલકા ગણ્યા કરે છે. આપણા માર્ગને આપણે ઊંચો સમજીએ એ સારી વાત છે, પણ બીજાના માર્ગને હલકો માનવાનો આપણને કાંઈ હક નથી; એટલુંજ નહિ પણ બીજા ભગતોના માર્ગોને હલકા સમજવા ને હલકા કહેવા તેમાં ખાસ પાપ છે. કારણ કે એ માર્ગો કાંઇ કોઇ અમુક માણસનાજ નથી, પણ એ માર્ગો પ્રભુનાજ છે અને પ્રભુના કોઈ પણ માર્ગને પોતાના મનથી હલકો સમજવો કે મોઢેથી હલકો કહેવો તેમાં બહુજ મોટું પાપ છે. માટે હે હરિજનો ! અમારી તમને એજ ભલામણ છે કે, આવી જાતની વિનાકારણ બહુ મોટી ભૂલ ન થાય ને નાહકનું મહાન પાપમાં ન પડાય એ સંભાળજો ને પ્રભુના સૌ માર્ગ તરફ ઉદાર દૃષ્ટિથી જોતાં શીખજો તથા સૌ ભગતો પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે, પોતપોતાના સંજોગો પ્રમાણે અને પોતપોતાની સ્થિતિ પ્રમાણે પ્રભુના માર્ગમાં ચાલી રહ્યા છે એમ સમજી તેઓની તરફ પ્રેમથી અને માનથી જોતાં શીખજો.

સરકારી જુદાં જુદાં ખાતાંઓ હોય છે. જેમકે ન્યાયખાતું, પોલીસખાતું, રેવન્યુખાતું, લશ્કરીખાતું વગેરે બધાં જુદાં જુદાં ખાતાં હોય, પણ તે બધાંમાં કામ કરનાર માણસો સરકારી નોકરો કહેવાય છે; તેમ જુદા જુદા મત-પંથના ભગતો પણ ભગવાનના ભગતો છે એમ જાણી તેઓને હલકી નજરથી જોવા નહિ અને પોતાના મનમાં સમજવું કેઃ-

દોહરા

હરેક પંથ વિષે હતા, વડા વડા વિદ્વાન;

ફોનામાં કહીએ કહો, હતું ન પૂરું જ્ઞાન.
ગ્રંથો તેના વાંચતાં, અચરજ ઊપજે આજ;
આપણથી નવ બની શકે, કીધાં એવાં કાજ.
જે ગુરુના ઉપદેશથી, મન ઇન્દ્રિય વશ થાય;
શુદ્ધ પંથ સર્વોપરી, ગણતાં એજ ગણાય.
એકજ નદી તળાવ નહિ, દુકાન પણ નહિ એક;
ધરણી ઉપર ધર્મના, એમજ પંથ અનેક.
ભલે ભજે ભગવાનને, જે જેની રુચિ જેમ;
ગુણ ઈશ્વરના ગાય સૌ; કહીએ જુદા કેમ?

(ક. દ. ડા.)

## ૩૨–પરમાર્થ વિષે

એક કવિ ધનની સીડી સાથે સરખામણી કરીને કહે છે કે, જેમ સીડીથી નીચે ઊતરાય છે ને ઉપર ચડાય છે, તેમ ધનથી ગમે તો માઠાં કામ કરીને નરકમાં જાઓ અને ગમે તો પરમાર્થનાં રૂડાં કામો કરીને હરિની હજૂરમાં જાઓ.

સારી બૅંકમાં રાખેલાં નાણાં જેમ વ્યાજ સાથે સહીસલામત પાછાં મળે છે, તેમ પ્રભુ અર્થે વાપરેલા ધનનો ઘણોજ સારો બદલો મળે છે.

કૂવામાંથી જેટલું પાણી કાઢીએ તેટલું પાછું ભરાઇ જાય છે, તેમ પરમાર્થ અર્થે વાપરેલાં નાણાં ફોગટ જતાં નથી.

ખેતરમાં નાખવા માટે એકઠું કરેલું ખાતર એક જગ્યામાં પડયું રહે તો તેમાંથી બદબો છૂટે છે, પણ જો તેને વેરી નાખ્યું હોય તો તે ઝાડોનાં મૂળને બહુ ઉપયોગી થઇ પડે છે. તેમ ધન પણ એકઠું કરી રાખ્યાને બદલે પ્રભુને અર્થે ગરીબોને આપ્યાથી તે ઘણોજ ફાયદો કરી શકે છે.

બહારગામ જતી વખતે બોજો લઇ જવા માટે જેમ ગરીબ મજૂરો થોડે પૈસે આપણને ઘણા કામ આવે છે, તેમ પરલોકમાં જવા માટે ગરીબોમાં કરેલી સખાવત આપણને ઘણી મદદગાર થઈ પડે છે.

પાણીના મોટા તળાવમાંથી થોડાંક ચકલાંઓ ચાંચ ભરીને પાણી પી જાય તો તેથી કાંઇ તળાવ નાનું થઇ જતું નથી, તેમજ

ઈશ્વરને અર્થે જો આપણે ગરીબોને આપ્યું હોય તો તેથી કાંઈ ઓછું થઈ જતું નથી.

મોટા હાથીના ખોરાકમાંથી નાની કીડીઓ થોડું લઈ જાય તો તેથી કયે ઠેકાણેથી કેટલું ઘટયું તેનું પણ તેને ભાન રહેતું નથી; તેમજ શ્રીમંતો જો ગરીબોની તરફ દયાની નજર રાખે તો તે બની શકે તેમ છે.

જમીનમાં વાવેલાં બીજ જેમ ઊગી નીકળે છે અને એકમાંથી ઘણાં થઇ જાય છે, તેમ ઈશ્વર અર્થે ખરચેલું ધન પણ અંતે ઘણું થઈને મળે છે.

ઝાડનાં ફળ જો ઝાડ પોતેજ ખાઇ જતાં હોત તો તે આપણને મળત નહિ, નદીઓ જો પોતાનું પાણી પોતેજ પી જતી હોત તો તે આપણને મળત નહિ અને જો પૃથ્વી પોતાથી ઉત્પન્ન થતું અન્ન પોતેજ ખાઈ જતી હોત તો તે આપણને ખાવા મળત નહિ; પણ જેમ ઝાડનાં ફળ, નદીનાં પાણી અને પૃથ્વીનું અનાજ પરોપકારને માટેજ છે, તેમજ ધનવાળાઓનું ધન પણ પરોપકારને માટેજ છે, એમ દરેક ધનવાળાએ સમજી રાખવું જોઇએ.

## પરમાર્થ વિષે

હરિજને જિંદગીનો કોઇ પણ દહાડો પરમાર્થ કર્યા વિના જવા દેવો નહિ.

વેપારીઓ જેટલો માલ બહારગામ મોકલે છે તેટલો અવેજ તેને પાછો મળે છે, તેમ તમે જેટલું પ્રભુને અર્થે કરશો તેટલું પાછું મેળવશો એમ જાણજો.

તમે ખાઇ શકો તે કરતાં ઈશ્વરે તમને ઘણું વધારે આપ્યું છે. તેનું કારણ એજ છે કે, તે તમે બીજાને આપો.

મહાપુરુષો સદાય પરાયા કામોમાંજ મચેલા હોય છે.

જેની કૃપાથી તમે ધન પામ્યા છો, તેની સેવામાં તમારું ધન વાપરજો; એ ધનની શોભા છે.

જેને નાસ્તિકો મદદ ન કરે તેની મદદમાં તમે રહેજો.

પ્રભુ અર્થે વાપરેલું તે આપણે અર્થે સંગ્રહેલું જાણજો.

જે આપણી પાસે છે તે બધું દઇ દઇએ તોપણ આપણને પ્રભુએ જે આપ્યું હતું તેજ આપણે આપ્યું, એમાં વધારે તે શું કર્યું?

જેની કૃપાથી પૈસા મળ્યા છે તેના નામને ખાતર તે ખરચવા એ કરતાં બીજું મોટું કામ કયું? અને એ કરતાં બીજું વધારે

ભાગ્યશાળીપણું કયું ?

મોક્ષમાર્ગમાં પુણ્ય વિના બીજો કોઈ પણ બોજો ઉપાડી શકાતો નથી.

ગરીબોને આપવું તે ઈશ્વરને ઉધાર આપવા બરાબર છે.

આપવું ને વાવવું બરાબર છે.

જેને પ્રભુકૃપા જોઈતી હોય તેણે બીજાઓ ઉપર કૃપા રાખતાં શીખવું.

પૈસા કમાવાની સાર્થકતા એજ છે કે, જે તંગીમાં હોય તેને મદદ કરવી.

ઈશ્વરે જેને દીધું હોય તેણે સહાય દેતા રહેવું.

### પરમાર્થ કરવા વિષે

માયા મેરે રામ કી, ધરણીધર કી દેહ;
પૂંજી બીરાને સાહ કી, કર સે જશ કર લે.
પાની બાઢો નાવ મેં, ઘર મેં બાઢો દામ;
દોનો હાથ ઉલેચિયે, યહી સયાનો કામ.
ધન દીયે ધન ના ઘટે, નદી ન ઘટે નીર;
અપની આંખે દેખ લો, યોં કથી કહે કબીર.
રામ નામ કે કારણે, સબ ધન ડાલ્યો ખોય;
મૂરખ જાણે ગિર પડયા, દિન દિન દુણો હોય.
તુલસી પંછીન કે પીએ, ઘટે ન સરિતા નીર;
ધર્મ કીયે ધન ના ઘટે, સહાય કરે રઘુવીર.
કુંજર મુખતેં ગિર પડ્યો,ઘટ્યો ન ગજ કો આહાર;
લાખો કીડી લે ચલી, પોષન કો પરવાર.
ગાંઠી હોય સો હાથ કર, હાથ હોય સો દેહ;
આગે હાટ ન બાનીઆ, લેના હોય સો લેહ.
દેહ ધરે કો એહી ફલ, દેહ દેહ કછુ દેહ;
દેહ ખેહ હો જાયગી, ફિર કોન કહેગા દેહ ?
ખાય ખિલાય લૂટાય દે, કર લે અપના કામ;
ચલતી વખતે રે નરો, સંગ ન ચલે બદામ.
તુલસી દેવો કઠણ હય, જો કાહુ કો દેત;
સૂરજ હોત સંસાર મેં, ફેર આપનો લેત.

## ૩૩–ધર્મથી જેવી શાંતિ મળવી જોઇએ તેવી શાંતિ ઘણા ભક્તોમાં દેખાતી નથી તેનું કારણ શું ?

દુનિયાનાં બધાં શાસ્ત્રોમાં એમ કહેલું છે કે, ધર્મ છે તે અમૃત છે. અમૃતનું જે પાન કરે છે તેને અતિશય તૃપ્તિ મળી જાય છે. ધર્મ ધારણ કરનાર ભગતના હૃદયમાં અમૂલ્ય શાંતિ આવી જાય છે. ધર્મ પાળનાર ભગતના અંતરમાંથી આનંદના ઊભરાઓ છૂટવા માંડે છે અને ધર્મ પાળનાર ભગતના શોકમોહ કપાઇ જાય છે; એથી તે સદાય પ્રભુના મહાન આનંદમાં રહી શકે છે. આ પ્રમાણે ભગતોનાં લક્ષણ માટે દરેક શાસ્ત્રમાં ઠેકાણે ઠેકાણે વર્ણન કરેલું છે અને ધર્મના બોધ માટે પણ ધર્મના દરેક પુસ્તકમાં તથા દરેક સંતે બહુ ભાર મૂકીને એમજ કહેલું છે કે, જગતની કોઇ પણ વસ્તુથી, બાબતોથી, કે જીવોથી જેટલી શાંતિ મળી શકે તે કરતાં ધર્મ પાળવાથી ઘણીજ વધારે શાંતિ મળી શકે છે. પણ હાલના વખતમાં આપણે ઘણે ઠેકાણે એમ જોઇએ છીએ કે, જે માણસો ભગત ગણાય છે, ભક્તિનો ડોળ રાખે છે, ભક્તિનાં બહારનાં ચિહ્‌ન ધારણ કરે છે અને ભક્તિની બહુ મોટી મોટી વાતો કરે છે, તેઓનાં અંતરમાં પણ શાંતિ હોતી નથી, એનું કારણ શું? ધર્મ આવો બળવાન હોવા છતાં અને ભગતોનાં હૃદયમાં ભગવાન પોતે પધારે છે એ ભક્તિમાર્ગનો સિદ્ધાંત છતાં ઘણાયે ભગતોનાં હૃદયમાં શાંતિ કેમ હોતી નથી? એના ખુલાસામાં એક સંત એમ કહેતા હતા કેઃ–

પાણી પાણી બોલ્યા કરવાથી કાંઇ તરસ મટી જાય નહિ, પણ જ્યારે જરૂર જેટલું પાણી પીએ ત્યારેજ તરસ મટે છે, તેમજ યાદ રાખજો કે, ધર્મની અને ભક્તિની વાતો કર્યા કરવાથીજ કાંઇ અંતરની શાંતિ મળી જતી નથી, પણ જ્યારે ધર્મ પાળીએ ત્યારેજ અંતરની શાંતિ મળે છે અને ત્યારેજ ખરો આનંદ મળે છે. માટે યાદ રાખજો કે, જે ભગતને પોતાના અંતરાત્મામાંથી આનંદ મળતો નથી તે ભગતો હજી વાતોમાંજ રહી ગયેલા છે અને એવા વાતૂડા ભગતોની માત્ર વાણીમાંજ ધર્મ હોય છે, કાંઇ અંતરમાં ધર્મ હોતો નથી. એવા વાતૂડા ભગતોની જીભમાંજ માત્ર ધર્મ દેખાય છે, પણ તેઓનાં આચરણમાં ધર્મ દેખાતો નથી અને એવા વાતૂડા ભગતોના બહારના દેખાવમાં ને છાપાતિલકમાં-

જ ભક્તિ દેખાય છે, પણ તેઓનાં કામોમાં કાંઈ ભક્તિ દેખાતી નથી. આવા જે ભગતો છે તેઓને અંતરની શાંતિ મળતી નથી કે તેઓને ઈશ્વરી આનંદ મળતો નથી; તેથી પાણીની વાતો કર્યો છતાં પણ પાણી પીધા વિનાનો માણસ જેમ તરસ્યો ને તરસ્યોજ રહે છે, તેમજ ધર્મની ને ભક્તિની ઘણીયે વાતો કર્યા છતાં પણ જે ભગતો ધર્મ પાળતા નથી તેઓ શાંતિ વિનાનાજ રહે છે અને હે હરિજનો! યાદ રાખજો કે, હાલના વખતમાં આવા વાતૂડા ભગતો ઘણાજ હોય છે અને અંતરમાં વસ્તુ સમજીને તાળી લાગેલા ભગતો કોઈકજ છે. માટે જે ભગતોના ચહેરા ઉપર શાંતિ દેખાય નહિ, જે ભગતના અંતરમાં આનંદ દેખાય નહિ, જે ભગતનાં કામોમાં ઉચ્ચતા દેખાય નહિ, જે ભગતના વિચારોમાં ઉદારતા દેખાય નહિ, જે ભગતોની રહેણીકરણીમાં સ્વાભાવિકતા દેખાય નહિ અને જે ભગતોના જીવનમાં અનંત બ્રહ્માંડના નાથનું બળ દેખાય નહિ, તે ભગતોને કાચા સમજવા; તે ભગતોને અધૂરા સમજવા અને તે ભગતોને તરસ્યા રહી ગયેલા સમજવા. આપણે પોતે એવા લૂખા, સૂકા, વાતૂડા અને તરસ્યા ન રહી જઇએ તેની સંભાળ રાખવી જોઇએ. કારણ કે, કાંઈ ધર્મથીજ કલ્યાણ થતું નથી, પણ જ્યારે ધર્મ પાળી બતાવીએ ત્યારેજ કલ્યાણ થાય છે. પણ હાલના વખતમાં ઘણા હરિજનો માત્ર ધર્મની વાતો કર્યા કરવામાંજ રહી જાય છે ને ધર્મ પાળવાની બાબતોમાં તેઓ ઢીલાપોચા રહી જાય છે તેથીજ તેઓ ધર્મના રસ્તામાં આગળ વધી શકતા નથી, માટે હે ભાઇઓ! તમારાથી એવી ભૂલ ન થાય એ સંભાળજો, એજ અમારી વિનતિ છે.

---

## ૩૪–કોઇ માણસ પ્રથમ કદી પાપી હોય તો ભક્ત થયા પછી તેનાં આગલાં પાપ જોવાય નહિ

ભકિતમાં એવું બળ છે કે, તે અનેક જાતનાં પાપને અને અનેક જન્મનાં પાપને બહુ ટૂંક વખતમાં બાળી નાખે છે. ભકિતની શકિત અજબ જેવી છે; એટલુંજ નહિ પણ કેટલાક મહાત્માઓ તો એમ કહે છે કે, બીજી સાંસારિક બાબતોમાં ભકિતની સિદ્ધિ કદી મોડી દેખાતી હોય તો એ જુદી વાત છે, પણ ભગતોનાં આગલાં પાપને કાપી નાખવાની બાબતમાં તો ભકિતની સિદ્ધિ

તરતજ દેખાય છે. કારણ કે ભક્તિ ક્યારે સૂઝે છે અને પરમકૃપાળુ અનંત બ્રહ્માંડના નાથનો પ્રેમ હૃદયમાં ક્યારે આવે છે, એ તમે જાણો છો ? એ માટે સંતો એમ કહે છે કેઃ—

જેનાં પૂર્વનાં પુણ્ય ઉદય થાય તેના હૃદયમાં ભક્તિ આવે છે; જેનાં સત્કર્મો વધી જાય તેની ઉપર ભકિતદેવીની કૃપા ઊતરે છે; જેની ઉપર પ્રભુની કૃપા ઊતરે તેનામાં ભકિત આવે છે; જેના સંસ્કારો સારા હોય, જેનું અંતઃકરણ ચોખ્ખું હોય તેનામાં ભક્તિ આવે છે; જેનો જીવ જાગેલો હોય અને જેને અંદરથી સાચો તરફડાટ થતો હોય તેનામાં ભકિત આવે છે; જેના અંદરના દરવાજા ઊઘડેલા હોય અને જે પોતાના અંતર્યામીના હુકમોને પકડી શકતો હોય તેનામાં ભકિત આવે છે; જેને સત્સંગનો પ્રેમ હોય તથા જેણે સાધુ–સંતની સેવા કરી હોય તેનામાં ભકિત આવે છે અને જેના હૃદયમાં દીનતા હોય તેમજ જેની લાગણીઓમાં કોમળતા હોય તેનામાં ભક્તિ આવે છે. ટૂંકામાં એજ કે, મહાભાગ્યશાળી હોય તેનામાંજ ભક્તિ આવે છે અને એવા ભાગ્યશાળી માણસોનાં પાપ કપાઇ જાય તેમાં કાંઇ નવાઇ નથી. અરે ! ભક્તિથી તો માણસોમાં અને દુનિયામાં એટલા બધા ફેરફાર થઇ જાય છે કે, એ વાતનો ખ્યાલ કરતાં પણ આપણને આનંદ થાય છે.

ભકિતથી માણસોનાં જીવન બદલાઈ જાય છે. એટલે જે પાણી ખારા સમુદ્રમાં ફોગટ વહ્યાં જતાં હતાં તે પાણીથી સેંકડો બાગબગીચાઓ બની જાય છે. ભક્તિથી ઘણી જાતની રિદ્ધિસિદ્ધિ મળી જાય છે. ભગતોનાં કામ જાણ્યે–અજાણ્યે બહુ મહેનત વિના અધ્ધરથી ઊકલી જાય છે. ભગતોના હૃદયબળથી અને ભગતોનાં ભલાં કામોથી સેંકડો માણસોનાં જીવન બદલાઈ જાય છે. ભગતોથી દુનિયા આબાદ થાય છે; ભગતોથી સૃષ્ટિનું સૌંદર્ય વધે છે અને ભગતોથી જગતમાં દયાધર્મ ને પ્રેમધર્મ વધે છે. ભગતોની ભકિતથી જગતમાં પાપ ઓછાં થાય છે; ભકિતથી અનેક જીવો જાગે છે ને પોતાના આત્માના કલ્યાણની બાબત તરફ વળે છે; એટલુંજ નહિ પણ ભકિતથીજ આ જગતમાં ભગવાનનો મહિમા વધે છે અને ભક્તિથીજ ભગતોનાં હૃદયમાં ભગવાન પધારે છે. આવું ભક્તિનું બળ છે; માટે એવી અલૌકિક ભક્તિ ભગતોનાં અગાઉનાં પાપ કાપી નાખે તેમાં કાંઇ નવાઇ નથી. આ વાત બરોબર રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ–

એક વખત કોઇએક ગામની નદીમાં બહુ મોટું પૂર આવ્યું, તેમાં ઘણાં માણુસો તણાઈ ગયાં, પણ એ તણાઈ ગયેલાં માણુસોમાંથી એક માણુસ કોઇ દૂરના ગામમાં નીકળ્યો; તેણે ત્યાં ધંધોરોજગાર કર્યો અને તે મોટો શેઠિયો બની ગયો. એ પછી ઘણાં વરસો બાદ તેના મૂળ ગામનાં માણુસો તેને મળ્યાં, ત્યારે તેઓએ કહ્યું કે, અમે તો જાણુતા હતા કે તમે તણાઇ ગયા છો તેથી મરી ગયા હશો, પણ તેને બદલે તમે તો ઊલટા શેઠિયા બની ગયેલા છો. ત્યારે એ સાંભળીને તે માણુસે કહ્યું કે, હા, ભાઈ! મને તો બહુજ લાભ થયો છે; અત્યારે હું બહુ સુખી છું અને મને દરેક રીતે બહુ આનંદ છે.

આ દાખલો આપીને તે ભક્તરાજ મહારાજ એમ સમજાવતા હતા કે, જેઓ પાપમાં પડેલા છે અને પાપમાંજ તણાતા જાય છે તેઓ તો મરવાનાજ છે, એમાં કાંઇક શક નથી; પણ જેઓ પાપમાંથી બચી જાય છે ને ભગત બની જાય છે તેઓ શેઠિયા થઈ જાય છે; એટલે કે તેઓની સ્થિતિ સુધરી જાય છે અને તેઓની સમૃદ્ધિ વધી જાય છે. એ સમૃદ્ધિ બે જાતની હોય છે. એક જગતની સમૃદ્ધિ. જેમકે ધન, માલ, વૈભવ, આબરૂ, કુટુંબસુખ, ધંધારોજગાર, માનમરતબો વગેરે અને બીજી અંતરના સદ્ગુણોની સમૃદ્ધિ. જેમકે દયા, પરોપકાર, પ્રેમ, જ્ઞાન, ઇન્દ્રિયનિગ્રહ, જપ, તપ વગેરે. આ બે પ્રકારની સમૃદ્ધિ છે. તેમાં કોઈ કોઇ ભગતોની પાસે એ બન્ને જાતની સમૃદ્ધિ વધે છે અને કોઇ કોઇ ભગતોમાં અંતરની સમૃદ્ધિ વધે છે. બેમાંથી ગમે તે એક અથવા બન્ને સમૃદ્ધિમાં ઘણા ભગતો બહુ આગળ વધી જાય છે ને એમાં તેઓ શેઠિયા જેવા બની જાય છે; અને યાદ રાખજો કે, આ બધું કંઇ પાપ કપાયા વિના થતું નથી. કારણ કે શાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે, જ્યાં ખરેખરું પાપ હોય ત્યાં ખરેખરી ભક્તિ કદી પણ રહી શકતીજ નથી. માટે સંતોનો એવો સિદ્ધાંત છે કે, જ્યાં સાચી ભક્તિ હોય ત્યાં પાપ હોયજ નહિ અને જ્યાં પાપ હોય ત્યાં સાચી ભકિત હોયજ નહિ. માટે યાદ રાખજો કે, કોઈ પણ માણુસમાં જ્યારે ભક્તિ આવવા માંડે ત્યારે તેનાં પાપ ભાગતાં જાય છે અને જેમ જેમ પાપનો નાશ થતો જાય છે, તેમ તેમ ભક્તિનું જોર વધતું જાય છે. માટે જે લોકો સાચા ભગતો થાય છે તેઓનાં પાપ કપાઇ જાય છે, એટલે તેઓનાં આગલાં પાપ સામે જોવાય

નહિ અને આગલાં પાપો સારુ કરીને કાંઇ તેઓને હલકા ગણાય નહિ. કારણ કે એ પાપ તો નાશ પામી ગયેલાં છે. એ પાપનાં પૂરમાંથી તો તેઓ બચી ગયેલા છે અને ભક્તિ હાથ લાગ્યા પછી તો તેઓનું જીવન બદલાઇ ગયેલું છે અને તેઓ ઊલટા જ્ઞાનધ્યાનમાં મોટા શ્રીમંત થઇ પડેલા છે અને આપણા કરતાં તેઓ પ્રભુના વધારે કૃપાપાત્ર બની ગયેલા છે. માટે તેઓનાં આગલાં પાપો સામે જોવાય નહિ, એ વાત યાદ રાખજો.

દોહરો

કબીર મેરે સાધ કી, નિંદા કરો મત કોય,
જો પૈ ચંદ્ર કલંક હૈ, તઉ ઉજિયારા હોય.

---

## ૩૫–શ્રીમંતો, અધિકારીઓ, વિદ્વાનો તથા સાધુઓ કરતાં પણ ભક્તો શ્રેષ્ઠ છે

બંધુઓ! જે સાચા ભગતો હોય છે તેઓ કોઇના તેજમાં અંજાઇ જતા નથી. કારણ કે જે ભગતો હમેશાં પ્રેમપૂર્વક પ્રભુનું ભજન કરતા હોય તેઓની અંદર એક જાતનું ખાસ અલૌકિક બળ હોય છે, કે જેવું બળ શ્રીમંતોમાં હોતું નથી, તેવું બળ અધિકારીઓમાં હોતું નથી, તેવું બળ વિદ્વાનોમાં હોતું નથી અને તેવું બળ કેટલાક સાધુઓમાં પણ હોતું નથી. કારણ કે એ બધા લોકોમાં એક એક જાતનું બળ હોય છે. જેમકે શ્રીમંતોની પાસે પૈસાનું બળ હોય છે, અધિકારીઓની પાસે અધિકારનું બળ હોય છે, વિદ્વાનોની પાસે વિદ્યાનું બળ હોય છે અને સાધુઓની પાસે ત્યાગનું બળ હોય છે. પણ યાદ રાખજો કે, એ બધાં બળો કરતાં વિશ્વાસનું બળ ઘણું વધારે મોટું હોય છે અને પ્રભુના પ્રેમનું બળ તો એ કરતાં પણ ઘણું વધારે મોટું હોય છે. વિશ્વાસ તથા પ્રેમને લીધે હૃદયમાં પ્રભુ પધારવાથી જેના હૃદયમાં પ્રભુનો આનંદ આવી ગયો હોય તેનું બળ વળી અદ્ભુતજ હોય છે અને એ બધાં બળો ભજન કરનારા ભગતોની અંદર હોય છે તેથી ભગતો બીજા કોઇના તેજમાં અંજાઇ જતા નથી. કારણ કે તેઓ એમ સમજે છે કે, અમે જે સર્વશક્તિમાન પરમકૃપાળુ પરમાત્માનું ભજન કરીએ છીએ, તે કરતાં વધારે ઊંચી બાબત આ જગતમાં બીજી કઇ છે? ભજન કરતાં વધારે ઉત્તમ વસ્તુ આ

દુનિયામાં બીજી કોઈ પણ નથી. આમ હોવાથી ભગતો વિદ્વાનોથી, શ્રીમંતોથી કે અધિકારીઓથી ડરતા નથી. વિવેકને ખાતર તેઓને માન આપે એ જુદી વાત છે. પોતાની અંદર રહેલી કુદરતી દીનતાને લીધે તેઓ નમ્રતા બતાવે એ જુદી વાત છે. તેઓના પોઝિશનનો વિચાર કરીને તેઓને વ્યાવહારિક બાબતોમાં આગળ રાખે એ જુદી વાત છે અને આત્મભાવે સૌને સરખા સમજીને એવા લોકોને ભગતો નમ્યા કરે એ જુદી વાત છે, પણ ખરી રીતે જોતાં પોતાના અંતરમાંથી તો તેઓ એમજ સમજે છે કે, પ્રભુના ભજન જેવું ઉત્તમ કામ આ દુનિયામાં બીજું કોઈ પણ નથી. માટે જે માણસ સૌથી વધારેમાં વધારે ભજન કરે તેજ માણસ સૌથી વધારેમાં વધારે શ્રેષ્ઠ છે; તેજ માણસ સૌથી વધારેમાં વધારે માનને પાત્ર છે અને ઈશ્વરકૃપાથી એવી તકો અમને મળે છે માટે અમે ભાગ્યશાળી છીએ. ભાઇઓ, ભગતોની અંદર સ્વાભાવિક રીતેજ અતિશય દીનતા આવી જાય છે, એટલે એ દીનતાને લીધે તેઓ સૌને નમી પડે એ જુદી વાત છે, પણ તેઓના અંતરમાં ઈશ્વરી આનંદની એવી ખુમારી હોય છે કે, બીજા ગામઠી લોકોની પેઠે તેઓ શ્રીમંતોના, અધિકારીઓના, વિદ્વાનોના કે સાધુઓના તેજમાં અંજાઈ જતા નથી. કારણ કે એવાઓની પાસેથી તેઓને કાંઈ સ્વાર્થ સાધવાનો હોતો નથી. તેઓનું યોગક્ષેમ તો પ્રભુ પોતેજ ચલાવે છે એટલે એ માટે તેઓને કાંઇ ફિકર હોતી નથી, તેથી તેઓ પ્રભુના ભજનમાં મસ્ત રહી શકે છે ને કહેતા રહે છે કેઃ–

જીસી કા રામ ધની હૈ જી
ઉસી કુ ક્યા કમી હૈ જી?

દોહરા

તીન ટૂક કૌપીન કો, અરૂ ભાજી બીન લોન;
તુલસી રઘુવર ઉર બસે, ઇંદ્ર બાપુરો કોન?
જાત હમારી આતમા, પરમેશ્વર પરિવાર;
સગા હમારા સંત હય, શિર પર સરજનહાર.
કબીર સબ જગ નિર્ધના, ધનવંતા નહિ કોય;
ધનવંતા સોહી જાનીએ, રામનામ ધન હોય.



## ૩૬–ભગવદ્ધ્યાન કરવાની જરૂર વિષે

यज्ञानाम् जपयज्ञोऽस्मि । પ્રભુ કહે છે કે, સર્વ યજ્ઞમાં જપયજ્ઞ તે હું છું.

ઝાડને જેમ પાણીની જરૂર છે અને શરીરને જેમ ખોરાકની જરૂર છે, તેમ જીવને ઈશ્વરધ્યાનની ઘણી જરૂર છે. પાણી વિના જેમ ઝાડ સુકાઈ જાય છે અને અન્ન વિના જેમ શરીર નબળું પડી જાય છે, તેમ જપ તથા ધ્યાન વિના જીવ પણ ઈશ્વરભક્તિમાં મોળો પડી જાય છે.

ધ્યાન ધરવું એટલે પ્રભુની સાથે વાતો કરવી અથવા કાંઈ પણ કહેવું. મોટાં માણુસો જેવાં કે, રાજાઓ, ન્યાયાધીશ, પ્રધાન વગેરે કોઈ પણ નાનાં કે હલકાં માણુસો સાથે વાતો કરવા ચાહતાં નથી, પણ ઈશ્વર જે સર્વથી મોટામાં મોટો, રાજાઓનો રાજા અને દેવોનો પણ દેવ છે, તે તો ધ્યાનને રસ્તે સૌની સાથે વાતો કરવા ચાહે છે.

જે માણસ પ્રભુનું ધ્યાન ધરે છે તેને પ્રભુ પોતાનો કરી લે છે અને પોતે તેનો થઈ જાય છે. માટે સર્વે નાનામોટા, બાઈઓ–ભાઈઓ, ભણેલાઓ તથા વગર ભણેલા સર્વજનોએ જપ તથા ધ્યાન કરતાં શીખવું જોઈએ.

ધ્યાન કરવાથી પવિત્ર માણસની પવિત્રતા જળવાય છે તથા વધતી જાય છે અને પાપીઓનાં પાપ રોજ રોજ ઓછાં થતાં જાય છે.

જેમ સૂરજ ઊગવાથી અજવાળું થાય છે, તેમ પ્રભુનું ધ્યાન ધરવાથી અંતરનું અજ્ઞાન ઘટતું જાય છે અને સત્ય જ્ઞાનનો ઉદય થાય છે.

જેમ અંધારામાં દીવો કરવાથી ઊંદરો નાસી જાય છે, તેમ પ્રભુનું ધ્યાન ધરનાર માણસના અંતરમાંથી દુર્ગુણો જતા રહે છે.

જેમ નીરોગી માણુસોને બહુ ભૂખ લાગે છે, તેમ પવિત્ર માણુસોને પ્રભુનું ધ્યાન ધરવાની બહુ ઇચ્છા થયા કરે છે.

જેમ નાનાં બાળકોને વારંવાર ધાવવાની ઇચ્છા થયા કરે છે, તેમ પવિત્ર માણુસોને પ્રભુનું ધ્યાન તથા જપની ઇચ્છા થયા કરે છે.

જેમ ફૂલમાં દોરો રહે છે અને દોરામાં ફૂલ રહે છે, તેમ પ્રભુનું ધ્યાન ધરતી વખતે આપણો જીવ ઈશ્વરમાં અને ઈશ્વર આપણા જીવમાં જોડાઈ જાય છે.

જેમ નદી સમુદ્રમાં મળ્યા પછી પોતે ગુમ થઈ જાય છે, તેમ

ધ્યાન ધરતી વખતે જીવ ઈશ્વિરમાં ઈશ્વિરમય થઇ જાય છે.

પ્રભુનું ધ્યાન ધરતી વખતે આપણો જીવ જાણે આનંદના સમુદ્રમાં તરતો હોય તેમ જણાય છે. જે માણસને એકાગ્રચિત્તથી ધ્યાન ધરતાં આવડે છે, તેને ધ્યાન વખતે જાણે સ્વર્ગના વિમાનમાં બેસીને આસમાનમાં ઊડતા હોય એવો આનંદ થાય છે.

તું જીન સેં પ્રભુ મેં મિલે, અરૂ મિલે પ્રભુ તુજ માંહીં;
એસો સાધન ધ્યાન બીન, દુસરો દીસત નાહીં.

## ૩૭–આપણા હૃદયમાં ધર્મ જામ્યો છે કે નહિ તે સમજવાની કૂંચી

ઘણા માણસોમાં ઘણી જાતના વિકારો હોય છે, છતાં પણ તેઓ પોતે પોતાને ભગત સમજ્યા કરે છે. એથી પરિણામ એ થાય છે કે, તેઓ ખરેખરો ધર્મ પાળી શકતા નથી. કારણ કે તેઓને પોતાની ભૂલો સમજાતી નથી, તેથી તેઓ સત્ય રસ્તે જઇ શકતા નથી. માટે દરેક ભગતોએ પોતાનું હૃદય તપાસતાં શીખવું જોઇએ અને તેમાં કઇ કઇ જાતની ભૂલો રહેલી છે તેની શોધ કરવી જોઈએ. એ માટે એક સંત કહેતા હતા કેઃ–

આપણા હૃદયમાં ધર્મ જામ્યો છે કે નહિ એ સમજવાની કૂંચી એ છે કે, જ્યારે આપણા મનમાં કોઇની ઉપર વેરઝેર ન ઊપજે ત્યારે જાણવું કે આપણામાં ધર્મ જામેલો છે. જ્યારે મનમાં રાગદ્વેષનાં દુઃખો ન થાય ત્યારે જાણવું કે ધર્મ જામેલો છે. જ્યારે મનમાંથી ભૂતભવિષ્યની ફિકરો મટી જાય ત્યારે જાણવું કે, હવે આપણે કાંઇક ઠીક થયા છીએ. જ્યારે મનમાંથી કામ, ક્રોધ, લોભ વગેરે વિકારોનું બળ ઓછું થઇ જાય ત્યારે જાણવું કે, આપણામાં હવે ધર્મ આવતો જાય છે. જ્યારે આપણાં અંતરમાંથી લોકલાજનો ભય ઓછો થઇ જાય ત્યારે જાણવું કે, આપણામાં ધર્મનું બળ આવતું જાય છે. જ્યારે ધર્મ સંબંધી બાબતોમાં શંકાઓ મટી જાય ને વિશ્વાસ આવી જાય ત્યારે જાણવું કે, હવે આપણા હૃદયમાં ધર્મ ઠરેલો છે. જ્યારે જગતના સૌ જીવોમાં આત્મભાવ આવી જાય ત્યારે જાણવું કે ધર્મ જામેલો છે. જ્યારે જગતની મોહક વસ્તુઓનું મિથ્યાપણું સમજાઇ જાય ત્યારે જાણવું કે ધર્મ જામેલો છે. સંતોની સેવા કરવાનું સ્વાભાવિક રીતેજ મન થયા કરે,

ત્યારે જાણવું કે હવે આપણાં નસીબ ખૂલતાં જાય છે. જ્યારે અધર્મની બાબતો ઉપર અતિશય ગ્લાનિ આવે અને એ રસ્તે જવાનું મનજ ન થાય ત્યારે જાણવું કે ધર્મ જામેલો છે. જ્યારે આપણા દેહને તથા આપણી ઇન્દ્રિયોને રાજી રાખવાના ખ્યાલો ઓછા થઇ જાય અને તેને બદલે પરમકૃપાળુ પરમાત્માને રાજી રાખવાના વિચારો વધી જાય, ત્યારે જાણવું કે હવે આપણું કામ થતું જાય છે. જ્યારે પ્રભુને અર્થેજ બધાં કામો થયા કરે અને એ કામોમાં આનંદ મળ્યા કરે ત્યારે જાણવું કે હવે આપણી સેવા અંગીકાર થતી જાય છે. જ્યારે અંતરમાંથી એમ લાગે કે, હજી મારાથી ધર્મની બાબતમાં કાંઇ બનતું નથી, એમ સમજીને અંદરથી સ્વાભાવિક રીતેજ જીવ તરફડ્યા કરે ત્યારે જાણવું કે, હવે સત્ય ધર્મની પધરામણી થતી જાય છે. જ્યારે સગાંવહાલાંનો મોહ ઓછો થાય, ધનનો મોહ ઓછો થાય, દેહનો મોહ પણ ઓછો થાય અને એ બધી વસ્તુઓ આપણા કલ્યાણનાં સાધન તરીકે વાપરવાની છે એમ ખાતરી થઇ જાય ને એ પ્રમાણે વર્તાય ત્યારે જાણવું કે, હવે સાચી સમજણ આવતી જાય છે. જ્યારે વિધિનિષેધની જાળ પાતળી પડતી જાય ને ઓછી થતી જાય અને તેની પાછળ સ્વાભાવિકતા આવતી જાય ત્યારે જાણવું કે હવે ધર્મનું બળ વધતું જાય છે. જ્યારે વખતની કિંમત સમજાય ને જરા પણ વખત નકામો ન જાય ત્યારે જાણવું કે, હવે આપણું કામ થઇ જાય છે અને જ્યારે પ્રભુની ખાતર જિંદગી અર્પણ કરવાનું મન થઇ જાય; એટલુંજ નહિ પણ એ પ્રમાણે વર્તવાનું હૃદયમાં બળ આવી જાય ત્યારે જાણવું કે, હવે આપણને ધર્મની કૂંચી મળતી જાય છે.

બંધુઓ ! આવી રીતે પોતાનું અંતર તપાસવું અને તેમાં કેટલે દરજ્જે ધર્મ જામ્યો છે, કેટલે દરજ્જે પ્રભુપ્રેમ આવેલો છે, કેટલે દરજ્જે વિકારો ઓછા થયા છે અને કેટલે દરજ્જે સત્યને પંથે આગળ વધાયું છે, તેની તપાસ કરવી ને તેની ખાતરી કરવી તેનું નામ ધર્મ સમજવાની કૂંચી છે. માટે તમારા હૃદયમાં ધર્મ જામ્યો છે કે નહિ તેની ખાતરી કરવા માટે આ બધા સવાલોનો વિચાર કરજો અને એનો જવાબ જો તમને સંતોષકારક મળે તો આનંદમાં રહેજો ને પ્રભુનો ઉપકાર માનજો. પણ એનો જવાબ તમને એવો મળે કે, આ બધી બાબતોમાં તો હજી પોલાણ છે, તો જેમ બને તેમ વિચારી વિચારીને પગલાં ભરજો ને ખોટા

મોહમાં પડ્યા રહેશો મા. તમારામાં ધર્મ આવેલો ન હોય છતાં પણ અમે બહુ ધર્મવાળા છીએ એમ સમજવાની ભૂલ કર્યા કરજો મા ને એવા ગોટાળામાં રહી જશો મા. એજ અમારી ભલામણ છે.

દોહરા

જૈસી મીઠી લગત હૈ, ગામકથા કી ગાથ;
ઐસી લાગે હરિકથા, તો તરવો ક્યા બાત.
જૈસી પ્રીતિ હરામ સે, તૈસી હરિ સેં હોય;
ચલા જાય વૈકુંઠ મેં, પલ્લા ન પકડે કોય.

## ૩૮–તમારી મોટાઇ કોઈના પણ ઉપયોગમાં નહિ આવે તો મોટા છતાં પણ જ્યાંના ત્યાંજ રહી જશો

અનંત બ્રહ્માંડનો નાથ પરમકૃપાળુ પરમાત્મા જગતના જુદા જુદા માણસોને પોતાનું જુદી જુદી જાતનું ઐશ્વર્ય આપે છે, તે એવી ઇચ્છાથી કે, એ ઈશ્વરનું ઐશ્વર્ય જગતમાં ફેલાય અને તેનો લાભ બીજા અનેક માણસોને મળે તથા તેમાંથી બીજા ઘણાયે માણસો એવી જાતની મોટાઇવાળા થાય, તે સારુ દયાળુ પ્રભુ જુદા જુદા માણસોને જુદા જુદા પ્રકારની મોટાઈ આપે છે. પણ આપણે જોઇએ છીએ કે, ઘણાં માણસોને પોતાની મોટાઇનો લાભ લેતાં આવડતો નથી, તેથી તેઓ મોટા હોવા છતાં પણ જ્યાંના ત્યાંજ રહી જાય છે. આ વાત બહુ સારી રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનોને એવો દાખલો આપતા હતા કેઃ–

પોરબંદરમાં પથ્થરની ખાણો છે. તે ખાણમાં એક બહુ મોટો ને સુંદર પથ્થર હતો. તે પથ્થર એક રાજાના મોટા મંદિરના પાયામાં મૂકવા ધાર્યું હતું, પણ એ મોટો પથ્થર ત્યાંથી ઊપડી શક્યો નહિ, તેથી એ પથ્થર એ ખાણમાંજ પોતાની જગ્યા ઉપરજ પડ્યો રહ્યો અને એની આસપાસના બીજા નાના પથ્થરો મંદિરમાં ચણાઈ ગયા, ઉપયોગમાં આવી ગયા ને શોભી નીકળ્યા; તેમજ હે હરિજનો ! અમે તમને એમ કહીએ છીએ કે, અમે પરમાર્થનાં મંદિર બાંધીએ છીએ, તેમાં કાંઇ પણ કામે લાગો તો સારું, નહિ તો તમે મોટા છતાં પણ જો ઊપડશો નહિ ને કોઈના ઉપયોગમાં આવશો નહિ તો જ્યાંના ત્યાંજ રહી જશો. એમ ન થાય એ સંભાળજો.

બંધુઓ ! આ દાખલો બહુ વિચારવા જેવો છે. કારણ કે આ જગતમાં મોટા માણસોની કાંઇ ખોટ નથી. કારણ કે આપણે જોઇએ છીએ કે, કોઇ માણસો ધનમાં મોટા હોય છે, કોઇ માણસો સત્તામાં મોટા હોય છે, કોઇ માણસો શરીરબળમાં મોટા હોય છે, કોઈ માણસો બુદ્ધિબળમાં મોટા હોય છે અને કોઇ માણસો વ્યવહારની ચતુરાઇમાં તથા પોતપોતાના ધંધારોજગારમાં બહુ મોટા હોય છે. પણ અફસોસની વાત એ છે કે, તેઓ ઉપાડચા ઊપડતા નથી તેથી તેઓ પોતે પોતાના કામમાં પણ આવી શકતા નથી અને બીજાઓના કામમાં પણ આવી શકતા નથી; તેથી પરિણામ એ થાય છે કે, મોટા છતાં પણ તેઓ જ્યાંના ત્યાંજ રહી જાય છે. કેમકે એવા મોટા માણસોમાંથી કોઇનામાં અભિમાનનો ભાર વધારે હોય છે, કોઇનામાં સ્વાર્થનો ભાર વધારે હોય છે, કોઇનામાં લોકલાજનો ભાર વધારે હોય છે, કોઇનામાં અજ્ઞાનતાનો ભાર વધારે હોય છે, કોઇનામાં વૈભવનો ભાર વધારે હોય છે, કોઈનામાં બહારના વધારે પડતા વિવેકોનો ભાર વધારે હોય છે, કોઇનામાં ખોટી મોટાઇનો ભાર વધારે હોય છે, કોઇનામાં ક્રોધનો ભાર વધારે હોય છે અને કોઇનામાં બનાવટી નાજુકાઇનો ભાર વધારે હોય છે. તેથી એ બધા ભારને લીધે તેઓ પોતાને ઠેકાણેથી ઊપડી શકતા નથી. એટલે પરમકૃપાળુ પરમાત્માના સુંદર મંદિરમાં જે ઠેકાણે તેઓને સ્થાન મળવું જોઇએ તે ઠેકાણે તેઓને સ્થાન મળી શકતું નથી. તેથી છતાં સાધનોએ તેઓ જ્યાંના ત્યાંજ રહી જાય છે. માટે હે હરિજનો ! મારી તમને એજ વિનતિ છે કે, આવી નાની નાની ભૂલો સારુ કરીને ખાડામાં પડચા રહેશો મા અને તમારી મોટાઇને લીધેજ તમને નરકમાં જવું પડે એમ થવા દેશો મા; પણ જેમ બને તેમ તમારી મોટાઇ તમારા પોતાના તથા બીજાના ઉપયોગમાં આવે તેમ કરજો અને તમે પરમકૃપાળુ પરમાત્માના મંદિરમાં કોઈ પણ ઠેકાણે શોભી શકો તેમ કરજો. એજ અમારી વિનતિ છે.

રાત ગમાયી સોયકર, દિવસ ગમાયો ખાય;
હીરા જન્મ અમોલ થા, કોડી બદલે જાય.

---

## ૩૯–હરિજનો સાચું સુખ કોને કહે છે?

આ દુનિયામાં સૌ જીવોને સુખ જોઇએ છે અને તેમાં પણ

માણુસો તો સુખ મેળવવા સારુ અતિશય ફાંફાં મારે છે. જીવજંતુ, પશુપક્ષી વગેરે પ્રેરણાશક્તિને આધીન છે અને વંશપરંપરાના સંસ્કારો તથા રિવાજો પ્રમાણેજ તેઓ ચાલ્યા કરે છે. તેથી તેઓની પ્રકૃતિમાં, તેઓના શરીરના બંધારણમાં, તેઓના સ્વભાવમાં ને તેઓના આચારવિચારમાં ઘણો ફેર પડતો નથી, તેથી સુખને માટે તેઓને મનુષ્યના જેટલાં ફાંફાં મારવાં પડતાં નથી. કારણ કે તેઓનું સુખ હદમાં રહેલું છે, પણ માણુસો માટે કાંઇ એમ નથી. કારણ કે માણુસોએ તો પોતાના રીતરિવાજો બદલી નાખેલા છે, પોતાની પ્રેરણાશક્તિને દાબી દીધેલી છે અને હમેશાં નવી નવી ચીજો જોઇએ એવી જાતની પોતાની વૃત્તિઓને બનાવી દીધેલી છે. એટલે સુખ મેળવવા સારુ તેઓને ઘણી વધારે દોડાદોડ કરવી પડે છે અને અનેક જાતના ઉપાયો કરવા પડે છે તથા અનેક જાતનાં સાધનો શોધવાં પડે છે. છતાં પણ હરિજનોને જેવું સુખ મળે છે, તેવું સુખ જગતના બીજા વ્યાવહારિક લોકોને મળી શકતું નથી. આ વાત બરાબર રીતે સમજાવવા માટે એક સંત એક ભક્તમંડળમાં એમ કહેતા હતા કેઃ—

જો આપણે સાચું સુખ મેળવવું હોય તો પ્રથમ સુખનું સ્વરૂપ સમજવું જોઇએ. માટે એ સ્વરૂપ બહુજ ટૂંકામાં સમજાવવા સારુ મહાત્માઓ એમ કહી ગયા છે કે, બહારનાં કોઈ પણ જાતનાં સાધનો વિના અંતરમાંથી સુખ મેળવી શકાય તેજ સાચું સુખ છે. પણ અફસોસની વાત એ છે કે, આવા સાચા સુખની પાછળ કોઇ દોડતા નથી, પણ ઘણી જાતનાં સાધનો ભેળાં થાય ત્યારે જરાક સુખ મળે એવા સુખની પાછળજ સૌ દોડે છે.

કોઇને ધન મેળવીને તેમાંથી સુખ જોઇએ છે, કોઇને વૈભવો ભોગવીને તેમાંથી સુખ જોઇએ છે, કોઇને છોકરાંઓ ઉત્પન્ન કરીને તેમાંથી સુખ જોઇએ છે, કોઇને ગાવાબજાવવામાંથી સુખ જોઇએ છે, કોઇને સત્તામાંથી સુખ જોઇએ છે, કોઇને બીજાઓ પાસેથી માન મેળવવામાંથી સુખ જોઇએ છે, કોઇને સ્ત્રીઓમાંથી સુખ જોઇએ છે, અને કોઇને પોતાનાં જુદાં જુદાં વ્યસનોમાંથી સુખ જોઇએ છે. આવી રીતે બધા માણુસોને જુદી જુદી જાતનાં સાધનોની મદદથી મળી શકે તેવી જાતનાં સુખો જોઇએ છે. પણ ધર્મશાસ્ત્રો એમ કહે છે કે, આવાં બહારનાં સાધનોથી જે સુખો મળે તે સુખો અપૂર્ણ છે. તે સુખો તેમને માટે લીધેલી મહેનતના પ્રમાણમાં બહુ-

જ થોડાં છે અને તે સુખો અંતરાત્માને તૃપ્તિ આપી શકે તેવાં નથી. માટે બહારનાં સાધનોથી મળનારાં સુખોને શાસ્ત્રમાં કનિષ્ઠ પ્રકારનાં સુખો કહેલાં છે અને એવાં બહારનાં સાધનો વિના અંતરમાંથી જે સુખ મળી શકે તે સુખને ઉત્તમ માનેલું છે અને યાદ રાખજો કે, દુનિયાદારીના મોહમાં સપડાઇ ગયેલા વ્યાવહારિક માણુસો કાંઇ એવું સુખ મેળવી શકતા નથી; પણ જે સાચા ભગતો હોય તેજ બહારનાં સાધનો વગરનું પોતાના અંતરનું સાચું સુખ મેળવી શકે છે. એ સુખ કયું, એ તમે જાણો છો ? એ માટે એ સુખના અનુભવી મહાત્માઓ એમ કહી ગયા છે કેઃ–

જે ભક્તિનાં સુખો છે, જે પ્રભુપ્રેમનાં સુખો છે, જે અંતઃકરણુની પવિત્રતાનાં સુખો છે, જે જ્ઞાનનાં સુખો છે, જે ફરજ બજાવ્યાનાં સુખો છે, જે વૈરાગ્યનાં સુખો છે અને જે સહજ સમાધિનાં સુખો છે તે સુખોજ સત્ય છે અને તે સુખોજ ઉત્તમમાં ઉત્તમ છે; માટે હે હરિજનો ! એવી જાતનાં સાચાં સુખો મેળવવાની તજવીજ કરો, એવી જાતનાં સાચાં સુખો મેળવવાની તજવીજ કરો; કારણુ કે એ અમૂલ્ય સુખો એવાં છે કે, કોઇ પણુ જાતનાં બહારનાં સાધનો વિના પણુ એ સુખો ભોગવી શકાય છે. માટે એવાં અંતરનાં સુખો મેળવો, એવાં અંતરનાં સુખો મેળવો, એજ અમારો આશીર્વાદ છે.

ભૂપ દુઃખી, અવધૂત દુઃખી, દુઃખી રંક વિપરીત;
કહે કબીર યે સબ દુઃખી, સુખી સંત મનજીત.
નહીં શીતલ હૈ ચંદ્રમા, હિમ ન શીતલ હોય;
કબીર શીતલ સંતજન, નામસ્નેહી હોય.
કબીર સબ જગ નિર્ધના, ધનવંતા નહીં કોય;
ધનવંતા સોઇ જાનિયે, રામનામ ધન હોય.
સબહી દેવ તેહિ રીઝત, સબહી તીરથ તેહિ પાસ;
મુક્ત કહે જેહિ સંત ઉર, શ્રીહરિ કીન્હ નિવાસ.

## ૪૦–પ્રભુ ભજવામાં તત્પર રહો

નરકમાં પડેલા જીવો એમજ ઇચ્છી રહ્યા છે કે, અમને જો હરિ ભજવાનો પાછો વખત મળે તો અમે એક પળ પણુ નકામી જવા દઇએ નહિ. પણુ અફસોસની વાત છે કે, આપણુામાંના ઘણુાકો હજી સુધી હરિ ભજવાના ઠરાવ ઉપર આવ્યા હોય એમ જણુાતું નથી.

કરોડો રૂપિયા ખરચવા છતાં મનુષ્યદેહની એક ઘડી પણ પાછી મળી શકે નહિ. એવી ઘણીક ઘડીઓ અને ઘણાક દહાડાઓ તો શું પણ ઘણાંક વર્ષો આપણે પ્રભુભકિત વિનાનાં ગુજારી દીધાં છે; પણ યાદ રાખવાનું છે કે, વાવણી વખતે જે ખેડૂતો પોતાના ખેતરમાં વાવવાને આળસ કરે છે, તે ચોમાસા પછી ઘણાજ પસ્તાય છે, તેમ આપણા મનુષ્યદેહરૂપી વાવણી કરવાની મોટી મોસમ આળસમાં ન વહી જાય તેની સંભાળ રાખવી જોઇએ.

મોટી અદાલતમાં જેનો એક ઘણો જોખમ ભરેલો ભારે કેસ હોય અને જો તે કેસની તે માણસ બરાબર હોશિયારીથી તજવીજ ન રાખે તો હારી જાય છે; તેમ આપણે મનુષ્યો પણ આ ટાણે પ્રભુ ભજવાની તક જવા દઇશું, તો હરિની હજૂરમાં આવેલો મનુષ્ય-દેહનો મોટો કેસ હારમાં પડી જશે અને પરિણામમાં લખચોરા-શીના મોટા ફેરાનો ખર્ચ માથે પડશે. માટેઃ—

જો પ્રભુ ભવજલ તરન કું, દિયો મનુષ્ય તન નાવ;
મુક્ત કહે ભજ તાહી કું, મત ચૂકે અબ દાવ.
રામ નામ કી લૂટ હૈ, લૂટ સકે તો લૂટ;
અંતકાલ પસ્તાયગા, પ્રાણ જાયગા છૂટ.

## પ્રભુભજનમાં જલદી કરવા વિષે

આજ કહે મેં કલ ભજું, કાલ કહે પુની કાલ;
આજ કાલ તેં કરતહીં, અવસર જાસી ચાલ.
સ્વાસે સ્વાસે રામ ભજ, મિથ્યા સ્વાસ મત ખોય;
ના જાનું એ સ્વાસ કી, આવન ફિર ન હોય.
તુલસી વિલંબ ન કીજીએ, ભજ લીજે રઘુવીર;
તન તરકસતેં જાત હે, સ્વાસ સરિખે તીર.
પાવ પલક કી ખબર નહીં, કરે કલ કી બાત;
જીવ ઉપર જમ ફિરત હે, જ્યું તેતર પર બાજ.
કહતા હું કહે જાત હું, કહા બજાઉં ઢોલ;
સ્વાસા ખાલી જાત હે, તીન લોક કા મોલ.
કાલ કરંતો આજ કર, આજ કરંતો અબ;
અવસર વીત્યો જાત હે, ફિર કરેગો કબ?
એ દુનિયા મેં આય કે, છોડ દેહી તું એંટ;
લેના હોય સો લેહી લે, ઊઠ જાત હે પેંઠ.

જલદી કરો

જુવાનીમાં ગમે તેમ મોજ મારવી ને અંતે ઘડપણમાં માળા લઇને પ્રભુ ભજવા બેસવું, એ તો આંબા ખાઇ જઈને ગોટલાનું દાન કરવા જેવું છે.

ઘડીનો ભરોસો નથી, માટે સમજુ માણુસે આજનું કામ કાલ ઉપર રાખવું નહિ.

લાખો દેતાં પણ ગયેલો વખત પાછો આવતો નથી, માટે કોઇએ પણ નકામો વખત ગુમાવવો નહિ.

હજી સુધી આપણે પાપ કરીએ છીએ છતાં પણ ઇશ્વર આપણને જિવાડે છે તે એટલાજ સારુ કે, આપણે પાપનો પસ્તાવો કરી તેની હજૂરમાં જવાને લાયક થઈ શકીએ.

કરોડો ખરચતાં પણ પાછું ન મળે એવું આપણું આયુષ્ય છે. તેને આપણે ભજન વિના નકામું ગુમાવી દઈએ છીએ.

## ૪૧–મનને નિયમમાં રાખતાં આવડે ત્યારેજ સાચી ભક્તિ થઇ શકે

ઘણા માણુસો ભક્તિ કરવા માટે ઘણી જાતનાં ફાંફાં માર્યા કરે છે, છતાં પણ પરિણામ સામે જોતાં એમ જણાય છે કે, તેઓથી કાંઇ પણ બની શકતું નથી અને બહુ દોડાદોડી કરવા છતાં પણ તેઓ જ્યાં હોય ત્યાંના ત્યાંજ રહી જાય છે. આમ થવાનું કારણ શું એ સમજાવવા માટે એક સંત એમ કહેતા હતા કેઃ–

ભક્તિ કરવામાં સૌથી મોટી મદદ આપણા મનની જોઇએ છે. જો મન સરળ હોય તો સારી રીતે ભક્તિ બની શકે છે, જો મન કહ્યાગરું હોય તો ઉત્તમ પ્રકારે ભક્તિ બની શકે છે અને જો મન કાબૂમાં હોય તો તરતજ ફળ આપનારી ભક્તિ બની જાય છે; પણ જો મન કાબૂમાં ન હોય તો સાચી ભક્તિ બની શકતી નથી. માટે જો અંતરના ઊંડાણની તાળી લાગેલી શુદ્ધ ભક્તિ કરવી હોય તો પ્રથમ મનને જીતવું જોઇએ. કારણ કે મનને વશ કર્યા વિના ધર્મની બહારની જે જે ક્રિયાઓ કરવામાં આવે, તે તે ક્રિયાઓની કાંઈ બહુ મોટી કિંમત નથી. એટલુંજ નહિ પણ સાચા સંતો તો આગળ વધીને એમ પણ કહે છે કે, મનને કાબૂમાં રાખ્યા વિના ભક્તિ બની શકતીજ નથી; માટે જીવાત્માનો ઉદ્ધાર

થાય એવી ભક્તિ જો કરવી હોય તો પ્રથમ મનને કાબૂમાં રાખવાની કોશિશ કરવી જોઇએ ને તેની યુક્તિઓ જાણી લેવી જોઇએ. એ બાબત સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનોના મંડળમાં કહેતા હતા કેઃ—

મિજાગરા ઉપર જ્યારે દરવાજો ચડી જાય છે ત્યારે પછી બાળક પણ તે મોટા દરવાજાને ઉઘાડી શકે છે; પણ એજ લોખંડી દરવાજા જો મિજાગરા ઉપર ચડેલા ન હોય તો સેંકડો માણસોના બળથી પણ તે દરવાજા ઊઘડી શકતા નથી. સમુદ્રની અંદરના ગોદીઓના દરવાજા તમે જોયા છે? નદીઓ ઉપરના ખેસવી શકાય તેવા જબરદસ્ત પુલો તમે જોયા છે? એવા પુલ ને એવા દરવાજા એક હાથો હલાવવાથી કે એક બટન દાબવાથી ઊઘડી જાય છે ને બંધ થઈ જાય છે, તેનું કારણ શું? યાદ રાખજો કે, યોગ્ય ગોઠવણી અને મિજાગરા ઉપર તેનું આવી જવું, એજ વાત મુખ્ય હોય છે. તેમજ આપણા મન માટે પણ એમ સમજવાનું છે.

જે મન છે, તે બહુજ જોરાવર છે; તે અતિશય ચંચળ છે; સહેલાઈથી પોતાની મેળે મેળે નીચે ઊતરી જાય ને ખરાબીઓમાં દોડ્યું જાય તેવું છે; જ્યાં કંઈ પણ તોફાન દેખાતું ન હોય, ત્યાં પણ ભયંકર તોફાન ઊભું કરી દે તેવું છે; એક સેકન્ડમાં આકાશમાં ને પાતાળમાં પહોંચી જાય તેવું છે અને ઘણાં વરસોની ઘણી જાતની મહેનતને જરાક વારમાં ધૂળમાં મેળવી દે તેવું છે. માટે જેમ બને તેમ મનને સંભાળવું જોઇએ અને તેને કાબૂમાં રાખતાં શીખવું જોઈએ. તેને કાબૂમાં રાખવાની સહેલી ને સાચી યુકિત એ છે કે, મનને મિજાગરા ઉપર ચડાવવું જોઇએ. પણ એ મિજાગરું કયું? મનરૂપી વિચિત્ર શકિતને—મહાબળવાન શકિતને સહેલાઇથી આપણી મરજી પ્રમાણે ફેરવીફેરવી શકાય એવું મિજાગરું કયું?

બંધુઓ! નિયમ એ મનનું મિજાગરું છે. ધર્મના નિયમો પાળવામાં અજબ જેવું બળ રહેલું છે. જો ઘણી જાતના સાદા સાદા, સહેલા સહેલા ને અગત્યના નિયમો પાળતાં આવડે ને એ નિયમોના મિજાગરા ઉપર જો મન ચડી જાય, તો પછી તેને બહુ સહેલાઇથી વશ કરી શકાય છે. કારણ કે મનનું મિજાગરું તે નિયમ છે, માટે મનને વશ રાખતાં શીખવાની સહુથી સહેલામાં સહેલી ને ઊંચામાં ઊંચી કૂંચી એ છે કે, મનને નિયમમાં રાખવું

જોઇએ અને એ માટે ભક્તિના ને ધર્મના જુદા જુદા નિયમો પાળવાની કોશિશ કરવી જોઇએ. જેમકે, પ્રભુનું નામસ્મરણ કરવાનો નિયમ રાખવો, દાન આપવાનો નિયમ રાખવો, શરીરની તથા મનની પવિત્રતા જાળવવાનો નિયમ રાખવો, ધર્મનાં સારાં સારાં પુસ્તકો વાંચવાનો નિયમ રાખવો, સત્સંગ કરવાનો નિયમ રાખવો, પ્રભુનું ધ્યાન ધરવાનો નિયમ રાખવો, પ્રભુના ગુણ ગાવાનો નિયમ રાખવો અને જિંદગીની જરૂરનાં જે જે કામો કરવાં પડે તે તે કામો કરવામાં પણ બની શકે તેટલો નિયમ રાખવો. આવી રીતે જિંદગી નિયમવાળી બની જશે તો નિયમના મિજાગરા ઉપર મન ચડી જશે. તેથી પછી મનને જેમ વાળવું હશે તેમ વાળી શકાશે ને જ્યારે એમ થશે ત્યારેજ સાચી ભક્તિ થઈ શકશે. માટે મનને નિયમના મિજાગરા ઉપર ચડાવતાં શીખો, મનને નિયમના મિજાગરા ઉપર ચડાવતાં શીખો અને એમ કરવા સારુ હમણાંથીજ મનને નિયમમાં રાખો, મનને નિયમમાં રાખો, એજ અમારી ભલામણ છે.

દોહરો

મન કે હારે હાર હૈ, મન કે જીતે જીત;
મન મિલાવે રામ કું, મન હી કરૈ ફજીત.

## ૪૨–દુર્ગુણોમાં જેટલું બળ છે તે કરતાં સદ્‌ગુણોમાં ઘણુંજ વધારે બળ છે તેથી દુર્ગુણોની ઉપર સદ્‌ગુણો ફાવી શકે છે

ધર્મનું મોટામાં મોટું કામ એ છે કે, સદ્‌ગુણો અને દુર્ગુણો વચ્ચે લડાઇ કરાવવી અને તેમાં સદ્‌ગુણોને જિતાડવા ને દુર્ગુણોને હરાવવા. આમ કરવા માટેજ ધર્મની દરેક જાતની ક્રિયાઓ છે. જેમકે, ધર્મને અર્થે દાન દેવું, તપ કરવું, જપ કરવા, વ્રત રાખવું, યાત્રા કરવી, નિયમો પાળવા, નિત્ય નૈમિત્તિક કર્મો કરવાં, સત્સંગ કરવો, મહાત્માઓની સેવા કરવી, વગેરે બધી બાબતોના મુખ્ય હેતુઓ એજ હોય છે કે, દુર્ગુણોને તજવા અને સદ્‌ગુણો મેળવવા. એ સારુજ બધી જાતની ક્રિયાઓ કરવામાં આવે છે અને તેનું પરિણામ એ થાય છે કે, એમ કરનાર ભગતોમાંથી ધીમે ધીમે દુર્ગુણો ઓછા થતા જાય છે અને સદ્‌ગુણો વધતા જાય છે. છતાં

પણ ઘણા માણસો એમ સમજ્યા કરે છે કે, દુર્ગુણોને તજવા એ બહુ મુશ્કેલ છે. કારણ કે સદ્‌ગુણોમાં જેટલું બળ છે, તે કરતાં દુર્ગુણોમાં ઘણુંજ વધારે બળ છે એમ તેઓ માને છે. તેથી દુર્ગુણો તજવાની બાબતમાં તેઓ ઢીલા થઇ જાય છે. એમ ન થાય માટે એક ભક્તરાજ મહારાજ સદ્‌ગુણો તથા દુર્ગુણોનું યથાર્થ સ્વરૂપ સમજાવવા માટે કહેતા હતા કેઃ-

અમે જોયું છે કે, જે લોકોને તમાકુનાં વ્યસન હતાં તેમનાં એ વ્યસનો છૂટી ગયાં છે, જેમને અફીણનાં બંધાણ હતાં તેમનાં અફીણ છૂટી ગયાં છે, જે દારૂડિયા હતા તેઓના દારૂ મુકાઇ ગયા છે, જેઓ જુગારી હતા તેઓએ જુગાર તજી દીધેલો છે, જેઓ વ્યભિચારી હતા તેઓએ પોતાની એ બૂરી ટેવો છોડી દીધેલી છે, જેઓ અભક્ષ્ય કરવાવાળા હતા તેઓએ પોતાના એ ખરાબ ખોરાક તજી દીધા છે અને જેઓને જૂઠું બોલવાની ટેવ હતી તેઓએ જૂઠું બોલવાની ટેવ છોડી દીધી છે. આવી રીતે ઘણાયે માણસોએ પોતાની બૂરી આદતો છોડી દીધી છે. કારણ કે દુર્ગુણો જલદીથી છૂટી શકે છે, પણ સત્યવાનોનાં સત્ય એમ કોઇનાં છોડાવ્યાં છૂટતાં નથી. એ માટે હરિશ્ચંદ્રનો દાખલો દુનિયામાં મોજૂદ છે. પતિવ્રતાઓનાં પતિવ્રત છોડાવ્યાં છૂટતાં નથી એ માટે સીતાજીનો દાખલો મશહૂર છે. ભગતોની ભક્તિ છૂટતી નથી, તપસ્વીઓનાં તપ છૂટતાં નથી અને જ્ઞાનીઓનાં જ્ઞાન ભુલાઈ જતાં નથી. એ માટે સેંકડો દાખલાઓ પુરાણોમાંથી મળી આવે છે અને આપણી આસપાસ પણ એવા ઘણા બનાવો જોઇ શકીએ છીએ. એ ઉપરથી સમજી શકાય છે કે, ખરાબ ટેવોને છોડી શકાય છે પણ સારી ટેવો જામી ગયા પછી તજી શકાતી નથી. કારણ કે દુર્ગુણો કરતાં સદ્‌ગુણોમાં ઘણુંજ વધારે બળ રહેલું છે, માટે દુર્ગુણોની ઉપર સદ્‌ગુણો ફાવી શકે છે. તેથીજ આપણો ઉદ્ધાર થઇ શકે છે, દુર્ગુણોનું વધારે જોર હોત અને સદ્‌ગુણોનું ઓછું જોર હોત તો કદી પણ આપણો ઉદ્ધાર થઇ શકત નહિ, પણ પરમકૃપાળુ પરમાત્માની એ દયા છે કે, તેણે દુર્ગુણોને નબળા બનાવ્યા છે અને સદ્‌ગુણોને શ્રેષ્ઠ તથા બળવાન બનાવેલા છે. તેથી દુર્ગુણોની ઉપર સદ્‌ગુણો ફાવી શકે છે. માટે હે હરિજનો! જેમ બને તેમ તમારામાં રહેલા દુર્ગુણો ઓછા થાય તેમ કરો અને ખાતરીપૂર્વક એમ સમજો કે, દુર્ગુણો તજવાનું મહાન બળ તમારામાં છેજ, પણ તેમ

છતાં તમને હમણાં જે એમ લાગે છે કે, અમે અમારી ટેવોને તજી શકતા નથી એ તમારા મનની નબળાઈ છે અને એ બાબતમાં તમારો પુરુષાર્થ ઢીલો છે તથા તમારી સમજણ ઓછી છે, તેને લીધે તમે દુર્ગુણો તજી શકતા નથી અને દુર્ગુણો તજાય નહિ ત્યાં સુધી ધર્મના રસ્તામાં આગળ વધી શકાતું નથી ને પ્રભુને પગલે ચાલી શકાતું નથી. માટે એ નબળાઇને દૂર કરો અને સદ્-ગુણોની સારી ટેવો જામે તેમ કરો એટલે કલ્યાણ થશે એમાં કાંઈ શક નથી. એટલુંજ નહિ પણ પ્રભુ પોતે પણ એ બાબતમાં સહાય કરવા સદા તૈયાર છે. માટે દુર્ગુણોથી દબાઇ જશો મા ને હિંમત હારી જશો મા, પણ સદ્ગુણોને ખીલવજો એટલે પરિણામે રૂડુંજ થશે એ ખાતરી રાખજો.

## ૪૩–સામાન્ય લોકોમાં જેવાં મોટાં પાપો હોય છે, તેવાં પાપો હરિજનોમાં હોતાં નથી

ઘણી વખત અને ઘણે ઠેકાણે એમ બને છે કે, કેટલાક ભગતો પાસે ધન હોતું નથી, કેટલાક ભગતોને બાયડી હોતી નથી, કેટલાક ભગતો બહુ ભણેલા હોતા નથી, કેટલાક ભગતોને પોતાની જાતની કાંઇ કિંમત હોતી નથી, કેટલાક ભગતોને છોકરાંઓ હોતાં નથી, કેટલાક ભગતોની નિંદા કરનારા ઘણા લોકો હોય છે, કેટલાક ભગતો વિદ્યા વિનાના હોય છે અને ઘણા ભગતો રાજ્ય-સત્તા વિનાના હોય છે; પણ એને બદલે ઘણાયે વ્યાવહારિક માણ-સોમાં ઉપલી ઘણી બાબતો હોય છે, ત્યારે હવે સવાલ એ છે કે, બીજા સામાન્ય લોકોના કરતાં ભગતોમાં વિશેષતા શું ? એના જ-વાબમાં એક મહાત્મા એમ કહેતા હતા કે:–

ભગતો પાસે કદી પણ ધન ન હોય, માન ન હોય, સત્તા ન હોય અને તેઓ બીજી ઘણી રીતે દુઃખી હોય, છતાં પણ તેઓમાં પાપ હોતું નથી અને બીજા વ્યાવહારિક લોકોમાં બીજી ઘણી બા-બતોની સગવડો હોય છતાં પણ તેઓમાં પાપ હોય છે. સામાન્ય લોકોમાં અને ભગતોમાં જે તફાવત છે તે એજ છે. કારણ કે ધર્મના રસ્તામાં નડવાવાળી જે વસ્તુ છે તે પાપ છે; પવિત્રતાના માર્ગમાં આડી આવનારી જે વસ્તુ છે તે પાપ છે; અંતઃકરણમાં વિરોધ જગાડનારી જે વસ્તુ છે તે પાપ છે અને પ્રભુની તથા આત્માની વચ્ચે અંતરાય નાખનારી જે વસ્તુ છે તે પાપ છે. એ પાપ

જેટલાં સામાન્ય લોકોમાં હોય છે, તેટલાં ભગતોમાં હોતાં નથી. એજ ભગતો અને સાંસારિક લોકોની વચ્ચે તફાવત છે.

હવે આ સાંભળીને કોઇ માણસને એવો સવાલ ઊઠશે કે, શું ભગતોમાં પાપ હોયજ નહિ ? કોઈ પણ પ્રકારનું પાપ ન હોય એ કેમ બને ? એના જવાબમાં બીજા અનુભવી ભગતો કહે છે કેઃ–

જેમ ભક્તિ વધતી જાય અને ભગતોની સ્થિતિ ઊંચી થતી જાય; તેમ તેમ તેઓનાં પાપ ઓછાં થતાં જાય છે. તેમ છતાં એટલી વાત તો સાચીજ છે કે, જ્યાં સુધી દેહની સાથે જીવનનો સંબંધ છે અને જ્યાં સુધી વ્યાવહારિક કામકાજોમાં મન ગૂંથાયેલું રહે છે, ત્યાં સુધી બધી જાતનાં પાપ પૂરેપૂરાં મટતાં નથી. પણ તેમ છતાં તેમાં એટલો ફરક છે કે, સાચા ભગત થયા પછી તેઓનાં મોટાં પાપો છૂટી જાય છે, પણ સ્થિતિઓનાં નાનાંનાનાં પાપો રહી જાય છે અને તે પાપો જેમ જેમ જ્ઞાન–ભક્તિ વધતાં જાય તેમ તેમ ધીમે ધીમે દૂર થતાં જાય છે ને પવિત્રતા વધતી જાય છે. એજ ભગતોની ખૂબી છે. કારણ કે શાસ્ત્રમાં એમ કહેલું છે કેઃ–

ધન, માલ, વૈભવ, છોકરાંછૈયાંનું સુખ, સત્તાનું સુખ અને દેહનાં તથા ઇન્દ્રિયોનાં સુખો, એ બધી બાબતો તો નીચને ત્યાં પણ હોય છે અને પશુપક્ષીઓમાં પણ હોય છે. એવાં સુખો ભોગવવાં એમાંજ કાંઈ બહુ મોટી વાત નથી, પણ પાપ વિનાની જિંદગી ગાળવી એજ સૌથી મોટામાં મોટી વાત છે અને એમાંજ પ્રભુ રાજી છે. માટે જેમનામાં પાપ તજવાનો ગુણ આવેલો હોય ને પાપ તજવાનું બળ આવેલું હોય તે ભગતોને સૌથી શ્રેષ્ઠ સમજવા. કારણ કે પ્રભુના દરબારમાં કાંઈ જગતના વૈભવો સામે જોવામાં આવશે નહિ, પણ ત્યાં તો ઇન્સાફ વખતે પુણ્યપાપની સામેજ જોવામાં આવશે. માટે જેનામાં પાપ ન હોય તેજ ભાગ્યશાળી છે અને તેજ પ્રભુના પ્રીતિપાત્ર છે. પાપ તજવાનું અદ્‌ભુત બળ ભગતોમાં હોય છે, પણ એવું બળ સાંસારિક લોકોમાં હોતું નથી. માટે યાદ રાખજો કે, હરિજનો વચ્ચે અને સાંસારિક લોકો વચ્ચે જે ફરક છે તે એજ છે કે, સાંસારિક લોકોમાં જેવાં મોટાં પાપો હોય છે, તેવાં મોટાં પાપો હરિજનોમાં હોતાં નથી અને આ ફેર કાંઈ જેવોતેવો નથી. માટે ભગતો તથા સંસારીઓને એક હારે ગણવાની ભૂલ કરશો મા, પણ નિષ્પાપ ભગતોને તેઓના દરજ્જા પ્રમાણે માન આપજો અને તમારાથી બની શકે તેવી રીતે

તેમને મદદ કરજો એજ અમારી ભલામણ છે. કારણ કે પ્રભુને અર્થે પ્રભુના ભગતોને મદદ કરવાથી પ્રભુ જેટલો રાજી થાય છે; તેટલો રાજી તે બીજી કોઇ પણ બાબતથી થતો નથી એ વાત ધ્યાનમાં રાખજો અને તે પ્રમાણે વર્તવાની કોશિશ કરજો એજ અમારી ભલામણ છે.

દોહરા

નરતન ધરિ જાકું નહીં, સન્ત અસંત પિછાન;
મુક્ત કહે તાકો નહીં, કોટિ જન્મ કલ્યાન.
બડભાગી સે હોત હે, સાચે સન્ત કી સેવ;
મુકત કહે તે હી રિઝત, અલખ નિરંજન દેવ.

## ૪૪–જગતનાં ખોટાં સુખો વિષે

એક અજ્ઞાન બાળકને જો સોનામહોર આપી હોય તો દાંત વડે ચાવીને ફગાવી દે છે, પણ જો પેંડો કે પતાસું આપ્યું હોય તો તે તેને મીઠું લાગે છે તેથી તે તેને મૂકવા ચહાતું નથી; તેમ આપણે અજ્ઞાની સંસારીઓ પણ સોનામહોરરૂપી ઇશ્વિરસ્મરણને લેવા ચહાતા નથી, પણ મીઠા મીઠા લાગતા સંસારી વૈભવો પાછળ ફાંફાં મારતા રહીએ છીએ.

પણ યાદ રાખવાનું છે કે, મોટા વરઘોડા કે ફુલેકાંને ટાણે સોનેરી સામાનથી શણગારેલા ઘોડાને તો થોડી વારજ એ ફુલેકાંમાં ફરવું છે. પછી તો પાછું અંધારા તબેલામાં જઇને પડવું છે; તેમ આપણા સૌ જીવોને અહીંનાં સુખો તો થોડીક વારનાંજ છે ને અંતે તો ચોરાશી અને નરક છે.

ધન કે સુખ મેળવવા જઇએ તો ધાર્યા પ્રમાણે મળે નહિ ને જો કદાપિ સારા ભાગ્યે મળી ગયું, તો કેટલા દહાડા રહેશે તેનું નક્કી નહિ અને જો પ્રભુકૃપાથી તે કદાપિ કાયમનું થઇ જાય, તો આપણો પોતાનો સદાય રહેવાનો ભરોસો નહિ. એવા એવા વિચારો કરીને સંતપુરુષો સાંસારિક સુખોથી અલગ રહીને, આ ફૂટેલા ઘડામાં હમેશાં પાણી રહેવાનું નથી એવું ધારીને, સંસારથી અને તેના વૈભવોથી દૂર દૂર રહેતા હતા.

અગ્નિમાં જેમ ઘી નાખ્યાથી વધારે સળગી ઊઠે છે, તેમ માણસને જગતના વૈભવો પ્રાપ્ત થયા પછી તે કરતાં પણ વધારે વધારે મેળવવાની ઇચ્છા થાય છે.

સિકંદર બાદશાહને ઘેર દુનિયાનો મોટો ભાગ હતો, તોપણ મરણ વખતે જે કાંઈ થોડો ભાગ મેળવવો બાકી રહ્યો હતો તેને માટે વાસના રહી ગઇ હતી.

ગરમીથી આવતા તાવના દરદમાં પાણી પીવાની વધારે વધારે ઝંખના થાય છે, તેમ બિચારા અસંતોષી સંસારીને જીવનગાળાના અંતપર્યંત તૃષ્ણા છૂટતી નથી.

કાચના કટકાને હીરો માની બેસનાર મૂર્ખો જેમાં અંતે પસ્તાઈને કહેવા લાગ્યો હતો કે, મેં તો જાણ્યું કે, આ સાચો હશે પણ આ તો ખોટો નીકળ્યો અને જાળવી રાખવાની મારી બધી મહેનત ફોગટ ગઇ, તેમ સંસારી માયાવાદીઓનું પણ એમજ થાય છે.

ખોટી બનાવટનાં કરેલાં ફૂલો જેમ દેખાવમાં શોભે છે પણ સુગંધ આપી શકતાં નથી, તેમ જગતના વૈભવો પણ બહારથી સારા સારા ભલે દેખાય, પણ અંતઃકરણને શાંતિ આપી શકતા નથી.

છોકરાંઓને રમવા માટે બનાવેલાં આંબા, કેળાં ને જામફળો જેમ ખાવામાં કામ આવતાં નથી, તેમ જગતનાં સુખો પણ જીવને નકામાં છે.

મોટા પુરુષો કહે છે કે, આ દુનિયાની સઘળી વસ્તુ પ્રભુએ માણુસ માટે ઉત્પન્ન કરી છે, પણ માણુસનું અંતઃકરણ તો પ્રભુએ પોતાને માટેજ ઉત્પન્ન કર્યું છે, માટે આપણા અંતઃકરણમાં સદા પ્રભુનો વાસ બન્યો રહે ને અખંડ સ્મરણ થયા કરે તો એ ઘણુંજ સારું છે.

માટે જેને આનંદના સમુદ્રમાં સદાય ઝીલવું હોય, તેણે તો સચ્ચિદાનંદના સ્મરણમાં મચ્યા રહેવું.

પારસમણિ અરૂ કામધેન, કલ્પતરુ કી વાડ;
તુલસી હરિ કે ભજન બીન, તાતે ભલો ઉજાડ.
અરબ ખરબ સેં દ્રવ્ય મિલે, ઉદય અસ્ત સેં રાજ;
તુલસી હરિ કે ભજન બીન, સબી નરક કો સાજ.
તુલસી સોહી ચતુરતા, રામચરણ લયલીન;
પરધન, પરમન હરન કું, બેશ્યા બડી પ્રવીન.

જગત મિથ્યા વિષે

જાના હે રહના નહીં, મરના બીસવા બીસ;
દો દિન દુનિયા કે લીએ, મત ભૂલો જગદીશ.
કા કરીએ કા જોડીએ, થોડે જીવન કાજ;

છાંડી છાંડી સબ જાત હે, દેહ, ગેહ, ધન, રાજ.
એક દિન ઐસા હોયગા, કોઊ કીસી કા નાહીં;
ઘર કી ગાડી કોન કહે, તન કી નાડી નાહીં.
આયા હે સો જાયગા, રાજા રંક ફકીર;
કો સિંહાસન ચઢ ચલે, કો બાંધા જંજીર.
ધન જોબન યું જાયગો, જા વિધિ ઉડત કપૂર;
નારાયણુ ગોપાલ ભજ, કયું ચાખે જગ ધૂર.

## ૪૫–આપણે આપણી ભૂલો સુધારવા માટે આવ્યા છીએ, કાંઇ બીજાઓને શિક્ષા કરવા માટે આવ્યા નથી

આ દુનિયાની રચના એવા પ્રકારની છે કે, માણુસોથી તથા બીજાં પ્રાણીઓથી ભૂલ થયા વિના રહેજ નહિ; માયાનું સ્વરૂપ એવા પ્રકારનું છે ને તેનો મોહ એવા પ્રકારનો છે કે, માણુસોથી ભૂલ થયા વિના રહેજ નહિ; જનસ્વભાવ એવા પ્રકારનો છે તથા તેમાં સ્વાર્થના અંશો એટલા બધા ઘૂસી ગયેલા છે કે, મનુષ્યોથી ભૂલ થયા વિના રહેજ નહિ; માણુસોનું બુદ્ધિબળ એવું કાચું છે અને માણુસોના મનની ચંચળતા એટલી બધી છે કે, ભૂલ થયા વિના રહેજ નહિ અને માણુસોની આસપાસના સંજોગો તથા અકસ્માતો એવા છે કે, તેઓથી કોઇ ને કોઇ પ્રકારની ભૂલ થયા વિના રહેજ નહિ. આમ હોવાથી સ્વાભાવિક રીતેજ માણુસોની ભૂલો તો થવાનીજ. એમાં કોઇ વખત માની ભૂલ હોય, કોઇ વખત બાપની ભૂલ હોય, કોઈ વખત બહેનની ભૂલ હોય, કોઇ વખત બાયડીની ભૂલ હોય, કોઇ વખત છોકરાની ભૂલ હોય, કોઇ વખત વરની ભૂલ હોય, કોઇ વખત સાસુની ભૂલ હોય, કોઇ વખત સસરાની ભૂલ હોય, કોઈ વખત મામા–માસીની ભૂલ હોય, કોઇ વખત પાડોશીની ભૂલ હોય, કોઇ વખત વેવાઇઓની ભૂલ હોય, કોઇ વખત દૂરનાં સગાંઓની ભૂલ હોય, કોઇ વખત નોકરોની ભૂલ હોય, કોઇ વખત શેઠની ભૂલ હોય, કોઇ વખત નાતોની ભૂલ હોય, કોઇ વખત અમલદારોની ભૂલ હોય, કોઇ વખત ગુરુ-ઓની ભૂલ હોય અને કોઈ વખત કોઇની ભૂલ ન હોય છતાં પણુ આપણુને ભયંકર ભૂલ લાગ્યા કરે એવા સંજોગો હોય ત્યારે આપ-ણે શું કરવું ? એ બધાંઓની સામે થવું ને લડવું કામ આવશે

કે ? નહિજ, માટે સાચા ભગતો એમ કહે છે-કેઃ-

બંધુઓ ! આપણે આપણી ભૂલો સુધારવા માટે અહીં આવેલા છીએ, કાંઈ રામનો કે કૃષ્ણનો અવતાર લઇ બીજાઓને શિક્ષા કરવા માટે આવેલા નથી. માટે જેઓની ભૂલો હોય તેઓ સાથે હરિજનોથી કાંઇ વેર રખાય નહિ અને તેમને શિક્ષા કરાય નહિ, પણ તેઓને પોતાનાથી બની શકે તો સારામાં સારી રીતે ઉપદેશ આપી શકાય અને તેઓ ભૂલોમાંથી બચે એવા ઉપાયો કરી શકાય; પણ કાંઇ તેઓની ઉપર જુલમ કરાય નહિ; કારણ કે આપણે કાંઇ કોઇને શિક્ષા કરવા માટે અહીં આવેલા નથી, પણ આપણે તો ક્ષમા કરવા માટે આવેલા છીએ અને જે જાતની ભૂલો બીજાઓ કરે છે, તે જાતની ભૂલો આપણાથી ન થાય તેની તપાસ રાખવા માટે તથા જે ભૂલો થતી હોય તેને સુધારવા માટે આવેલા છીએ. માટે બીજાઓની ભૂલોથી દિલગીર થવું નહિ, તેઓની ઉપર ગુસ્સે થવું નહિ, તેઓની સાથે વેર રાખવું નહિ અને તેઓની સાથે લડાઈ કરવી નહિ, પણ જેમ બને તેમ એવે વખતે શાંતિ રાખવી અને આપણી પોતાની ભૂલ સુધરે તેની ખાસ કાળજી રાખવી. કારણ કે આપણી પોતાની ભૂલો સુધારવા માટેજ આપણે આ દુનિયામાં આવેલા છીએ. આપણે કાંઇ બીજાઓની ભૂલો સુધારવા માટે ને તેઓને શિક્ષા કરવા માટે આવેલા નથી. એટલુંજ નહિ પણ ઈશ્વરના દરબારમાં જ્યારે આપણો ઇન્સાફ થશે, ત્યારે આપણને કાંઇ એમ નહિ પૂછવામાં આવે કે તમે બીજાઓની ભૂલો માટે કેટલી લડાઇ કરી ? પણ એ વખતે આપણને માત્ર એમજ પૂછવામાં આવશે કે, તમે તમારી ભૂલો સુધારી છે ? અને ત્યારે આપણે આપણી ભૂલો સુધારી હશે તે પ્રમાણે આપણને પ્રભુ તરફથી ઇનામ મળશે અને આપણા અંતરાત્માને સંતોષ મળશે, માટે આપણે આપણી ભૂલો સુધારવાની તજવીજ રાખવી જોઇએ; એજ આપણી ફરજ છે, એજ ધર્મનું લક્ષણ છે ને એમાંજ પ્રભુ રાજી છે. માટે બીજાઓની ભૂલો શોધવામાંજ નહિ પડ્યા રહેતાં તમારી પોતાની ભૂલો દૂર થાય તેમ કરજો એજ અમારી ભલામણ છે.

દોહરા

નારાયણ નિજ હીય મેં, અપનો દોષ નિહાર;
તા પીછે તું ઔર કે, અવગુન ભલે વિચાર.

મન ચાહે સોઈ કરે, ભલો બૂરો સંસાર;
નારાયણ તું બૈઠ કે, અપનો ભુવન સંભાર.
તુઝે બિરાની ક્યા પડી, તૂં અપની હિ નિબેડ;
તેરી જહાજ દરિયાવ મેં, ડૂબે નહિ ત્યોં ખેડ.

## ૪૬–બચપણમાં ને જુવાનીમાં પ્રભુની ભક્તિ કરીએ તેની કિંમત ઘણીજ વધારે છે

એક બહુ મોટો શેઠિયો હતો. તેણે વીસ વરસની ઉંમરના એક જુવાન છોકરાને કહ્યું કે, જો તું મારો દીકરો થાય તો હું તને મારો વારસદાર બનાવું અને મારી પાસે લાખો રૂપિયાની દોલત છે તે હું તને આપું. ત્યારે એ જુવાનિયાએ કહ્યું કે, હમણાં નહિ આગળ ઉપર વાત. એ પછી દસ વરસ બાદ જ્યારે તે છોકરો ત્રીસ વરસનો જુવાન થયો, ત્યારે તેને પેલા શેઠિયાએ કહ્યું કે, જો તું મારો દીકરો થાય તો મારી બધી દોલત તને આપું. એ વખતે પણ તે જુવાનિયાએ કહ્યું કે, હમણાં નહિ. એ પછી દસ વરસ બાદ જ્યારે તેની ઉંમર ચાળીશ વરસની થઈ ત્યારે પેલા શેઠિયાએ કહ્યું કે, હજી પણ જો તું મારો દીકરો થાય ને મારે ખોળે બેસે તો હું તને મારી લાખો રૂપિયાની દોલત આપી દઉં, પણ એ વખતે પણ તેણે ના પાડી. એ પછી જ્યારે તે સાઠ વરસનો થયો ત્યારે હાર્યા પછી, થાક્યા પછી અને નિરાશ થઇ ગયા પછી તે શેઠિયાને પોતે ચાહીને સામો કહેવા ગયો કે, હવે મને દત્તક લો, હું હવે તમારો દીકરો થવા તૈયાર છું ! ત્યારે પેલા શેઠિયાએ કહ્યું કે, હવે તને દત્તક લઇને શું કરું ? કારણ કે હવે તો તું ઘરડો થયો છે એટલે હવે મારું શું કામ કરી શકીશ ? જ્યારે તું કામ કરી શકે તેવી ઉંમરનો હતો ત્યારે તો આવ્યો નહિ અને હવે હથિયાર હેઠે પડ્યા પછી, બુઢ્ઢો થયા બાદ આવ્યો તેમાં શું વળે ?

બંધુઓ ! આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનોને એમ સમજાવતા હતા કે, જ્યારે આપણામાં નિર્દોષતા હોય, જ્યારે આપણામાં સરળતા હોય, જ્યારે આપણા મનમાં માયાનો બહુ કચરો ઘૂસી ગયેલો ન હોય, જ્યારે આપણું શરીર મજબૂત હોય, જ્યારે સેવા કરવાને આપણી ઇન્દ્રિયો બળ-

વાન હોય, જ્યારે આપણી બુદ્ધિ તેજસ્વી હોય અને જ્યારે આપણી આસપાસના સંજોગો સારા હોય, તેવા જુવાનીના સોનેરી વખતમાં જો આપણે પ્રભુના પુત્ર થવા ઇચ્છીએ તો એ વખતે પ્રભુ તરતજ આપણો અંગીકાર કરી લે છે; પણ એ અમૂલ્ય વખત ગુમાવી નાખીએ અને પછી ઘડપણના વખતમાં તેનું શરણ લેવા જઇએ તો એ કાંઇ કબૂલ કરે નહિ અને એવા ઘડપણના શરણથી કાંઈ આપણો શુક્રવાર થાય નહિ. કારણ કે ઘડપણમાં વૃત્તિઓ કઠોર થઈ જાય છે, ઘડપણમાં કુટુંબનો મોહ વધી જાય છે, ઘડપણમાં દુનિયાદારીની આસક્તિ વધી જાય છે, ઘડપણમાં શરીરમાં નબળાઈ આવી જાય છે, ઘડપણમાં મન ઢીલું પડી જાય છે તેથી કોઈ પણ જાતનાં મોટાં કામો બની શકતાં નથી, ઘડપણમાં બુદ્ધિ મંદ પડી જાય છે, ઘડપણમાં સ્મરણશક્તિ ઓછી થઈ જાય છે, ઘડપણમાં સ્વભાવ ઉપરનો કાબૂ ઓછો થઇ જાય છે, ઘડપણમાં ઇન્દ્રિયો શક્તિ વિનાની થઇ જાય છે, ઘડપણમાં મરી જવાનો ભય લાગ્યા કરે છે તેથી ખાવાપીવાની ઇચ્છા વધી જાય છે અને આવી રીતે બધા સંચાઓ નબળા પડવાથી ઘડપણમાં ભક્તિ કરવાની શક્તિ ઓછી થઇ જાય છે, તેથી એ વખતની ભક્તિની કાંઇ બહુ કિંમત હોતી નથી. કારણ કે કેરીનો રસ ચૂસી લીધા પછી છોતરાંગોટલા બાકી રહ્યાં હોય તેના જેવી એ અવસ્થા છે, એટલે એવી અવસ્થામાં પ્રભુને અર્પણ થવાથી ખરા પ્રભુપ્રેમથી સ્વીકારતા નથી, માટે જો સાચી ભક્તિ કરવી હોય તો બાળપણથીજ ભકિતમાં લાગી જવું જોઇએ અને જુવાનીમાં ભકિતના વૃક્ષને ખીલવી દેવું જોઇએ અને જે વખતે પ્રભુ આપણને પોતાના પુત્ર તરીકે સ્વીકારવા તૈયાર છે, તેજ વખતે તેના ખોળામાં બેસી જવું જોઇએ. એમ કરવું એજ ડહાપણનું કામ છે, એમાંજ ખરી મરદાઇ છે, એમાંજ ખરી લાયકાત છે અને એમાંજ ઊંચા પ્રકારની ભકિત છે. માટે બંધુઓ ! ભકિત કરવા સારુ ઘડપણની વાટ જોયા કરો મા, પણ હમણાંથીજ ભગત થાઓ, હમણાંથીજ ભગત થાઓ !

દોહરો

કાલ કરંતો આજ કર, આજ કરંતો અબ;<br>
અવસર બીત્યો જાત હે, ફિર કરેગો કબ ?<br>
આજ કહે મૈં કલ ભજૂં, કાલ કહે પુનિ કાલ;<br>
આજકાલ તૈં કરત હી, અવસર જાસી ચાલ.

## ૪૭–જેના હૃદયમાં ભગવાન પધારેલા હોય છે તેની વાણીની ભભક કાંઈક જુદીજ હોય છે

સામાન્ય માણસોને એમ લાગે છે કે, ભગતોને તે કેમ ઓળખી શકાય? કારણ કે એ પણ બીજાઓના જેવાજ હોય છે. ખાવામાં, પીવામાં, પહેરવામાં, ઓઢવામાં અને બીજી ઘણી બાબતોમાં સાંસારિક લોકોના જેવાજ ભગતો પણ હોય છે, એટલે તેઓને કેમ ઓળખી શકાય? પણ જેઓ જરા વધારે ઊંડાણથી જોનારા છે તેઓ એમ કહે છે કે, ભગતો ઘણી વાતોમાં સાંસારિક લોકોના જેવા દેખાતા હોય છતાં પણ ઘણી બાબતોમાં તેઓ સાંસારિક લોકોથી જુદા પડી જાય છે; તેમાં એક બાબત એ છે કે, ભગતોની વાણીની ખૂબી કાંઈ અજબ જેવી હોય છે.

કોઈ ભગતોની વાણીમાં અતિશય મીઠાશ હોય છે, કોઇ ભગતોની વાણીમાં અજબ જેવું બળ હોય છે; કોઈ ભગતોની વાણીમાં ખાસ ચમત્કૃતિ હોય છે; કોઈ ભગતોની વાણી મારફત ભક્તિનો પ્રવાહ વહ્યા કરે છે; કોઈ ભગતોની વાણીમાં જ્ઞાનનો પ્રકાશ ચમકયા કરે છે; કોઈ ભગતોની વાણી કઠોર હોય છે છતાં એ કઠોરતામાં પણ સત્ય હોય છે અને એ કઠોરતા પણ ઘણા માણસોને ગમી જાય તેવી હોય છે. કોઈ ભગતોની વાણીમાં અતિશય દાસભાવ હોય છે; કોઈ ભગતોની વાણીમાં કોઇ કોઈ પ્રકારની નાનીમોટી સિદ્ધિ હોય છે; એટલે કે કોઈ કોઈ વખત તેઓ બોલે તે પ્રમાણે બનાવો બની જાય છે. કોઈ કોઇ ભગતોની વાણીમાં ભુતભવિષ્યના બનાવોની વાતો હોય છે અને કોઈ કોઇ ભગતોની વાણીમાંથી શ્રદ્ધાળુ સાચા હરિજનોને પ્રભુનું દર્શન થયા કરે છે. ભગતોની વાણીમાં આવી ખૂબી હોય છે તેનું કારણ શું છે, તે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ–

એક નાની છોકરી હતી, તે બહુ સારું ગાયન ગાતી હતી. એક વખત એક સભામાં તેના બાપે કહ્યું કે, દીકરી ગા, ત્યારે બાપના હુકમથી બાપની હજૂરમાં તેણે ગાયું. એથી બધી સભા ખુશી ખુશી થઈ ગઇ. એ પછી એક વખત તે છોકરીની ઓળખાણવાળા બીજા કોઈ માણસે કહ્યું કે, છોકરી, તને બહુ સારું ગાતાં આવડે છે, માટે જે ભજન તેં પેલી સભામાં ગાયું હતું તે ફરીથી હમણાં ગા જોઇએ! તેથી એ છોકરીએ તે ગાયન ગાઈ બતાવ્યું; પણ તેમાં એ

વખતે કાંઇ બરાબર રસ જામ્યો નહિ અને એ માણસને તેમાં કાંઇ મીઠાશ પડી નહિ. એ પછી એ છોકરીના બાપને તે વાતની ખબર પડી, ત્યારે તેણે કહ્યું કે, કેમ દીકરી, તું બરાબર ગાઈ શકી નહિ ? ત્યારે તે છોકરીએ કહ્યું કે, બાપા, તમે મારી પાસે નહોતા એટલે હું કેમ સારું ગાઇ શકું ? તમે મારી પાસે હો ત્યારે મારામાં જોર આવે છે અને ત્યારે મારાથી ગાયન સારું ગવાય છે; પણ જ્યારે તમે પાસે ન હો ત્યારે હું શરમાઈ જાઉં છું. ત્યારે હું બી જાઉં છું અને ત્યારે મારી ભભક ઓછી થઇ જાય છે તેથી હું ગાઇ શકતી નથી. એ પછી તેણે ત્રીજી વખત પોતાના બાપની હજૂરમાં ગાયું અને તે ઘણુંજ સરસ રીતે ગવાયું.

આ દાખલો આપીને એ ભક્તરાજ મહારાજ એમ સમજાવતા હતા કે, એ છોકરી જેમ પોતાના બાપની હાજરીને લીધે સારું ગાઇ શકતી હતી અને બાપની હાજરી વિના સારું ગાઇ શકતી નહોતી, તેમજ યાદ રાખજો કે, સાચા ભગતોનાં અંતઃકરણની અંદર ભગવાનની હાજરી હોય છે, તેથી તેઓની વાણીમાં મીઠાશ હોય છે અને બીજી ઘણી જાતની ખૂબી હોય છે, પણ મોહવાદી માણસોની પાસે કાંઈ સીધી રીતે પરમકૃપાળુ પિતા પરમાત્માની હાજરી હોતી નથી અને અદૃશ્ય રીતે જે હાજરી હોય તે હાજરી કાંઈ તેઓને દેખાતી નથી, તેથી તેઓની વાણીમાં રસ હોતો નથી કે બળ હોતું નથી.

બંધુઓ ! ભગતોની વાણીમાં અને સાંસારિક લોકોની વાણીમાં આવો તફાવત હોય છે; માટે વ્યવહારની બીજી ઘણી રીતોમાં, ભગતોમાં અને સાંસારિક લોકોમાં સરખાપણું દેખાય તેથી ઠગાશો મા અને ભગતોને મોહવાદી સંસારીઓના જેવા સમજવાની ભૂલ કરશો મા; પણ તેઓની વાણી ઉપરથી તથા તેઓનાં કામો ઉપરથી તેઓને ઓળખવાની કોશિશ કરજો, તેઓની મદદમાં રહેજો અને તેવા સાચા ભગત થવાની તજવીજ કરજો એજ અમારી છેવટની ભલામણ છે.

૫૬

સદ્ગુરુના તે શબ્દ વિચારતાં (૨)
મટે માયા મોહ વિકાર—હરિરસ પીજીએ.
બાળી ભસ્મ કરે બીજી વાસના (૨)
ઉર પ્રગટે પ્રેમ અપાર—હરિરસ૦

એવો અજર અમીરસ જે પીએ (૨)
તેનાં નેણાં વેણાં પલટાય—હરિરસ૦
લાગી બ્રહ્મખુમારી ન ઊતરે (૨)
સુખ મુખે કહ્યું નવ જાય—હરિરસ૦
તેને સંભવ નથી રે શરીરનો (૨)
થયો આતમદષ્ટે ઉઘાડ—હરિરસ૦
મરજીવો થઇ હરિને મળે (૨)
ગળે જ્ઞાન હિમાળે હાડ—હરિદાસ૦
બ્રહ્મજ્ઞાને ગગનવત્ થઇ રહે (૨)
જયમ કુંભ મહાજળ માંહે—હરિરસ૦
કૃષ્ણ પોતામાં પોતે શ્રીકૃષ્ણમાં (૨)
કૃષ્ણ વિના ન દીસે કાંઇ—હરિરસ૦
જઇ સરિતા સાગરમાં ભળે (૨)
તેનું નામ નદી ટળી જાય—હરિરસ૦
કહે પ્રીતમ સદ્‌ગુરુ સેવતાં (૨)
ટળે અંતર એક રસ થાય—હરિરસ૦

## ૪૮–ભગવદ્‌માહાત્મ્ય

ઘરનો બાંધનાર મિસ્રી જેમ ઘરની પહેલાંજ હયાત હોય છે, તેમજ ઈશ્વર પણ આ જગતની અને અનંત બ્રહ્માંડોની ઉત્પત્તિ પહેલાં હયાત હતો એમ સમજવું.

જેમ એક એંજિન ઘણા ઘણા ડબા ખેંચી જાય છે, તેમ ઈશ્વર અનંત બ્રહ્માંડોને ચલાવે છે.

આપણા આખા ઘરની મુખત્યારી જેમ એકજ આગેવાન માણસના હાથમાં હોય છે અને જેમ વહાણની મુખત્યારી એકજ કપ્તાનના હાથમાં હોય છે, તેમજ આ જગતનું ધણીપણું પણ એકજ પ્રભુના હાથમાં છે.

આપણા આખા શરીરમાં રહેલો જીવ અથવા આત્મા શરીરના જુદા જુદા અંગમાં એટલે કે નાકમાં, કાનમાં, હાથમાં, પગમાં, મોંમાં અને બધાં અંગોમાં થોડો થોડો નથી, પણ સર્વ અંગોમાં પરિપૂર્ણતાથી વ્યાપી રહેલો છે; તેમ ઈશ્વર પણ આખા જગતમાં પોતાના સર્વ રૂપે સર્વદા પરિપૂર્ણતાથી વ્યાપી રહેલો છે.

આકાશની બહાર જેમ કોઇ પણ પદાર્થ નથી, તેમ સર્વ-વ્યાપક મહાન પ્રભુની દૃષ્ટિ બહાર કોઈ પણ ચીજ નથી.

આકાશમાં ઊડતાં પક્ષી જેમ ચોતરફથી આકાશથી ઘેરાયેલાં રહે છે, તેમ આપણે પણ જ્યાં હોઇએ ત્યાં સર્વત્ર ઈશ્વરના રાજ્યમાં છીએ.

જેમ ફૂલમાં દોરો છે અને દોરામાં ફૂલ છે, તેમ ઈશ્વર આપણા અંતરમાં છે અને આપણે પોતે પણ તે ઈશ્વરમાંજ રમી રહ્યા છીએ.

કોઈ પણ પિતા પોતાના પુત્રને મારી નાખવા ઇચ્છતો નથી, તેમ ઈશ્વર પણ પોતાના ભક્તોનું બૂરું કરવા ચાહતો નથી.

જેમ લૂલાં, લંગડાં, આંધળાં છોકરાં ઉપર માનો વધારે પ્રેમ હોય છે, તેમ કોઈ ભગતથી તેના આગલા વખતમાં કદી અપરાધો થઇ ગયા હોય તો તે માફ કરી પ્રભુ તેની ઉપર પેલી માની માફક વધારે હેત રાખે છે; તથા એવાં છોકરાંઓને પણ પ્રેમથી મા ઉછેરે છે, તેમ કૃપાળુ પ્રભુ અધમ પાપીઓ ઉપર પણ કૃપાદૃષ્ટિ વરસાવી રહે છે.

ઈશ્વર એટલો બધો મોટો છે કે, અનંત બ્રહ્માંડોમાં પણ સમાઇ શકે તેમ નથી, પણ જીવ ઉપરની કૃપાને લીધે તે એટલો બધો નાનો થઈ જાય છે કે, સાધારણ ભગતના હૃદયમાં પણ તે સમાઇ જાય છે.

જેમ મોટા રાજાઓ નાની ચીજોની ભેટ લઇને મોટી બક્ષિસો આપી દે છે, તેમ ભગતોની થોડીક સેવા લઇને ઈશ્વર તેઓને મોટું ફળ આપી દે છે.

વૈદને ખબર હોય કે આ દરદી હવે મરી જશે, પણ તે પોતે કાંઈ તેને મારી નાખતો નથી, તેમ આપણા માથે જે કાંઇ અડચણો અને દુઃખો આવવાનાં હોય તે સર્વ અગાઉથીજ પ્રભુ જાણે છે; પણ તેથી તે બધાં પ્રભુએજ મોકલેલાં છે એવો ઊંધો વિચાર લેવો નહિ.

જેમ સૂરજને બીજા કોઈ પણ પદાર્થમાંથી તેજ લેવાની જરૂર નથી, પણ તે પોતે પોતાનાજ તેજથી પ્રકાશિત છે, તેમ પ્રભુ પણ સર્વ ગુણથી શોભાયમાન અને સ્વયંપ્રકાશ છે.

## ૪૯–ઇશ્વર આપણું સર્વસ્વ છે

દોહરો

સબ ધરતી કાગજ કરું, લેખન સબ વનરાય,
સાત સિંધુ સાહી કરું, હરિ ગુણ લિખ્યા ન જાય.

એની ઇચ્છાથી આપણે ઉત્પન્ન થયા છીએ, માટે એ આપણો કર્તા છે.

એજ આપણને નિભાવે છે, માટે આપણો પાલનકર્તા પણ એજ છે.

આપણાં માબાપના અંતરમાં તેણે પ્રેમ આપ્યો છે, માટે તે આપણો ખરો પિતા છે.

આપણને સારાં કામ કરવાની તે બુદ્ધિ આપે છે, માટે તે આપણો ગુરુ છે.

મૂઆ પછી તે આપણો ઉદ્ધાર કરનાર છે માટે તારનાર પણ તેજ છે.

તે આપણો કર્તા છે, પાલનકર્તા છે, બુદ્ધિદાતા છે, રક્ષક છે, તારનાર છે, માતાપિતા છે, સાચો સગો છે, સ્વામી છે, શેઠ છે, મિત્ર છે અને સર્વસ્વ છે; માટે મહાત્મા તુલસીદાસજી કહે છે કેઃ–

જેમ સાગરનું પાણી નાની ગાગરમાં સમાઇ શકે નહિ, તેમ ઈશ્વરનું મોટું માહાત્મ્ય અલ્પ જીવથી યથાર્થ રીતે જાણી શકાય નહિ.

જેમ કોઈ પણ માણસ આખા આકાશને પોતાના હાથમાં પકડી શકે નહિ, તેમ કોઇ પણ જીવથી ઈશ્વર જાણ્યો જાય તેમ નથી.

જેમ સોયના ઝીણા નાકામાં મોટું દોરડું આવી શકે નહિ, તેમ માયાથી ભરેલા માણસના સાંકડા મનથી પૂર્ણ રીતે ઈશ્વરને પકડી શકાય નહિ.

કોઇ માણસ એવી ઇચ્છા રાખે કે, નાની હોડીથી મોટા મહાસાગરને તરી જાઉં પણ એ જેમ બની શકે નહિ, તેમ નજીવાં સાધનોથી આપણે ઈશ્વરને જાણવા ચાહીએ તે પણ બની શકે એમ નથી.

પોપટ મોઢેથી રામ રામ કહે છે પણ રામ એટલે શું એનું તેને ભાન હોતું નથી, તેમજ આપણું સૌનું ઈશ્વરી જ્ઞાન પણ પઢાવેલા પોપટના જેવું જીભનુંજ છે, એમ સમજવું.

કોઇ નાનો છોકરો ચંદ્રમાને રૂપાળો જોઇને તેને આકાશમાંથી પકડી લાવવા ચાહે તો તે જેમ તેનાથી બની શકે નહિ, તેમ ઈશ્વર સંબંધી આપણા પ્રયત્નો પણ એવાજ જાણવા.

જે માણુસ ઊંચી ટેકરી ઉપર ઊભો રહીને દરિયા તરફ જુએ છે તેની નજર ઘણી લાંબી પહોંચે છે ખરી, પણ તે કાંઇ દરિયાની આરપાર સામેના કિનારા સુધી પહોંચી શકે નહિ, તેમજ કોઇ પણ માણુસ ઈશ્વરને જાણવાની તજવીજ કરે તો તે ચોક્કસ હદ સુધી જાણી શકે ખરો, પણ ઈશ્વરનો મહિમા જાણી શકે નહિ.

સૂરજની સામે જોનાર માણુસ જેમ તેના તેજમાં અંજાઇ જાય છે, તેમ મહાન પ્રભુના અલૌકિક અદ્‌ભુત રૂપને જાણવા ઇચ્છનાર માણુસ પણ પ્રભુના અલૌકિક ગુણો તથા શોભાથી વચમાંજ ગુમ થઇ જાય છે પણ તેનો પાર પામી શકતો નથી.

જેમ તારાઓને આપણે દિવસે દેખી શકતા નથી પણ રાતે ખુલ્લેખુલ્લા દેખી શકીએ છીએ, તેમ ઈશ્વરને પણ આ દેહથી આપણે દેખી શકતા નથી, પણ જો તેનાં ગુણગાન કરીએ તો મરણ પછી તેને જાણી શકીએ તેમ છીએ.

જેમ એક નાની કીડીથી મોટા સમુદ્રનો તાગ લઇ શકાય નહિ, તેમ આપણાથી ઈશ્વરનો પાર પામી શકાય નહિ.

કોઇ માણુસ ચાહે તો સમુદ્રનાં મોજાંઓ ગણી શકે, આસમાનના તારાઓ ગણી શકે અને જો કે બની શકે તેમ નથી તો-પણ કદી કોઇ વરસાદનાં ટીપાંઓ પણ ગણી શકે, પણ અનંત બ્રહ્માંડના નાથ—મહાન પ્રભુના અનંત ગુણો તો કોઈથી પણ ગણી શકાય તેમ નથી.

જેમ એક નાના ચમચા વતી સમુદ્ર ઉલેચી શકાય નહિ, તેમ જીવથી પ્રભુનો પાર પામી શકાય નહિ. માટે સુંદરદાસ કહે છે કેઃ—

સવૈયો

વેદ થકે કહિ તંત્ર થકે કહિ ગ્રંથ થકે નિસિવાસર ગાતે,
શેષ થકે શિવ ઇંદ્ર થકે પુનિ ખોજ કિયો બહુ ભાંતિ વિધાતે.
વીર થકે પુનિ મીર થકે પુનિ ધીર થકે બહુ બોલી ગિરાતે;
સુંદર મૌનગ્રહી સિદ્ધ સાધક કૌન કહે ઉસકી મુખ બાતે.

## ૫૦–ઘણા માણસોને પૈસા મેળવતાં આવડે છે, પણ પૈસા ખરચતાં આવડતું નથી

જિંદગી સુધારવા માટે અને પ્રભુના રસ્તામાં આગળ વધવા માટે ઘણી જાતનાં સાધનો છે, તેમાં પૈસા મેળવવા ને તેને ધર્મમાં ખરચવા એ પણ એક બહુ મોટું સાધન છે. કારણ કે પૈસાને લીધે પણ ઘણી જાતની સગવડો ભોગવી શકાય છે. પાસે પૈસા હોય તો ગરીબોને મદદ કરી શકાય છે, સુપાત્રોને દાન આપી શકાય છે, નાતનું ભલું થાય તેવાં કામો કરી શકાય છે, દેશની આબાદી વધે તેવાં રૂડાં કામો કરી શકાય છે ને જ્ઞાન મેળવવાની તકો લઇ શકાય છે. જેમકે, ઘરમાં લાયબ્રેરી રાખવી, જુદી જુદી બાબતો શીખવનાર માસ્તરો રાખવા, જોવા લાયક જગ્યાઓ જોવા માટે જવું, દેશપરદેશની મુસાફરી કરવી, પ્રદર્શનો જોવા જવું, યાત્રાઓ કરવી અને એવાં બીજાં ઘણાં કામો પૈસાની સગવડને લીધે થઇ શકે છે. એ સિવાય પૈસાની મદદથી કીર્તિ પણ મેળવી શકાય છે, પૈસાની મદદથી લાગવગ પણ વધારી શકાય છે, પૈસાની મદદથી અમલદારવર્ગને પણ રાજી રાખી શકાય છે અને પૈસાની મદદથી ઘણી બાબતોમાં વખતનો તથા મહેનતનો બચાવ થાય છે અને જો પૈસાનો ઉપયોગ કરતાં આવડે તો તંદુરસ્તી સુધારવામાં તથા જિંદગી લંબાવવામાં પણ તેનો લાભ લઈ શકાય છે. આવા આવા ઘણા ફાયદાઓ હોવાથી બધા માણસો પૈસા મેળવવાની દોડાદોડ કરે છે. તેમાં કેટલાક માણસોને પૈસા મેળવવાની સગવડો મળી જાય છે, કેટલાક માણસોને કિસ્મતની યારી મળી જાય છે અને કેટલાક માણસોને પૈસા મેળવવાની યુક્તિઓ આવડી જાય છે તથા એ બાબતની કૂંચીઓ મળી જાય છે, તેથી તેઓને સારી રીતે પૈસા મળી જાય છે. પણ બંધુઓ ! યાદ રાખજો કે, પૈસા મેળવવા એ જુદી વાત છે અને પૈસા ભલાં કામોમાં ખરચવા એ જુદી વાત છે. એ વાત સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ–

એક શેઠિયો હતો. તેને ત્યાં ઘોડાગાડી હતી, તેથી ફરવા જવા માટે તે ઘોડાવાળાને કહેવરાવતો કે, ગાડી જોડી લાવ, એટલે તે ગાડીવાળો ગાડી જોડીને શેઠની દુકાન પાસે આવીને ગાડી ઊભી રાખતો, પણ એટલા વખતમાં તે અતિ જંજાળ અને અતિ ઉપાધિ-

વાળા શેઠિયાની પાસે કોઇ ને કોઇ ઘરાક આવી નીકળતું, અગર કોઇ ને કોઇ ગામગપાટા મારનાર, ઓળખાણુ–પિછાણુવાળો માણુસ આવી નીકળતો, તેથી તેની સાથે વાતો કરવામાં વખત ચાલ્યો જતો, એટલે ફરવા જવાનો ટાઈમ રહેતો નહિ. તેથી કલાક દોઢ કલાક ગાડી રખાવ્યા પછી ગાડીવાળાને શેઠ કહેતા કે, જા, હવે ગાડી છોડી નાખ, આજે હવે ફરવા જવું નથી. આ પ્રમાણે દરરોજ થતું હતું, તેથી ઘોડાવાળાએ એક દિવસ એ શેઠના એક દોસ્તને પૂછ્યું કે, શેઠ આમ કાં કરે? ત્યારે તે બીજા શેઠિયાએ કહ્યું કે, શેઠને ગાડી જોડાવતાં આવડે છે પણુ તેમાં બેસીને ફરવા જતાં આવડતું નથી, તેનો લાભ લેતાં આવડતું નથી, એટલે ફરવા ક્યાંથી જઇ શકે?

બંધુઓ! આ દાખલો આપીને હું તમને એમ સમજાવવા ઇચ્છું છું કે, એ બહુ ઉપાધિવાળા શેઠિયાને જેમ ગાડી જોડાવતાં આવડતી હતી પણુ તેનો લાભ લેતાં આવડતો નહોતો, તેમજ ઘણા માણુસોને ધન મેળવતાં આવડે છે, પણુ ધર્મના કામમાં ધન ખરચીને તેનો આનંદ ભોગવતાં આવડતું નથી. તેથી એમ બને છે કે, પોતાની પાસે ધનની બહુ સગવડો હોવા છતાં પણુ તેઓ કાંઈ કરી શકતા નથી અને છતાં સાધનોએ કાંઇ પણુ ભેટ લીધા વિના કે કાંઈ પણુ ખરેખરા લહાવા લીધા વિના, ખાલી હાથે ફોગટ ફેરો ખાઇને ચાલ્યા જાય છે.

હે હરિજનો! યાદ રાખજો કે, ધર્મના રસ્તામાં આગળ વધવા માટે ગૃહસ્થાશ્રમ વખતે જુવાનીમાં જેમ ધન મેળવવાની જરૂર છે, તેમજ મોક્ષ મેળવવા માટે આખર અવસ્થામાં ધન તજવાની પણુ જરૂર છે. કારણુ કે મનમાંથી બધી જાતની વાસનાઓ કાઢી નાખ્યા વિના કદી પણુ મોક્ષ મળી શકતો નથી, એ દુનિયાના બધા ધર્મનો મહાન સિદ્ધાંત છે. પણુ યાદ રાખજો કે, નાનપણુથીજ જો યથાશક્તિ આપવાની ટેવ ન પડી હોય, ખુલ્લો હાથ ન રાખ્યો હોય, તિજોરીનાં બારણું ન ઉઘાડ્યાં હોય, ખીસાં ઉપર કાતર મૂકતાં ન શીખ્યા હોય અને પ્રસંગોપાત્ત દાન આપવાની ટેવ ન પાડી હોય, તો ઉત્તર અવસ્થામાં કાંઇ એકદમ એવી ટેવ પડી જતી નથી. માટે નાનપણુથીજ પોતાની શક્તિ પ્રમાણે ધર્મનાં કામોમાં ધન વાપરતાં શીખવું જોઇએ. કારણુ કે જ્ઞાનીઓનો એવો સિદ્ધાંત છે કે, ધન મેળવવું એ નાની વાત છે, પણુ ધન ખરચવું એ બહુ

મોટી વાત છે. આમ હોવાથી ધન મેળવવાથીજ કાંઇ પ્રભુ રાજી થતા નથી, પણ ધર્મના કામમાં વિવેકબુદ્ધિ વાપરીને ધન ખરચવાથીજ પ્રભુ રાજી થાય છે. માટે બંધુઓ ! અમારી તમને એજ ભલામણ છે કે, જેમ બને તેમ ન્યાયને રસ્તે ધર્મને બાજુમાં રાખીને જેટલું મેળવાય એટલું ધન મેળવજો અને તેમાંથી પોતાને હાથે કરીને શુભ કામોમાં જેમ વધુમાં વધુ ખરચાય તેમ કરજો. પરમકૃપાળુ પરમાત્માએ પૂરતાં સાધનો આપ્યાં હોય છતાં પણ ખાલી હાથે ન ચાલ્યું જવાય એ સંભાળજો–ખાલી હાથે ન ચાલ્યું જવાય એ સંભાળજો.

## પરમાર્થ કરવા વિષે

### દોહરા

માયા મેરે રામ કી, ધરણીધર કી દેહ;
પૂંજી બીરાને સાહ કી, કર સે જશ કર લે.
પાની બાઢો નાવ મેં, ઘર મેં બાઢો દામ;
દોનો હાથ ઉલેચિયે, યહી સયાનો કામ.
ધન દિયે ધન ના ઘટે, નદી ન ઘટે નીર;
અપની આંખે દેખલો, યોં કથી કહે કબીર.
રામનામ કે કારણે, સબ ધન ડાલ્યો ખોય;
મૂરખ જાણે ગિર પડ્યો, દિન દિન દૂણો હોય.
તુલસી પંછીન કે પીએ, ઘટે ન સરિતા નીર;
ધર્મ કીયે ધન ના ઘટે, સહાય કરે રઘુવીર.
કુંજર મુખતેં ગિર પડ્યો, ઘટ્યો ન ગજ કો આહાર;
લાખો કીડી લે ચલી, પોષન કો પરિવાર.
ગાંઠી હોય સો હાથ કર, હાથ હોય સો દેહ;
આગે હાટ ન બાનીઆ, લેના હોય સો લેહ.
દેહ ધરે કો એહી ફલ, દેહ દેહ કછુ દેહ;
દેહ ખેહ હો જાયગી, ફિર કોન કહેગા દેહ?
ખાય ખિલાય લુટાય દે, કર લે અપના કામ;
ચલતી વખતે રે નરો, સંગ ન ચલે બદામ.
તુલસી દેવો કઠણ હય, જો કાહુ કો દેત;
સૂરજ હોત સંસાર મેં, ફેર આપનો લેત.

## ૫૧–મૃત્યુ આવતાં પહેલાંજ આપણે આપણું સાર્થક કરી લેવું જોઇએ

અમે એમ જોયેલું છે કે, આ દુનિયામાં જે માણસો બહુ ડાહ્યા ગણાય છે; જેઓ પોતાના કુટુંબમાં મોટેરા ગણાય છે; જેઓ પોતાની નાતમાં પટેલિયા ગણાય છે; જેઓ પોતાના ગામના પંચમાં નિમાય છે અને જેઓને સરકારી અમલદારો માન આપે છે તથા સાધુસંતો પણ જેઓનાં વખાણ કરે છે; એવા માણસો પણ પોતાની બાબતમાં બેદરકાર રહે છે અને જે કામો હમણાંજ કરી લેવા જેવાં હોય તે કામોને પણ આગળ ઉપર ધકેલ્યા કરે છે. એથી પરિણામ એ થાય છે કે, તેઓથી ખરેખરી રીતે જે બનવું જોઇએ તે બની શકતું નથી અને દુનિયાદારીની બહુ ચતુરાઈ છતાં પણ ધર્મનો લાભ લેવાની બાબતમાં તેઓ પછાત રહી જાય છે. આવી જાતની ભૂલ ન થાય માટે એક મહાત્મા પોતાના હરિજનોને એમ સમજાવતા હતા કેઃ–

એક રાજા હતો. તે એક ભિખારી ઉપર એક દિવસ રાજી થયો. તેથી તેણે તે ભિખારીને પોતાનો ખજાનો ખોલી આપ્યો અને કહ્યું કે, આજે સાંજ સુધીમાં તારાથી આમાંથી જેટલું લેવાય તેટલું લઇ જા, જેટલું ઊપડે તેટલું ઉપાડી જા અને એ ખજાનામાંથી જે જે ચીજો તને ગમે તે લઇ જા. એ સાંભળીને તે ભિખારી બહુ-જ રાજી થઇ ગયો અને સારાં સારાં રત્નો, હીરા, મોતી, માણેક, સોનું વગેરે પોતાથી લઈ શકાય તેટલું લેવા લાગ્યો. એટલામાં સાંજ પડી ગઇ ને સૂર્ય અસ્ત થયો, ત્યારે સિપાઇએ કહ્યું કે, હવે ટાઇમ ખલાસ થઇ ગયો, હવે કાંઈ લેવાશે નહિ.

બંધુઓ ! આવીજ રીતે આ દુનિયારૂપી ખજાનો પરમકૃપાળુ પરમાત્માએ આપણી આગળ ખુલ્લો મૂકેલો છે. એમાંથી પ્રેમ, જ્ઞાન, તપ, જપ, દાન, વગેરે કઈ જાતનાં રત્ન લેવાં તે આપણા અખત્યારની વાત છે, પણ તેમાં એટલી શરત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે, આપણી જિંદગીનો સૂર્ય અસ્ત થાય તેની પહે-લાંજ એ બધું લેવાનું છે. જિંદગીનો સૂર્ય અસ્ત થયા પછી બીજું કાંઇ પણ બની શકે તેમ નથી. કારણ કે રાજાઓના રાજા, દેવોના દેવ અને પરમકૃપાળુ પરમાત્માએ આપણને એવી આજ્ઞા આપેલી છે કે, જયાં સુધી તમારી જિંદગી કાયમ છે અને તમે આ દુનિયા-

માં મનુષ્યરૂપે જ્યાં સુધી હયાત છો ત્યાં સુધી તમારાથી જેટલું લેવાય એટલું લઈ લો, પણ એ વખત ગયા પછી કાંઈ પણ લઇ શકાશે નહિ. એ વખતે યમના દૂતો આડા આવશે અને કહેશે કે, હવે ખેલ ખલાસ, હવે કોઇ પણ ચીજને અડી શકશો નહિ. એ વખતે પસ્તાવું ન પડે તેમ કરવાની જરૂર છે.

બંધુઓ! આપણે સૌ આ વાત જાણીએ છીએ કે, મરી ગયા પછી કંઈ પણ બની શકતું નથી. જે કાંઈ કરી લેવાનું છે તે હમણાંજ કરવાનું છે અને તેમ છતાં અફસોસની વાત એ છે કે, આપણે સૌ એવી બાબતોમાં બહુજ બેદરકાર રહીએ છીએ. આપણે એમ પણ ખાતરીપૂર્વક સમજીએ છીએ કે, મૃત્યુ નક્કી છે, એમાં કાંઇ ફેર પડે તેમ નથી. મોડું કે વહેલું જવુંજ પડશે, છતાં પણ અમૂલ્ય ખજાનો આપણે મેળવી શકીએ તેમ છીએ અને જે ખજાનો લેવા માટે આપણા પરમકૃપાળુ પિતાએ આપણને ખુશીથી રજા આપેલી છે, તે ખજાનો પણ આપણે લેતા નથી એજ અફસોસની વાત છે. માટે હે હરિજનો! મારી તમને એજ વિનતિ છે કે, જેમ બને તેમ આ જિંદગીની અંદર સુકૃત્ય થઇ શકે તેમ કરો, પરમાર્થનાં કામો થઇ શકે તેમ કરો, ધર્મનાં કામો થઇ શકે તેમ કરો, પ્રેમ વધારવાનાં કામો થઇ શકે તેમ કરો, જ્ઞાન વધારવાનાં કામો થઇ શકે તેમ કરો, ઈશ્વરનું ઐશ્વર્ય વધારવાનાં કામો થઈ શકે તેમ કરો અને ઈશ્વરનું સત્ય સ્વરૂપ જણાય તથા તેની સાથે એકતા થઇ શકે તેમ કરો. એજ અમારી ભલામણ છે.

૫૬

ભજોને ભગવાનને, પછી દિલમાં થાશે ઓરતો;
કરશો કૂડાં કામ, વાલીડાની વસ્તુ નથી હોરતો રે જી—ભ૦
જીભલડી જૂઠાં બોલશે, તેને વશ કરીને વારજો;
જેનાં રે પડે કામ, તેને સવાયાં સંભારજો રે જી—ભ૦
જ્યારે બુઢ્ઢાપણુ આવશે, ત્યારે સારાં ભોજન ભાવશે;
કાળા મટી કેશ, માથે ધોળાં ફરી આવશે રે જી—ભ૦
જાવું રે એકાએક ને સાથે લેજો સદાશિવને;
સ્મરણ કરો શ્યામનું, ધોખો નહિ થાય તારા જીવને રે જી—ભ૦
સ્મરણ કરો શ્યામનું, ટાઢું થાય જો તારા તનમાં;
મૂળદાસ કહે મહારાજ, મોહન રહેજો મારા મનમાં રે જી—ભ૦

## પર–વ્યાવહારિક માણસોમાં અને ભક્તોમાં શો ફેર હોય છે તેનો ખુલાસો

વ્યાવહારિક માણસોને તથા ભગતોને એ–બન્નેને દુનિયાદારીના બધા વહેવારો ચલાવવા પડે છે. જેમકે, ખાવું, પીવું, સૂવું, બેસવું, ઊઠવું, ફરવું, હરવું સૌની સાથે વાતચીત કરવી, ધંધો–રોજગાર કરવો, વર, વેવાઇ થવું વગેરે દરેક બાબતો કરવી પડે છે. એટલે એ બધા બહારના વ્યવહારોમાં ભગતો પણ વ્યાવહારિક માણસોના જેવાજ લાગે છે. તેથી કેટલાક જિજ્ઞાસુઓને એમ લાગે છે કે, સાંસારિક લોકોમાં અને ભગતોમાં ફેર શો? અમને તો તેમની બધી વાતો સરખીજ દેખાય છે. માટે સાંસારિક લોકોના કરતાં ભગતોમાં શું વિશેષતા હોય છે, તે કહેવાની મહેરબાની કરો; એમ એક સંતને કહ્યું, ત્યારે તે સંતે કહ્યું કેઃ–

ભાઇ, ભગતોમાં અને સંસારીઓમાં ઘણોજ ફેર છે. તેઓના અંતરના વિચારોમાં બહુ મોટો ફેર હોય છે. તેઓની ભાવનાઓમાં પણ બહુ ભારે ભેદ હોય છે અને તેઓની રહેણીકરણીમાં પણ ઘણો તફાવત હોય છે. જેમકે, સાંસારિક લોકોને કાંઇ આપવું પડે ત્યારે શરમને ખાતર, વિવેકને ખાતર, લોકલાજને ખાતર, અગર રિવાજને ખાતર જે ન ચાલે તે આપવું પડે છે; પણ એવી રીતે આપ્યા પછી પણ તેઓ મનમાંથી દિલગીર થાય છે અને તેઓને એમ લાગ્યા કરે છે કે, આને ન અપાયું હોત તો એટલા પૈસા બચી જાત. પણ એને બદલે જ્યારે કોઇ ભગતને કાંઇ આપવાનો વખત આવે ત્યારે ભગતો બહુ રાજી થાય છે, પ્રભુનો ઉપકાર માને છે અને આવા ધર્મના કામમાં હજીયે કાંઇક વધારે અપાય તો ઠીક, એમ ઇચ્છા રાખે છે. આવો ભગતમાં અને સાંસારિક લોકોમાં ફેર હોય છે.

સાંસારિક લોકોનો જ્યારે કોઇ માણસ કાંઈ અપરાધ કરે ત્યારે તે લોકો વેર લેવાની ઇચ્છા રાખે છે અને જ્યાં સુધી સામા માણસનું કંઇ પણ નુકસાન ન કરે ત્યાં સુધી તેઓને ચેન પડતું નથી. પણ જે ખરા ભગતો હોય છે તેઓ પોતાને નુકસાન કરે તેને પણ માફ કરવાની ઇચ્છા રાખે છે. માત્ર ઇચ્છા રાખે છે એટલુંજ નહિ પણ જ્યાં સુધી ખરેખરી રીતે માફ કરી શકે નહિ ત્યાં સુધી તેમનું મન તેમને ડંખ્યા કરે છે અને તેમને એમ લાગે છે કે, હું કેટલો

બધો અભાગિયો છું કે, હજી સુધી માફ કરી શકતો નથી? એ વાત મને હજી સુધી કેમ યાદ આવ્યા કરે છે? એ વાત હજી કેમ ભુલાતી નથી? આવી રીતે ભગતોના મનમાં ખટકો રહ્યા કરે છે. એટલુંજ નહિ પણ જ્યારે તેઓ માફ કરી શકે ત્યારેજ તેઓને આનંદ થાય છે. આવો ભગતોમાં અને વ્યાવહારિક માણસોમાં ફેર હોય છે.

સાંસારિક લોકોને જ્યારે કોઈ હરિકથામાં, મંદિરમાં, કે તીર્થમાં જવું પડે અને ત્યાં ધાર્યા કરતાં વધારે વખત રોકાવું પડે, અગર ધાર્યા કરતાં વધારે ખર્ચ કરવું પડે, ત્યારે તેઓ પોતાના મનમાં ને મનમાં મૂંઝાયા કરે છે અને તેમને એમ લાગે છે કે, અહીં આવીને ઊલટા ફસાઈ ગયા છીએ. એમ સમજીને તેઓ પોતાના મનમાં દિલગીર થાય છે અને પોતાના સ્નેહીઓ આગળ પણ કહ્યા કરે છે કે, આટલા બધા દહાડા ભાંગી જાય તે કેમ ચાલે? આવી યાત્રા આપણને તો બહુ ભારે પડી જાય. હવે તો જલદી ઘરભેળા થઇએ તો સારું. આવાં ખર્ચ કાંઈ આપણને પાલવે નહિ. એમ કહીને તેઓ વારંવાર એ વાતનો અફસોસ કર્યા કરે છે. પણ જે સાચા ભગતો હોય છે, તેઓ આવે પ્રસંગે ઊલટા બહુ રાજી થાય છે અને પોતાના મનમાંથી એમ સમજે છે કે, આપણે આપણી ખુશીથી આવા પવિત્ર સ્થળમાં વધારે દિવસ રહી શકત નહિ, પણ આ અડચણ આવી પડી તેને લીધે હવે અહીં રહેવાશે ને પાંચ પૈસા તીર્થમાં ખર્ચાશે, એ બહુ સારી વાત છે. ભગવાન દયાળુ છે, તેથી અણધારી આવી તક આપી દે છે. એમ સમજીને તેઓ ઊલટા રાજી થાય છે અને બહુ આનંદમાં પોતાનો વખત ગુજારે છે. આવી રીતનો ભગતોમાં અને સાંસારિક લોકોમાં તફાવત હોય છે.

સાંસારિક લોકોની પાસે બહુ પૈસા હોય તોપણ તેઓને સંતોષ થતો નથી. બહુ પૈસા હોય છતાં પણ તેઓ તેનો બહુ લાભ લઈ શકતા નથી; બહુ પૈસા હોય છતાં પણ પૈસાની ચિંતા છોડતા નથી અને બહુ પૈસા હોય છતાં પણ તેઓ પૈસાનો સદુપયોગ કરી શકતા નથી. પણ એને બદલે જે માણસ ભગત હોય તે માણસ કદી બહુ ગરીબ હોય તોપણ પોતાની ગરીબીમાં પણ સંતોષથી રહે છે. પોતાની ગરીબી છતાં પણ જ્યાં જ્યાં પોતાની નજર પહોંચે ત્યાં ત્યાં કાંઇ કાંઇ લાંબો હાથ કર્યા કરે છે. પૈસાનું દુઃખ હોય અને તાણાતાણી હોય છતાં પણ પૈસામાંજ તેઓ પોતાના મનને રાખી મૂકતા નથી અને પોતાની પાસે જે કાંઇ થોડુંઘણું

હોય તેમાંથી પણ તેઓ જરાતરા આપ્યા કરે છે. એટલુંજ નહિ પણ એવી ગરીબી છતાં પણ તેઓ સદાય આનંદમાં રહે છે અને પરમકૃપાળુ પરમાત્માનો ઉપકાર માન્યા કરે છે. આવો ભગતોમાં અને સંસારીઓમાં ફેર હોય છે.

સાંસારિક લોકોને માટે જ્યારે કાંઇ દુઃખ આવી પડે છે, ત્યારે તેઓના બાર વાગી જાય છે. એ દુઃખ ગમે તો ધન જતું રહેવાનું હોય, એ દુઃખ ગમે તો મંદવાડનું હોય, એ દુઃખ ગમે તો વહાલાં સગાંનાં મરણનું હોય અને એ દુઃખ ગમે તો અપમાન ખમવાનું કે આબરૂ જવાનું હોય; પણ એવે બધે વખતે સાંસારિક લોકો હેરાન હેરાન થઇ જાય છે અને એવે વખતે તેઓનાં દુઃખની કાંઇ હદ રહેતી નથી. પણ એને બદલે કોઇ ભગતોની ઉપર જો એ જાતનાં દુઃખો આવી પડે તો તે વખતે તેઓ સંસારીઓની જેમ દુઃખથી દબાઇ જતા નથી. તેઓ એવે વખતે પોતાના મનનું એમ સમાધાન કરે છે કે, દુનિયા દુઃખરૂપજ છે, એટલે દુઃખ પડે તેમાં કાંઇ નવાઇ નથી. પ્રારબ્ધના ભોગ ભોગવવાજ જોઇએ. દૈવ ઇચ્છા બળવાન છે, એમાં કાંઈ આપણું જોર ચાલી શકે નહિ, માટે ફોગટનું દિલગીર થવાથી શું વળે ? એમ સમજીને તેઓ પોતાના મનને વાળે છે; એટલુંજ નહિ પણ ઊંચા ભગતો તો એમ પણ વિચાર કરે છે કે, પ્રભુએ આ આટલા દુઃખથીજ આપણો છૂટકો કર્યો એ તેનો મોટો ઉપકાર છે. કારણ કે કદી આ કરતાં પણ બીજાં ઘણાં વધારે દુઃખો પડયાં હોત તોપણ આપણે શું કરી શકત ? કાંઇ વધારે મોટું દુઃખ આવવાનું હશે તેને બદલે આટલાથીજ પ્રભુએ છૂટકો કર્યો એ તેનો ઉપકાર છે. એમ સમજીને બહુ અફસોસ કર્યા વિના શાંતિથી તેઓ પોતાનાં દુઃખોને ભોગવી લે છે અને દુઃખની વખતે પણ તેઓ બહુ નીચે ઊતરી જતા નથી, પણ દુઃખમાંથી પણ તેઓ કાંઇ નવો પાઠ શીખી લે છે અને દુઃખમાંથી પણ ઊલટા કાંઇક ઊંચે ચડે છે, એ તેઓની ખૂબી છે. આવી રીતે ભગતોમાં અને વ્યાવહારિક માણસોમાં ઘણો ફેર હોય છે.

ભાઈ, જોયું કે ભગતોનાં હૃદયમાં અને સાંસારિક લોકોનાં હૃદયમાં આવા આવા ઘણી જાતના તફાવત હોય છે, તેથી કોઇ પણ સારામાઠા પ્રસંગોએ ભગતો પોતાની દૃષ્ટિને બહુજ ઊંચી રાખી શકે છે. પોતાના વિચારોને બહુજ વિશાળ રાખી શકે છે

અને પોતાનાં અંતરને બહુ ધક્કો પહોંચવા દેતા નથી; એ ભગતોમાં વિશેષતા હોય છે. પણ એને બદલે જે વ્યાવહારિક માણસો હોય છે તેઓની નજર એવી લાંબી હોતી નથી. તેઓના વિચારો એવા ઊંચા હોતા નથી અને સુખ–દુઃખના નાના નાના પ્રસંગોએ પણ તેઓ ધીરજ કે સમતા રાખી શકતા નથી. આવો ભગતોમાં અને સાંસારિક લોકોમાં તફાવત હોય છે. માટે ભાઈ, ભગતોના બહારના ખાવાપીવા સામે, સૂવાબેસવા સામે અને કામકાજ સામે જોઇનેજ તેઓનો તોલ કરો મા, પણ તેઓનાં અંતર સામે જોઇને તેઓની પરીક્ષા કરો અને છેવટ સુધી સંસારના કીચડમાંજ નહિ ફસાઈ રહેતાં આવી જાતના સાચા ભગત થવાની કોશિશ કરો–આવી જાતના સાચા ભગત થવાની કોશિશ કરો.

## ૫૩–ભ્રાતૃભાવ

તુલસી આ સંસાર મેં ભાત ભાત કે લોક,
સબ સે હિલિમિલિ ચાલીએ, નદીનાવ સંજોગ.
તુલસી કહે ઈસ જગત મેં, સબ સે મિલીએ ધાય;
ક્યા જાણે કીસ બેશ સે, રામચંદ્ર મિલી જાય.
તુલસી જો જન હેત સે, સેવા જાને કોય;
નર કો વશ કરવો કહા, નારાયણ વશ હોય.
કબીર ગર્વ ન કીજીએ, રંક ન હસીએ કોય;
અબ તો નાવ સમુદ્ર મેં, ના જાને ક્યા હોય.

આપણા ઘરનાં કુટુંબીઓમાં કોઇ લોભી, કોઇ લહેરી, કોઇ ભોળા, કોઇ લુચ્ચા, કોઇ થોડાબોલા ને કોઈ બકબકિયા હોય છે; તેમજ આ જગતના જીવોમાં પણ જ્યાંત્યાં એવીજ પ્રકૃતિના જીવો સાથે આપણે કામ પડે છે. તો તેમની પ્રકૃતિના દોષો તરફ ન જોતાં તે આપણા પિતા ઈશ્વરના ઉત્પન્ન કરેલા જીવો આપણા ઈશ્વરી સગાઇના સંબંધી છે એમ જાણવું.

પિતા જેમ ઘરમાં છોકરાંઓને એકબીજાં સાથે સલાહસંપથી વર્તતાં જોઇને રાજી થાય છે, તેમ આપણા પિતા ઈશ્વર પણ જો આપણે સૌ મનુષ્યો સાથે હળીમળી રહીએ તો ઘણોજ રાજી રહે છે.

એક વહાણ કે આગબોટમાં બેઠેલા સૌ માણસો જેમ હળીમળીને દહાડા ગુજારી લે છે, તેમ આપણે સૌ મનુષ્યોએ પણ

એક બીજા સાથે સલાહસંપથી રહેવાની ટેવ પાડવી અને યાદ રાખવું કે, આપણે સૌ નાનામોટા, ધનવાન ને ગરીબો, બધાય એકજ પિતાના-ઈશ્વરના પુત્ર છીએ. એ માટે તુલસીદાસજી કહે છે કેઃ-

દોહરો

તુલસી આ સંસાર મેં, ભાત ભાત કે લોક;
સબ સેં હિલિમિલિ ચાલીએ, નદીનાવ સંજોગ.

આપણે સૌને રહેવાને ઘરરૂપી પૃથ્વી એકજ છે, માથે આસમાનરૂપી છાપરું પણ એકજ છે, તેમજ ઘરમાં સૂરજરૂપી દીવો પણ સૌને માટે એકજ છે; તેમજ ઈશ્વરે ઉત્પન્ન કરેલાં હવાપાણીરૂપી સર્વ પદાર્થોમાં પણ આપણો સૌનો ઈશ્વરે એક સરખોજ ભાગ રાખ્યો હોય એમ જણાય છે.

આપણા પગમાં જ્યારે કાંટો વાગે છે ત્યારે આપણી કેડ વાંકી વળે છે, આપણી આંખ તેને જોવા લાગે છે, આપણો હાથ તે કાંટો કાઢવાની તજવીજ કરે છે ને સઘળું શરીર તેની પછવાડે હેરાન થઈ રહે છે; તેજ પ્રમાણે આપણા મનુષ્ય ભાઈઓ ઉપર પણ જ્યારે દુઃખ આવી પડયું હોય, ત્યારે આપણા શરીરનાં સર્વ અંગોની માફક તેમનાં દુઃખ દૂર કરવાની તજવીજમાં આપણે સૌએ રહેવું જોઇએ.

જે માણસ પ્રભુને ભજે પણ મનુષ્યોનું કલ્યાણ ન ઇચ્છે તે બાપ સાથે મિત્રાચારી રાખે ને તેના દીકરા સાથે વેર રાખે છે એમ સમજવું અને જે માણસ મનુષ્યોનું ભલું કરે પણ ઈશ્વર ઉપર પ્રેમ ન રાખે તે છોકરાઓ સાથે દોસ્તી રાખે પણ બાપથી અજાણ્યા છે એમ સમજવું.

પ્રભુ કહે છે કે, જેણે મને રાજી કરવો હોય, તેણે મારા જનોની સેવા કરવી.

બીજાને દુઃખ થાય તે કરતાં પોતેજ દુઃખ ખમી લેવું એ હરિજનોનો ધર્મ છે.

---

## ૫૪-પ્રભુને માન આપવાની રીતો

પ્રભુને કેવી રીતે માન આપવું જોઇએ એ વાત પણ જાણી લેવી જોઇએ. કારણ કે ઘણા હરિજનોને પ્રભુને માન આપવાનું મન થાય છે, પણ પ્રભુની પ્રભુતા પ્રમાણે પ્રભુને કેમ માન આપવું એ વાત તેઓ જાણતા નથી, તેથી પ્રભુને જેવી રીતે ને જેટલું માન આપવું જોઇએ તેટલું માન તેઓ આપી શકતા નથી. માટે

પ્રભુને કેવી રીતે માન આપવું જોઇએ એ વાત પણ જાણવી જોઇએ. એ માટે સંતો એમ કહે છે કેઃ-

આ જગતની દરેક વસ્તુ કરતાં પ્રભુને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સમજવા તેનું નામ પ્રભુને માન આપવું છે. આપણા અંગત સ્વાર્થો કરતાં પ્રભુની સેવામાં વધારે ફાયદો છે એમ સંપૂર્ણ ખાતરી થઇ જાય ને તે પ્રમાણે વર્તાય તેનું નામ પ્રભુને માન આપવું છે. જગતમાં જેટલી જાતના વૈભવો છે, તે બધા વૈભવોના સુખને પ્રભુના આનંદની આગળ એક બિંદુ જેટલા પણ સમજવા નહિ તેનું નામ પ્રભુને માન આપવું છે. આ જગતમાં જેટલા જીવો છે, તે સૌ જીવો પ્રભુના છે, એમ સમજી તેઓની ઉપર આત્મભાવ રાખવો એ પ્રભુને માન આપવાની રીતિ છે. પ્રભુનો મહિમા સમજવો, પ્રભુના ગુણ ગાવા અને જગતમાં પ્રભુનું જ્ઞાન ફેલાવવું તેનું નામ પ્રભુને માન આપવું છે. આપણી ઇચ્છાઓને બાજુએ રાખવી ને પ્રભુની ઇચ્છા પ્રમાણે વર્તવું તથા પ્રભુના ભગતોની સેવા કરવી તેનું નામ પ્રભુને માન આપવું છે અને પોતાના આત્માને જગાડવો અને તેને પ્રભુ તરફ વાળી પ્રભુના પ્રેમમાં, પ્રભુના જ્ઞાનમાં ને પ્રભુના આનંદમાં તન્મય કરવો, તેનું નામ પ્રભુને માન આપવું છે. બંધુઓ! આવી આવી અનેક રીતે પ્રભુને માન આપી શકાય છે, માટે આમાંથી જે રીતિ તમને ફાવે તે રીતે પ્રભુને માન આપવાની કોશિશ કરજો, એજ અમારી વિનતિ છે. એટલે તમને પણ માન મળશે.

૫૬

કોઇનો ભાર ન રાખે મોરારિ, આપે વ્યાજ સીખે ગર્થ વાળી-(ટેક)
સુદામાજીના તાંદુલ લીધા, તેના મે'લ કનકના રે કીધા.
દ્રૌપદીજીનું આવ્યું રે ટાણું, ચીર પૂર્યાં તે નવસે નવાણું.
પાટો બાંધ્યો તે પીડા રે જાણી, ચીર પૂર્યાની એ એંધાણી.
થોડું ચંદન કુબજાનું લીધું, એને રૂપ અનુપમ દીધું.
ગોવાળિયે ઓચ્છવ કીધો, વહાલે કર પર ગોવર્ધન લીધો.

## ૫૫-સાચા વૈરાગ્યનાં લક્ષણો

વૈરાગ્ય વિના ભક્તિ શોભતી નથી એ નક્કી વાત છે અને એ શાસ્ત્રના સિદ્ધાંતની વાત છે તથા મહાત્માઓના અનુભવની વાત છે, માટે વૈરાગ્ય એટલે શું, એ વાત દરેક હરિજનોએ જાણી લેવી

જોઇએ. કારણ કે ઘણા લોકો વૈરાગ્યનો ખરો અર્થ સમજતા નથી, તેથી તેઓ ઘણા ઢોંગીઓને પણ વૈરાગી સમજ્યા કરે છે.

કેટલાક લોકો ઘરબાર તજવાને વૈરાગ્ય સમજે છે, કેટલાક લોકો લૂગડાં બદલવાને વૈરાગ્ય સમજે છે, કેટલાક લોકો જનોઇ કે ચોટલી તજી દેવાને વૈરાગ્ય સમજે છે, કેટલાક લોકો ખાવા-પીવાની બાબતમાં તેમજ કેટલાક નિયમો પાળવા તેને વૈરાગ્ય સમજે છે અને કેટલાક લોકો કેટલીક જાતના બહારના વેશનેજ વૈરાગ્ય સમજ્યા કરે છે. પણ યાદ રાખજો કે, ખરો વૈરાગ્ય એ બધી બાબતોથી તદ્દન જુદોજ છે. માટે ખરો વૈરાગ્ય કયો એ વાત જાણી લેવી જોઇએ. એ માટે આગળ વધેલા મહાન ભગતો એમ કહે છે કેઃ–

વૈરાગ્ય બે પ્રકારનો છે. એક મંદ વૈરાગ્ય ને બીજો તીવ્ર વૈરાગ્ય. એ સિવાય વૈરાગ્યના બીજા ત્રણ ભેદ પણ પાડવામાં આવે છે. જેમકે, સત્ત્વગુણી વૈરાગ્ય, રજોગુણી વૈરાગ્ય અને તમોગુણી વૈરાગ્ય. એ સિવાય વૈરાગ્યના બીજા પણ બે ભેદ છે. તે એ કે, અંતરનો વૈરાગ્ય અને બહારનો વૈરાગ્ય. આવી રીતે વૈરાગ્યના ઘણા ભેદો છે. પણ એ બધી બાબતો સાથે કાંઇ દરેક હરિજનોને કામ નથી. સાચા હરિજનોએ તો માત્ર એટલુંજ જાણી લેવાની જરૂર છે કે, પોતાની ભક્તિ આગળ વધે, પોતાનો પ્રભુપ્રેમ દૃઢ થાય, પોતાના અંતરનાં પાપ કપાય અને પોતાની જિંદગીમાં નવો રસ રેડાય તેવો અને તેટલો સમજણપૂર્વકનો વૈરાગ્ય મેળવી લેવો જોઇએ. એ વૈરાગ્યનું સ્વરૂપ કેવું હોવું જોઈએ એ માટે સંતો એમ કહે છે કેઃ–

અમારાં હૃદયમાં પ્રભુપ્રેમ આવે તેવો વૈરાગ્ય અમને જોઇએ છે. અમારી બુદ્ધિમાં નવો પ્રકાશ આવે તેવો વૈરાગ્ય અમને જોઈએ છે. અમારા ધર્મનાં કાર્યોમાં સત્યનું બળ વધે એવો વૈરાગ્ય અમને જોઇએ છે. અમારા મનમાં અનેક પ્રકારની જે નકામી ચિંતાઓ થયા કરે છે, તે ચિંતાઓ બળી જાય એવો વૈરાગ્ય અમને જોઇએ છે. અમારા પ્રભુને ઓળખવામાં અમને જે અંતરાય નડે છે, તે અંતરાયને કાઢી નાખે એવો વૈરાગ્ય અમને જોઇએ છે. અમારી સોબત બદલાઇ જાય તેવો વૈરાગ્ય હાલમાં અમને જોઈએ છે. અમારા વિચારો બદલાઇ જાય અને તે પ્રભુ તરફના થઇ જાય એવો વૈરાગ્ય અમને જોઇએ છે, અમને અમારા નાથનું સ્વરૂપ સમજાવવામાં મદદ કરે તેવો વૈરાગ્ય અમને જોઇએ છે. અમને અમારા

ધર્મના રસ્તામાં ઉપયોગી થાય અને અમે અમારો સેવાધર્મ ખરે-ખરા બળથી પાળી શકીએ એવો વૈરાગ્ય અમને જોઈએ છે. આસ-પાસના સંજોગો પ્રમાણે કે પ્રારબ્ધના ભોગ પ્રમાણે સુખદુઃખ ભોગ-વ્યા કરીએ છતાં તેમાં આસક્તિ થાય નહિ તેવો વૈરાગ્ય અમને જોઈએ છે. અમારી ઊંચી જાતની ભાવનાઓ દૃઢ થાય અને તે પ્રમાણે વર્તી શકાય એવો વૈરાગ્ય અમને જોઈએ છે. જગતનાં જરૂરી કામકાજ કરવા છતાં એ બધાથી અમે નિર્લેપ રહી શકીએ એવો વૈરાગ્ય અમને જોઈએ છે. અમારા તનની, મનની ને ધનની બધી શક્તિઓ અમે અમારા આત્માના કલ્યાણાર્થે તથા જગ-તના જીવોના ભલા અર્થે વાપરી શકીએ એવો વૈરાગ્ય અમને જોઈએ છે અને અમારા મનમાંથી બધી જાતની ફિકરચિંતા મટી જાય તથા ભૂતભવિષ્યની ફિકરો મટી જાય એવો વૈરાગ્ય અ-મને જોઈએ છે. મતલબ કે, અમારી ભક્તિ ફળીભૂત થાય તેવો વૈરાગ્ય અમને જોઈએ છે. કાંઇ બહારના લૂખાપૂખા વૈરાગ્યમાંજ અમે રહી જવા ઇચ્છતા નથી. માટે હે પ્રભુ! અમારી અંતકરણ-ની એજ પ્રાર્થના છે કે, અમને અમારું કલ્યાણ થાય તેવો સાચો વૈરાગ્ય આપો, સાચો વૈરાગ્ય આપો અને બહારના અધૂરા, ઢોંગી, ને ઉપલક વૈરાગ્યથી બચાવવાની કૃપા કરો. આ પ્રમાણે પ્રાર્થના કરશો અને સમજણપૂર્વકનો વૈરાગ્ય મેળવવાના પ્રયત્નો કરશો, તો વખત જતાં ઈશ્વરકૃપાથી સાચો વૈરાગ્ય મળી શકશે અને તે પછીજ ખરું કામ થઇ શકશે. માટે સાચો વૈરાગ્ય મેળવો—સાચો વૈરાગ્ય મેળવો.

દોહરો

સાહેબ કે દરબાર મેં, સાચે કું શિરપાવ;
જૂઠ તમાચા ખાયગા, ક્યા રંક ક્યા રાવ.

---

## ૫૬—સદ્ગુરુની સાચા શિષ્યો ઉપર કેવી અસર થાય છે?

ગુરુઓના મહિમા વિષે અને ગુરુઓની ચમત્કારિક અસરો વિષે ભક્તમાળમાં એટલી બધી વાતો આવે છે કે, એ સાંભળીને આપણને અજાયબી લાગ્યા વિના રહે નહિ. કારણ કે આજે આપણે એમાંનું કાંઇ પણ જોઇ શકતા નથી, એટલે શાસ્ત્રોની જૂની વાતોને આપણે માની શકતા નથી. તેથી પરિણામ એ થાય છે કે, એવી

વાતો ઉપરની આપણી શ્રદ્ધા મોળી પડે છે. એ વાતોમાં અતિશયોક્તિ થયેલી છે એમ આપણને લાગે છે, એ વાતોમાં કવિઓની કલ્પના ભળી ગઇ છે એમ આપણને લાગે છે અને એ વાતોના ઊંડા અર્થ કાંઇક જુદા છે અથવા તો દેશકાળ બદલાઇ ગયો છે; માટે અસલના જમાનામાં જે બનતું તે હાલના વખતમાં બની શકે નહિ, એવું એવું કાંઇ કાંઇ આપણે માન્યા કરીએ છીએ તેથી સદ્ગુરુની સાચા શિષ્યો ઉપર કેવી ને કેટલી બધી અસર હોય છે, એ વાત જેવી સમજવી જોઇએ તેવી આપણે સમજી શકતા નથી. એથી ગુરુઓને પણ નુકસાન થાય છે અને શિષ્યોને પણ નુકસાન થાય છે. એવી ખરાબીમાંથી બચાવવા સારુ એક ભક્તરાજ મહારાજ પોતાના શિષ્યોને કહેતા હતા કેઃ–

જેમ લોહચુંબકની પાસે લોઢું ખેંચાઇ જાય છે અને પછી તેનાથી પોતાની મેળે જુદું પડી શકતું નથી, તેમજ જ્યારે મહાન સદ્ગુરુ મળે છે, ત્યારે સાચા શિષ્યો પણ તેઓની તરફ એટલા બધા જોરથી ખેંચાઇ જાય છે અને એવા ચીવટપણે ગુરુને વળગી પડે છે કે, એ જોઇને આપણને અજાયબી લાગ્યા વિના રહે નહિ.

ગુરુની તરફ શિષ્ય એટલો બધો ક્યારે ખેંચાય છે એ તમે જાણો છો ? જ્યારે ગુરુમાંથી શિષ્યને દરરોજ અને દરેક ક્ષણે નવો નવો રસ મળતો હોય, ત્યારેજ શિષ્ય તેની તરફ એટલો બધો ખેંચાય છે. જ્યારે શિષ્યના જીવાત્માને ખરેખરી ધર્મજ્ઞાનની ભૂખ લાગી હોય અને એ ભૂખ મટાડી શકે એવો સ્વાદિષ્ટ ખોરાક જ્યારે ગુરુ તરફથી મળતો હોય, ત્યારેજ એટલા બધા જોરથી શિષ્ય તેને વળગી રહે છે. ગુરુના આત્મામાંથી જ્યારે નવું જીવન વહેતું હોય અને એ નવા જીવનથી શિષ્ય જ્યારે નવપલ્લવિત થતો હોય ત્યારેજ શિષ્ય ગુરુની સાથે લોહચુંબકની પેઠે જોડાઈ શકે છે. જ્યારે ગુરુના ગુણો શિષ્યને સમજાતા હોય, એટલુંજ નહિ પણ ગુરુના ગુણો શિષ્યના અનુભવમાં આવતા હોય અને શિષ્યની પોતાની અંદર પણ જ્યારે પોતાના ગુરુના ગુણો આવતા જતા હોય ત્યારેજ તે બન્નેની ખરી એકતા થાય છે. એ વિના બહારના આડંબરોથી કાંઇ હમેશાં શિષ્યો ગુરુની સાથે જોડાઇ શકતા નથી. લોકલાજથી, આડંબરથી, દેખાદેખીથી, વિવેકથી કે એવાંજ બીજાં કારણોસર ગુરુ ઉપર જે ભાવ રાખવામાં આવે તે ભાવ કાંઈ હમેશાં ટકી શકતો નથી; પણ હમેશાં ટકી શકે એવો ભાવ તો કાંઈક જુદોજ

હોય છે, એવા ગુરુઓ પણ કાંઇક જુદાજ હોય છે અને એવા શિષ્યો પણ કાંઇક જુદાજ હોય છે. જેમકેઃ—

મહાન પવિત્ર પ્રભુપ્રેમવાળા સદ્ગુરુની આંખમાંથી જે જ્યોતિ નીકળે છે, તે જ્યોતિ જોવાથીજ સાચા શિષ્યના હૃદયમાં અજવાળાં થઇ જાય છે. તેથી તેઓ એવા જાગતી જ્યોતિવાળા ગુરુને છોડીને બીજે કોઈ ઠેકાણે જઇ શકતા નથી. એવા મહાન ગુરુની વાણીમાં એવું અજબ જેવું બળ હોય છે કે, એ વાણી સાચા શિષ્યના અંતરના ઊંડાણમાં ઊતરી જાય છે અને ત્યાં ચમત્કારિક અસર કરી નાખે છે. એવા ગુરુઓના હાવભાવમાં, તેઓનાં કામકાજમાં, તેઓની રહેણીકરણીમાં અને તેઓના ચહેરામાં એવું આકર્ષણ હોય છે કે, એ આકર્ષણ તોડીને ખરા શિષ્યો કદી પણ તેઓની પાસેથી ખસી શકતાજ નથી. તેઓની એ બધી બાબતોની અંદર એવી મીઠાશ હોય છે, તેઓમાં એવી ભભક હોય છે, તેઓમાં એવી સ્વાભાવિકતા હોય છે અને શિષ્યોના આત્માને કાંઇક ખાસ ગમી જાય એવું તેઓમાં એટલું બધું હોય છે કે, એ બધી બાબતોમાંથી શિષ્ય છૂટી શકતોજ નથી. તેને એવા અસરકારક ગુરુને આધીન થવુંજ પડે છે; એટલુંજ નહિ પણ જ્યારે એને આધીન થાય ત્યારેજ તેઓને ખરો આનંદ આવે છે. પણ અફસોસની વાત એ છે કે, આજના વખતમાં આવા ગુરુઓ પણ આપણને મળતા નથી અને આવા શિષ્યો પણ આપણને મળતા નથી; એટલે ગુરુ-શિષ્યના મહિમાની ખરી ખૂબી આપણે જાણતા નથી. માટે બંધુઓ, અમારી એટલીજ વિનતિ છે કે, શાસ્ત્રમાં વર્ણવેલી ગુરુમહિમાની વાતોને જૂઠી માનતાં પહેલાં આ બધી બાબતોનો વિચાર કરજો અને પ્રભુપ્રેમવાળા તથા પવિત્રતાવાળા સદ્ગુરુને શોધવાની કોશિશ કરજો અને તમે પણ જરાક ભીંજાયેલા થજો. એજ અમારી વિનતિ છે.

### દોહરા

ગુરુબિન જ્ઞાન ન ઊપજે, ગુરુબિન મિલે ન ભેદ;
ગુરુબિન સંશય ના મિટે, જય જય જય ગુરુદેવ.
આત્મા ઔર પરમાત્મા, અલગ રહે બહુ કાલ;
સુંદર મેલા કર દિયા, સદ્ગુરુ મિલા દલાલ.

## ૫૭–શ્રવણ વિષે

જેમ શરીરનો ખોરાક અન્ન છે, તેમ જીવનો ખોરાક ભગવદ્‌-વચન છે.

રાતને વખતે રસ્તો દેખાડવા માટે જેમ ફાનસ કામ લાગે છે, તેમ આ જગતના વહેવાર ચલાવવા માટે શ્રવણ કરેલું જ્ઞાન માણસ-ને મોટી મશાલરૂપ થઈ પડે છે.

અરીસામાં મોઢું જોવાથી જેમ મોઢા ઉપરના ડાઘા જણાઇ આવે છે, તેમ શ્રવણ કરવાથી આપણા અંતરના દોષો આપણને જણાઇ આવે છે.

જેમ એક હથોડો મોટા પથ્થરને તોડી નાખે છે, તેમ શ્રવણ કરવાથી કઠણ હૈયાં પણ નરમ થઈ જાય છે.

જેમ હળ કઠણ જમીનને પોચી કરી નાખે છે તથા તેમાં રહેલા કાંટાઓને જડમૂળથી કાઢી નાખે છે, તેમ શ્રવણભક્તિથી ઘણા દુર્ગુણો જાય છે અને અંતઃકરણ નિર્મળ થઇ જાય છે.

આસમાનમાંથી પડતો વરસાદ જેમ જમીનને પોચી કરીને ઘણાં સુંદર ઝાડોને પોષણ આપે છે, તેમ ભગવદ્‌વાક્ય શ્રવણ કરવાથી અંતઃકરણની સ્વચ્છતા તથા ઘણા ગુણોની વૃદ્ધિ થાય છે.

પાણી વિના જેમ ઝાડ સુકાઇ જાય છે, તેમ શ્રવણ કર્યા વિના આપણા અંતરનું જ્ઞાન મોળું પડતું જાય છે.

જ્યારે આપણે બગીચામાં જઈએ છીએ ત્યારે ત્યાંથી સુગંધી-દાર સુંદર ફૂલો આપણે વીણીએ છીએ, તેમજ શ્રવણમાંથી તથા વાચનમાંથી પણ ઉમદા પવિત્ર વિચારો વીણી લેવા જોઇએ અને તેને આપણા પોતાના કરી લઇ, તે પ્રમાણે ચાલવાની કોશિશ કરવી જોઇએ.

જે અનાજ મુખમાં બરાબર ચવાતું નથી તે પેટમાં પચી શકતું નથી, તેમ જે કથાવાર્તા આપણે સાંભળીએ પણ તેનો વિચાર ન કરીએ તેથી લાભ થતો નથી.

જે માણસ બહુ સાંભળે પણ વિચાર કરે નહિ તે, અરીસામાં મોઢું જોઇને પાછું સાફ કરવું ભૂલી જાય તે, માણસના જેવો છે એમ જાણવું.

મરેલા માણસને શણગાર પહેરાવવો જેમ ફોગટ છે, તેમ પ્રેમ વિનાનાં માણસને શ્રવણ કરાવવું તે પણ નિરર્થક છે.

જેમ એક વાસણમાં કોઈ વસ્તુ ભરેલી હોય તો તે ખાલી કર્યા વિના તેમાં બીજી વસ્તુ રહી શકે નહિ, તેમ જેનું અંતર માયાથી ને સાંસારિક વાસનાથી બહુ ભરેલું હોય છે, તેને ભગવત્કથા સાંભળવાની મરજી થતી નથી.

જે માણસ માંદો હોય તેને ગમે તેવું સ્વાદિષ્ટ ભોજન પણ ખાવું ભાવતું નથી, તેમ માયાવાદી સંસારીઓને ગમે તેવું સારું જ્ઞાન શ્રવણ કરાવીએ તોપણ તે ગમતું નથી.

આપણી આંખ જ્યારે દુખતી હોય છે ત્યારે તે તેજ જોઇ શકતી નથી, તેમ આપણું મન જ્યારે માયામાં ગૂંચવાયેલું હોય છે, ત્યારે તેને ભગવત્કથા સાંભળવી ગમતી નથી.

તુલસી પૂરવ કે પાપ સેં, પ્રભુ ચર્ચા ન સોહવાય;
જેસેં જ્વર કે જોર સેં, ભોજન કી રુચિ જાય.

## ૫૮–આપણને વિકારોનાં એંજિનો ચલાવતાં આવડે છે પણ તેને રોકતાં આવડતું નથી, તેથી આપણી ખરાબી થાય છે

એક સંત એમ કહેતા હતા કે, એક વખત એમ બન્યું કે, વિલાયતમાં રેલવેના એંજિનમાં ડ્રાઇવરનો સાતઆઠ વરસનો છોકરો એંજિન ઉપર ચડી ગયો. એ વખતે ત્યાં કોઈ નહોતું એટલે લાગ જોઇને તેણે રેલવેના એંજિનનો હાથો દાબ્યો, તેથી એંજિન દોડવા માંડ્યું, પણ એ પછી એંજિનને કેમ અટકાવવું એ વાતની તે છોકરાને ખબર નહોતી ને સામેથી બીજી ટ્રેન દોડી આવતી હતી. એ જોઇને સૌ લોકો બહુ ગભરાયા અને છોકરાને બૂમ પાડીને કહેવા લાગ્યા કે, એંજિનનો હાથો બીજી તરફ ફેરવીએ એટલે એંજિન દોડતું અટકી પડશે. પણ છોકરાને એ કળ ફેરવતાં આવડતી નહોતી. કોઇએ કહ્યું કે, એ દોડતી ગાડીમાંથી કૂદકો મારી નીચે પડી જા, પણ તેમ કરવાની એ છોકરામાં હિંમત નહોતી તેથી અંતે પરિણામ એ થયું કે, એ એંજિન બીજી ટ્રેન સાથે અથડાઈ પડ્યું, તેમાં એ છોકરો માર્યો ગયો અને બીજી ટ્રેનમાંનાં માણસોને પણ બહુ નુકસાન થયું.

બંધુઓ ! આ દાખલો આપીને હું તમને એમ સમજાવવા ઇચ્છું છું કે, આપણને પણ એ છોકરાની પેઠે વિકારોનાં એંજિનો

ચલાવતાં આવડે છે, પણ તેને અટકાવવાની કૂંચી આપણે જાણતા નથી, તેથી આપણી ખરાબી થાય છે અને બીજાઓને પણ નુકસાન થાય છે. માટે એવી ખરાબી તથા નુકસાનીમાંથી બચવા સારુ આપણે આપણા વિચારોને અટકાવવાની કૂંચી જાણી લેવી જોઇએ. કારણ કે જ્યારે વિકારો ઓછા થાય ત્યારેજ સહેલાઇથી ધર્મ પાળી શકાય છે; જ્યારે વિકારો ઓછા થાય ત્યારેજ આપણામાં ખરું બળ આવે છે; જ્યારે વિકારો ઓછા થાય ત્યારેજ નવી જિંદગી મળે છે અને જ્યારે વિકારો ઓછા થાય ત્યારેજ આ સંસારમાં સ્વર્ગ ભોગવી શકાય છે તથા મૂઆ પછી મોક્ષનાં સુખો ભોગવી શકાય છે. માટે જેમ બને તેમ સૌ હરિજનોએ ઇન્દ્રિયોના વિકારોને રોકવાની કૂંચીઓ શીખી લેવી જોઇએ.

બંધુઓ ! વિકારોને અટકાવવાને જુદી જુદી ઘણી કૂંચીઓ છે. કારણ કે જુદાં જુદાં માણસોને તેઓની પ્રકૃતિ પ્રમાણે જુદી જુદી જાતની કૂંચી લાગુ પડે છે. એટલે જેને જે જાતની કૂંચી લાગુ પડે તેણે તે જાતના ઉપાયો અજમાવવા જોઇએ. જેમકે, કોઇ માણસ પ્રભુપ્રેમના બળને લીધે પોતાના વિકારોને રોકી શકે છે, કોઇ માણસ યોગના બળથી પોતાના વિકારોને રોકી શકે છે, કોઇ માણસ તપના બળથી પોતાના વિકારોને રોકી શકે છે, કોઈ માણસ સત્સંગના બળથી પોતાના વિકારોને રોકી શકે છે, કોઈ માણસ દાનના બળથી પોતાના વિકારોને રોકી શકે છે, કોઇ માણસ ત્યાગના બળથી પોતાના વિકારોને રોકી શકે છે, કોઇ માણસ સદ્ગુરુના બળથી પોતાના વિકારોને રોકી શકે છે, કોઈ માણસ જપના બળથી પોતાના વિકારોને રોકી શકે છે અને કોઈ માણસ ધ્યાનના બળથી પોતાના વિકારોને રોકી શકે છે. આવી રીતે સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા, ક્ષમા વગેરે ઘણાયે દૈવીગુણોની મદદથી વિકારોને રોકી શકાય છે અને જ્યારે એ પ્રમાણે વિકારોને રોકી શકાય ત્યારેજ ખરો ધર્મ પાળી શકાય છે અને ત્યારેજ પ્રભુ રાજી થાય છે. માટે હે હરિજનો ! અમારી તમને એજ ભલામણ છે કે, માનસિક વિકારોનાં એંજિનોને દોડાવી દેવાં એમાં કાંઈ બહુ મોટી વાત નથી, પણ એ દોડતાં એંજિનોને અટકાવવાની ચાવી શીખી લેવી ને જરૂર પડે ત્યારે તેનો ઉપયોગ કરવો, એજ મોટી વાત છે. માટે જેમ બને તેમ વિકારોને અટકાવવાની ચાવી મેળવજો–વિકારોને અટકાવવાની ચાવી મેળવજો એજ અમારી વિનતિ છે.

## ૫૯—આળસુ જૂના ભક્તો કરતાં ઉત્સાહી નવા ભક્તો પ્રભુના રસ્તામાં બહુ જલદીથી આગળ વધી જાય છે

કેટલાક ભગતો ઘણી બાબતોમાં ભગત જેવાજ હોય છે, પણ તેમ છતાં તેઓ કાંઇક આળસુ હોય છે અગર ઠંડાગાર હોય છે, તેથી તેઓ જે મુકામે પહોંચેલા હોય ત્યાંના ત્યાંજ પડ્યા રહે છે, પણ એ પછી બહુ જોરથી તેઓ આગળ વધી શકતા નથી.

એવા ઘણા ભગતો હોય છે કે, જેઓ ઘણાં વરસો થયાં એની એ દશામાં પડેલા હોય છે. દસ વરસ ઉપર તેઓના જેવા હાલ હોય તેવાજ હાલ હમણાં પણ તેઓમાં દેખાય છે. એવા એ ને એ ઠેકાણે પડ્યા રહેનારા ભગતોથી કાંઇ શુક્રવાર વળતો નથી અને એવા ઉત્સાહ વગરના ભગતો ઉપર કાંઇ ભગવાન રાજી રહેતા નથી. પણ યાદ રાખજો કે, ભગવાનને તો નવા જીવનવાળા ભગતો ગમે છે; ભગવાનને તો ભક્તિની શરતમાં દોડનારા ભગતો ગમે છે; ભગવાનને તો નવા ઉત્સાહવાળા ભગતો ગમે છે; ભગવાનને તો અંતરના તરફડાટવાળા ભગતો ગમે છે; ભગવાનને તો માયાના મોહ વિનાના ભગતો ગમે છે અને ભગવાનને તો ક્ષણે ક્ષણે નવો નવો આનંદ મેળવનારા અને ક્ષણે ક્ષણે કલ્યાણના રસ્તામાં આગળ વધનારા ભગતો ગમે છે. આ વાત બરાબર રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ—

કોઇ માણસને ઘણા દીકરાઓ હોય તેમાં કોઇ દીકરો એવો હોય કે, તે કદમાં વધે નહિ, જ્ઞાનમાં વધે નહિ અને બીજી ઘણી બાબતોમાં આગળ વધે નહિ; પણ જેવો હોય તેવો નાનો, ઠીંગણો અને ઢીલોપોચો તથા રોગી જેવો રહે, તો એવા દીકરાથી કાંઇ બાપને આનંદ થાય નહિ. ભલે એ દીકરો મોટી ઉંમરનો હોય અને બીજાઓ એથી નાની ઉંમરના હોય પણ નાચતા હોય, કૂદતા હોય, નવું નવું જ્ઞાન મેળવતા હોય અને બાપાના હુકમો પ્રમાણે ચાલતા હોય તો એ મોટા છોકરા કરતાં પણ નાના છોકરાઓ બાપને વધારે ગમે છે. તેમજ યાદ રાખજો કે, જૂના ઢીલા ભગતો કરતાં ઉત્સાહી નવા ભગતો બહુ આગળ વધી જાય છે. તેથી એમ બને છે કે, ચાલીસ વરસ થયાં જે ભગતો ભક્તિ કરતા હોય તેના કરતાં વરસ બે વરસની ભક્તિવાળા વખતે આગળ નીકળી જાય છે અને ચાલીસ વરસની ભક્તિથી પણ જે કામ ન

બની શકતાં હોય તે કામ એક વરસની ભક્તિમાં બની જાય છે. કારણ કે ભક્તિની અંદર મુદત સામે જોવાનું નથી પણ અંદરના તરફડાટ સામે જોવાય છે, હૃદયની સરલતા સામે જોવાય છે, ભક્તિનાં તત્ત્વો પકડવાની ગ્રહણશક્તિ સામે જોવાય છે, હૃદયની વિશાળતા સામે જોવાય છે, અંતઃકરણની શુદ્ધતા સામે જોવાય છે અને માનસિક લડાઇ તથા પ્રભુપ્રેમની સામે જોવાય છે, કાંઈ મુદતની સામે જોવાતું નથી. આમ હોવાથી ઢીલાપોચા જૂના ભગતો કરતાં સાચા તરફડાટવાળા નવા ભગતો ભક્તિમાર્ગમાં આગળ વધી જાય છે અને પ્રભુના માનીતા થઈ જાય છે. માટે બંધુઓ, વરસોની સામે જોયા કરશો મા અને એ ઉપરથીજ ભગતોની કિંમત કરશો મા, પણ કેટલા જોરથી તે ચાલે છે અને કેવા માર્ગમાં તે ચાલે છે એજ જોજો. એટલે તમે સાચી પરીક્ષા કરી શકશો અને ભગતોને ઇન્સાફ આપી શકશો તથા તેઓની મદદમાં રહી શકશો અને ઢીલાપોચા ભગતો તથા નવા જીવનવાળા ભગતો વચ્ચેનો ભેદ પારખી શકશો. તેથી બેહદ ફાયદો થશે. માટે જાગૃતિવાળા ભગત થાઓ, જાગૃતિવાળા ભગત થાઓ અને પછવાડેથી ભક્તિમાં લાગ્યા છતાં પણ આગળ નીકળી જાઓ, એજ અમારો આશીર્વાદ છે.

આપણા ગામના ઝાંપે ઘણાં વર્ષનું જૂનું ને બહુ મોટું વડનું ઝાડ હોય અને એ પછી ઘણાં વર્ષો બાદ ત્યાં આફૂસ કેરીનું ઝાડ ઊગ્યું હોય, એ ઝાડમાં બહુ મીઠાં અને કીમતી ફળ થતાં હોય ને તેથી એ આંબાના ધણીને વડલાના ધણી કરતાં વધારે લાભ મળતો હોય તો એ વડલો બહુ મોટો છે અને જૂનો છે એટલાજ માટે તે કાંઇ આંબાથી વધારે કીમતી ગણાય નહિ; તેમજ કોઈ ભગત જૂનો હોય પણ તે એટલામાં ને એટલામાં રહી ગયો હોય અને કોઇ નવો ભગત ભક્તિમાં બહુ આગળ વધી ગયો હોય તો એ જૂનો ભગત પાછળ રહી જાય છે અને નવો ભગત આગળ નીકળી જાય છે. માટે નવા કે જૂના સામેજ જોયા કરવામાં રહી જવું નહિ પણ ભક્તિ કોનામાં વધારે છે, તે સામેજ જોવું જોઇએ અને જેનામાં જેટલી લાયકાત હોય તેટલું માન આપવું જોઇએ.

દોહરો

સાહેબ કે દરબાર મેં, સાચે કો શિરપાવ,
જૂઠ તમાચા ખાયગા, કયા રંક કયા રાવ.

## ૬૦–સંગ બદલાય એટલે બધુંયે બદલાઈ જાય છે

શાસ્ત્રોમાં એમ કહેલું છે કે, ધર્મની ઘણી ક્રિયાઓ છે પણ તે સૌ ક્રિયાઓ કરતાં સત્સંગ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે. માટે ધર્મની બધી ક્રિયાઓમાં સત્સંગનો નંબર પહેલો છે અને બીજી બધી ક્રિયાઓના નંબર તેથી ઊતરતા છે. સત્સંગમાં એટલું બધું બળ છે તેનું કારણ શું એ સમજાવવા માટે એક સંત એમ કહેતા હતા કેઃ–

સત્સંગથી મોટામાં મોટો લાભ એ થાય છે કે, સંગ બદલાઈ જાય છે તેથી દરેક બાબતનાં ચક્કરો ફરી જાય છે.

એક વ્યાવહારિક માણસ હતો. તેના બધા સોબતીઓ પણ તેના જેવાજ હતા. તેથી જ્યારે તે પોતાના સોબતીઓને મળતો ત્યારે કોઈ તેને એમ પૂછતો કે, ધંધારોજગાર કેવાક ચાલે છે? અમે તો હમણાં બેઠાબેઠ છીએ. ત્યારે તે પણ સામે એમ કહેતો કે, અમારું પણ એમજ છે. આ સાલ બહુ મંદી ચાલે છે ને નાણાંભીડ પણ બહુ છે. બીજું કોઈ ઓળખાણવાળું મળે ત્યારે તે કહે કે, ભાડાં બહુ વધી ગયાં, આજે દસ ઠેકાણે ફરી આવ્યો પણ ક્યાંય સસ્તા ભાડાની જગ્યા મળતી નથી. ત્યારે આ ભાઈસાહેબ તેને કહે છે કે, હું પણ ત્રણ મહિના થયા જગ્યા ગોતું છું, પણ હજી મનમાનતી જગ્યા મળતી નથી; ક્યાંક જગ્યા સારી હોય તો ભાડું આકરું, ભાડું સસ્તું હોય તો પાડોશ ખરાબ, કોઇ ઠેકાણે નીચી જગ્યા મળે તો ગટરોની દુર્ગંધીનું દુઃખ અને ત્રીજે–ચોથે માળે જગ્યા લેવામાં બાયડીઓ રાજી નહિ! એના ટાંટિયા ચાલે નહિ, એ રોજની માંદીઓ, એની જિંદગી મંદવાડમાંજ જાય, એટલે મને પણ હજી જગ્યા મળી નથી, તેથી એ અંધારી ઓરડીમાંજ ગુજારો કરીએ છીએ. એ પછી ત્રીજો મિત્ર મળ્યો. તેણે કહ્યું કે, દેશના કાંઈ કાગળપત્રો છે? અમારે તો મારા કાકાની જુવાન દીકરી ક્ષયમાં મરી ગઇ તે ખબર કાલે આવી છે ને વળી લખે છે કે, ગામમાં ઊંદરો પડે છે, માટે જગ્યા બદલવી જોઇશે! ઉપાધિ કાંઇ થોડી છે? આપણને ગરીબ માણસને બધુંયે ભારે પડે. આજના વખતમાં જગ્યા પણ કાંઇ ઘડીકમાં મળે છે? એ સાંભળીને આ ભાઇએ જવાબ દીધો કે, અમારો પણ પરમ દહાડે દેશમાંથી કાગળ હતો. તેમાં લખે છે કે, ફોઇનો દીકરો બહુ બીમાર છે ને દાક્તર કહે છે કે, એ કેસ જોખમ-

ભરેલો છે. વહુને હજી તેરમું વરસ ચાલે છે. ગઈ સાલજ લગ્ન થયાં છે. એ મારી માસીની દીકરી થાય. એ બિચારીનું શું થશે? એ માટે મારો તો હમણુંથીજ જીવ બળ્યા કરે છે. એ પછી દુકાને બેઠા હતા ત્યાં બાજુની દુકાનવાળાએ કહ્યું કે, લો આ પેંડા ખાઓ. મારા કાકુની આજે સગાઇ થઇ તેની ખુશાલીમાં પેંડા મંગાવ્યા છે. હવે તમારી દીકરીનું વેવિશાળ ક્યારે કરો છો? મોતી પણ હવે મોટી થઈ છે હો! એને માટે સારો વર ગોતજો. જ્યાં ત્યાં નાખી દેશો મા. એ સાંભળીને આ વ્યવહારચતુરે કહ્યું કે, એ કાંઇ આપણા હાથમાં છે? જેમ નસીબમાં હશે તેમ થશે. મારી તો ઘણી મરજી છે કે, જરાક વધારે છૂટ લઇને લાયક છોકરાને આપવી, પણ એની મા કાંઇ માને તેમ છે? એને મોટા કુળનો મોહ બહુ જબરો છે અને કુળવાન વર બહુ નાની ઉંમરમાંજ ઝડપાઇ જાય છે, એટલે તે કાંઈ સહેલાઈથી મળતા નથી. બને તે ખરું, હમણાં તો ત્રણચાર માગાં છે પણ ક્યાંય મન માનતું નથી. કારણ કે એકની ઉંમર બહુ મોટી છે. એક હોશિયાર છે પણ સાવ ગરીબ છે. એક પૈસાવાળો પણ છે ને હોશિયાર પણ છે, પણ તેની મા-બહેન બહુ સખત કહેવાય છે. તેની બે બાયડીઓને દુઃખ દઇ દઇને મારી નાખી એમ નાતમાં વાતો થાય છે. એટલે ત્યાં પણ દેવાનું મન થતું નથી અને ચોથું માગું છે, તેમાં પણ કજોડું થાય તેમ છે; વરની ઉંમર જરા નાની છે, પાંચ-છ વરસ મોટી ઉંમરનો વર હોય તો ઠીક. મને હવે મારી મોતીના વેવિશાળ માટે બહુ ફિકર થયા કરે છે ને તેની મા પણ એ માટે ઉતાવળ કર્યા કરે છે, પણ હજી કાંઇ પાટો ગોઠતો નથી. એ પછી બીજો એક જણ ત્યાંથી ઘીનો નમૂનો લઇને નીકળ્યો, તેને પૂછ્યું કે, કેમ, શું લીધું? ત્યારે તેણે કહ્યું કે, અમારા શેઠને બતાવવા માટે આ ઘીનો નમૂનો લઈ જાઉં છું, ઘીમાં હવે બહુ દગા થઈ ગયા છે; જ્યાં જુઓ ત્યાં ચરબીના ભેળવાળુંજ ઘી મળે છે. ત્યારે આણે કહ્યું કે, હું પરમ દહાડે ઘી લઇ આવ્યો તે એવું ખરાબ નીકળ્યું કે મોઢામાં ઘલાતું નથી ને મારી બાયડી, જ્યારે જમવા બેસું ત્યારે રોજ એ ઘી માટે કકળાટ કરે છે પણ કરીએ શું? ઘીના ભાવની કાંઇ ખબર છે? બેત્રણ રૂપિયા ફેરનો માલ લેવા જઇએ એટલે જરા હલકો માલ મળેજ. પચીસ રૂપિયામાં ગુજારો કરવો ને મુંબઇ જેવા શહેરમાં રહેવું એ તે કેમ ચાલે? પણ

બાયડીઓને કાંઇ એટલી અક્કલ હોય છે? એમને તો "ગાડલે આવે ને સૂંડલે ઊતરે!"

બંધુઓ! જ્યાં સુધી એ માણસ વ્યાવહારિક મોહવાદી લોકોની વચ્ચે રહેતો હતો ત્યાં સુધી દરરોજ આવીજ વાતો થયા કરતી હતી ને એવાજ વિચારો તેના મગજમાં ઘોળાયા કરતા હતા. કારણ કે એવો સંગ હતો એટલે એમ થતું હતું. એ પછી એક માણસ એક સંતની સોબતમાં આવ્યો. વાત એમ બની કે, તેના શેઠને ત્યાં એક મહાત્મા પધારેલા હતા. એ મહાત્માનું કામકાજ કરવા માટે ને તેની ખાતરબરદાસ રાખવા માટે તેના શેઠે તેને મહાત્માની સેવામાં રાખ્યો. એ મહાત્મા ત્યાં બે મહિના રહ્યા; એટલા વખતમાં તે માણસ ઉપર મહાત્માની બહુ સારી અસર થઇ અને મહાત્માના શિષ્યોમાંથી ઘણા જણની તેને ઓળખાણ થઇ ગઇ. એ પછી એ મહાત્માના શિષ્યમંડળનો જે સત્સંગ ચાલતો હતો તેમાં તે જવા લાગ્યો અને ત્યાં સત્સંગી મિત્રો પાસેથી નવી નવી વાતો સંભળાવા લાગી.

એક દિવસ એક સત્સંગી મિત્ર મળ્યો. તેણે કહ્યું કે, આજે મહાત્માશ્રીનો કાગળ છે. તેમાં લખે છે કે, સત્સંગમાં ઢીલા પડશો મા. તમારું પણ તેમાં નામ લખ્યું છે ને ભલામણ લખી છે કે, શુભ કામ કરવામાં મોળા પડશો મા. ત્યારે તેમણે કહ્યું કે, મેં પણ મહારાજને કાગળ લખ્યો છે ને પુછાવ્યું છે કે, આ ચોમાસામાં મારે શું વ્રત લેવું તે જણાવવા કૃપા કરશોજી. એનો જવાબ હજી આવ્યો નથી. ત્યારે પેલાએ કહ્યું કે, મારે પણ આ વરસ ચાર મહિના કાંઇક નિયમ લેવા વિચાર છે, માટે તમારી ઉપર પત્ર આવે તે મને વંચાવજો. એ પછી બીજો એક મિત્ર મળ્યો. તેણે કહ્યું કે, મારે ત્યાં એક પંજાબી સાધુ આવેલા છે તે યોગવાસિષ્ઠ વાંચે છે, ત્યાં બને તો પધારજો, કથા બહુ સારી થાય છે. ત્રીજા એક સત્સંગી મંદિરમાં મળી ગયા; તેમણે કહ્યું કે, જો તમને માળાની જરૂર હોય તો મારે ત્યાંથી લઇ જજો, કાલે માળાનું પારસલ હરદ્વારથી આવ્યું છે. તેમાં રુદ્રાક્ષની માળા બહુ સારી છે. ચોથો એક મિત્ર મારકીટમાં શાકભાજી લેવા ટાણે મળી ગયો. તેણે કહ્યું કે, પૂર્ણિમાને દિવસે હું ગુરુ મહાત્માશ્રીનાં દર્શન માટે જવાનો છું, માટે જો તમારો વિચાર થાય તો કહેજો; સાથે સાથે મજા પડે. ગુરુજી હમણાં કાશીમાં બિરાજે છે, એટલે કાશીની જાત્રા થઇ જાય.

ત્યારે તેણે કહ્યું કે, મારી પણ ઇચ્છા તો છે. ઘણું કરીને આવીશ. એ પછી નાતમાં જમવા ગયા હતા ત્યાં એ મંડળવાળો એક ગૃહસ્થ મળી ગયો. તેણે કહ્યું કે, આપણા મંડળ તરફથી એક રાત્રિશાળા ખોલવી છે. એ માટે થોડાક મિત્રો તજવીજ કરીએ છીએ, તેમાં ઓનરરી સેક્રેટરી જોઇએ છે. તમે એ કામ કરી શકશો ? અમે તો પૈસા આપી છૂટીએ, અમારાથી કાંઇ એવી રોજની ઉપાધિ બને નહિ. એ તો તમારા જેવા મહેનતુ માણસનું કામ. ત્યારે તેણે ખુશી થઇને એ કામ કરવાની હા પાડી. એ પછી એ મંડળના બીજા એક મિત્રની ચિઠ્ઠી આવી કે, આજે મારે ત્યાં મારી વરસગાંઠની ખુશાલીમાં હરિકથા છે, માટે પધારશો, તેથી ત્યાં ગયા. આવી રીતે સંગ બદલાઇ જવાથી સંજોગો બદલાવા માંડ્યા, વાતચીત બદલાવા માંડી, જવા-આવવાનાં ઠેકાણાં બદલાવા માંડ્યાં અને બીજે પણ ઘણી બાબતોમાં ઘણો ફેરફાર થવા લાગ્યો અને આ બધાનું મુખ્ય કારણ એજ કે, સંગ બદલાવાથી બીજાં બધાં ચક્કરો બદલાવા લાગ્યાં. માટે હે હરિજનો! તમને વારંવાર જે ભલામણ કરવાની છે તે એજ છે કે, સંગ બદલી નાખો અને સત્સંગમાં લાગ્યા રહો. એટલે તમે વ્યાવહારિક સુખોમાં પણ આગળ વધી શકશો, ધર્મમાં પણ આગળ વધી શકશો અને સત્ય જ્ઞાનમાં પણ આગળ વધી શકશો. એટલુંજ નહિ પણ સંગના બળથી એ બધાં કામો બહુજ સહેલાઇથી ને પોતાની મેળે મેળે થવા લાગશે. માટે સત્સંગમાં મચ્યા રહેજો-સત્સંગમાં મચ્યા રહેજો.

એ માટે મહાત્મા તુલસીદાસજી કહે છે કે:-

દોહરા

બીન સતસંગ ન હરિકથા, તા બીન મોહ ન જાત;
મોહ ગયે બીન રામપદ, હોય ન દ્રઢ અનુરાગ.
સર્વ સ્વર્ગ અપવર્ગ સુખ, ધરી તુલા એક સંગ;
તુલે ન તાહી સકલ મિલી, જો સુખ લવ સતસંગ.
એક ઘડી આધી ઘડી, આધી મેં પુનિ આધ;
તુલસી સંગત સાધુ કી, કટે કોટિ અપરાધ.



## ૬૧–ઇશ્વરકૃપા વિના જીવથી મોક્ષ મેળવી શકાય નહિ

કોઇ નાનો છોકરો ઝાડ ઉપરનું ફળ તોડીને ખાઇ લેવા ચાહે પણ તે ઠીંગણો હોવાને લીધે ફળ લઈ શકે નહિ, પણ જ્યારે તેનો બાપ તેડીને ઊંચો કરે ત્યારેજ તે ફળ લઇ શકે છે; તેમજ મનુષ્ય પણ કાંઈ પોતાના પુરુષાર્થથી મોક્ષ મેળવી શકે નહિ, પણ ઈશ્વર જ્યારે તેની ઉપર કૃપા કરે ત્યારેજ તે મોક્ષ મેળવી શકે છે.

દૂરની ચીજને જેમ આપણે સાદી આંખે દેખી શકતા નથી, પણ દૂરબીનથી તે જેમ સાફ દેખી શકાય છે, તેમ પ્રભુકૃપા વિના આપણે કાંઇ પણ કરી શકતા નથી. પ્રભુકૃપાથીજ બધું થાય છે.

અંધારામાં રહેલો માણુસ જેમ અજવાળાની મદદ વિના કાંઇ પણ દેખી શકે નહિ, તેમજ પ્રભુકૃપા વિના આપણે કાંઇ પણ કરી શકીએ નહિ, ત્યારે મોક્ષ તો ક્યાંથીજ મેળવી શકીએ ? માટે આપણને દર પળે પ્રભુકૃપાની જરૂર છે.

બીમાર અશક્ત માણુસ જેમ બીજાની મદદ વિના ઊઠીબેસી શકે નહિ, તેમજ પ્રભુકૃપા વિના એકલા જીવથી પણ કાંઇ થઇ શકે નહિ.

જીવ વિનાનો દેહ જેમ મુડદું કહેવાય છે ને એ મુડદાથી જેમ કાંઈ થઇ શકે નહિ, પણ જો તેમાં જીવ હોય તોજ બધું થઇ શકે; તેમજ પ્રભુકૃપા વિના પણ કાંઇ થઈ શકે નહિ; કારણ કે પ્રભુકૃપા વિના આપણે તો ખાલી શબ જેવાજ છીએ. માટે આપણને દરેક પળે પ્રભુકૃપાની જરૂર છે.

કોઇ પણ લશ્કરની ટુકડી જ્યારે લડાઇમાં ફતેહ કરી આવે છે, ત્યારે તેનું માન તે લશ્કરને ચલાવનારા કમાન્ડરને મળે છે; તેમજ આપણે પણ જે જે રૂડાં કામો કરીએ છીએ તેનું માન મહાન ઈશ્વરનેજ ઘટે છે.

આપણે જાણીએ છીએ કે, ફળફૂલનાં ઝાડો જમીન ઉપર ઊગે છે, પણ જો સૂરજની મદદ તેઓને ન હોય તો એકલી જમીનથી કાંઇ ફળફૂલ થઇ શકે નહિ; તેમજ આપણે જે કાંઇ સારાં કામો કરીએ છીએ તે સર્વ ઈશ્વરકૃપાથીજ થાય છે. માટે તેનું માન ખાસ પ્રભુનેજ આપવું જોઇએ.

લખવા માટે આપણી પાસે ગમે તેવી સારી કલમ હોય પણ જો

સાહી ન હોય તો એકલી કલમથી કાંઈ લખી શકાય નહિ, તેમજ પ્રભુકૃપા વિના આપણા એકલા પુરુષાર્થથી પણ કાંઇ વળે નહિ.

ખેડૂતો બહુ મહેનત કરીને ખેતરો ખેડીને બીજ વાવે છે, પણ માત્ર પોતાની મહેનત ઉપરજ ભરોસો રાખી શકતા નથી, તેથી અંતે ઊંચા હાથ જોડીને દીનતાપૂર્વક કહે છે કે, હે પ્રભુ! અમે તો બધું જોઇ ચૂકયા છીએ. હવે તો તું કૃપા કરે તો કામ થાય.

દોહરા

દોડે કોસ હજાર લગ, ઔર બસે લક્ષ્મી પાસ;
બીન દીને રઘુનાથ કે, મિલે ન તુલસીદાસ.
તુલસી તુલસી કા કહો, તુલસી બન કા ઘાસ;
કૃપા ભઇ રઘુનાથ કી, તો હો ગયે તુલસીદાસ.

પદ

કૃપા વિના પ્રભુજી, કેમ કાર્ય સરે રે;
કેમ કાર્ય સરે રે, કેમ કાર્ય સરે રે—કૃપા૦
અવલંબન આધાર તમારો (૨)
તમ વિના અમારાં કષ્ટ કોણ હરે રે-કષ્ટ—કૃપા૦
જગતતણું રક્ષણ કરવાને (૨)
પ્રભુ પ્રતિજ્ઞા તમારી, કદી નવ ફરે રે-કદી—કૃપા૦
શરણ તમારું ગ્રહણ કીધું છે (૨)
ભવસિંધુ થકી તે તો સત્ય તરે રે-તે તો-કૃપા૦

## ૬૨-પ્રભુકૃપાની સાથે આપણા પુરુષાર્થની પણ જરૂર છે

ઉપર મુજબ દરેક બાબતમાં પ્રભુકૃપાનીજ બલિહારી છે, છતાં પણ આપણી તરફથી પણ કાંઈક કરવાની જરૂર છે અને તે એજ કે:—

જમીન તૈયાર હોય પણ જો વરસાદ ન હોય તો કાંઇ ફળ થાય નહિ, તેમજ વરસાદ જોઇએ એટલો હોય પણ જો જમીન સારી ન હોય તોપણ કાંઇ થઇ શકે નહિ; તેવીજ રીતે પ્રભુની કૃપાની સાથે આપણા પુરુષાર્થ વિના પણ કાંઈ થઇ શકે નહિ અને ઈશ્વરની કૃપા વિના એકલા પુરુષાર્થથી પણ કાંઈ થઇ શકે નહિ. એ બન્ને સાથે હોય તોજ કામ થઇ શકે. તેને માટે કહ્યું છે કે:—

દોહરો

મળવાની પણ નવ મળે, વણ ઉદ્યોગે વસ્ત;
તરી તીર પામે નહિ, જો ન હલાવે હસ્ત.

(ક. દ. ડા.)

સ્કૂલમાં અભ્યાસ કરનાર છોકરાઓને પોતાને મહેનત કરવી પડે છે, તેમજ તેને માસ્તરની મદદની પણ જરૂર પડે છે. પોતે મહેનત ન કરે તો એકલા માસ્તરની મદદથી કાંઇ શીખી શકે નહિ, તેમજ પોતાની મહેનત ઘણી હોય પણ જો માસ્તરની મદદ ન હોય તોપણ કાંઇ સારું ફળ મળી શકે નહિ; તેમજ આપણા દરેક કામમાં આપણા પુરુષાર્થ તથા ભગવદ્દકૃપાની જરૂર છે. ટૂંકામાં એટલુંજ કે, જેમ બે પાંખ વિના પક્ષી ઊડી શકે નહિ અને જેમ બે પૈડાં વિના ગાડું ચાલી શકે નહિ, તેમજ કોઈ માણુસ પ્રભુકૃપા તથા પોતાના પુરુષાર્થ વિના કોઈપણ કામમાં જય મેળવી શકે નહિ. માટે દરેક માણુસને દરેક કામમાં પ્રભુકૃપા તથા પુરુષાર્થની જરૂર છે. કારણ કે એ બન્ને સાથે હોય ત્યારેજ બધાં કામો રૂડી રીતે થઇ શકે છે. તે ઉપરથી એક કવિએ કહ્યું છે કેઃ—

દોહરો

બે જણ નીમ્યા હોય ત્યાં, એકે સરે ન અર્થ;
બે કમાડને બારણે, વાસ્યું એક તે વ્યર્થ.

(ક. દ. ડા.)

બે બારણાનું કમાડ હોય તેમાં એકને તાળું દેવાથી કાંઇ ચાલે નહિ, તેમજ ભગવદ્દકૃપા વિના એકલા પુરુષાર્થથી કાંઇ વળે નહિ.

જો કે પુરુષાર્થ વિના કાંઇ વળે નહિ એ સાચી વાત છે, તોપણ ભગવદ્દકૃપા એ મોટી વાત છે. માટેજ તેની ઉપર હરિજનોએ ખાસ ધ્યાન આપવું જોઇએ. કારણ કે એક દુકાનમાં જેમ બે ભાગિયા હોય, તેમાં એકના પૈસા હોય અને બીજાની મહેનત હોય તો તે દુકાનમાં પૈસા ધીરનાર મોટા ભાગિયાનું નામ ચાલે છે, તેમજ આપણો પુરુષાર્થ એ તો મહેનત કરનાર નાનો ભાગિયો છે અને પ્રભુકૃપા એ તો સાચું નાણું આપનાર મોટો ભાગિયો છે. એટલે આપણે જે કાંઈ રૂડાં કામો કરીએ તે પ્રભુકૃપાથીજ પાર પડે છે. માટે તે કામોની અંદર જે કાંઈ માન મળે તે સર્વ માન ઈશ્વરનેજ ઘટે છે, એમ સમજીને આપણાં રૂડાં કામોનું બધું માન ઈશ્વરનેજ આપતાં આપણે શીખવું જોઇએ, એ સૌ હરિજનોનો ધર્મ છે.

ઈશ્વરકૃપા વિષે

હરિકરુણા બીન જગત મેં, પૂરી પરે ન આસ;
મૃગ સરિતા પય પી કરિ, ગઇ કોન કી પ્યાસ.
દોડે કોશ હજાર લગ, બસે લક્ષ્મી પાસ;
બીન દીને રઘુનાથ કે, મિલે ન તુલસીદાસ.
તુલસી તુલસી સબ કહે, તુલસી બન કે ઘાસ;
કૃપા ભઇ રઘુનાથ કી, હો ગયે તુલસીદાસ.

પ્રભુની સહાયતા વિનાના મોટા મનસૂબા એ ધુમાડાના બાચકા જેવા જાણજો.

જેને ઈશ્વરની સહાય હોય તેનો કોઇ પણ વાંકો વાળ કરી શકે નહિ.

---

## ૬૩–સંસારીઓ અને ભક્તોના ભેદ–કોઇકને મળતું માન ગધેડાંઓ પોતાની ઉપર લઇને ફરે છે

સિંધ દેશમાં ગધેડાં ઉપર બેસવાનો રિવાજ છે તેથી મોટા મોટા અમીરલોકો પણ ગધેડાં ઉપર બેસે છે અને કેટલાક ભગતો પણ ગધેડાં ઉપર સવારી કરે છે. એક વખત એમ બન્યું કે, કોઇ ભગત પોતાના ઠાકોરજીને તથા પોતાના ધર્મપુસ્તકને ગધેડા ઉપર મૂકીને મુસાફરી કરતો હતો. એ સિંધી ભગત બહુ જાણીતા હતા એટલે રસ્તામાં જે જે માણસો મળે તે તે સૌ લોકો ગધેડાં ઉપર બેસાડેલા ઠાકોરજીને પગે લાગતા હતા. તેથી એ ગધેડો એમ સમજતો હતો કે, આ બધા લોકો મને માન આપે છે અને મને પગે લાગે છે. એમ સમજીને તે ગધેડો એ વખતે ઊભો રહી જતો હતો. એ પછી એક વખત તે ભગતે ગધેડાને માર્યો ને કહ્યું કે, મૂર્ખ ! રસ્તામાં ચાલતાં ચાલતાં ઊભો કેમ રહી જાય છે ? ત્યારે તે ગધેડાએ કહ્યું કે, માન મળે છે તે મૂકીને હું આગળ ચાલ્યો જાઉં ? ત્યારે તે ભગતે કહ્યું કે, અરે મૂર્ખા ! એ માન કાંઈ તને મળતું નથી, પણ તારી ઉપર જે શાસ્ત્રો છે અને તારી ઉપર જે ભગવાનની મૂર્તિ છે, તેને એ માન મળે છે.

આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ એમ સમજાવતા હતા કે, જે મોહવાદી સાંસારિક લોકો છે તેઓ પેલા ગધેડાની પેઠે કોઈકને મળતું માન પોતાની ઉપર લઇ પડે છે અને

વગરમફતના પોતે મનમાં ફુલાયા કરે છે. જેમકે, કોઇકની ગાડીમાં બેઠા હોય ને પોતે મોટાઇ માન્યા કરે છે, કોઇકના લગનમાં ગયા હોય ને પોતે આગળ આગળ થયા કરે છે, કોઇક પાસ થયો હોય ને પોતે ફુલાયા કરે છે, કોઇકને માન મળતું હોય તે પોતે પોતાની ઉપર ઓઢી લે છે. આવી રીતે મોહવાદી લોકો બધી વાતમાં પોતાનો કક્કો ખરો કર્યા કરે છે અને જેમાં પોતાને કાંઈ લાગતુંવળગતું ન હોય તેવી બાબત પણ પોતાને માથે ઓઢી લે છે. પણ એને બદલે ભગતો શું કરે છે એ તમે જાણો છો ? એ માટે સંતો એમ કહે છે કેઃ–

ભગતોને જ્યારે માન લેવાના પ્રસંગો આવી પડે ત્યારે તેઓ પોતે એ માન પોતાની ઉપર લેતા નથી, પણ તેઓ પોતાનું માન પોતાના ભગવાનને સોંપી દે છે અને કહે છે કે, જે છે તે પ્રભુનું છે, અમારું કાંઇ પણ નથી. જો તમે અમારાં દાનનાં વખાણ કરતા હો તો દાન દેવા માટે જે ધન છે તે પ્રભુનું આપેલું છે; જો તમે અમારા ગુણનાં વખાણ કરતા હોતો ગુણનો દાતા પણ ભગવાન છે; જો તમે અમારી બુદ્ધિનાં વખાણ કરતા હો તો બુદ્ધિનો દાતા પણ ભગવાન છે; જો તમે અમને મળતાં માનથી રાજી થતા હો તો એ માન અપાવનાર પણ ભગવાન છે; જો તમે અમારી વાણીથી રાજી થતા હો તો એ વાણીનો દાતા પણ ભગવાન છે; જો તમે અમારાં કામોથી રાજી થતા હો તો એ સત્કર્મોનો કરાવનાર પણ ભગવાન છે; જો તમે અમારી સેવાને વખાણતા હો, અમારા સ્વભાવને વખાણતા હો, અમારા શરીરની તંદુરસ્તીને કે ખૂબસૂરતીને વખાણતા હો, કે અમારી ભક્તિને વખાણતા હો તો એ બધું કરાવનારો ભગવાન છે; એમાં અમારું કાંઈ પણ નથી. માટે ભાઈઓ, અમારાં વખાણ કરો મા, પણ જેણે એ બધું આપવાની કૃપા કરેલી છે તે ભગવાનનાં વખાણ કરો. આમ કહીનેજ તેઓ બેસી રહે છે એમ કાંઇ નથી, પણ એ વખતે તેઓ પ્રભુનો ઉપકાર માને છે અને જ્યારે જ્યારે તેઓને જગતના લોકો તરફથી કે પ્રભુ તરફથી મોટાઇ મળે ત્યારે ત્યારે તેઓ ઊલટા વધારે વધારે દીનતાવાળા બનતા જાય છે અને પોતાના શુદ્ધ અંતઃકરણથી એમ માનતા જાય છે. કે, આ પ્રભુનીજ દયા છે. ઓહો ! અમારો નાથ કેવો દયાળુ છે કે, તે અમારા જેવા–કંઇ હિસાબમાં નહિ તેવા માણસોને પણ આટલી બધી મોટાઇ આપે છે ? એમ

કહીને તેઓ પ્રભુના ચરણમાં પડે છે અને ઉપકારનાં આંસુથી તેમની આંખો ભરાઇ જાય છે તથા એ વખતે બહુ નમ્રતાથી તેમનું હૃદય દ્રવિભૂતથઇ જાય છે. એટલે એ સ્થિતિમાં એવા ભગતો ઊલટા વધારે આગળ વધી જાય છે અને તેઓને મળેલું માનપાન પણ તેઓને આશીર્વાદરૂપ થઇ પડે છે.

બંધુઓ ! આ ઉપરથી તમે જોઇ શકશો કે, સાંસારિક મોહવાદી લોકો જ્યારે કોઇકને મળતું માન પણ પોતાની ઉપર લઇ પડે છે અને ઊલટા અભિમાનમાં બંધાતા જાય છે, ત્યારે ભગતો પોતાને પોતાની લાયકીથી મળેલું માન પણ ભગવાનને અર્પણ કરી દે છે અને જે વખતે તેઓને માન મળે તે વખતે અભિમાનને બદલે તેઓ ઊલટા વધારે નમ્રતાવાળા બને છે. તેથી પરિણામ એ થાય છે કે, સંસારીઓ જ્યારે માનપાનથી અભિમાનના બંધનમાં બંધાય છે ત્યારે ભગતોને માનપાન ઊલટું આશીર્વાદરૂપ થઇ પડે છે. આવો ભગતોમાં અને મોહવાદી સંસારીઓમાં તફાવત છે. માટે બંધુઓ, અમારી તમને એજ ભલામણ છે કે, કોઇના લેભાગુ ભાડૂતી ઉપલક માનમાંજ રહી જાઓ મા અને એવા ખોટા માનનું અભિમાન કર્યા કરો મા, પણ સાચા ભગત બનો અને જે યોગ્ય માન તમને મળતું હોય તે પણ તમારા પ્રભુને અર્પણ કરી દો ને તમે તો તદ્દન નિર્લેપજ રહો, એજ અમારી ભલામણ છે. કારણ કે પ્રભુપ્રેમવાળા સાચા ભગતોના તો એવાજ દીનતાભરેલા વિચારો હોય છે કેઃ–

દોહરા

કયા મુખ લે બિનતી કરું, લાજ આવત હે મોય;
તુમ દેખત અવગુન કરું, કેસો ભાઉં તોય.
મેં અપરાધી જન્મ કા, નખશિર ભર્યા બિકાર;
તુમ દાતા દુઃખભંજના, મેરી કરો સંભાર.
મુજ અવગુન હે તુજ ગુન, તુજ ગુન અવગુન મુજ;
જો મેં બીસરું તુજ કો, તુમ મત બીસરો મુજ.
મોમે ગુન કછુ હય નહીં; તુમ ગુન ભરે હો ઝાઝ;
ગુન અવગુન ન બિચારીએ, બાંહ્ય ગ્રહે કી લાજ.
અગુન કીયે તો બહુ કીયે, કરતકમાં નિહાર;
ભાવે બંદા બખશીએ, ભાવે ગર્દન માર.

એટલુંજ નહિ પણ પોતાના મનમાં ઊઠતા માઠા વિચારોને

અટકાવવા માટે તેઓ આવાં પદો ગાયા કરે છે કેઃ–

પદ

અપરાધો અમારા પ્રભુ મહાઘણા રે (૨)
કૃપાસિંધુ તમે ક્ષમા કરો અપરાધ–અપરાધો૦
દોષ જોઈ નહિ રોષ કરો છો (૨)
દયાનિધિ દયામાં નથી કાંઇ મણા રે–અપરાધો૦
અભિલાષા રાખીએ તમારી (૨)
અન્ય આશ્રય નથી, પ્રભુ તુજ વિના રે–અપરાધો૦
અનુગ્રહ સ્મરી અભિવંદન કરીએ (૨)
તુજ ચરણુ પ્રત્યે, સત્‌ચિદ્‌ઘનારે–અપરાધો૦

પદ

અપરાધ ક્ષમા કરો મારો, પ્રભુ, અપરાધ ક્ષમા કરો મારો.
નિંદિત કર્મો જે મેં કીધાં (૨) તે પ્રભુ સર્વે નિવારો–પ્ર૦
શરણે રહી પ્રભુ ચરણે વંદુ (૨) ભવજળ પાર ઉતારો–પ્ર૦
દાસતણું રક્ષણુ કરવાનો (૨) છે પ્રભુ ધર્મ તમારો–પ્ર૦
કર જોડીને વિનતિ કરું છું (૨) સંકટ સર્વ નિવારો–પ્ર૦

---

## ૬૪–ધર્મ પાળવાની સહેલી કૂંચી–તું તારું પોતાનું પૃથક્કરણ કર

ઘણા માણસો એમ કહે છે કે, અમને ધર્મ પાળવો બહુ ગમે છે પણ અફસોસની વાત એ છે કે, અમે અમારા મનને રોકી શકતા નથી, તેથી ધર્મ જેવો પાળવો જોઇએ તેવો પાળી શકતા નથી, માટે સહેલાઇથી ધર્મ પાળી શકાય એવી કૂંચી મળી જાય તો કેવું સારું ? તેથી ઘણા પંડિતોને તથા ભગતોને તેઓ એ સવાલ પૂછ્યા કરે છે કે, અમારું મન વશ રહે અને સહેલાઇથી ધર્મ પાળી શકાય એવી કાંઇ યુક્તિ છે કે ? ત્યારે કોઇ કહે છે કે, સત્સંગ કરો, એટલે સત્સંગના બળથી મન વશ થઇ જશે ને ભક્તિ બન્યા કરશે. કોઇ કહે છે કે, તપ કરો, એટલે તપના બળથી મન વશ થઇ જશે. કોઇ કહે છે કે, શ્રદ્ધા રાખો, વિશ્વાસ રાખો, એટલે તમારામાં નવું બળ આવી જશે. કોઇ કહે છે કે, પ્રભુના નામનું સ્મરણુ કર્યા કરો, એટલે નામના બળથી કામ થઇ જશે, કોઇ કહે છે કે, દાન આપો, દાન આપો, દાનથી બીજાઓના આશીર્વાદ મળે

છે એટલે જલદી ભગવાન રાજી થાય છે. કોઇ કહે છે કે, પ્રભુની સેવામાં રોકાયેલા રહો, એટલે કામ થઇ જશે અને કોઇ કહે છે કે; યોગ સાધો, એટલે મન વશ થશે. આવી રીતે જુદા જુદા પંડિતો તથા જુદા જુદા ભગતો જુદી જુદી સલાહ આપે છે અને જુદો જુદો રસ્તો બતાવે છે. પણ એક અનુભવી મહાત્મા એ માટે એમ કહેતા હતા કે:—

હાલના વખતમાં રસાયણશાસ્ત્રનો જમાનો છે અને રસાયણશાસ્ત્રનું કામ એ છે કે, દરેક વસ્તુનું પૃથક્કરણ કરવું એટલે કોઇ પણ વસ્તુમાં કેટલી કેટલી જાતનાં કેટલાં કેટલાં તત્ત્વ રહેલાં છે તે શોધી કાઢવું. એમ કરવાથી અનેક નવી ચીજો બનાવી શકાય છે અને જે ચીજ હમણાં સુધી બહુ ઉપયોગી ન ગણાતી હોય તેને પણ બહુ કીમતી બનાવી શકાય છે. જેમકે, એક કોલસાનું પૃથક્કરણ કરવું હોય તો રસાયણશાસ્ત્રીઓ તેની ઉપર શોધ કરે છે અને તેમાં ઑક્સિજન, હાઇડ્રોજન, કાર્બન વગેરે કેટલી જાતના વાયુઓ રહેલા છે તે શોધે છે. તેમાં પાણીનો ભાગ કેટલો છે, સાકરનો ભાગ કેટલો છે, ક્ષાર કેટલા ટકા છે, ખટાશ કેટલા ટકા છે, નક્કર પદાર્થ કેટલા ટકા છે, એ બધી વાતની તપાસ કરે છે. એથી તેનાં મૂળતત્ત્વો સમજાય છે, તેમાં ભળેલાં બીજાં તત્ત્વો સમજાય છે, તેમાંથી નાશ પામી જાય એવાં તત્ત્વો કયાં કયાં છે અને એમાં કાયમ રહે એવાં તત્ત્વો કયાં કયાં છે, એ બધું જાણી શકાય છે. તેથી રસાયણશાસ્ત્રની મદદ વડે ઘણું કામ થાય છે અને દુનિયામાં ઊથલપાથલ કરી શકાય છે. જેમ જડ વસ્તુઓના પૃથક્કરણથી દુનિયાને અનેક ફાયદાઓ થઇ શકે છે; તેમજ જો આપણને આપણા મનનું પૃથક્કરણ કરતાં આવડે તો બહુ મોટું કામ થઇ જાય છે.

હમેશાં આપણે આપણા મનને તપાસવું જોઇએ અને જોવું જોઇએ કે, તેમાં ક્રોધ કેટલા ટકા છે, કયા કયા પ્રસંગોએ ક્રોધ થઈ જાય છે, કેટલી હદ સુધી ક્રોધ વધે છે, એ ક્રોધ પાછો શાથી શમે છે, અને તે ક્રોધને શમતાં કેટલી વાર લાગે છે; કેવા સંજોગોમાં કામ ઉત્પન્ન થાય છે, કામનું જોર પોતાની પ્રકૃતિમાં કેટલા ટકા છે, કામને ઢીલો પાડવામાં કયા ઉપાયો ફતેહમંદ થાય છે, કામ કેટલી હદ સુધી દુઃખ દે છે ને કેટલી હદ સુધી તેને વશ કરી શકાય છે, એ બધી બાબતોનો વિચાર કરવો જોઇએ

અને તેમાંથી ઉપયોગી કૂંચીઓ શોધી કાઢવી જોઇએ. પૈસાનો લોભ આપણા મનની અંદર કુલ કેટલા ટકા છે, લોભને લીધે કેવી દોડાદોડ કરવી પડે છે, કેવી ખોટી ખુશામતો કરવી પડે છે, કેવી માનસિક ચિંતાઓ ભોગવવી પડે છે, કેવું સાચુંખોટું બોલવું પડે છે, કેવું મનને ઢીલું રાખવું પડે છે, વગેરે બાબતો તપાસવી જોઇએ.

આવી રીતે આપણા મનનું પૃથક્કરણ કર્યા કરવું જોઇએ, એમ કરવાથી ટૂંક વખતની અંદર કઈ કઇ ભૂલો કેટલા કેટલા ટકા છે તે જણાઇ આવે છે અને પછી તેને દૂર કરવાના ઉપાયો પણ મળી આવે છે. કારણ કે બહુ મોટી ભૂલને મટાડતાં મહેનત પડે છે, પણ ભૂલનું પૃથક્કરણ થઇ ગયા પછી ભૂલનું જોર તૂટી જાય છે અને તેમાંની નાની નાની એક એક બાબતને દૂર કરતાં કાંઇ મુશ્કેલી પડતી નથી. માટે અંતરના વિકારો તજવાની સહેલામાં સહેલી કૂંચી એ છે કે, પોતાના મનમાં રહેલા વિકારોનું પૃથક્કરણ કરવું જોઇએ. જો એમ કરતાં આવડે તો બહુજ સહેલાઇથી મનને વશ કરી શકાય છે. કારણ કે મનનું પૃથક્કરણ કરવાથી અંધારામાં રહેવાતું નથી, પણ સાચી વસ્તુ દેખાઈ જાય છે, તેથી મનને વારે વારે તપાસતાં એમ ખબર પડી જાય છે કેઃ–

આપણામાં ભક્તિ કેટલા ટકા છે, શ્રદ્ધા કેટલા ટકા છે, પરોપકાર કેટલા ટકા છે, વખતનો સદુપયોગ કેટલા ટકા છે, પ્રભુનો ઉપકાર માનવાની શક્તિ કેટલા ટકા છે, ભગવદ્દઇચ્છાને આધીન થવાનું બળ કેટલા ટકા છે, પ્રભુની અને પ્રભુના બાળકોની સેવા કરવાની વૃત્તિ કેટલા ટકા છે, સત્સંગમાં કેટલો વખત જાય છે, ધર્મને અર્થે કેટલો ખર્ચ કરાય છે, ધર્મનું જ્ઞાન મેળવવા માટે કેટલી ભૂખ લાગેલી છે અને ભગવાન સાથે કેવી રીતે વર્તાય છે; એ બધી બાબતો ચોખ્ખેચોખ્ખી સમજાઇ જાય છે. તેથી તેમાં ઘણો સુધારોવધારો કરી શકાય છે. માટે બંધુઓ, યાદ રાખજો કે, આવી રીતે પોતાના મનનું માપ કર્યા કરવું, પોતાના અંતરની પરીક્ષા કર્યા કરવી અને પોતાના મનની વૃત્તિઓનું પૃથક્કરણ કર્યા કરવું, એ ધર્મના રસ્તામાં આગળ વધવાનો સૌથી ઉત્તમમાં ઉત્તમ ઉપાય છે. માટે એ અનુભવી ઉપાય અજમાવવાની પણ કૃપા કરજો, એજ અમારી વિનંતિ છે.

વેપારી જેમ પોતાની ખાતાવહી હમેશાં જોયા કરે છે, તેમ

આપણે પણ હમેશાં આપણા અંતરની તરફ અને તેમાં ઊઠતા વિચારો તરફ નિગાહ રાખતાં શીખવું જોઇએ.

અરીસામાં મોઢું જોવાથી જેમ મોં ઉપરના ડાઘની ખબર પડે છે, તેમ પોતાના અંતરમાં ઊઠતા વિચારો જોયા કરવાથી અંતઃકરણ ચોખ્ખું થાય છે.

## ૬૫-ભક્તો બૂરા વિચારો સાથે રમ્યા કરતા નથી પણ સંસારીઓ બૂરા વિચારો સાથે રમ્યા કરે છે

ભગતોમાં અને સંસારીઓમાં ઘણા પ્રકારના ભેદ હોય છે. તેમાં એક આ ભેદ પણ જાણવા જેવો છે કે, દરેક માણસના મનમાં પ્રસંગોપાત્ત પાપી વિચારો આવી જાય છે. તેમાં કેટલાક વિચારો પોતાના અંતઃકરણમાંથી ઉદ્ભવેલા હોય છે અને કેટલાક વિચારો બહારથી આવેલા હોય છે. આવી રીતે બન્ને પ્રકારના વિચારો સાંસારિક લોકોને પણ આવે છે અને શરૂઆતના ભગતોને પણ આવે છે, પણ તેમ છતાં તે બન્નેની વચ્ચે એટલો ફેર હોય છે કેઃ-

જે ભગતો છે તેઓ પોતાના મનમાં આવી ગયેલા બૂરા વિચારો સાથે રમ્યા કરતા નથી, પણ તરતજ એ પાપી વિચારને ઉડાવી દે છે અને પોતાના મનમાં એવો ખરાબ વિચાર આવી ગયો એ માટે દિલગીર થાય છે, અફસોસ કરે છે અને પ્રભુની માફી માગે છે તથા પ્રાર્થના કરવા મંડી જાય છે અને કહે છે કે, હે પ્રભુ! મને હવે આવા વિચારો જોઇતા નથી. શા માટે આવા કીડાઓ મારા મગજમાં દાખલ થઇ જાય છે? હવે તો એવા દુષ્ટ વિચારોથી મને બચાવ, મને બચાવ, મને બચાવ! એ પછી તે ભગતો પોતાના મનમાં આવી ગયેલ દુષ્ટ વિચારની સાથે લડાઈ કરે છે, એ વિચારને પોતાના મનમાંથી હાંકી કાઢવા માટે તેનો તિરસ્કાર કરે છે, તેને ધક્કા મારે છે અને તેમ છતાં એનો એ વિચાર ફરી ફરીથી તેના મગજમાં આવ્યા કરે છે ત્યારે તે ગુસ્સે થઇ જાય છે અને તેની સાથે બહુ જબરી લડાઇ કરે છે અને અંતે તેને હાંકી કાઢે છે; એટલુંજ નહિ પણ એવો દુષ્ટ વિચાર પોતાના મનમાં આવી ગયો એ માટે જુદા જુદા ભગતો જુદી જુદી જાતનાં પ્રાયશ્ચિત્ત કરે છે. જેમકે કોઇ ભગતના મનમાં જ્યારે બૂરા વિચારો આવી જાય છે ત્યારે તેઓ ઠંડા પાણીએ નાહી નાખે છે.

કોઇ ભગતના મનમાં જ્યારે બૂરા વિચારો આવી જાય છે ત્યારે તે ઉપવાસ કરી નાખે છે, કોઇ ભગતના મનમાં જ્યારે બૂરા વિચારો આવી જાય છે ત્યારે એ પછી તે પોતાના રોજના નિત્યનિયમ કરતાં વધારે જપ કરે છે કે વધારે ધ્યાન ધરે છે. કોઇ ભગતના મનમાં જ્યારે બૂરા વિચારો આવી જાય છે, ત્યારે તેના પ્રાયશ્ચિત્ત માટે તે પોતાની શક્તિ પ્રમાણે એજ વખતે દાન આપે છે. કોઇ ભગતના મનમાં જ્યારે બૂરા વિચારો આવી જાય છે, ત્યારે તે એ વખતે પોતાનું સ્થાન છોડીને બીજી સુંદર જગ્યાએ તાજી હવામાં ફરવા ચાલી નીકળે છે. કોઈ ભગતના મનમાં જ્યારે કાંઈ બૂરા વિચારો આવી જાય છે, ત્યારે તે પોતાના ધર્મનું પોતાનું વહાલું પુસ્તક લઇને તેનો પાઠ કરવા બેસી જાય છે. કોઇ ભગતના મનમાં જ્યારે બૂરા વિચારો આવી જાય છે, ત્યારે એ વિચારની સાથે લડાઇ કરવા માટે તથા એ પાપની માફી મેળવવા માટે તે એકાંતનું સેવન કરે છે અને કેટલાક વખત સુધી કોઇની મુલાકાત લેતો નથી. કેટલાક ભગતોનાં મનમાં જ્યારે બૂરા વિચારો આવી જાય છે, ત્યારે તેઓ પોતાના મનની નબળાઇ જોઇને અતિશય દિલગીર થાય છે અને ખુલ્લા દિલે નાનાં બચ્ચાંની માફક એકાંતમાં રોયા કરે છે અને કેટલાક ભગતોનાં મનમાં જ્યારે બૂરા વિચારો આવી જાય છે ત્યારે તેઓ પોતાના કરતાં જે શ્રેષ્ઠ ભગતો હોય તેઓનો સત્સંગ કરવા તથા પોતાનાં પાપ કબૂલ કરવા તેઓને ત્યાં ચાલ્યા જાય છે. આવી રીતે જેઓ સાચા ભગતો છે તેઓ બૂરા વિચારોથી ડરે છે અને એ વિચારોને પોતાના મગજમાંથી કાઢી નાખવાની કોશિશ કરે છે તથા ફરીથી એવા વિચારો પોતાના મનમાં ન આવી શકે એ માટેના ઉપાયો શોધે છે.

પોતાના મનમાંથી દુષ્ટ વિચારોને કાઢવા માટે ભગતો જ્યારે આવી આવી યુક્તિઓ કરે છે, ત્યારે તેને બદલે સંસારીઓ એ કામ માટે શું કરે છે એ તમે જાણો છો? તેઓનાં મનમાં જ્યારે કોઇ બૂરો વિચાર આવે ત્યારે તેઓ એ બૂરા વિચારની સાથે રમ્યા કરે છે; એમાં ને એમાં મન રાખે છે, ફરી ફરીથી એ વિચારને બોલાવે છે અને એ વિચાર ભુલાઇ ગયો હોય અગર મનમાંથી નીકળી ગયો હોય તોપણ તેને યાદ કરી કરીને ફરી ફરીથી એ વિચારના ચીલા પોતાના મનમાં પાડ્યા કરે છે. જેની તેની આગળ એ વિચારોને કહ્યા કરે છે અને જે વિચાર બહુ નાનો હોય તેને

પણ પાણી પાઇ પાઇને, ખાતર નાખી નાખીને, વાડ કરી કરીને તથા તાણીતોડીને બહુ મોટો બનાવી દે છે. એટલુંજ નહિ પણ તેમાંથી ઘણાયે ફણગાઓ ફૂટવા દે છે અને એ ફણગાઓ સાથે પણ રમ્યા કરે છે. તેથી પરિણામ એ થાય છે કે, એક દુષ્ટ વિચારમાંથી બીજા અનેક દુષ્ટ વિચારો ઉત્પન્ન થઇ જાય છે અને પછી તેઓ એ દુષ્ટ વિચારોની જાળમાંથી છૂટી શકતા નથી, પણ ઊલટા વધારે ને વધારે તેમાં બંધાતા જાય છે.

આ વાત બહુ ચોખ્ખી રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ એમ કહેતા હતા કે, દુષ્ટ વિચારો મનમાં આવી જાય એ સ્વાભાવિક છે. એમાં કાંઇ નવાઈ નથી; કારણ કે જીવ પાપનો ભરેલો છે અને દુનિયામાં પાપ થવાના સંજોગો ઘણા છે, એટલે ભગતોની સામાન્ય સ્થિતિમાં પાપના વિચારો આવી જાય તેમાં કાંઇ નવાઇ નથી. બહુ ઊંચી દશાએ પહોંચ્યા પછી પાપના વિચારો ન આવે એ જુદી વાત છે, પણ શરૂઆતની દશામાં તો પ્રસંગોપાત્ત પાપના વિચારો આવ્યાજ કરે છે; પણ એ વખતે જે સંભાળવાનું છે તે એજ કે, આપણા માથા ઉપરથી પક્ષીઓ ઊડી જાય તેમાં કાંઇ નવાઈ નથી, પણ એ પક્ષીઓ આપણી પાઘડીમાં માળો બાંધીને બેસે તેમ ન થવું જોઇએ. તેમજ ઊડતા બૂરા વિચારો આપણા મનમાં આવીને ચાલ્યા જાય તેમાં કાંઈ નવાઇ નથી, પણ એ વિચારોને મનમાં પકડી રાખવા ને તે વિચારોની સાથે રમ્યા કરવું એજ ખરાબીની વાત છે. માટે જે ચેતવા જેવી વાત છે તે એજ છે કે, મનમાં જે બૂરા વિચારો આવી જાય તે વિચારોની સાથે રમ્યા કરવું નહિ, પણ એ વિચારો જેમ બને તેમ જલદીથી મનમાંથી દૂર થઇ જાય તેમ કરવું એજ ભગતોનું લક્ષણ છે અને ભગતોની પરીક્ષા એજ છે કે, પોતાના મનમાં ઊઠતા બૂરા વિચારોની સાથે તે કેવી રીતે લડાઇ કરે છે. જે લોકો એવી લડાઇ કરતા નથી તેઓ સાચા ભગત નથી અને જેઓ એવી લડાઇ કરે છે તેઓ સાચા ભગત છે. માટે આ બધો ખુલાસો કરીને અમે તમને એમ સમજાવવા ઇચ્છીએ છીએ કે, તમારા મનમાં જે જે બૂરા વિચારો આવી જાય તે વિચારોની સાથે રમ્યા કરશો મા. એ ઊડતાં પક્ષીઓને તમારા માથા ઉપર માળો બાંધવા દેશો મા ને ઇંડાં મૂકવા દેશો મા. પણ જેમ બને તેમ બૂરા વિચારોથી દૂર રહેવાની કોશિશ કરજો, એટલે પરમકૃપાળુ પરમાત્મા

તમારું કલ્યાણ કરશે.

સમુદ્રમાં મોજાંઓ જેમ એક પછી એક આવ્યા કરે છે, તેમ મનમાં વિચારો આવ્યા કરે છે; પણ તે મોજાંથી હોડીવાળાઓ જેમ પોતાની હોડીને બચાવી લે છે, તેમ ખરાબ વિચારોથી આપણે આપણા મનને બચાવી લેવું જોઇએ.

ખરાબ ઝાડો વાવ્યા વગર પણ ખેતરમાં ઊગી જાય છે, તેમજ માઠા વિચારોને ન બોલાવીએ તોપણ તે પોતાની મેળે મેળે આવી જાય છે. પણ જેમ નકામા ઘાસને ખેતરમાંથી ખોદી કાઢીએ છીએ, તેમ માઠા વિચારોને મનમાંથી કાઢી નાખવા જોઇએ.

કૂતરાને ઘરમાં ન આવવા દેવા માટે જેમ જાળી રાખીએ છીએ, તેમ ખરાબ વિચારોને મનમાં આવતા અટકાવવા માટે પણ તજવીજ રાખવી જોઇએ.

મોઢા ઉપર બેઠેલી માખીને જેમ ઉડાવી દઇએ છીએ અને તેમ છતાં હઠીલી માખી જેમ ફરી ફરીથી આવ્યા કરે છે, તેમજ ખરાબ વિચારોને મનમાંથી હાંકી કાઢીએ તોપણ ફરી ફરીથી તે વિચારો આવ્યા કરે છે. માટે તેને કાઢી નાખવાને જેટલી બને તેટલી તજવીજ રાખજો અને કદી શરૂઆતમાં ખરાબ વિચારોને મનમાં આવતા ન અટકાવી શકો તોપણ એટલું તો સંભાળજોજ કેઃ—

દોહરો

મન ગયા તો જાને દે, મત જાને દે શરીર;
ના ખેંચી કમાન તો, કયા લગેગા તીર?

---

## ૬૬–દુઃખથી દિલગીર થવું નહિ

સમુદ્રમાં જેમ હમેશાં ભરતીઓટ થયા કરે છે, તેમ મનુષ્યોની સ્થિતિમાં પણ સુખદુઃખ તો આવ્યાજ કરવાનાં. માટે દુઃખના દહાડા દેખીને ભગતે કોઇ પણ દહાડો હિંમતરહિત થવું નહિ.

સંકટભર્યા બનાવો તો રામ, યુધિષ્ઠિર, નળ અને હરિશ્ચંદ્ર જેવા માથે પણ બની ગયા છે, ત્યારે માણસ તે તેની પાસે શું?

સૂરજની પણ એક દિવસમાં ત્રણ દશા થાય છે, ત્યારે મનુષ્યને કયારેક કયારેક કાંઇ ધાર્યાં–અણધાર્યાં સંકટ આવી પડે તેમાં નવાઇ નથી.

છપ્પો

એક દિન ગાડે નાવ નાવમાં એક દિન ગાડું;
એક દિન આણુજ ફરે ફરે નર કો' દી ઉઘાડું.
સદા રવિ રહે સાફ આફતે ગ્રહણુજ આવે;
રહે સદાય સુકાળ કાળ કદી અસર જણાવે.
આ દૈવ ખેલ દુનિયા વિષે, સૌ દિન સરખા નવ રહે;
જ્ઞાની તો સમજી રહે, અજ્ઞાની રોઈ મરે.

કપાયેલું ઝાડ જેમ પાછું કોઈ દિવસ ઊગી નીકળે છે અને જેમ અમાસનો ક્ષીણ થયેલો ચંદ્રમા પાછો પ્રકાશને પામે છે, તેમ દુઃખ પામેલા મનુષ્યો પણ પાછા સુખના દહાડા દેખે છે, માટે આપણે દુઃખ દેખીને નિરાશ થઈ બેસવાનું નથી.

અંધારી રાત પછી જેમ તરતજ પ્રકાશવાળો દહાડો આવે છે અને ગાજવીજ તથા તોફાનની પાછળ જેમ સારો વરસાદ પડે છે, તેમ ઘણીક વખત દુઃખ પછી સુખભર્યાં સારા દહાડા આવતા ઘણાકોને જણાય છે, માટે આપણે પણ હિંમત હારવાની નથી.

કવિત

કબહુક બાગ હાથ બાજતે નગારે સાથ;
કબહુક પાંઉ પ્યાદે શિર બોઝ સહીએ.
કબહુક મેવા મિસરી કી અજીરન હોત;
કબહુક મૂઠી ભર ચુનગોજ લઇએ.
કબહુક આપદ્વાર ભીડ હૈ ભિખારન કી;
કબહુક આપ જાય પરદ્વાર રહીએ.
હારીએ ન હિંમત બિસારીએ ન હરિનામ;
જેહી બીધ રાખે રામ તેહી બીધ રહીએ.

× × ×

દુઃખ મેં સમરન સબ કરે, સુખ મેં કરે ન કોય;
જો સુખ મેં સમરન કરે, તો દુઃખ કહાં સે હોય.
સુખ મેં સમરન ના કીયા, દુઃખ મેં કીયા યાદ;
કહે કબીર તા દાસ કી, કોન સુને ફરિયાદ.
સુખ કે માથે સીલ પડે, જો નામ હૃદય સે જાય;
બલિહારી વા દુઃખ કી, પલ પલ નામ જપાય.
બિપત ભલી હરિનામ લેત, કાયા કસૌટી દુઃખ;
રામ બિના કીસ કામ કી, માયા સંપત સુખ.

જે દુઃખ આવ્યા પછી આપણે ઈશ્વર ભણી વળ્યા છીએ તે દુઃખ નથી પણ ઈશ્વરની કૃપા છે એમ જાણજો અને જે સુખ આવ્યા પછી આપણે પ્રભુથી વિમુખ થયા છીએ, તે સુખ નથી પણ દુઃખ છે, એમ સમજજો.

નિંદા થયા વિના, મશ્કરી થયા વિના ને દુઃખો તથા સંકટો સહન કર્યા વિના કોઈ પણ ભગત સ્વર્ગમાં ગયો સાંભળ્યો નથી.

પ્રભુ પોતાના ભગતોને ઊંચે ચડાવવા ચાહે છે, માટે તેની પરીક્ષા લે છે, પણ નાસ્તિકોને ઊંચે ચડાવવા નથી તેથી પ્રભુ તેની પરીક્ષા લેતા નથી.

જેને ઘા વાગ્યા ન હોય તે બહાદુર ગણાય નહિ, તેમ જેના માથે દુઃખ પડયું નથી તે ભગત થયા નથી એમ જાણજો.

દરિયામાં મોજાં આવતાં બંધ થશે ત્યારે સંતો ઉપર આવતાં દુઃખો બંધ થશે.

દુઃખમાં ભજન થાય છે તેવું બીજે વખતે થતું નથી.

ઘડિયાળને જેમ લોલકની જરૂર છે, તેમ માણસોને દુઃખની જરૂર છે.

તમારે માથે ઈશ્વર જેવો ધણી છે, માટે નિરાશ થશો નહિ.

બાપની ધમકી છોકરાના સારા માટે હોય છે, તેમ ઈશ્વર આપણને જે દુઃખ આપે છે, તે આપણા સારા માટે છે એમ સમજવું.

પદ

ગમ ન પડે નરને ગોવિંદની ગતિ ન્યારી રે- ગમ૦
અકળ કળા ઈશ્વરની એમાં, શું સમજે સંસારી રે. ગમ૦
ઊજળો દિન દેખી જન જાણે, ન્યાલ થયો આ ટાણે;
કાલ દિવસ કેવો દેખાશે, એ તો ઈશ્વર જાણે રે - ગમ૦
પુત્ર જનમ પામ્યાથી, પ્રાણી જીવમાં હરખે જોઈ;
પલકવાર પછી શું નીપજશે, કળી શકે નહિ કોઈ રે - ગમ૦
રૂડી રસોઈ તૈયાર કરીને, ભોજન પીરસ્યાં ભાણે;
ભાગ્ય વિના ભોજન કરવાની, આશા ફોકટ આણે રે - ગમ૦
ચૂનાબંધ હવેલી ચણાવે, જોવા લાયક જેવી;
વાસ્તુ-દિન વૈકુંઠ સિધાવે, ઈશ્વરકૃત ગતિ એવી રે - ગમ૦
મોટા મોટા મનસૂબા કરી, મોટાં પગરણ માંડે;
જાણે નહિ જે જમના કિંકર, કાલ પકડશે કાંઠે રે - ગમ૦

ખારા રણનાં ખૂબ ઝાંઝવાં, ભાળી નહિ ભરમાવું;
દુનિયાનાં સુખ એવાં દેખી, ફોકટ શું ફુલાવું રે - ગમ૦
સંસારી સુખ સ્વપ્ના જેવાં, નહિ ભરૂંસો ઝાઝો;
સુખ પામી મગરૂર થવું નહિ, દુખ દેખી નવ દાઝો રે - ગમ૦
મૂઠીમાં જે હવા ભરી તે, વહી જતાં શી વાર;
અવશ્ય જાણો એહ તરેહનો, સઘળો છે સંસાર રે - ગમ૦
પળમાં છાંયો પળમાં તડકો, જગમાં જેમ જણાય;
રાજા પળમાં રાંક બને છે, રાંક બને છે રાય રે - ગમ૦
એક ઘડી આનંદ વધે અને, એક ઘડીમાં શોક;
એકેની સ્થિરતા નથી અંતે, ફળ તેનાં છે ફોક રે - ગમ૦
કરી શકીએ તે ઉપાય કરવા, અંતે સઘળું સહેવું;
ઈશ્વરની ઈચ્છા પરમાણે, જેમ રાખે તેમ રહેવું રે - ગમ૦
(ક. દ. ડા.)

## ૬૭–ભગવાનને ગમે તેવાં કામો કરવાં એજ ભક્તોની મોટાઇ છે

કેટલાક ભગતો એમ સમજે છે કે, પાપ ન કરવું એટલે બસ છે. પાપથી બચીએ તેનું નામ ભક્તિ. પણ ભક્તિના આવા સાંકડા અર્થથી સાચા ભગતોને સંતોષ થતો નથી. તેઓ તો એમ કહે છે કે, પાપ ન કરવું તેમાં શું નવાઇ ? કોઇ પણ સારા માણસો કાંઈ ખાસ ચાહીને પાપ કરતા નથી, પણ પ્રભુને ગમે તેવાં સારાં કામો કરવાં એજ ભગતોની ખૂબી છે. આ વાત બહુ ચોખ્ખી રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ—

એક શેઠિયા પાસે નોકર હતો. તે શેઠને કહેતો હતો કે સાહેબ, હું કોઇ દિવસ તમારી નિંદા કરતો નથી, કોઈ દિવસ તમારો વાંક કાઢતો નથી, કોઈ દિવસ તમારા દુશ્મનો સાથે દોસ્તી રાખતો નથી, સૌ ઠેકાણે તમારાં વખાણ કરું છું, તમને માન આપું છું અને તમારી સલામ ભર્યા કરું છું. એ સાંભળી શેઠે કહ્યું કે, તારી એ બધી વાત સાચી, પણ એમાં શું વળે ? કારણ કે એ માટે કાંઇ હું તને પગાર આપતો નથી, પણ તું મારું કામ કરે છે તે સારુ હું તને પગાર આપું છું. માટે તેં મારું શું કામ કર્યું એ મને બતાવ. તેમજ યાદ રાખજો કે, પ્રભુ પણ આપણને

એમ પૂછશે કે, તમે પાપ ન કર્યું એમાં કાંઇ મોટી વાત નથી, પણ તમે મારે અર્થે ભલાં કામો કયાં કર્યાં, એ તો જરા કહો? તમે કેટલા ગરીઓનાં આંસુ લૂછ્યાં? તમે કેટલા દુઃખીઓને મદદ કરી? તમે કેટલા જણુના વાંક માફ કર્યા? તમે થોડોઘણો ટેકો આપીને કેટલા જણુને આગળ વધાર્યા? તમે કેટલું જ્ઞાન મેળવ્યું? તમે ધર્મના કેટલા નિયમો પાળ્યા? તમે તમારા અંતરાત્મા સાથે કેટલી ઓળખાણુ કરી? તમે તમારી અંદર રહેલી આસુરીવૃત્તિ સાથે કેટલી લડાઇ કરી? તમે તમારા ભાઈબંધોને કેટલી મદદ કરી? તમે તમારી આસક્તિની જાળને કેટલી કાપી? તમે તમારા અંતઃકરણુના દરવાજા કેટલા ઉઘાડા રાખ્યા? તમે કેટલી પવિત્રતા પાળી? તમે જગતના સૌ જીવો ઉપર કેટલી દયા રાખી? તમે મહાત્માઓની સાથે, જ્ઞાનીઓની સાથે અને ભગતોની સાથે કેમ વર્ત્યા? તમે તમારા નોકરોની સાથે અને કુટુંબની સાથે કેમ વર્ત્યા? અને તમે તમારા અંતરાત્માની સાથે કેમ વર્ત્યા છો એ તો જરા કહો! તથા તમે તમારા પિતા–અનંત બ્રહ્માંડના નાથની સાથે કેમ વર્ત્યા છો અને તેના હુકમોને કેટલું માન આપ્યું છે, એ તો જરા કહો! તમે મારાં વખાણુ કરો છો એ મને ખબર છે, તમે મારી નિંદા નથી કરતા એ મને ખબર છે અને તમે મારે માટે સારા વિચારો ધરાવો છો એ મને ખબર છે, પણુ એટલાજ સારુ કાંઇ પગાર મળતો નથી, પણ્ મને તો કામ જોઇએ છે. માટે તમે ભગત થયા પછી શું કામ કરી બતાવ્યાં તે મને કહો!

બંધુઓ! હમણાં આપણે ભગત થઇને ફરીએ છીએ પણ જે વખતે પ્રભુ આપણુને આ પ્રમાણે પૂછશે, ત્યારે આપણે શું જવાબ દઇ શકીશું એનો કાંઈ વિચાર કર્યો છે? મતલબ કે પાપથી બચવું એટલું કાંઈ બસ નથી, પણુ સાચા ભગતોએ તો જેમ બને તેમ પ્રભુ રાજી રહે તેવાં પુણ્યનાં કામો ખાસ ચાહીને કરવાં જોઇએ. માટે એવાં કામો બને તેવી તજવીજ રાખજો, એજ અમારી વિનતિ છે.

દોહરો

રામ ઝરૂખે બૈઠ કે, સબ કા મુજરા લેત;
જૈસી જીનકી ચાકરી, વૈસા ઉનકું દેત.

## ૬૮–પ્રભુ કહે છે કે, જેઓ મને માન આપશે તેઓને હું માન આપીશ

આ જગતમાં ઘણા પુરુષોને માન મળે છે અને એ માનં મેળવનારા માણુસો જુદા જુદા પ્રકારના હોય છે. જેમકે કોઇને તેમની બહાદુરી માટે માન મળે છે, કોઇને તેમની ઉદારતા માટે માન મળે છે, કોઇને બુદ્ધિબળ માટે માન મળે છે, કોઇને શરીરબળ માટે માન મળે છે, કોઇને ત્યાગ માટે માન મળે છે, કોઈને પરમાર્થનાં કામો કરવા માટે માન મળે છે, કોઇને જગતમાં જ્ઞાન ફેલાવવા માટે માન મળે છે, કોઇને નવાં રાજ્યો સ્થાપવા માટે માન મળે છે, કોઇને નવી શોધો કરવા માટે માન મળે છે, કોઈને પોતાની ફરજો બજાવવા માટે માન મળે છે, કોઇને પશુઓ કેળવવા માટે માન મળે છે, કોઇને સમુદ્ર ખેડવા માટે માન મળે છે, કોઇને જગતની સમૃદ્ધિ વધારવા માટે માન મળે છે, કોઇને તેના સાહસિકપણા માટે માન મળે છે, કોઇ સ્રીઓને તેમના સતીપણા માટે માન મળે છે, કોઈ પુરુષોને તેમના કુળવાનપણા માટે માન મળે છે, કોઇને તેમના બાપદાદાઓની આબરૂ માટે માન મળે છે અને કોઈ કોઇ માણુસોમાં કોઈ કોઇ જાતની કુદરતી બક્ષિસ હોય તેને લીધે તેઓ વૈદક, જ્યોતિષ, સામુદ્રિક, વગેરે વિદ્યાઓમાં બહુજ આગળ વધી ગયેલા હોય છે તેને લીધે તેઓને માન મળે છે. આવી રીતે માન મેળવવાના ઘણા પ્રકાર છે. પણ એ બધાં માન કરતાં એક બહુજ મોટું માન બાકી રહી જાય છે, તે જાણુવા જેવું છે. કારણ કે એ માનની આગળ બીજાં બધાં માન બહુજ નીચાં પડી જાય છે. એ માટે એક ભક્તરાજ મહારાજ પોતાની સત્સંગમંડળીમાં હરિજનોની આગળ એમ કહેતા હતા કેઃ–

જે ભગતો ભગવાનને માન આપે છે તેઓને ભગવાન માન આપે છે અને એ ભગવાનનું આપેલું ભક્તિનું માન જગતમાં બીજાં સૌ જાતનાં માન કરતાં ઉત્તમ પ્રકારનું હોય છે. એની આગળ બીજાં બધાં માનો ઝાંખાં પડી જાય છે. કારણુ કે ભક્તિ સિવાય બીજી જે કાંઇ બાબતો છે, તે બધી બાબતોમાં કાંઈક કાંઈક સ્વાર્થ હોય છે અને એવી બાબતોમાં જે માન મળે છે તે માન મનુષ્ય તરફથી મળેલું હોય છે, એટલે તે માન અમુક દેશમાં ને અમુક કાળમાંજ રહી જાય તેવું હોય છે; પણુ ભગતોને જે માન મળે છે

તે માન તો ભગવાન તરફનું હોય છે અને તે માન તો તેઓના નિઃસ્પૃહીપણાનું હોય છે, એટલે તે માન ઘણા જમાનાઓ સુધી ટકી શકે છે.

સનકાદિકને જે માન મળે છે, નારદને જે માન મળે છે, વિશ્વામિત્ર, વસિષ્ઠ વગેરે ઋષિઓને જે માન મળે છે, હનુમાનને જે માન મળે છે, તુકારામ, નરસિંહ મહેતા, મીરાંબાઇ, કબીર, નાનક અને તુલસીદાસ તથા જ્ઞાનેશ્વર વગેરે ભક્ત મહાત્માઓને જે માન મળે છે, તે માન ઘણા કાળ સુધી રહી શકે તેવું હોય છે અને દુનિયાની બધી સમજુ પ્રજાઓ તેઓને માન આપી શકે તેવું માન હોય છે. પણ અમુક અમુક ગુણ માટે જે માન મળે, તે માન બહુ સાંકડા પ્રદેશમાં રહી જનારું હોય છે. જો કે એ વખતે એ માન પણ સારું સારું ને મોટું મોટું લાગે એ જુદી વાત છે, પણ યાદ રાખજો કે, એવાં બધાં માન સૂરજની આગળ દીવા ઝાંખા પડી જાય તેમ ભગતોના માનની આગળ ઝાંખાં પડી જાય છે. માટે જો સાચામાં સાચું માન મેળવવું હોય તો ઊંચામાં ઊંચા ભગત થાઓ, ઊંચામાં ઊંચા ભગત થાઓ અને એવા ભગત થવાની સહેલામાં સહેલી કૂંચી એ છે કે, જેમ બને તેમ પરમકૃપાળુ પરમાત્માને વધારેમાં વધારે માન આપો. અનંત બ્રહ્માંડના નાથને વધારેમાં વધારે માન આપો અને સર્વશક્તિમાન પરમાત્માને વધારેમાં વધારે માન આપો, એજ સાચા ભગત થવાનો સહેલામાં સહેલો ને સાચામાં સાચો ઉપાય છે. માટે હે હરિજનો ! જેમ બને તેમ પ્રભુને માન આપો, પ્રભુને માન આપો.

---

## ૬૯–સાંસારિક લોકો અને ભકતોની વચ્ચે શું ફેર હોય છે ?

ભગતો હમેશાં સાંસારિક લોકોમાંથીજ થાય છે અને સાંસારિક લોકોની સાથેજ રહે છે. છતાં પણ ભગતોની વચ્ચે અને સાંસારિક લોકોની વચ્ચે બહુ મોટો ફેર હોય છે. એ ફેર જો આપણા ધ્યાનમાં હોય તો પ્રસંગોપાત્ત આપણે પરીક્ષા કરી શકીએ છીએ; માટે સાંસારિક લોકો અને ભગતો વચ્ચેનો ફરક બતાવવા સારુ એક ભક્તરાજ મહારાજ એમ કહેતા હતા કેઃ–

જે સાંસારિક લોકો છે તે માટી જેવા છે અને જે ભગતો છે

તે સોના જેવા છે. માટીનો સ્વભાવ એવો છે કે તે દરેક જાતની નરમ પ્રવાહી ચીજોથી પીગળ્યા કરે છે ને પોચી બની જાય છે. જેમકે, માટી ઉપર પાણી પડે તોપણ તે પોચી થઇને ગળી જાય છે, માટી ઉપર દૂધ પડે તોપણ તે ગળી જાય છે, માટી ઉપર તેલ પડે તોપણ તે ગળી જાય છે, માટી ઉપર મૂત્ર પડે તોપણ તે ગળી જાય છે અને માટી ઉપર દારૂ પડે તોપણ તે પીગળીને પોચી થઇ જાય છે. પણ સોનું પાણીમાં, દૂધમાં, તેલમાં કે દારૂમાં પડયું રહે તોપણ તે પોચું થતું નથી કે પીગળી જતું નથી. તેમજ જે ખરા ભગતો છે તેઓ સાંસારિક મોહના પદાર્થોથી અંજાઇ જતા નથી ને તેમાં ખૂંચી જતા નથી, પણ જે સાંસારિક લોકો છે તેઓને જ્યાં જ્યાં વહાલું વહાલું લાગે ત્યાં ત્યાં તેઓ ફસાતા જાય છે. જ્યાં જ્યાં માણસોનાં ટોળાં દેખે ત્યાં ત્યાં તેઓ દોડ્યા જાય છે. પછી એ ટોળાંઓ ગમે તો વાંદરાંઓને જોવા ભેળાં થઇ ગયાં હોય, ગમે તો માણસોનું ટોળું કજિયા સારુ ભેળું થઇ ગયું હોય, ગમે તો કાંઈ ખેલતમાસો જોવા લોકોનું ટોળું ભેળું થઇ ગયું હોય અને ગમે તો કોઇ ગાંડા માણસને જોવા કે કોઈ નાગા માણસને જોવા લોકોનું ટોળું ભેળું થઇ ગયું હોય, પણ તે દરેક ઠેકાણે તેઓ દોડે છે. કારણ કે તેઓનો સ્વભાવ માટી જેવો હોય છે. એટલે તેઓ દરેક જાતની પ્રવાહી ચીજોથી પીગળી જાય છે ને પોચા થઇ જાય છે. પણ યાદ રાખજો કે, ભગતોની બાબતમાં કાંઇ તેમ થતું નથી. તેઓ તો દરેક વખતે ને દરેક ઠેકાણે પોતાની મજબૂતી જાળવી શકે છે, તેથી જોઇવિચારીને કામ કરે છે અને જ્યાં પોતાને જવા જેવું હોય ત્યાંજ જાય છે. તેઓ કાંઇ દરેક ઠેકાણે દોડાદોડ કરતા નથી ને તેમાં પણ જે ઠેકાણે જવાથી વખત ફોગટ જાય તેમ હોય, જે ઠેકાણે જવાથી મનને ધક્કો પહોંચે તેમ હોય, જે ઠેકાણે જવાથી મનમાં દૈવી ને આસુરી સંપત્તિનું યુદ્ધ થાય તેમ હોય, જે ઠેકાણે જવાથી ખરાબ દાખલો બેસે તેમ હોય અને જે ઠેકાણે જવાથી કોઈ પણ જાતનો ભય લાગે તેમ હોય, તેવે ઠેકાણે ખરા ભગતો જતા નથી; કારણ કે એવા પ્રસંગો અને એવાં ઠેકાણાંઓથી બચવાનું તેઓમાં બળ આવી ગયેલું હોય છે. માટે તેઓ સોના જેવા સખત ને શુદ્ધ રહી શકે છે, પણ સાંસારિક લોકોમાં એવું બળ આવેલું હોતું નથી, તેથી જે જે ખાડા પોતાના રસ્તામાં આવે તે દરેક ખાડામાં તેઓ પડતા જાય છે. આવા ભગતો અને

સંસારીઓની વચ્ચે ફેર છે. માટે હવે આ બેમાંથી સારી સ્થિતિ કઇ છે તેનો વિચાર કરજો અને જે સારી સ્થિતિ હોય તે પ્રમાણે વર્તવાની કોશિશ કરજો, એજ અમારી તમને ભલામણ છે.

૫૬

સાચા જન તેને જાણીએ, જેમાં એવા ગુણ હોય,
નિંદા સ્તુતિ કોઈની નવ કરે, સઘળું સમદૃષ્ટિ જોય–સાચા૦
જેના તે દરશન માત્રથી, ટળે પ્રપંચનું ધ્યાન;
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાડે અજ્ઞાન–સાચા૦
ગુણ ગાએ ગોવિંદના, પ્રફુલ્લિત તન થાય;
નેત્ર પ્રવાહ વહે પ્રેમનો, હરખે હૃદય રૂંધાય–સાચા૦
પરદુઃખ દેખી દાઝે ઘણું, નવ કરે કોઇનો દ્રોહ;
ઇન્દ્રિયજિત સાચા સદા, ન પામે મન મોહ–સાચા૦
સકળ સચરાચરને વિષે, વસ્યા દેખે ભગવાન;
શુભ ઇચ્છે સર્વ જગતનું, લેશ નહિ અભિમાન–સાચા૦
સઘળી લીલા તે અવિનાશીની, જેમાં લુબ્ધ જેનું મન;
પ્રીતિ બહુ પર ઉપકારમાં, સદા પ્રસન્ન વદન–સાચા૦
નટવર ઝળકે નેણમાં, કાંતિ કરુણામય હોય;
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઇનો નહિ જોય–સાચા૦
હરિજન વૈષ્ણવને વિષે, જેને અતિ ઘણું વહાલ;
દૃઢ આશરો દીનતા ઘણી, બોલે વચન રસાળ–સાચા૦
વિહ્વલતા વિઠ્ઠલેશસું, મુખે કૃષ્ણનું નામ;
એવા ભગવતના દાસના, હરિદાસ ગુણ ગાય–સાચા૦

---

## ૭૦–પ્રભુપ્રેમ વિષે

પ્રભુપ્રેમ એ સઘળા સદ્ગુણનું મૂળ છે. જેમ મોટા રાજાની સાથે ઘણા નોકરો રહ્યા કરે છે, તેમ પ્રભુપ્રેમની પાછળ પણ ઘણા સદ્ગુણો પોતાની મેળે આવ્યા કરે છે.

જેમ એક મોટો શ્રીમંત કોઈ ગરીબ પાસેથી નજીવી ચીજ લેવાની ઇચ્છા રાખતો નથી, તેમ પ્રભુપ્રેમમાં રંગાઇ ગયેલા હરિજનો કે સંતો પણ આ જગતનાં હલકાં સુખોની ઇચ્છા કરતા નથી.

સળગતો ચૂલો કે સગડી નવાં લાકડાં કે કોલસા નાખ્યા વિના જેમ તરત હોલવાઇ જાય છે, તેમ ઇશ્વરસ્મરણ કે પરમાર્થનાં કામો

સિવાય પ્રભુપ્રેમ ઠંડો પડી જાય છે. આ વાત દરેક હરિજને યાદ રાખવા જેવી છે.

કોઇ પણ ઝાડના સારા રોપાની પાસે જ્યારે બહુ ઘાસ કે ડ્રો ઊગી નીકળે છે, ત્યારે તે રોપાને જોરથી ઊગી નીકળતાં અટકાવે છે, તેમ આપણાં અંતરમાં ઊગતા પ્રભુપ્રેમરૂપી રોપાને પાપરૂપી ડ્રો ને ઘાસનાં મૂળિયાં અટકાવ કરનારાં છે એમ જાણવું.

જ્યારે કોઇ ગરીબ માણસને ઘેર મોટો રાજા આવે છે, ત્યારે પેલો ગરીબ જેમ બહુ બહુ રાજી થઇ જાય છે, તેમ જ્યારે ભગતોનાં હૃદયમાં ભગવત્સ્મરણથી આત્મા-પરમાત્માનું એકત્વ થઇ જાય છે, ત્યારે એક અવર્ણનીય આનંદ ઉત્પન્ન થાય છે, તે વાત જેને વીતી હોય તે જાણે છે.

જ્યારે જંગલની એકાદી ગુફામાં મોટા સિંહનો વાસ થાય છે, ત્યારે નજીકમાં રહેનારાં નાનાં નાનાં જનાવરો ત્રાસ પામીને દૂર દૂર ભાગી જાય છે, તેમ આપણાં અંતરમાં જ્યારે પ્રભુપ્રેમ ઠરે છે, ત્યારે આપણામાં રહેલા ઘણાક દુર્ગુણો પોતાની મેળે દૂર થઇ જાય છે.

ટૂંકમાં વર્ષાઋતુ બેઠા પછી જેમ જમીનમાંથી ઘણીક જાતનાં નવાં નવાં ઝાડો ઊગી નીકળે છે, તેમ અંતરમાં પ્રભુપ્રેમ જામી ગયા પછી જીવમાં ઘણી તરેહના ઈશ્વરી સદ્ગુણો આવતા જાય છે.

### પ્રેમ વિષે

#### દોહરા

પ્રેમ બરાબર યોગ નહીં, પ્રેમ બરાબર ધ્યાન;
પ્રેમભક્તિ બિન સાધવા, સબહી થોથા જાન.
પ્રેમભાવ એક ચાહીએ, વેષ અનેક બનાય;
ભાવે ગૃહ મેં બાસ કર, ભાવે બન મેં જાય.
જોગી જંગમ સેવડા, સંન્યાસી દરવેશ;
બિના પ્રેમ પહોંચે નહીં, દુરલભ સદ્ગુરુદેશ.
મનપક્ષી તબ લગ ઊડે, વિષયવાસના માંહી;
પ્રેમ બાજ કી ઝપટ મેં, જબ લગ આયો નાહીં.

### પ્રભુપ્રેમ

એક ચેલાએ કહ્યું કે, મહારાજ ! આજે કાંઇ તમારી કથામાં સ્વાદ આવ્યો નહિ. ત્યારે ગુરુએ કહ્યું કે, બેટા તેનું કારણ એજ છે કે, આજે તને બરાબર ભૂખ લાગી નહિ હોય.

સંસારીઓને જેમ પોતાનાં વહાલાં સગાંને ઘેર જવાની વારંવાર મરજી થયા કરે છે, તેમ આપણને જ્યારે પ્રભુમંદિરમાં વારંવાર જવાની ઇચ્છા થાય ત્યારે જાણજો કે હવે ભક્તિ શરૂ થઇ ચૂકી છે.

બળતો દીવો સંતાડી શકાય નહિ તેમ ખરા પ્રેમીઓ જાહેર થયા વિના રહેવાના નથી.

જેનું ચિત્ત ઈશ્વરમાં લાગેલું હોય છે તેને દુનિયા કાંઇ હિસાબમાં રહેતી નથી.

રાણીના બાગમાં જેમ હમેશાં રાણી પોતે હોતી નથી ને ગવર્નરના બંગલામાં જેમ ગવર્નર પોતે હોતો નથી, તેમ ઘણી વખત ભગવાનની કથા અને ભગવાનનાં કીર્તનોમાં ભગવાન પોતે પણ હોતા નથી. ( સાર એ કે, બધું પ્રેમ વિનાનું હોય છે. )

ઈશ્વરનો પ્રેમ અને ઈશ્વરનું જ્ઞાન એ બન્ને સાથેજ રહે છે.

માણસો માણસોનાં બહારનાં કામો જોઇને તેને વખાણે છે, પણ ઈશ્વર તો એજ જુએ છે કે, તે કામો તેણે કેવી મતલબથી કર્યાં છે.

ઈશ્વર અર્થે ખરચેલું બધું સેવિંગ બેંકમાં વ્યાજે મૂકેલું છે એમ જાણજો.

જે પોતાનાં બધાં કર્મ પ્રભુને અર્પણ કરે છે, તે જીવતાં પણ મોક્ષમાંજ છે.

સૂરજની સામે ચાલે છે તેને પડછાયો દેખાતો નથી, તેમ જે ભગવાનની ભક્તિ કરે છે તેને અજ્ઞાન રહેતું નથી.

## ૭૧–જે કાંઈ શુભ કામો કરવાં હોય તે મોત આવ્યા પહેલાં કરી લો

મહાત્માઓ એમ કહે છે કે, આ જગતની બીજી કોઇ પણ બાબતને માટે આપણે કાંઇ નિશ્ચયપૂર્વક કહી શકતા નથી, પણ મૃત્યુ એ એક એવી બાબત છે કે, જેને માટે ખાતરીપૂર્વક એમ કહીજ શકાય કે, એ તો આવવાનુંજ છે, એમાં કાંઇ પણ શક નથી. છતાં પણ ઘણાં માણસો એવાં અજ્ઞાની હોય છે અને એવાં બેદરકાર હોય છે કે, જે કામ મોત પહેલાં કરી લેવાં જોઇએ તે પણ તેઓ કરી શકતાં નથી. તેથી છતાં સાધનોએ ખાલી હાથે ચાલ્યાં જાય છે અને મોક્ષ જેવો મહાઆનંદ ગુમાવી દે છે. આ વાત બહુ ખુલા-

સાવાર સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ—

એક માણુસની પાસે બેંકનો ચેક હતો, પણ રૂપિયા લેવા જવા માટે તે ઢીલ કરવા લાગ્યો અને હમણાં જઇશું, હમણાં જઇશું એમ કરવામાં વખત ગુમાવવા લાગ્યો. મુનીમે કહ્યું કે, એક વાગી ગયો. પછી પાછી યાદી આપી કે બે થઇ ગયા ને ચારે તો બેંક બંધ થઇ જશે. ત્યારે તે શેઠે કહ્યું કે, હજી તો બે કલાકની વાર છે. બે કલાકમાં તો જે ધારીએ તે કરી શકીએ. બેંકમાં જવું એ તો દશ મિનિટનું કામ છે. એમાં આટલી બધી ઉતાવળ શું છે? એ પછી ત્રણ વાગ્યા, ત્યારે મુનીમે કહ્યું કે, સાહેબ, ત્રણ થઇ ગયા. તિજોરીમાં રોકડા પૈસા નથી અને ઘણી હુંડીઓ પાકે છે, તેથી વેપારીઓ રાતે પૈસા લેવા આવશે, માટે આજે ચાર વાગ્યાની અંદર એક ચેક વટાવવો જોઇએ. ત્યારે તે બેદરકાર શેઠે કહ્યું કે, મહેતાજી, તમે તો બહુજ ઉતાવળા છો, હજી તો ત્રણ વાગ્યા છે. ધીરજ રાખો, બધું ઠીક થઇ રહેશે. એમ વાતોમાં ને વાતોમાં, આશામાં ને આશામાં અને હમણાં રૂપિયા મંગાવી લઇશું, હમણાં રૂપિયા મંગાવી લઇશું, એવી ખોટી ધીરજમાં ને ધીરજમાં ચાર વાગી ગયા, બેંક બંધ થઈ ગઇ. તેથી માત્ર ચેક વટાવવાની ખામીને લીધેજ તે શેઠને પોતાની આબરૂ ગુમાવવી પડી અને હુંડી લઇને આવેલા કરજદારોને પાછા ફેરવવા પડ્યા.

બંધુઓ! આ દાખલો આપીને હું તમને એમ સમજાવવા ઇચ્છું છું કે, તમે પણ ઘણી બાબતોમાં શેઠિયા છો અને ઘણી જાતની બેંકો ઉપર ચાલી શકે એવા ચેકો તમારી પાસે તૈયાર છે. તેમજ બીજી તરફથી એ વાત પણ યાદ રાખજો કે, જેમ તમારી પાસે ચેક પડેલા છે તેમજ તમારી ઉપર માગનારા પણ ઘણા છે અને એ માગનારાઓ રાતે ઉઘરાણી કરવા આવે એવા છે. મતલબ કે, મરી ગયા પછી અંધકારના વખતમાં ઇન્સાફ વખતે માગવા આવે એવા ઘણાયે માણુસોનાં આપણી ઉપર કરજ છે. આપણી જિંદગી એક બેંક છે, તેની હયાતીમાં જેટલું કરી લઇએ તેટલું કરી શકાય તેમ છે અને જ્ઞાનનો, ભક્તિનો, સત્યનો, પરોપકારનો, શોધખોળનો, દયાનો, તપનો વગેરે જે ચેક અત્યારે વટાવવા માગીએ તે ચેક વટાવી શકીએ તેમ છીએ. પણ બેંક બંધ થઇ ગયા પછી એટલે કે જિંદગી ખલાસ થઇ ગયા પછી, મોત આવી ગયા પછી, કાંઇ પણ બની શકે તેમ નથી. માટે એ બેંક ઉઘાડી

છે એટલા વખતમાંજ કીમતી ચેકો વટાવી લેવા જોઇએ. જો એમાં ગફલત રાખશો તો છતાં સાધનોએ આ ભવમાં તો દેવાળું કાઢવુંજ પડશે. મતલબ કે, તમારી પાસે અનેક જાતનાં સાધનો હાલમાં તૈયાર છે; જેમકે, હજી જિંદગી બાકી છે, હજી તંદુરસ્તી છે, સદ્બુદ્ધિ છે, હજી હાથમાં કેટલીક જાતની સગવડો છે, હજી ઊંચા ધર્મમાં છીએ, હજી ઈશ્વરના વહાલા દેશમાં છીએ, હજી ઘણી જાતની આફતોમાંથી બચેલા છીએ અને હજી આપણી ઉપર પરમકૃપાળુ પરમાત્માની કૃપા છે. એટલા વખતમાં મોત પહેલાં, પ્રભુને ખાતર આપણે કાંઇક પણ ભલાં કામો કરીજ લેવાં જોઇએ; પણ એમાં બેદરકારી રાખીને જો એ અમૂલ્ય તક જવા દઇશું તો પછી કાંઇ પણ થઇ શકશે નહિ. માટે હે હરિજનો ! અમારી તમને એજ વિનતિ છે કે, છતાં સાધનોએ દેવાળું કાઢવા તક આવે એવું ન કરો–છતાં સાધનોએ દેવાળું કાઢવા તક આવે એવું ન કરો; પણ તમારા હાથમાં હમણાં જે ચેક છે, જે અમૂલ્ય તકો છે તેનો લાભ લઇ લો–તેનો લાભ લઈ લો, નહિ તો પસ્તાવું પડશે ને છતાં સાધનોએ અનંત બ્રહ્માંડના નાથની પાસે ખાલી હાથે જવું પડશે. એવી ભયંકર ભૂલ ન થાય એ સંભાળજો.

મારકીટ બંધ થયા પછી જે શાક લેવા જાય તેને શાક મળતું નથી, ખાડીમાંથી પાણી નીકળી ગયા પછી જે પોતાની હોડી હંકારે તેની હોડી કંઇ દરિયામાં આગળ વધી શકતી નથી; તેમજ જે માણસ હાલના વખતનો લાભ લેવાને બદલે પાછળના વાયદા ઉપર રહી જશે તે પસ્તાશે. માટે કહ્યું છે કેઃ–

દોહરા

કાલ કરંતો આજ કર, આજ કરંતો અબ;
અવસર બીત્યો જાત હૈ, ફિર કરેગો કબ ?

---

## ૭૨–સંસારસમુદ્ર તરવા માટે વહાણ જોઇશે, હાથ-પગ પછાડવાથી કાંઈ તે નહિ તરાય

ધર્મનું લક્ષ્યબિંદુ એ છે કે, સંસારસમુદ્ર તરવો. કારણ કે જ્યારે સંસાર તરાય ત્યારેજ કર્મનાં બંધનમાંથી છૂટી શકાય છે, જ્યારે સંસારસમુદ્ર તરાય ત્યારેજ જન્મમરણના ફેરામાંથી બચી શકાય છે અને જ્યારે સંસારસમુદ્ર તરાય ત્યારેજ મોક્ષ મેળવી

શકાય છે. માટે સંસારસમુદ્ર તરવાની ખાસ જરૂર છે. પણ યાદ રાખજો કે, હાથપગ પછાડવાથી કાંઈ સંસારસમુદ્ર તરી શકાતો નથી, પણ સંસારસમુદ્ર તરવા માટે તો નાવ જોઇએ છે. એ નાવ કયું તે તમે જાણો છો ? એ નાવ તે પ્રભુભજનનું નાવ છે. ભજનના નાવ વડે સંસારસમુદ્ર તરી શકાય છે. તેથી ભગતો કહે છે કેઃ–

વ્રત, ઉપવાસ, દાન, તીર્થસ્નાન, વગેરે ધર્મનાં જે કાંઇ બહારનાં સાધનો છે તે બધાં સાધનો હાથપગ હલાવવા જેવાં છે, એટલે હાથપગ હલાવવાથી નાનકડી નદી કે ગામના ઝાંપાના તળાવમાં તરી શકાય, પણ હાથપગ હલાવીને કાંઇ સમુદ્ર તરી શકાય નહિ. તેમજ યાદ રાખજો કે, એવાં એવાં ધર્મનાં સાધનોથી કાંઇક થોડીઘણી મદદ મળે, પણ કાંઇ સંસારસમુદ્ર તરી શકાય નહિ. સંસારસમુદ્ર તરવા માટે તો ભજનનું નાવ જોઇએ.

બંધુઓ ! ભજન એ બહુ ભારે વાત છે. એ માટે મહાત્માઓ એમ કહે છે કે, જે ભાગ્યશાળી હોય તેને ભજન કરવાનું સૂઝે છે, જેનાં અનેક જન્મનાં પુણ્ય ઉદય થયાં હોય તેને ભજન કરવાનું સૂઝે છે, જેનાં પાપ કપાયેલાં હોય તેને ભજન કરવાનું સૂઝે છે, જેને સદ્‌ગુરુના પંજા વાગ્યા હોય તેને ભજન કરવાનું સૂઝે છે, જેના પૂર્વના સંસ્કારો સારા હોય તેને ભજન કરવાનું સૂઝે છે, જે દુઃખની કસોટીમાંથી પસાર થયા હોય તેને ભજન કરવાનું સૂઝે છે, જેણે ધર્મના ઘણા રસ્તાઓમાં ઘણો પુરુષાર્થ કર્યો હોય તેને ભજન કરવાનું સૂઝે છે, જેણે સત્સંગ કર્યો હોય તેને ભજન કરવાનું સૂઝે છે અને જેની ઉપર અનંત બ્રહ્માંડના નાથની કૃપા ઊતરી હોય તેને ભજન કરવાનું સૂઝે છે. કારણ કેઃ–

ભજન કરવાથી અંતરના દરવાજા ઊઘડી જાય છે, ભજન કરવાથી અનેક જન્મનાં પાપ કપાઇ જાય છે, ભજન કરવાથી અંતરમાં શાંતિ આવતી જાય છે, ભજન કરવાથી જિંદગીમાં મીઠાશ આવતી જાય છે, ભજન કરવાથી જંજાળો ઓછી થતી જાય છે, ભજન કરવાથી નિઃસ્પૃહીપણું આવતું જાય છે, ભજન કરવાથી ત્યાગવૃત્તિ વધતી જાય છે, ભજન કરવાથી ભગવાનનો મહિમા સમજાતો જાય છે, ભજન કરવાથી મનમાં ઘણી જાતનું નવું બળ આવતું જાય છે, ભજન કરવાથી શાસ્ત્રના સિદ્ધાંતો સમજાતા જાય છે અને ભજન કરવાથી સૌ જીવો ઉપરનો આત્મભાવ જાગ્રત થતો જાય છે. આવા આવા ભજનમાં અનેક ફાયદાઓ છે.

માટે ભગતો કહે છે કે, જે ભજન છે તે નાવ છે અને બીજાં સાધનો છે તે હાથપગ પછાડવા જેવાં છે અને યાદ રાખજો કે, હાથપગ પછાડવાથી કાંઇ સંસારસમુદ્ર તરી શકાય નહિ, એ સમુદ્ર તરવા માટે તો ભજનરૂપી નાવજ જોઇએ. માટે જો સંસારસમુદ્ર તરવાની ઇચ્છા હોય તો ભજનરૂપી નાવને પકડી રાખજો ને એ નાવનો આધાર છોડશો મા—આધાર છોડશો મા, એટલે સહેલાઇથી સંસારસમુદ્ર તરી શકશો.

---

## ૭૩–તમારાં ભલાં કામો તમને નરકમાં ન લઇ જાય એ સંભાળજો

ચોરી, વ્યભિચાર, અદેખાઇ, નિંદા, જૂઠું બોલવું, વિશ્વાસઘાત, હિંસા વગેરે ખરાબ કામોને લીધે નરકમાં જવું પડે એ તો જાણીતી વાત છે. એ માટે હરિજનોને કાંઈ કહેવું પડે તેમ નથી. કારણ કે જે સાચા હરિજનો છે, તેઓ કાંઇ એવી જાતનાં નઠારાં પાપો કરતા નથી, પણ જે સજ્જનો છે તેઓ તો ઘણું કરીને સારાંજ કામો કરે છે. જેમકે, કોઇ શ્રીમંત સજ્જન સદાવ્રત ચલાવે છે, કોઈ ધર્મશાળા બંધાવે છે, કોઇ મંદિરો ચણાવે છે, કોઇ નિશાળો ખોલે છે, કોઈ ઇસ્પિતાલોના ખર્ચો નિભાવે છે, કોઇ અનાથ લોકોને મદદ કરે છે, કોઇ વિદ્યાર્થીઓને સ્કોલરશિપો આપે છે અને કોઇ પોતાની જાતના લોકોને મદદ કરે છે. આવી રીતે ઘણાયે સારા માણસો ઘણી જાતનાં ભલાં કામો કર્યા કરે છે. પણ ઘણાયે માણસો એવા હોય છે કે, આવાં ભલાં કામો કરવાને લીધે તેઓની અંદર એક જાતનું ખાસ વધારે પડતું અભિમાન આવી જાય છે. એથી તેઓ બહુ ફુલાઇ જાય છે અને જાણે પોતે શુંનું શું કરી નાખ્યું હોય એમ માની લઇ બીજાઓને હલકા ગણ્યા કરે છે. એટલુંજ નહિ પણ પોતે પોતાના પ્રમાણમાં જરાક જેટલું કર્યું હોય છતાં પણ જાણે અમે બહુજ કરી નાખ્યું છે, એમ માન્યા કરે છે. તેથી પરિણામ એ થાય છે કે, બીજાં વધારે સારાં કામો કરતાં તેઓ અટકી જાય છે; એટલુંજ નહિ પણ પોતાનાં જરાક જેટલાં સારાં કામને લીધે અતિશય મગરૂર બની જાય છે, તેથી તેઓ પોતાના બીજા ભાઇબંધોને હલકા સમજે છે અને તેઓથી અતડા અતડા રહે છે ને આગળ જતાં તેઓથી જુદા

પડી જાય છે. આમ થવાથી અંતે પરિણામ એ થાય છે કે, ભલાં કામો કરીને ઊલટા તેઓ નરકમાં જાય છે. કારણ કે જે અભિમાન કરે તે નરકમાં પડે, એવો શાસ્ત્રનો સિદ્ધાંત છે. માટે હે હરિજનો! આવી જાતની ભૂલ તમારાથી ન થાય એ સંભાળજો. કારણ કે શાસ્ત્રમાં એમ કહેલું છે કે, જે ભલાં કામો કરવાં તે પ્રભુ પ્રીત્યર્થે કરવાં જોઇએ, તેમાં કોઈ પણ જાતનો અંગત સ્વાર્થ રાખવો નહિ. જે સારાં કામો કરવાં તેનું અભિમાન કરવું નહિ, જે પરમાર્થનાં કામો કરવાં તેની ખોટી મોટાઈ પોતાની ઉપર ઓઢી લેવી નહિ તથા પરમાર્થનાં કામો કરીને ફુલાવું નહિ; પણ પરમાર્થનાં કામો કરીને પ્રભુનો ઉપકાર માનવો જોઇએ અને વારંવાર તેને કહેવું જોઇએ કે, હે પ્રભુ! મને આવા શુભ કામમાં નિમિત્ત થવા દીધો માટે તને ધન્ય છે, ધન્ય છે. આવી રીતે જિગરની લાગણીથી પ્રભુનો ઉપકાર માનવો જોઇએ અને એકાદું કામ કરીને અટકી પડવું ન જોઇએ પણ પોતાની શક્તિ પ્રમાણે આખી જિંદગી સુધી કાંઇક કાંઇક ભલાં કામો કર્યાજ કરવાં જોઇએ. જો એ પ્રમાણે કરતાં આવડે તો સારાં કામોમાંથી સ્વર્ગ મેળવી શકાય છે. પણ જો એ પ્રમાણે કરતાં ન આવડે અને તેને બદલે સારાં કામો કરીને અભિમાનમાં આવી જવાય તો ઊલટું નરકમાં જવું પડે છે. એટલુંજ નહિ પણ સારાં કામોના અભિમાનને લીધેજ અનેક માણસો નરકમાં ગયેલા છે. માટે હે હરિજનો! તમારાથી આવી ભૂલો ન થાય એ સંભાળજો, એજ વિનતિ છે.

### રૂડાં કર્મોનું અભિમાન નહિ કરવા વિષે

પતંગ ઉડાવનારા છોકરાઓ પતંગની દોર જેટલી લાંબી મૂકે છે તેટલો તે ઊંચે જાય છે, તેમ પ્રભુ પણ જેની પાસેથી જેટલું કામ કરાવવા ચહાતા હોય તેટલું કરાવે છે. માટે કોઇ પણ હરિજને પોતાનાં રૂડાં કર્મોનું અભિમાન કરવું નહિ.

પાણીનો સ્વભાવ જેમ નીચી જગ્યામાં ઢળવાનો હોય છે, તેમ આપણા સો જીવોની પ્રકૃતિ પણ સદાય માઠાં કર્મો તરફ વળેલી રહે છે, તેમ છતાં તેમાંથી આપણાથી જ્યારે કાંઇ રૂડાં કામ થઈ જાય છે ત્યારે આપણી ઉપર પ્રભુની કૃપા છે એમ જાણી સદાય દીનતાથી રહેવું.

કોઇ પણ પેઢીમાં બે ભાગિયા હોય તેમાં એક પૈસાવાળો ને બીજો ગરીબ હોય, તો તેમાં પૈસાવાળાના નામથી પેઢી ચાલે છે;

તેમ પૈસાવાળો ભાગિયો એટલે આપણો પ્રભુ અને ગરીબ ભાગિયો તે આપણો જીવ, એમ જાણીને આપણાં સઘળાં રૂડાં કર્મો આપણે પ્રભુને અર્પણ કરવાં જોઇએ.

ફાટી ગયેલા ગજવામાં રાખેલા પૈસા જેમ પડી જાય છે, તેમ પ્રભુપ્રીત્યર્થે ન કરેલાં રૂડાં કામો પણ પરિણામે ફળદાયી થતાં નથી.

બિચારા અભણ ભોટ ખેડૂતો જેમ લૂગડાના કટકા માટે ઝાઝા દાણા આપી દઇને ઠગાઇ જાય છે, તેમ સંસારીઓ પણ જગતના થોડીવારના માનને ખાતર બહુ મહેનતથી એકઠું કરેલું ધન પ્રભુ-પ્રીત્યર્થે નહિ પણ સંસારના માનને ખાતર ખર્ચી નાખતા જણાય છે.

સોય એક દિવસ દરજીને કહેવા લાગી કે જો, મેં કેટલાં બધાં કપડાં સીવી નાખ્યાં છે ? ત્યારે દરજીએ કહ્યું કે વાત ખરી, પણ સીવતી વખત તું કોના હાથમાં હતી તે તેં હજી વિચાર્યું નથી તેથી એમ બોલે છે. માટે હે હરિજનો ! આપણે સૌ પણ સઘળાં સત્કર્મો હરિનાં કરાવ્યાં કરીએ છીએ, એમ જાણીને અભિમાન કરશો નહિ, પણ સઘળી વાતે એની કૃપા સમજીને એની બલિહારી જાણતા રહેજો.

આ વાતનો સાર એમ સમજવાનો છે કે, આપણે જીવો સોય જેવા છીએ અને બુદ્ધિના આપનાર પ્રભુ આપણને ચલાવનાર છે, એમ જાણવું. માટે કહ્યું છે કે:—

લેને કું હર નામ હે, દેને કું અન્ન દાન;
તરને કું આધીનતા, બુડને કું અભિમાન.
કોટિ કરમ લાગે રહે, એક ક્રોધ કી લાર;
કીયા કરાયા સબ ગયા, જબ આયા અહંકાર.

### ભગવદ્પ્રીત્યર્થે કર્મ કરવાની રીત

માણસો માણસોનાં કામ જુએ છે અને તેનાં વખાણ કરે છે, પણ ઈશ્વર કાંઇ માણસોનાં બહારનાં કામ જોતો નથી પણ કઇ મતલબસર કામ કરેલું છે તે મતલબ જુએ છે.

માટે તમારાં રૂડાં કામો જેવાં કે, સેવા, સ્મરણ, પાઠ, પૂજા, તીર્થ, વ્રત, તપ, દાન ને યજ્ઞ ગમે તેવાં મોટાં હોય પણ તે જો પ્રભુપ્રીત્યર્થે ન હોય તો તેની કિંમત ઈશ્વરની નજરમાં કાંઇ પણ નથી એમ જાણજો.

દૂધ વગેરે ચીજો જો અપવિત્ર વાસણમાં હોય તો તે જેમ પ-વિત્ર માણસોને કામ આવતી નથી, તેમજ આપણાં રૂડાં કામો પણ

જો પ્રભુપ્રીત્યર્થે નહિ પણ બીજી કોઇ મતલબથી કરવામાં આવે છે તો તે પ્રભુ અંગીકાર કરતા નથી.

જેમ એક મોટો રાજા પ્રેમથી આપેલી નાની ભેટ લઇને મોટું ઇનામ આપી દે છે, તેમ ઈશ્વર પણ પોતાના ભગતની રૂડી મતલબ જોઇને તેની થોડી સેવા માટે મોટું ફળ આપી દે છે.

પારસમણિ લોઢાનું સોનું બનાવી દે છે, તેમ ભગવદર્થે કરેલાં નાનાં નાનાં કામો પણ બહુ મોટાં થઇ પડે છે.

ગમે તેવું પરમાર્થનું મોટું કામ હોય, પણ તે જો દુનિયામાં કે રાજદરબારમાં માન મેળવવા માટે કરવામાં આવે છે, તો તેની કિંમત ઈશ્વરની નજરમાં મોટી હોતી નથી.

માટે સર્વ ધર્મના સર્વ હરિજનોએ કર્મો પ્રભુપ્રીત્યર્થે કરતાં શીખવું એ ભક્તિમાર્ગનો સૌથી મોટો સિદ્ધાંત છે.

દોહરો

મુક્ત મનુષ્ય તનુ પાય કે, કરત હરિ સેં હેત;<br>
પાપભાર શિર પર ભરે, જીવત જૈસે પ્રેત.

અભિમાન વિષે

ઊંચે બૈઠે ના લહે, ગુણ બિન બડપણ કોય;<br>
બૈઠો દેવલ શિખર પર, વ્યાસ ગરુડ ન હોય.<br>
જો પાવે અતિ ઊંચ પદ, તાકો પતન નિદાન;<br>
જયોં તપી તપી મધ્યાહ્નલગ, અસ્ત હોત હે ભાન.<br>
ઊંચે પાની ના ટીકે, નીચે હી ઠહરાય;<br>
નીચા હોય સો ભર પીએ, ઊંચ પિયાસા જાય.

પોતાનાં ઝાઝાં વખાણ સાંભળવાની ટેવ રાખવી એ જરા જરા ઝેર ખાવાની હોંસ રાખવા જેવું છે.

જે પોતાને મન પોતાને મોટો માની બેસે છે, તેને પ્રભુ સૌથી હલકો ગણે છે.

જેના હૃદયમાં પ્રભુનો વાસ હોય છે ત્યાં હુંપણું હોતું નથી અને જ્યાં હુંપણું હોય છે ત્યાં પ્રભુનો વાસ હોતો નથી.

માણસોમાં શાબાશી મેળવવા માટે જે જે કામો કરીએ છીએ તેની ઈશ્વરની નજરમાં કાંઇ પણ કિંમત નથી.

આ જગતમાં માન મેળવવા માટે જે ધન ખરચવામાં આવે છે, તેની હરિની હજૂરમાં કાંઇ પણ કિંમત હોતી નથી.

## ૭૪–જો ગુરુના અવગુણ જોશો તો તે તમને નકામા થઈ પડશે

યાદ રાખજો કે, તમે ગમે તેવા ડાહ્યા હો, ગમે તેવા ભલા હો, ગમે તેવા લાયકીવાળા હો, ગમે તેવી સગવડોવાળા હો અને ગમે તેવા સારા સંસ્કારોવાળા હો, છતાં પણ જો મોક્ષ મેળવવો હોય તો સદ્ગુરુ વિના ચાલે તેમ નથી. પ્રભુના ઘરનો રસ્તો બતાવી શકે તેવો ગુરુ તો જોઈશેજ, છતાં પણ અફસોસની વાત એ છે કે, આજના વખતમાં લોકો ગુરુ તરફ બહુ દોષની દૃષ્ટિથી જુએ છે, પણ એમ કરવાથી ગુરુઓને જેટલું નુકસાન થાય છે તે કરતાં આપણને પોતાને ઘણુંજ વધારે નુકસાન થાય છે. આ વાત સ્પષ્ટતાથી સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ–

જે પાણીનો ઝરો વહેતો હોય અને જે ઝરાનું પાણી આપણે પીતા હોઈએ, તે ઝરામાં ધૂળ નાખવાથી ઊલટું આપણુંજ પાણી ખરાબ થાય છે. એવીજ રીતે જે ગુરુઓ પોતાને સીધે રસ્તે ચાલ્યા જતા હોય, પોતાની શક્તિ પ્રમાણે ધર્મનો ઉપદેશ કર્યા કરતા હોય અને પોતાના સંપ્રદાય પ્રમાણે વર્ત્યા કરતા હોય, તેઓની નિંદા કરવાથી ને તેઓના દોષ જોવાથી, તેઓની તરફથી આપણને જે લાભ થવો જોઇએ તે લાભ થઈ શકતો નથી. માટે યાદ રાખજો કે, કોઇ ગુરુઓની ખાતર તેઓના દોષ ન જોવા એમ નથી. કારણ કે તેઓને તો ઘણાયે શિષ્યો હોય છે. એટલે તેમાંથી કદાચ કોઈ શિષ્ય ખસી જાય તો તેઓને કાંઇ બહુ મોટી નુકસાની થઇ જતી નથી; પણ પોતાને બીજો ઉત્તમ ગુરુ મળ્યા વિના જે શિષ્ય પોતાના ચાલતા ગુરુને છોડી દે તેને તો જરૂર નુકસાન થાય છે. માટે બની શકે ત્યાં સુધી કોઇની અંગત બાબતમાં ઊતરવું નહિ અને તેમના સ્વભાવના કે પ્રકૃતિના દોષો જોઇ તેમને છોડી દેવા નહિ પણ એવો વિચાર કરવો કેઃ–

માટીના રામપાત્રમાં દૂધપાક ભરેલો હોય તેથી કાંઇ એ દૂધપાકનો સ્વાદ કે ગુણ ઓછો થઇ જતો નથી. આપણને માટીના વાસણ સાથે કામ નથી પણ તેની અંદર ભરેલા દૂધપાક સાથે કામ છે. બેશક, એટલું ખરું છે કે, જો એ દૂધપાક માટીના રામપાત્રને બદલે ચાંદીના વાટકામાં કે સોનાના વાટકામાં ભરેલો હોય તો

ઘણો વધારે આનંદ થાય ને તેમાં એ દૂધપાક ઘણો વધારે શોભે, એમાં કાંઇ શક નથી; પણ તેમ છતાં સાથે સાથે એટલી વાત પણ યાદ રાખવી જોઈએ કે, દૂધપાક ઘણે ઠેકાણે મળી શકે છે, પણ તેને ભરવા માટે સોનારૂપાનાં પાત્ર કાંઇ ઠેકાણે ઠેકાણે મળતાં નથી અને એવાં પાત્ર ન મળે તે સારુ રામપાત્રમાં કે દડિયામાં ભરેલા દૂધપાકને કાંઈ તજી દેવાનો નથી; તેમજ જે શુદ્ધ ચરિત્રવાળા ઉત્તમ ગુરુઓ છે તેઓની અંદર જે ધર્મ રહેલો છે તે સોનાના વાસણની અંદર અમૃત રહેવા જેવી વાત છે અને જે ગુરુઓની અંદર કેટલીક જાતના દોષો રહેલા છે છતાં પણ જેમનામાં ધર્મનું જ્ઞાન છે, જેમનામાં ભક્તિ છે અને જેમનામાં ધર્મનો ઉપદેશ કરવાની શક્તિ છે, તેઓ પોતે જો કે માટીના રામપાત્ર જેવા છે, પણ તેઓની અંદર જ્ઞાનભક્તિરૂપી દૂધપાક ભરેલો છે. માટે એવા પાત્ર સામે જોઇને કાંઈ દૂધપાકને તજી દેવાય નહિ. બેશક એટલું ધ્યાનમાં રાખવું કે, ઉત્તમ પાત્રમાં દૂધપાક મળે તેનો આનંદ કાંઇ ઓરજ છે, પણ કદી સોનારૂપાના વાસણમાં ન મળે તો પાંદડાના પડિયામાં કે માટીના રામપાત્રમાં પણ દૂધપાક ખાવામાં કાંઇ અડચણ નથી. તેમજ કદી ગુરુ નબળોપોચો હોય કે કોઇ જાતના દોષવાળો હોય, તોપણ તેની પાસેથી ધર્મના સત્ય સિદ્ધાંતો શીખી લેવામાં કાંઈ અડચણ નથી. માટે હે હરિજનો! યાદ રાખજો કે, હાલના વખતમાં અસલના વખતના જેવા ગુરુઓ મળી શકશે નહિ. કારણ કે જમાનો બદલાઇ ગયો છે. એટલે ચાલતા જમાનાના દોષો ગુરુઓમાં આવ્યા વિના રહેવાના નથી. તેથી જો ગુરુઓના દોષ સામે જોવામાંજ રહી જશો, તો તેઓની પાસેથી તમને જે લાભ મળવો જોઇએ તે લાભ મળી શકશે નહિ અને તમે ધર્મની બાબતમાં પાછળ રહી જશો. એવી ભૂલ ન થાય એ સંભાળજો અને ગુરુઓનો દોષ છોડી તેઓમાંથી ગુણો લેવાય તેમ કરજો. એજ અમારી ભલામણ છે. કારણ કે અમે જોયેલું છે કે, સતયુગના જેવા ગુરુઓ કળિયુગમાં મળી શકશે નહિ અને ગુરુમહિમાના શાસ્ત્રમાં જેવાં વર્ણનો છે, તેવા ગુરુ–મહિમાવાળા શિષ્યો પણ હાલના વખતમાં મળી શકશે નહિ; માટે પરસ્પર એકબીજાને નિભાવી લઇ, તેમાંથી જેટલો ધર્મ સધાય તેટલો સાધી લેજો. એજ અમારી વિનતિ છે.

---

## ૭૫–પ્રભુ કહે છે કે, મારે તો કામ કરવાવાળા ભક્તો જોઇએ છે

ઘણાયે અનુભવી ભગતો હાલના વખતને માટે એમ કહે છે કે, આ વાતોનો જમાનો છે. એટલે જ્યાં જોઇએ ત્યાં જુદા જુદા પ્રકારની બહુ વાતો થયા કરે છે. જેમકે, જેમને સંસારસુધારાની વાતો ગમતી હોય તે લોકો એ જાતની વાતો કર્યા કરે છે, જેમને હુન્નરકળાની વાતો ગમતી હોય તે લોકો એ જાતની વાતો કર્યા કરે છે, જેમને રાજ્યમાં સુધારા–વધારાની વાતો ગમતી હોય તે લોકો એ જાતની વાતો કર્યા કરે છે અને જેમને ધર્મની વાતો ગમતી હોય તે લોકો ધર્મની વાતો કર્યા કરે છે. આમ જુદા જુદા લોકો જુદા જુદા પ્રકારની વાતો કર્યા કરે છે, પણ તે બધી બાબતોમાં ધર્મની વાતો મુખ્ય હોય છે અને ધર્મ સિવાયની જે જે વાતો કરે,તેમાં પણ વચ્ચે વચ્ચે ધર્મને ઘુસાડતા જાય છે. કારણ કે ધર્મ એ જીવનું જીવન છે, ધર્મ એ જિંદગીની મીઠાશ છે અને ધર્મ એ આત્માનો સ્વભાવ છે. તેથી ધર્મ વિના માણસો રહી શકતાં નથી. માટે પોતાથી પાળી શકાય નહિ છતાં પણ તેઓ ધર્મની બહુજ વાતો કર્યા કરે છે અને બધે ઠેકાણે ધર્મને ઘુસાડી દે છે. એટલુંજ નહિ પણ જ્યાં પોતાનો ખાનગી સ્વાર્થ હોય અને મોહભરેલા વિકારો તથા આશા–તૃષ્ણા હોય તેમાં પણ તેઓ ધર્મને ઘુસાડી દે છે. આ બધું જોઇને સાચા ભગતોને બહુ દિલગીરી થાય છે. કારણ કે તેઓ એમ સમજે છે કે:—

ધર્મની વાતો કરવી એ જુદી વાત છે અને ધર્મ પાળવો એ જુદી વાત છે. ધર્મની વાતો કરવી એ બાબત બહુ સહેલી છે, પણ ધર્મ પાળવો એ વાતૂડા ભગતો માટે બહુ મુશ્કેલ વાત છે. બંધુઓ, યાદ રાખજો કે, ધર્મની વાતો કરવી એમાં કાંઇ નવાઈ નથી, ધર્મની વાતો કરવી એમાંજ કાંઈ ખાસ ખૂબી નથી અને ધર્મની વાતો કરવાથીજ કાંઈ પ્રભુ રીઝતો નથી; પણ ધર્મનાં કામો કરવાથીજ પ્રભુ રાજી થાય છે. માટે જો સાચા ભગત થવું હોય તો વાતોમાંજ ન પડયા રહેવું જોઇએ, પણ ધર્મનાં કામો કરી બતાવવાં જોઇએ. કારણ કે જીભના લબકારાથીજ કાંઈ પ્રભુ રાજી થઇ જતા નથી, પણ ભક્તિનાં કામો કરવાથીજ પ્રભુ રાજી થઇ શકે છે. માટે પ્રભુને રાજી કરવાની કૂંચીજ એ છે કે, ધર્મનાં કામો કરવાં.

ખાવાની વાતો કરવાથી કાંઈ પેટ ભરાઈ જતું નથી, દવાની વાતો કરવાથી કાંઈ રોગ મટી જતા નથી, ખેતીની વાતો કરવાથી કાંઈ જમીનમાં બી વવાઈ જઈને મોલ તૈયાર થઈ જતા નથી, ભણવાની વાતો કરવાથી કાંઈ પરીક્ષામાં પાસ થઈ જવાતું નથી, સંચાની વાતો કરવાથી કાંઇ સંચાઓ ગોઠવાઈ જઈને કામ કરવા મંડતા નથી અને રાજ્યની ઊથલપાથલની વાતો કરવાથી કાંઇ રાજા બની જવાતું નથી; તેમજ ધર્મની ને ભક્તિની વાતો કરવાથી કાંઇ ભગત બની જવાતું નથી. કારણ કે વાતો કરવી એ જુદી વાત છે અને બોલ્યા પ્રમાણે કરી બતાવવું ને કહ્યા પ્રમાણે પાળી બતાવવું એ જુદી વાત છે. કારણ કે માત્ર બોલી નાખવું એ તો આજના જમાનાનો પ્રવાહ છે ને એ તો એક જાતની ગમ્મત છે, એટલે એમાં કાંઇ મોટી વાત નથી; પણ ધર્મનાં કામો કરવાં અને ધર્મ પાળવો તેમાંજ ખૂબી છે અને એ બહુ મોટી વાત છે. માટે પ્રભુ કહે છે કે, આ બુદ્ધિબળના જમાનામાં વાતૂડા ભગતની માત્ર ધર્મની વાતોથીજ હું કાંઇ રાજી થઇ જતો નથી, પણ જે હરિજનો ધર્મનાં કામો કરે અને રૂડી રીતે ધર્મ પાળે તેની ઉપરજ હું ખરેખરો રાજી થાઉં છું. માટે જો મને રાજી કરવો હોય તો તમે માત્ર લૂખીપૂખી ધર્મની, બહારની વાતોમાંજ રહી જાઓ મા; પણ ધર્મનાં કામો થાય તેમ કરો–ધર્મનાં કામો થાય તેમ કરો, એટલે તમારું કલ્યાણ થશે.

---

## ૭૬–વિશ્વાસ વિષે

જ્યારે તમને ઈશ્વરમાં આસ્થા આવે ત્યારે તમારા અંતરમાં ઘણાયે ઉત્તમ સદ્‌ગુણોનો પાયો પડ્યો એમ જાણજો.

એક શેઠે પોતાના નોકરને કહ્યું કે જા, હવે હું તને મારી નોકરીમાંથી રજા આપું છું.ત્યારે તે નોકરે કહ્યું કે, સાહેબ! મારે તમારી નોકરીમાંથી રજા લેવી નથી. ત્યારે તે શેઠે કહ્યું કે, તેનું કારણ? નોકરે કહ્યું કે, તમને તો મારા જેવા ઘણાયે નોકરો મળશે પણ મને તમારા જેવા શેઠ મળશે નહિ.

માણસનું ભલું કરીને તેનો બદલો માણસ પાસેથી શું માગે છે? પ્રભુ પાસેથી માગ. કારણ કે પ્રભુ ઘણું આપી દે તેવા છે.

ભક્તિ કરવા છતાં તમારું ધાર્યું ન થાય ત્યારે જાણજો કે કાંઇક વધારે સારું થવાનું છે.

વિશ્વાસુ હરિજનનાં વહાણ ઝોકાં તો ખાશે, પણ ડૂબી જશે નહિ. ભક્તિનાં ફળ તેની મોસમમાં મળે છે.

તમે પ્રભુના થાઓ તો પ્રભુ તમારા થશે.

હરિજનો સદાય એમજ જાણે છે કે, પ્રભુ જે કરે છે તેમાં આપણું કલ્યાણજ હોય છે.

હરિજનોનાં અંતરમાં વિશ્વાસનું મોટું બળ હોય છે.

યાદ રાખજો કે ઇશ્વરના રાજ્યમાં અંધેર નથી.

જેને ભગવદ્ આશરાનું બળ હોય છે, તેને કોઈ વાતની ફિકર-ચિંતા રહેતી નથી.

થોડામાંથી ઝાઝું કરી લેવું હોય તો ઇશ્વરમાં ભરોસો રાખો.

દોહરા

એક ભરોસો એક બલ, એક આશ વિશ્વાસ;
સ્વાતિબુંદ રઘુનાથ હય, ચાતક તુલસીદાસ.
ગંગા, જમના, સરસ્વતી, સાત સમુદ્ર ભરપૂર;
તુલસી ચાતક કે મતે, બિન સ્વાતિ સબ ધૂર.
કબીર છીપ સમુદ્ર કી, રટે પિયાસ પિયાસ;
ઓર બુંદકો ના ગ્રહે, સ્વાતિબુંદ કી આશ.
સીતાપતિ રઘુનાથજી, તુમ લગ મેરી દોડ;
જૈસે કૌઆ ઝાઝ કો, ચલ ન શકત કછુ ઓર.
કાહુ કે ધન ધામ હય, કાહુ કો પરીવાર;
તુલસી મોસમ દીન કું, સીતારામ અધાર.
નહીં વિદ્યા, નહીં બાહુબળ, નહીં ખરચન કો દામ;
તુલસી મોસમ પતિત કી, તુમ પત રાખો રામ.
સબ દેખે, પરખે, લીખે, બહુત કહે ક્યા હોય;
તુલસી સીતારામ બિન, અપનો નાહીં કોય.

× × × ×

દ્વાર ધણી કે પડ રહે, ધક્કા ધણી કા ખાય;
કબહુ ધણી નિવાજહી, જો ઘર છાંડ ન જાય.
રામનામ રટતે રહો, જબ લગ ઘટ મેં પ્રાણ,
કબહુક દીનદયાળ કું, શબ્દ પડેગો કાન.

રામનામ કહતે રહો, ધરે રહો મન ધીર;
કબહુક કાજ સુધારહીં, કૃપાસિંધુ રઘુવીર.
પડે રહે દરબાર મેં ધક્કા ધણી કા ખાય;
કબહુક લહેર દરિયાવકી, દુઃખ દરિદ્રતા જાય.

---

## ૭૭–આપણે આપણા બંધુઓના વાંક ખમી લેવા જોઇએ તેનાં કારણો

આપણી ભક્તિ આગળ વધી શકતી નથી તેનાં ઘણાં કારણો-માં આ પણ એક મુખ્ય કારણ છે કે, આપણે આપણા સગાંવહા-લાંઓ તથા આપણા પાડોશીઓના વાંક સામે જોયા કરીએ છીએ. તેથી આપણું મન હલકું થતું જાય છે, આપણો ગુસ્સો વધતો જાય છે; આપણામાં 'અદેખાઇ વધતી જાય છે અને આપણામાં વેરભાવની લાગણી વધતી જાય છે, તેથી આપણે ભક્તિમાં આગળ વધી શકતા નથી. પણ એને બદલે જો આપણને એકબીજાના વાંક માફ કરતાં આવડે, તો મનમાંથી ઘણી જાતના વિકારો ઓછા થઇ જાય ને અંતરમાં શાંતિ રહે; તેથી પ્રેમપૂર્વક પરમકૃપાળુ પરમાત્માનું ભજન કરી શકાય. કારણ કે ભજન કરવાની મુખ્ય કૂંચી એજ છે કે, મનને શાંત રાખતાં શીખવું જોઇએ અને મન શાંત રાખવાનો ઉપાય એ છે કે, આપણાં ભાઇબહેનોની ભૂલો માફ કરતાં શીખવું જોઇએ. કારણ કે એવી ભૂલો માફ કરતાં ન આવડે તેને લીધે મન બગડ્યા કરે છે, તેથી મન ચંચળ થાય છે. તેમાં જુદા જુદા વિકારો જાગૃત થાય છે અને પછી આગળ જતાં ભક્તિ ઊડી જાય છે. એવી ખરાબી ન થાય માટે આપણે આપણાં સગાંવહાલાં તથા પાડોશીઓના વાંક માફ કરતાં શીખવું જોઇએ. આ વાત સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ પોતા-ના હરિજનો આગળ કહેતા હતા કેઃ–

પરમાત્માએ આ સૃષ્ટિની રચના એવા પ્રકારની કરી છે કે, આપણને એકબીજાની મદદ વિના ચાલી શકેજ નહિ. જગતની વ્યાવહારિક વસ્તુઓ માટે પણ એકબીજાની મદદની જરૂર પડે છે. એટલુંજ નહિ, પણ આપણા મનની અંદર જે અનેક પ્રકારની વૃત્તિઓ છે તેને પોષણ આપવા માટે પણ બીજા માણસોની સોબતની આપણને જરૂર પડે છે. મતલબ કે, આપણા શરીરની

રચના એવી છે કે, બીજાઓની મદદ વિના તે ટકી શકેજ નહિ; આપણા મનની રચના એવી છે કે, બીજાઓની સોબત વિના તે રહી શકેજ નહિ અને આ જગતની રચના એવી છે કે, એકબીજાની અસર એકબીજાને પહોંચ્યા વિના રહેજ નહિ. એટલુંજ નહિ પણ એકબીજાની મદદ વિના મોક્ષ મેળવી શકાયજ નહિ, એવો કુદરતનો નિયમ છે, એવો સૃષ્ટિનો ક્રમ છે અને એવી પ્રભુની ઇચ્છા છે. માટે જાણ્યેઅજાણ્યે તથા સીધી રીતે અગર આડકતરી રીતે પણ આપણને બીજાઓની મદદની તો જરૂર પડશેજ. જેમકે, આપણા શરીરના જુદા જુદા અવયવોને એકબીજાની મદદની જરૂર પડે છે, તેમજ આપણને આપણી આસપાસના માણસોની મદદની જરૂર પડશે. જેમકે, આપણા શરીરમાં જીભ, હાથ, પગ, કાન, નાક, આંખ, દાંત, નખ વગેરે એકએકથી જુદા જુદા છે અને તે દરેકનું કામ પણ જુદું જુદું છે, છતાં પણ તે સૌની મદદથીજ ટકી શકે છે. એમાં કોઇ અવયવથી કદી કાંઇ ભૂલ થઈ તોપણ તેને તજી દેવાતો નથી. જેમકે, કોઇ વખત દાંતની ભૂલ થાય છે તેથી જીભ કચરાઈ જાય છે, પણ દાંતની એ ભૂલ માટે કાંઇ હથોડો લઈને દાંતને પાડી નખાતા નથી. દાંતની એ ભૂલ ચલાવી લેવી પડે છે. જો કે દાંતની ભૂલથી જીભ કચરાય એ કાંઇ સારું થયું ગણાય નહિ અને એવો બનાવ બને તે કાંઇ કોઇને ગમે નહિ, છતાં પણ દાંતની અને જીભની રચનાજ એવી છે, તેનો સંબંધ એવો છે અને તેને રહેવાનું ઠેકાણુંજ એવું છે કે, કોઈ કોઈ વખત એમ બન્યા વિના રહેજ નહિ; તેવીજ રીતે આપણાં સગાંવહાલાંઓ સાથેના આપણા સંબંધો પણ એવા પ્રકારના છે કે, તેઓની કે આપણી કોઇ ને કોઇ બાબતમાં ભૂલ થયા વિના રહેજ નહિ. માટે આપણે તેઓની એવી ભૂલોથી જીવ બાળવો ન જોઇએ અને મનને ઉશ્કેરવું ન જોઇએ. કારણ કે આપણી ઇચ્છા ન હોય છતાં પણ કોઇ ને કોઈ જાતની ભૂલ તો થયાજ કરશે અને એ દરેક ભૂલ વખતે જો આપણે આપણા મનને બાળ્યા કરીશું તો આપણો આરો કયાં આવી શકશે ? અને આપણો ધર્મ કેમ રહી શકશે ? અને ધર્મ નહિ રહે ત્યારે કલ્યાણ કેમ થશે ? માટે આપણે વિચાર કરવો જોઇએ કે, એકબીજાની ભૂલો ખમી ખાધા વિના છૂટકોજ નથી. માટે આપણા સ્નેહીઓ ઉપર દયા કરવાની ખાતર નહિ પણ આપણા પોતાના ફાયદા સારુ આપણે આપણા

બંધુઓની ભૂલો માફ કરતાં શીખવું જોઇએ. અને યાદ રાખજો કે, જ્યારે આપણે તેઓની ભૂલો માફ કરીશું ત્યારે તેઓ આપણી ભૂલો માફ કરશે અને એ વખતે પરમકૃપાળુ પરમાત્મા–ભક્તવત્સલ ભગવાન પણ આપણી ભૂલો માફ કરશે. એથી આપણે બહુ સહેલાઇથી અંતરની શાંતિના, પ્રભુપ્રેમના તથા મોક્ષના આનંદ ભોગવી શકીશું. માટે આ બધા લાભ મેળવવા સારુ આપણે આપણા બંધુઓની ભૂલો માફ કરતાં શીખવું જોઇએ. કારણ કે એમાંજ તેઓનું અને આપણું પોતાનું બન્નેનું કલ્યાણ છે, એ વાત નક્કી સમજજો. વળી જોઇએ છીએ તો જગતના જડ પદાર્થોમાં પણ એવો ધર્મ દેખાય છે કે, સાકરને મોટા પથરાથી વાટીએ કે ખાંડી નાખીએ તોપણ તે પોતાની મીઠાશ મૂકતી નથી, ફળવાળાં ઝાડોને પથરા મારીએ છીએ તોપણ તે ફળ આપે છે, તેમજ સુખડને ઘસીએ અને લોબાનને અગ્નિમાં નાખી બાળી નાખીએ તોપણ સુગંધ આપે છે, પણ પોતાના ઉત્તમ ગુણ મૂકતા નથી. તેમ જો આપણાથી એમાંનું કાંઈ ને કાંઇ બની શકે તો સારી વાત છે.

---

## ૭૮–તમે જગતનું ભલું કરશો તો ભગવાન પણ જરૂર તમારું ભલું કરશે

સૌ લોકોની એવી ઇચ્છા હોય છે કે, પરમકૃપાળુ પરમાત્મા અમારું ભલું કરે તો સારું. અમને જે જે વસ્તુઓ, જે જે વૈભવો તથા જે જે સાધનો જોઇએ છે, તે બધું તરતજ આપે તો સારું અને પ્રભુ જલદી જલદી અમારું કલ્યાણ કરી દે ને અમને મોક્ષ આપી દે તો સારું. આવી રીતે ઘણા માણસો જલદી ફાયદો માગી લેવાની ઇચ્છા રાખે છે, પણ એ માટે જે મહેનત કરવી જોઇએ તે કરતા નથી, તેથી તેઓ પાછળ રહી જાય છે. આ વાત સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ–

ગાય પાસેથી જો આપણને દૂધ જોઇતું હોય, તો પ્રથમ તેને ઘાસદાણો ખવરાવવો જોઇએ, એ પછી તે દૂધ આપે છે; તેમજ આપણે પણ પ્રભુ પાસેથી આપણી મનગમતી વસ્તુઓ મેળવવી હોય તો, પ્રથમ જગતની સેવા કરવી જોઇએ. કારણ કે કુદરતનો એવો નિયમ છે કે, સેવા કર્યા વિના મેવા મળતા નથી. જેમ ગાયની સેવા કર્યા વિના દૂધ મળતું નથી, તેમજ જગતની સેવા કર્યા વિના

આપણું કલ્યાણ થઈ શકતું નથી. માટે આપણાથી બની શકે તે પ્રમાણે આપણે જગતની સેવા કરવી જોઇએ. આ સાંભળીને કેટલાક માણસો એમ કહે છે કે, અમારામાં સેવા કરવાનું બળ ક્યાં છે? અમારી પાસે સેવા કરવાનાં સાધનો ક્યાં છે? અને અમારી જરાક જેટલી સેવાથી જગતને શું અસર થાય? એના જવાબમાં સંતો કહે છે કેઃ—

આ બધા વિચારો ખોટા છે. આવા તર્ક આળસુ માણસો કરે છે. આવા પ્રશ્નો જેને કાંઇ કરવું ન હોય તેવા ઢીલાપોચા માણસો કરે છે. આવા પ્રશ્નો અજ્ઞાનીઓ કરે છે અને આવી વાતો પોતાના પ્રભુનું બળ નહિ સમજનારા તથા પોતાના આત્માને નીચો પાડનારા હલકા લોકો કરે છે. કારણ કે શાસ્ત્રોનો અને મહાત્માઓનો તો એજ સિદ્ધાંત છે કે, દરેક માણસની અંદર જુદી જુદી ઘણી જાતની બહુજ ઉત્તમ શક્તિઓ રહેલી છે; એ શક્તિઓનો ઉપયોગ કરવા માટેજ મનુષ્યાવતાર આપવામાં આવેલો છે. એટલુંજ નહિ પણ કાંઈ ને કાંઇ નાની મોટી ભલાઇ કરવાનાં સાધનો દરેક માણસની આસપાસ હોય છે અને નાનામાં નાનો બનાવ પણ જગત ઉપર કાંઇક સારી કે માઠી અસર કર્યા વિના રહેતોજ નથી એવી જગતની રચના છે. માટે આપણે આપણી શક્તિના પ્રમાણમાં આપણા બંધુઓની સેવા કરવીજ જોઇએ. પણ તેમાં એટલી વાત યાદ રાખજો કે, સેવાના પ્રકાર અનેક છે અને જુદા જુદા માણસોને તેઓની જુદી જુદી પ્રકૃતિ પ્રમાણે તથા જુદા જુદા સંજોગો પ્રમાણે જુદી જુદી જાતની સેવા કરવી ગમે છે.

કોઇ માણસ શરીરબળથી બીજા લોકોને ફાયદો થાય તેમ કરે છે; કોઇ માણસ ધનની મદદથી બીજાઓનું ભલું થાય તેમ કરે છે; કોઇ માણસ પોતાના બુદ્ધિબળથી જગતને ફાયદો કરે છે; કોઇ માણસ પોતાના ચરિત્રના બળથી લોકો ઉપર અસર કરે છે; કોઇ માણસ પોતાના અનુભવનો બીજાઓને લાભ આપીને તેઓને ફાયદો કરે છે; કોઇ માણસ પોતાની વાણીના બળથી લોકોનું ભલું કરે છે; કોઇ માણસ પોતાના મધુર અવાજથી લોકોની સેવા કરે છે; કોઇ માણસ પોતાના ધર્મના બળથી જગતમાં સારો દાખલો બેસાડે છે; કોઈ માણસ તપ કરીને લોકોને ફાયદો કરે છે; કોઇ માણસ અનેક પ્રકારનાં કષ્ટ ભોગવી પરદેશોમાં રખડીને પોતાના બંધુઓને ફાયદો કરે છે; કોઇ માણસ નવી શોધો કરીને દુનિયાને

મહાન લાભ કરી આપે છે; કોઈ માણુસ શાંતિ ભોગવીને તથા પોતાનું મોત સુધારીને ઘણા લોકોને સારો દાખલો આપી જાય છે. આવી રીતે અનેક રસ્તે જગતનું ભલું કરી શકાય છે. માટે પોતાનામાં જે જાતની શક્તિ હોય તે શક્તિનો જનસેવામાં ઉપ-યોગ કરવો જોઇએ અને કોઇ પણ જીવનું ભલું થાય તેવાં કામો કરી બતાવવાં જોઇએ. જ્યારે એમ થાય ત્યારેજ પ્રભુ આપણું ભલું કરે છે. કારણ કે કુદરતનો એવો નિયમ છે કે, જેમ પ્રથમ ગાયને ચારો ખવરાવ્યા વિના દૂધ મળેજ નહિ તેમજ લોકોનું ભલું કર્યા વિના પ્રભુની કૃપા મળી શકતીજ નથી. માટે જો પ્રભુની કૃપા મેળવવી હોય અને પોતાનું કલ્યાણ કરવું હોય તો પોતાનાથી જે રસ્તે બની શકે તે રસ્તે જગતની સેવા કરવી જોઇએ. કારણ કે શાસ્ત્રોનો ને મહાત્માઓનો એ સિદ્ધાંત છે કે, જગતની સેવામાં પ્રભુની સેવા આવી જાય છે. માટે પ્રભુની સેવા કરવા સારુ પ્રથમ પ્રભુના જીવોની સેવા કરવી જોઇએ-પ્રભુની સેવા કરવા સારુ પ્રથમ જગતના જીવોની સેવા કરવી જોઇએ, એ વાત યાદ રાખજો ને તે પ્રમાણે વર્તવાની કોશિશ કરજો, એટલે પ્રભુ તમારું કલ્યાણ કરશે.

### ઉપજાતિ વૃત્ત

અરે રૂડો માનવદેહ આવ્યો, બહુ પ્રતાપી પ્રભુએ બનાવ્યો;
તમે વિચારો હિત જો તમારું, કરો કરો કાંઈક કામ સારું.

(ક. દ. ડા.)

## ૭૯-સાચા ભક્ત થવાની સહેલી કૂંચી

ભગત થવાથીજ કલ્યાણ થઇ શકે છે એ નક્કી વાત છે. કારણ કે દુનિયાના બધા ધર્મોનો એ ખાસ સિદ્ધાંત છે કે, ભગત થયા વિના ઉદ્ધાર થાય નહિ, ભગત થયા વિના જિંદગીની સાર્થકતા થાય નહિ, ભગત થયા વિના આત્માનો વિકાસ થાય નહિ અને ભગત થયા વિના અંતરનાં પાપ જાય નહિ. માટે જો કાંઈક ઉચ્ચતા મેળવવી હોય અને જિંદગીનો ખરો લહાવ લેવો હોય તો આપણે ભગત થવું જોઇએ અને કદી પૂરેપૂરા તરતમાં ન બની શકાય તો પણ તેથી દિલગીર નહિ થતાં ભગત બનવાની કોશિશ કરવી જોઇએ.

ભગત થવાથીજ જિંદગીની સાર્થકતા થાય છે. એટલુંજ નહિ પણ દુનિયાના બધા ધર્મો ભગત થવાનીજ આજ્ઞા આપે છે અને

જગતનાં સૌ સારાં માણસો પણ આપણને એમજ કહે છે કે, ધર્મ પાળો, ધર્મ પાળો અને ભગત થાઓ, ભગત થાઓ. આવી રીતે ભગત થવા ચોતરફથી આપણને વારંવાર કહેવામાં આવે છે તેથી એ જાતના સંસ્કારો આપણાં મનમાં પડી જાય છે, એટલે ભગત થવાનું આપણને ગમ્યા કરે છે. છતાં પણ અફસોસની વાત એ છે કે, આપણે સાચા ભગત થઇ શકતા નથી. એનું કારણ શું ? એ માટે એક સંત એમ સમજાવતા હતા કેઃ-

ભગત થવા માટે આપણે સૌ આપણા ધર્મમાં થઇ ગયેલા ભગતોનાં જીવનચરિત્રો વાંચીએ છીએ, તેઓની કથા સાંભળીએ છીએ અને તેમનાં પદો ગાઇએ છીએ. એથી આગળ વધેલા જરા વધારે ઉદાર વિચારના હરિજનો દુનિયાના બીજા ધર્મોના ભગતોનાં જીવનચરિત્રો પણ વાંચે છે, તેમનાં વખાણ કરે છે અને તેમાંથી કાંઇક સાર લેવાની કોશિશ કરે છે; છતાં પણ તેઓને બરાબર અસર થતી નથી. કારણ કે એ બધી બાબતો બહુ સારી છે છતાં પણ તે બહારની છે, એટલે તેમાંથી જે લાભ મળવો જોઇએ તે લાભ મળી શકતો નથી. માટે જો સાચા ભગત થવું હોય તો તેની સહેલી કૂંચી એ છે કે, પોતાના અંતરની પોથી વાંચતાં શીખવું જોઇએ.

ભક્તમાળમાં નરસિંહ મહેતાનું જીવનચરિત્ર વાંચીને આપણે તેનાં વખાણ કરીએ છીએ અને ભગવાને તેની હૂંડી સ્વીકારી હતી એ માટે અજબ થઇએ છીએ; પણ જરા વિચાર તો કરો કે, જેમ ખરે વખતે પરમકૃપાળુ પરમાત્માએ નરસિંહ મહેતાને મદદ કરી હતી તેમ તેણે તમને પોતાને ખરે વખતે તમારી જિંદગીમાં કેટલી બધી મદદ કરેલી છે, એ તો જરા જુઓ ! દુઃખ વખતે, મંદવાડ વખતે, અણધારી આફત આવવાની હતી તે વખતે, દોઢિયાંની મારામારી હતી તે વખતે, આબરૂ જવાની તૈયારી હતી તે વખતે અને રસ્તામાં તથા દુકાનોમાં ને ઘરમાં તેણે કેટલી બધી વખત કેટલી બધી જાતની મદદ કરેલી છે એ તમે જરા જુઓ તો ખરા ! ભક્તમાળની ચોપડી વાંચવાથી તમને જેટલો ફાયદો થશે તે કરતાં આવી રીતે તમારી જિંદગીની પોથી વાંચવાથી તમને ઘણોજ વધારે લાભ થશે. માટે હવે જો સાચા ભગત થવું હોય તો તમે તમારી જિંદગીની પોથી વાંચતાં શીખો.

તુકારામની કથા જ્યારે તમે સાંભળો છો ત્યારે તમને ઘણી અજાયબી લાગે છે અને એમ થાય છે કે, તુકારામ ચોકી કરતા

હતા તે ખેતરમાંથી પક્ષીઓ દાણા ખાઇ ગયાં, છતાં પણ એ ખેતરમાં દાણાની ઊપજ વધી પડી. આ વાત સાંભળીને તમે અજબ થયા કરો છો અને તુકારામને ભગવાને જેવી મદદ કરી હતી તેવી મદદ આપણને કરે તો કેવું સારું એમ તમે ઇચ્છો છો. પણ જરા તમારી જિંદગીની પોથી તો વાંચી જુઓ કે શું તમોને ભગવાને એવી જાતની મદદ નથી કરી ? બંધુઓ, જરા જુઓ તો ખરા કે તમારા ખેતરમાં પણ ઘણુંયે પક્ષીઓ ચણી જાય છે, છતાં પણ ઊલટી ઊપજ વધે છે. જેમકે બાળકો, કુટુંબ, નાત એ બધાં પક્ષીઓ છે, તેમને તમે ખવરાવો–પિવરાવો છો, છતાં પણ છેલ્લાં દશ વરસ કરતાં હમણાં તમારી ઊપજ વધી છે, પ્રથમના કરતાં હમણાં તમારો પગાર વધ્યો છે અને પ્રથમના કરતાં તમારી સગવડો હાલમાં વધી છે એ શું પ્રભુનો ઉપકાર નથી ? બીજું એમ પણ જુઓ કે, કામ, ક્રોધ, લોભ, અદેખાઇ, અભિમાન વગેરે પક્ષીઓ તમારાં હૃદયના ખેતરમાંથી ઘણીયે લૂંટ કરી જાય છે, છતાં પણ જ્ઞાનમાં, ભક્તિમાં, દયામાં, પરોપકારમાં અને એવાજ બીજા ઘણા સદ્ગુણોમાં શું તમે આગળ નથી વધ્યા ? હું કહું છું કે, જરૂર તમે એ બધી બાબતોમાં આગળ વધ્યા છો અને તમારા શરીરના તથા ઘરના ખેતરમાંથી ઘણાં પક્ષીઓ ચણી જાય છે, છતાં પણ પરિણામે તમારા ખેતરમાં ઘણી વધારે આબાદી થઈ છે, એ જરા જુઓ તો ખરા ! શું આમાં પ્રભુની દયા નથી ? અને શું આમાંથી કાંઈ શીખવા જેવું નથી ? બેશક, યાદ રાખજો કે જેઓ પોતાની આંખો ખુલ્લી રાખે, તેઓને માટે પોતાના જીવનમાંથીજ ઘણુંયે જાણવાનું મળી શકે તેમ છે. માટે ભાઇઓ અને બહેનો ! આજ દિવસ સુધી તમે બીજા ભક્તોનાં જીવનચરિત્રો વાંચવામાંજ રહી ગયાં છો, પણ હવે તમે પોતે તમારું પોતાનું જીવન વાંચતાં શીખો, એટલે તમને ઘણો વધારે ફાયદો થશે.

આપણે જ્યારે ગીતા વાંચીએ છીએ ત્યારે ભગવાને અર્જુનને દિવ્યચક્ષુ આપ્યાં એ પ્રસંગ સાંભળીને બહુ અજબ થઇએ છીએ અને અર્જુન ઉપર ભગવાનની કેટલી બધી કૃપા હતી તેનાં વખાણ કરવા મંડી જઇએ છીએ ને એટલામાંજ રહી જઇએ છીએ. પણ જે પ્રભુએ અર્જુનને દિવ્યચક્ષુ આપ્યાં, તેજ પ્રભુની આપણી ઉપર પણ કેટલી બધી દયા છે અને તે આપણને પણ આપણા પ્રમાણમાં કેવી રીતે દિવ્યચક્ષુ આપે છે, એ વાત આપણે જોતા નથી.

પણ તે માટે એક સંત એમ કહેતા હતા કે, અર્જુનને અર્જુનની યોગ્યતા પ્રમાણે ભગવાને દિવ્યચક્ષુ આપ્યાં હતાં અને આપણને આપણી યોગ્યતા પ્રમાણે તે દિવ્યચક્ષુ આપે છે.

આ જગતમાં ઘણાં માણસો એવાં છે કે, જેઓને સાદી સમજણ પણ હોતી નથી, તેને બદલે આપણે બહુ ઊંડી વસ્તુઓ પણ સમજી શકીએ છીએ એવી ભગવાને આપણને બુદ્ધિ આપેલી છે. એ શું એક પ્રકારનાં દિવ્યચક્ષુ નથી? ઘણી વખત એમ બને છે કે, ભૂત–ભવિષ્યની કેટલીક બાબતોની આપણને સમજણ પડી જાય છે, એવી સમજણ કોઇ વખત કલ્પનાથી આવી જાય છે, કોઇ વખત સ્વપ્નાથી આવી જાય છે, કોઇ વખત કોઇની વાતો સાંભળવામાંથી આવી જાય છે, કોઈ વખત બુદ્ધિબળથી આવી જાય છે અને કોઈ વખત અંતરની પ્રેરણાથી એમ બની જાય છે; એ શું એક પ્રકારનાં દિવ્યચક્ષુ જેવું નથી? અને હે હરિજનો! ધર્મનાં જે જે રહસ્યો બીજા અજ્ઞાનીઓને દેખાતાં નથી, તે તે રહસ્યો તમને દેખાય છે. જેમકે શ્રદ્ધાની ખૂબી, પ્રભુપ્રેમનું બળ, પરમાર્થનો આનંદ અને તપનું ફળ, એ બધી અદૃશ્ય વસ્તુઓ તમને તમારી ભક્તિના પ્રમાણમાં સ્પષ્ટ દેખાય છે. એ શું એક જાતનાં દિવ્યચક્ષુ નથી? બંધુઓ, આવી ઘણી ઘણી રીતે પરમકૃપાળુ પરમાત્મા આપણને દિવ્યચક્ષુ આપે છે, પણ આપણે આપણી જિંદગીની પોથી વાંચતા નથી એટલે એ બાબતો જેવી રીતે સમજવી જોઇએ તેવી રીતે સમજી શકતા નથી. માટે હે હરિજનો! અમારી તમને એજ ભલામણ છે કે, જેમ અસલના થઇ ગયેલા ભગતોનાં ચરિત્ર વાંચો છો, તેમ તમારી પોતાની જિંદગી વાંચતાં શીખો, એટલે તમે જલદીથી ભગત થઇ શકશો.

### પ્રભુ પોતાના ભક્તોને મૂકતા નથી

જીવ જીવ કે આશરે, જીવ કરત હય રાજ;
તુલસી રઘુવર આશરે, કયું બિગડેગો કાજ?
તુલસી તલપ ન છોડીએ, નિશ્ચે લીજે નામ;
મનુષ્ય મજૂરી દેત હે, કયું રખેગો રામ?
આશા તો એક રામ કી, દૂજી આશ નિરાશ;
નદીકિનારે ઘર કરો, કબૂ ન મારે પ્યાસ.

## ૮૦—નીતિ વિષે

સત્ય વચન અરૂ દીનતા, પરસ્ત્રી માતસમાન;
ઇન કું વૈકુંઠ ના મિલે, તુલસીદાસ જમાન.
સતિયા સત નવ છોડીએ, સત છોડે પત જાય;
સત કી બાંધી લક્ષ્મી, ફિર મિલેગી આય.
પરનિંદા પરનારી અરૂ, પરદ્રવ્યન કી આશ;
છોડી તિનો બાત કું, ભજો એક અવિનાશ.
કંચન ત્યાગો સહજ હય, સહજ ત્રિયા કા નેહ;
માન બડાઇ ઇર્ષા, તુલસી દુર્લભ એહ.

× × ×

જહાં દયા તહાં ધર્મ હૈ, જહાં લોભ તહાં પાપ;
જહાં ક્રોધ તહાં કાલ હૈ, જહાં ક્ષમા ત્યાં આપ.
કંચન તજવો સુલભ હૈ, સુલભ ત્રિયા કો નેહ;
નિંદા સ્તુતિ ત્યાગવો, તુલસી દુર્લભ એહ.
લેને કું હરનામ હૈ, દેને કું અન્નદાન;
તરને કું આધીનતા, બુડને કું અભિમાન.

જે પોતે પોતાનો ઇન્સાફ નહિ કરે તેનો ઇન્સાફ જમદૂત કરશે.

ભક્તિ કરતાં એકાદો કાયદો તોડાતો હોય તે સારો છે, પણ જે બિલકુલ ભક્તિજ ન કરતો હોય તે તો ઘણોજ ખરાબ છે, એમ જાણજો.

રાજમાર્ગ મૂકીને જે જંગલની વાટે ચાલશે તે તો લૂંટાઇ જશે ને માર્યા જશે, તેમજ જે નીતિનો પંથ તજીને બીજા ઢોંગમાં પડશે, તેના પૈસા પણ જશે ને તે નરકમાં પડશે.

હમણાં આપણે કેવું સારું લખ્યું છે, કેવું સારું બોલ્યા છીએ અને કેટલું બધું ભણ્યા છીએ, તે કાંઇ ઇન્સાફ વખતે પૂછવામાં નહિ આવે; પણ માત્ર કેવી રીતે વર્ત્યા છીએ એજ ત્યાં પૂછવામાં આવશે ને એજ ત્યાં કામ લાગશે.

છાપરા વિનાનું ઘર ને ધર્મ વિનાનું માણસ એ બે સરખાં છે.

જે કુદરતને માન આપે છે પણ કુદરતના બનાવનારને ભૂલી જાય છે, તે ખુદ ધણીને છોડીને ફોટોગ્રાફને પૂજે છે એમ સમજવું. સઘળી નદીઓ સમુદ્ર ભણી જાય છે, તેમ સઘળા ધર્મો ઈશ્વરનું જ્ઞાન આપે છે.

જો તું પ્રભુનો પુત્ર હોય તો તારા બાપની આબરૂ પ્રમાણે ચાલ.

ઈશ્વર પાસે કહેવા સાંભળવા કરતાં પાળવાની કિંમત ઘણી વધારે છે.

---

## ૮૧–ભક્તોની જાત સામે ન જુઓ પણ એમના જ્ઞાન અને એમના પ્રભુપ્રેમ સામે જુઓ

દોહરો.

જાતભાત પૂછો નહીં, પૂછ લીજીયે જ્ઞાન;
મોલ કરો તરવાર કા, પડા રહન દો મ્યાન.

કેટલાક હરિજનો એવા હોય છે કે, તેઓને નાતજાતનો અને વર્ણાશ્રમનો બહુ મોહ રહી ગયેલો હોય છે, તેથી તેઓ જે જે ભગતોને મળે, તેઓની જાતભાત પૂછ્યા કરે છે અને માત્ર ઊંચી કે હલકી જાતની ખાતરજ તેઓનાં મનમાં બહુ પક્ષપાત રહ્યા કરે છે. આવી ભૂલ ન થાય અને ભૂલથી સાચા ભગતોને ગેરઇન્સાફ ન થાય તથા પોતે પણ અંધારામાં ન રહી જાય, માટે એક સંત પોતાના ભગતોને સમજાવતા હતા કેઃ–

ભાઇઓ ! મ્યાનની સામે ન જુઓ પણ મ્યાનની અંદર જે તરવાર રહેલી છે, તે તરવારની સામે જુઓ. તેમજ ભગતોની જાતભાત સામે ન જુઓ, પણ તેઓનાં ઈશ્વરી જ્ઞાનની સામે જુઓ અને તેઓના પ્રભુપ્રેમની સામે જુઓ. જાતભાત એ તો બહારના મ્યાન જેવી છે અને અંદરનું જ્ઞાન એ તરવાર જેવું છે, માટે જો તરવાર સારી હોય ને મ્યાન કદી ખરાબ હોય તો એથી કાંઇ તરવારનું પાણી ઓછું થઇ જતું નથી, કે એથી કાંઇ તરવારની કિંમત ઘટી જતી નથી; તેમજ કેટલાક ભગતો કદી હલકી જાતના હોય તેથી કાંઇ તેઓ ભગવાનની આગળ હલકા ગણાતા નથી. કારણ કે ભક્તિનો આધાર કાંઈ જાતભાત ઉપર નથી, પણ અંદરના પ્રભુપ્રેમ ઉપર છે. માટે ભાઇઓ, પ્રભુપ્રેમનું બળ રાખો, ઈશ્વરી જ્ઞાનનું બળ રાખો અને ભગતોની ભાવનાઓ સામે જુઓ, તેઓની પવિત્રતા સામે જુઓ, તેઓની ઊંચી જાતની રહેણીકરણી સામે જુઓ, તેઓની ભલાઈ સામે જુઓ, તેઓના સ્વાર્થત્યાગ સામે જુઓ, તેઓની કર્તવ્યબુદ્ધિ સામે જુઓ, તેઓના જાગેલા જીવ તરફ જુઓ, તેઓની સોબત સામે જુઓ, તેઓના અભ્યાસ સામે

જુઓ, તેઓના ત્યાગ તરફ જુઓ અને તેઓ જે વિશ્વાસની અદૃશ્ય દોરી ઉપર દઢતાથી ચાલ્યા જાય છે, તે તરફ જુઓ. એકલી નાતજાત તરફજ શું જોઇ રહ્યા છો ? વળી બીજી આ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે, કઇ જાતમાં જન્મ મળવો એ કાંઇ આપણા અખત્યારની વાત નથી; પણ પુરુષાર્થ કરવો ને પોતાની ભક્તિ વધારવી એ તો આપણા અખત્યારની વાત છે. માટે સાચા હરિજનોએ નાતજાતના ઝઘડામાં પડી રહેવું નહિ અને કોઈ ભગત કદી હલકી નાતનો હોય તે સારુ તેનું અપમાન કરવું નહિ કે તેને ઊતરતા પ્રકારનો ભગત સમજવો નહિ; પણ જે પ્રમાણે તેનામાં યોગ્યતા હોય તે પ્રમાણે તેને માન આપવું જોઈએ. જો એમ કરતાં આવડે તોજ પ્રભુ રાજી થાય છે અને તોજ આપણું જલદીથી કલ્યાણ થાય છે. માટે બંધુઓ! ભગતોની જાતભાત જોવામાંજ રહી જશો મા પણ તેઓની ભક્તિ સામે જોવાય તેમ કરજો, એજ અમારી ભલામણ છે.

ઊંચા કુળનું અભિમાન ન કરવા વિષે

ઊંચા કુળ કિસ કામ કા, જ્યાં નહિ હરિ કો નામ;
તુલસી તાતે સુપચ ભલો, મુખ લે હરિ કો નામ.
નીચ નીચ સબ તર ગયે, સંતચરણ લૌલીન;
જાતહી કે અભિમાન સે, ડૂબે બહુત કુલીન.
ચતુરાઇ ચૂલે પડી, ધિક પડયો આચાર;
તુલસી ભગવતભક્તિ બિન, ચારોં વર્ણ ચમાર.
જાત નહીં જગદીશ કું હરિજન કું કયા હોય?
જાત ભાત કુલ કીચ મેં, ડૂબ મરો મત કોય.

માટે મોટા સંતો તો ઠોકીવગાડીને કહે છે કે, ગમે તેવી હલકી જાતનો હોય પણ જો તેના અંતરમાં પ્રભુનો વાસ થઇ જાય, તો તેની જાત પણ ઊંચી થઈ જાય છે. માટે તેઓ કહે છે કેઃ-

દોહરો

જાત હમારી આતમા, પરમેશ્વર પરિવાર;
સગા હમારા સંત હય, શિરપર સરજનહાર.



## ૮૨–દેહથી આત્માને જુદો પાડી શકીએ ત્યારેજ મોક્ષ મળી શકે છે

સૌ હરિજનોને મોક્ષ મેળવવાની ઇચ્છા હોય છે. કારણ કે મોક્ષ મેળવ્યાથી બધી જાતનાં દુઃખો જતાં રહે છે, મોક્ષ મેળવ્યાથી જન્મમરણના ફેરામાંથી છુટાય છે, મોક્ષ મેળવ્યાથી ઈશ્વરની હજૂરમાં રહી શકાય છે. મોક્ષ મેળવ્યાથી ઈશ્વરરૂપ બની શકાય છે અને મોક્ષ મેળવ્યાથી અનંતકાળનો અખંડ આનંદ ભોગવી શકાય છે. માટે સૌ હરિજનો મોક્ષ મેળવવાની ઇચ્છા રાખે છે અને તેમ છતાં કોઇ કોઇ જમાનામાં કોઈક મહાત્માજ મોક્ષ મેળવી શકે છે. બાકી તો બધા જન્મમરણના ફેરામાંજ રહી જાય છે. આનું કારણ શું? એ વાત સમજાવવા માટે એક મહાત્મા કહેતા હતા કેઃ–

દેહના અભિમાનને લીધે માણસો પોતાના દેહનાં સુખો તરફજ જોયા કરે છે અને એ માટેજ માથાકૂટ કર્યા કરે છે; એટલુંજ નહિ પણ એવા મોહવાદીઓ પોતાના દેહ ઉપર એટલી બધી આસક્તિ રાખે છે કે, તેઓ દેહનેજ આત્મા માની લે છે તેથી તેઓને સત્ય જ્ઞાન થતું નથી અને તેઓ બંધનમાંથી છૂટી શકતા નથી. કારણ કે શાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે, આત્મા દેહથી તદ્દન જુદો છે. જેમકે, દેહ નાશવંત છે અને આત્મા અમર છે. દેહ ક્ષય–વૃદ્ધિવાળો છે અને આત્મા જેવો છે તેવોજ હમેશાં રહેવાવાળો છે. દેહમાં રોગ, શોક અને દુઃખ રહેલાં છે, પણ આત્મામાં તો અખંડ આનંદજ રહેલો છે અને જુદાં જુદાં કર્મ પ્રમાણે, જુદા જુદા જન્મમાં, જુદા જુદા દેહ થયા કરે છે, પણ તે બધા દેહોમાં આત્મા તો એકનો એકજ અને એનો એજ હોય છે. આવો દેહમાં ને આત્મામાં તફાવત છે. માટે દેહથી આત્મા તદ્દન જુદો છે, એમ પ્રથમ શાસ્ત્રના સિદ્ધાંતોથી ખાતરી થઇ જવી જોઇએ અને પછી એ વાત પોતાના અનુભવથી સિદ્ધ થવી જોઇએ. જયારે એમ થાય ત્યારે મોક્ષ મળી શકે છે ને ત્યારેજ જીવન્મુક્તિનાં સુખો ભોગવી શકાય છે. કારણ કે દેહના મોહને લીધેજ બધી જાતનાં દુઃખો ઉત્પન્ન થાય છે અને એથી ઊલટું જયારે દેહ આત્માથી જુદો છે એમ ખાતરીપૂર્વક અનુભવ થઇ જાય અને એ અનુભવ કાયમ રહે ત્યારે બધી જાતનાં દુઃખો ઊડી જાય છે અને આત્મિક

આનંદનાં સુખો મળ્યા કરે છે. દેહ આત્માથી કેવી રીતે જુદો પડે છે એ વાત સમજાવવા માટે એક મહાત્મા કહેતા હતા કે:-

નાળિયેર અને તેની ઉપરની કાચલી એ બન્ને તદ્દન જુદાં જુદાં છે, છતાં પણ જ્યાં સુધી નાળિયેરમાં ભીનાશ હોય ત્યાં સુધી તે કાચલીને વળગી રહે છે. એ વખતે જો નાળિયેરને ફોડીએ તો કાચલી સાથે નાળિયેર પણ ફૂટી જાય છે અને કાચલીને વળગી રહે છે. પણ નાળિયેરને જો સૂકવીએ તો તેની અંદરની ભીનાશ સૂરજના તાપથી સુકાઈ જાય છે. એટલે કાચલીથી નાળિયેરનો ગોટો અંદર જુદો પડી જાય છે. એ વખતે કાચલીને ભાંગી નાખીએ તો નાળિયેર તેની સાથે વળગેલું રહેતું નથી. તેમજ દેહ અને આત્મા માટે પણ સમજવાનું છે અને જેમ કાચલીથી નાળિયેરનો ગોટો જુદો પડી જાય છે તેમજ દેહથી આત્મા જુદો પડી જાય છે. એ વખતે આત્માને દેહનું બંધન નડતું નથી, એથી તે મોક્ષનાં સુખો ભોગવી શકે છે, પણ આમ બનવાનું મુખ્ય કારણ જાણવું જોઇએ અને તે કારણ એજ છે કે:-

જેમ સૂર્યનો તાપ લાગવાથી નાળિયેરનો ગોટો કાચલીથી જુદો પડી જાય છે, તેમજ દેહને ને આત્માને જુદા પાડવા માટે પણ કાંઇક તાપ લાગવો જોઇએ. એવા તાપને શાસ્ત્રમાં તપ કહે છે. તપ કરવાથી આત્મા દેહથી જુદો પડી જાય છે, કારણ કે તપ કરવાથી દેહ સાથે સંબંધવાળા આત્માનું સ્વરૂપ શુદ્ધ થતું જાય છે. તપ કરવાથી દેહનું અભિમાન ગળતું જાય છે, તપ કરવાથી મનનો નાશ થતો જાય છે, તપ કરવાથી વાસનાનો ક્ષય થતો જાય છે અને તપ કરવાથી બુદ્ધિ નિર્મળ થતી જાય છે. તેથી આત્માનું સ્વરૂપ સહેલાઇથી સમજી શકાય છે. માટે જો મોક્ષની ઇચ્છા હોય તો દેહથી આત્મા જુદો છે એ વાતની પ્રથમ સંપૂર્ણ ખાતરી કરવી જોઇએ અને એ પછી દેહથી આત્મા જુદો છે એ વાતનો પોતે જાતે અનુભવ કરવો જોઇએ. એ પછી તે અનુભવ હંમેશાં ટકી રહે ને નજર આગળ તર્યા કરે તેમ કરવું જોઇએ. યાદ રાખજો કે, એ બધું જુદી જુદી જાતનાં તપથી થાય છે. વળી તપની જાતો ઘણી છે, માટે તમારાથી તમારી સ્થિતિ પ્રમાણે ને દેશકાળ પ્રમાણે જે જાતનું તપ બની શકે તે જાતનું તપ કરજો—તે જાતનું તપ કરજો. એટલે તપના બળથી દેહનું અભિમાન ઓછું થશે અને આત્માને દેહથી જુદો પાડી શકાશે. એટલે પરિણામે મોક્ષનાં મહા-

આનંદદાયક સુખો ભોગવી શકાશે એમાં કાંઈ પણ શક નથી. માટે સ્થિતિ પ્રમાણેનાં તપ કરો–સ્થિતિ પ્રમાણેનાં તપ કરો !

## ૮૩–જ્ઞાની ભક્તોની વાતો સાંભળવાથી થતા ફાયદા વિષે

### દોહરો

બહુત પુન્ય કરી મિલત હય, જ્ઞાની કો સંગ આય;
સબ ગ્રંથન કો તત્ત્વ સો, પલ મેં દેત બતાય.

ડાહ્યા માણસો એમ કહે છે કે, હે ભાઈઓ ! ભગતોનો સંગ કરજો ને ભગતોની વાતો સાંભળજો. ઘણાયે ધર્મવાળાં માબાપો પોતાનાં છોકરાંઓને વારંવાર એવી શિખામણ દે છે કે, તમે હરિજનોની વાતો સાંભળજો ને તેઓનો સંગ કરજો. સારા શિક્ષકો પણ પોતાના વિદ્યાર્થીઓને એવોજ ઉપદેશ કરે છે કે, જેમ બને તેમ તમે વિદ્વાનોના વિચારોનો લાભ લેજો, જે કર્મયોગી મહાત્માઓ હોય તેમને પગલે ચાલજો અને જ્ઞાનીઓના સહવાસમાં રહેજો. આ પ્રમાણે ચોતરફથી જ્ઞાનીઓની વાતો સાંભળવા માટે સૌ ભલામણ કરે છે. માટે આપણે જાણવું જોઈએ કે, જ્ઞાની મહાત્માઓની વાતોમાં એટલી બધી શું વિશેષતા હોય છે કે જેથી કરીને તેઓની વાણી સાંભળવા સૌ લોકો આગ્રહ કરે છે. આ બાબત સ્પષ્ટ રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ એક સત્સંગમંડળીમાં પોતાના હરિજનોને સમજાવતા હતા કેઃ–

સમુદ્રનું પાણી ખારું હોય છે અને પૃથ્વી ઉપરનાં બીજાં ઘણાંયે ખાડા–ખાબોચિયાંનું પાણી પણ મેલું, ગંદું ને જતુંઓવાળું હોય છે, પણ એજ પાણી જ્યારે વરાળરૂપી આકાશમાં ઊડી જાય છે અને વાદળાંઓમાંથી વરસાદરૂપે પાછું નીચે પડે છે, ત્યારે તે પાણી બહુ ચોખ્ખું ને બહુ ગુણવાળું બની જાય છે. તેમજ હમણાં જે જે વાતો આપણને સામાન્ય લાગતી હોય અને જે બાબતો આપણી ઉપર અસર કરી શકતી ન હોય, તેવી બાબતો પણ જ્યારે મહાત્માઓનાં હૃદયમાં થઈને તેઓની વાણી મારફત આપણા કાનમાં આવે છે, ત્યારે તે બાબત આપણને અસરકારક લાગે છે અને ઊંચી લાગે છે, આવો મહાત્માઓનો પ્રભાવ છે. માટે તેઓની વાણી સાંભળવાની જરૂર છે. મહાત્માઓની વાતોમાં અજબ

જેવું બળ હોય છે તેનું કારણ એ છે કેઃ-

મહાત્માઓની વાતોમાં તેઓનાં અંતઃકરણની પવિત્રતા ભળેલી હોય છે; મહાત્માઓની વાતોમાં તેઓનાં મનની દઢતા ભળેલી હોય છે; મહાત્માઓની વાતોમાં તેઓનાં અંતરનું સત્ય ભળેલું હોય છે; મહાત્માઓની વાતોમાં તેઓનો વૈરાગ્ય ભળેલો હોય છે; મહાત્માઓની વાતોમાં તેઓનાં અંતઃકરણની ઉદારતા ભળેલી હોય છે; તેઓની વાતોમાં તેઓનો પ્રેમ ભળેલો હોય છે. તેઓની વાતોમાં જાતઅનુભવ ભળેલો હોય છે; તેઓની વાતોમાં તેઓના તપનું બળ ભળેલું હોય છે; તેઓની વાતોમાં તેઓની આત્મિક શ્રદ્ધા પ્રસરેલી હોય છે; તેઓની વાતોમાં બીજાઓની વાતો કરતાં ઘણી વિશેષતા હોય છે અને તેઓની વાતોમાં ભગવાનની વીજળી હોય છે. માટે ભગતોની વાતો સાંભળવા જેવી હોય છે. એટલુંજ નહિ પણ જ્ઞાની મહાત્માઓની ટૂંકી વાતોમાં પણ ઘણો અર્થ હોય છે. તેઓની સામાન્ય વાતોમાં પણ ખાસ વિશેષતા હોય છે, તેઓની સાદી સાદી વાતોમાં પણ ચમત્કાર હોય છે અને જે વાતો બીજાઓને મોઢેથી સેંકડો વખત સાંભળવા છતાં આપણને કાંઇ પણ અસર ન થાય તેવી વાતો પણ જ્યારે મહાત્માઓને મોઢેથી સાંભળીએ છીએ ત્યારે તેની તરતજ બહુ મોટી અસર થાય છે. માટે જેમ બને તેમ જ્ઞાની ભગતોનીજ વાતો સાંભળવી જોઇએ. કારણ કે, તેઓની વાતો સાંભળવાથી શું શું ફાયદા થાય છે એ તમે જાણો છો ? યાદ રાખજો કેઃ—

મહાત્માઓની વાતો સાંભળવાથી ઘણાયે માણસો રાક્ષસો મટીને દેવ બની ગયા છે; મહાત્માઓની વાતો સાંભળવાથી ઘણા માણસોને ધન મળી ગયાં છે, ઘણા માણસોને સત્તા મળી ગઇ છે, ઘણા માણસોની કીર્તિ વધી ગઇ છે, ઘણા માણસોને છોકરાંઓ મળી ગયાં છે, ઘણા માણસોના અધિકાર વધી ગયા છે, ઘણા માણસોના દેહના રોગો મટી ગયા છે અને ઘણા માણસોના મનના અફસોસ મટી ગયા છે. આવું મહાત્માઓની વાણીમાં બળ છે. માટે જો મનમાનતાં કામ કરી લેવાં હોય તોપણ તે મહાત્માઓની વાણી સાંભળવાથી થઇ શકે તેમ છે અને જો ધર્મના ઊંડાણમાં પેસવું હોય, આત્મિક આનંદ મેળવવો હોય, જન્મ-મરણના ફેરામાંથી છૂટવું હોય અને અનંત બ્રહ્માંડના નાથની સાથે તન્મય થવું હોય, તો એ પણ મહાત્માઓની વાણીથી બની શકે

તેમ છે. ટૂંકામાં એજ કે, તમને આ દુનિયાનું કે પરલોકનું જે કાંઇ જોઇતું હોય તે બધું પ્રભુના પ્યારા મહાત્માઓની વાણીમાંથી મળી શકે તેમ છે. માટે હે હરિજનો! અમારી તમને સૌને એજ ભલામણ છે કે, જેમ બને તેમ મહાત્માઓના ચરણોનું ને તેઓની વાણીનું સેવન કરજો–મહાત્માઓના ચરણોનું ને તેઓની વાણીનું સેવન કરજો, એટલે પ્રભુ તમારું કલ્યાણ કરશે.

દોહરા

પારસ મેં ઓર સંત મેં, બડો અંતરો જાન;
વો લોહા કંચન કરે, વો કરે આપ સમાન.
સંત ધન્વંતરિ વૈદ સમ, જેસો રોગી જેહુ;
બનાવત હે તાહી કું, તેસો ઓષધ દેઉં.
બકરા હાથ કસાઇ કે, માજન ધાય છુડાત;
મુક્ત કહે ત્યું સંતજન, કરત જ્ઞાન કી બાત.
સૂર્ય સંત તમ કું હરે, તાતે ભયે સમાન;
મુક્ત બહાર તમ રવિ હરે, સંત હરત અજ્ઞાન.
સંત સબન કો હિત કરે, દે સાચો ઉપદેશ;
મુક્ત મિલાવે રામ સેં, સ્વારથ નહીં લવ લેશ.
જબહી મિલે જન સંત કો, તબહી ભયો કલ્યાન;
મુક્ત કહે જન પ્રગટ કો, સંત દેત તેહી જ્ઞાન.
દોષ કલંક મિટાય કે, શુદ્ધ કરત હે સંત;
મુક્ત મિલાવે સબહી કું, પ્રગટ રૂપ ભગવંત.
સંત બડે પરમારથી, દેત સબન કું જ્ઞાન;
મુક્ત મિલે જન તાહી કું, તા કો કરત કલ્યાન.
જ્ઞાન ભક્તિ વૈરાગ સહિત, સંત સરલચિત હોય;
મુક્ત કહે ભવતરન મેં, અતિ બડો નૌકા સોય.
બહુત પુન્ય કરી મિલત હય, જ્ઞાની કો સંગ આય;
સબ ગ્રંથન કો તત્ત્વ સો, પલ મેં દેત બતાય.

## ૮૪–પાપ વિષે

રાજાના ગુનેગારોને તો તુરંગમાં પડવું પડે છે, પણ પ્રભુના દ્રોહીઓને તો નરકના ધગધગતા મોટા અગ્નિમાં પડવું પડશે.

માટે આપણને વિચાર થાય છે કે, ઉનાળાની ગરમી ન ખમી

શકતા બિચારા નાજુક મનુષ્યો પ્રભુને વિસારીને નરકના અગ્નિની મોટી જ્વાળાઓ કેમ સહન કરી શકશે?

આ ઠેકાણે આપણે દરેક હરિજનોએ યાદ રાખવાનું છે કે, નરકમાં આપણને ઠંડક કરવા માટે કોઇ પણ પંખો કરનાર મળનાર નથી.

માટે ડાહ્યા મનુષ્યોએ તો હમણાંથીજ પ્રભુ રીઝવવાનાં એવાં ઉત્તમ સાધનો સાધી લેવાં જોઇએ કે, નરકની વાતો તો સ્વપ્નેપણ આવે નહિ.

કુંભારનો ગધેડો પણ કુંભારના ઘરના નિભાડાના અગ્નિથી દૂર દૂર રહ્યા કરે છે, ત્યારે જે મનુષ્ય, નરકનો અગ્નિ બહુ દુઃખદાયક છે એમ શાસ્ત્ર દ્વારા સાંભળી લીધું છે છતાં પણ તેનાથી દૂર રહેવાનાં ને પ્રભુ ભજી લેવાનાં સાધનો કરતો નથી, તે મનુષ્ય તો પેલા કુંભારના ગધેડાથી પણ વધારે મૂર્ખ છે એમ થયું.

એક માણસે કોઈ એક મૂર્ખ જેવા માણસને ઘણાંક લાકડાંઓ ભેળાં કરીને સળગાવતો જોયો. ત્યારે તેને પેલો માણસ પૂછવા લાગ્યો કે ભાઇ, આટલાં બધાં લાકડાં શા માટે સળગાવે છે? ત્યારે તેણે કહ્યું કે, મેં મારે માટે સળગાવ્યાં છે અને હું તેમાં બળી મરવાનો છું. આ સાંભળીને પેલા માણસે જાણ્યું કે, ઓહો! આ તે કેટલી મૂર્ખાઈ? પોતાને હાથેજ પોતે લાકડાં ભેળાં કરી બળી મરે છે!

ભાઇઓ! પાપીઓ પણ ઉપલા માણસ જેવાજ જાણવા કે જેઓ નરકના અગ્નિમાં બળી મરવા માટે નઠારાં કર્મોમાં સદાય મચ્યા રહે છે.

દોહરા

પાપ પુણ્ય છુપ છુપ કરો, સોવત કરો કે જાગ;
તુલસી કબ લગ છુપ રહે, ઘાસ ઘુસાઇ આગ?
પારસ કે પરસતે કંચન ભઇ તરવાર;
તુલસી તીનું ના ગયે, ધાર માર આકાર.

જેમ એક નાનું ગાબડું મોટા વહાણને ડુબાડી દે છે, તેમ નાનું પાપ પણ જીવને નરકમાં લઇ જાય છે.

સિંહનું બચ્ચું નાનું હશે, ત્યારે તેને સહેલાઇથી મારી શકાશે, પણ મોટું થયા પછી મારવું મુશ્કેલ થઇ પડશે. તેમ પાપને પણ તેવુંજ જાણજો.

એક સાપના ડંખથીજ માણુસ મરી જાય છે, મરણુ માટે કાંઇ ઝાઝા સાપના ડંખની જરૂર નથી; તેમજ નરકમાં જવા માટે એકજ પાપ ઘણું છે, માટે સંભાળજો.

પાપ કરીને કોઈ છેવટ સુધી સુખિયો થયો હોય તો કહો!

હે હરિજનો! ક્યારેક એક ઝીણું દોરડું મોટા વહાણુને અટકાવી રાખે છે, આગળ વધવા દેતું નથી.તેમ તમારામાં રહેલી થોડીઘણી માયા પણુ તમને ભક્તિમાં આગળ વધતાં અટકાવી ન રાખે એની સંભાળ રાખજો.

માણુસો દુઃખથી ડરે છે, પણુ જે પાપથી દુઃખ પેદા થાય છે તે પાપને તજવા ચહાતાં નથી. એ કેવી નવાઈ છે!

જે લોભને માટે પાપ કરશે તેને તે પાપથી લાભ થવાનો નથી. ઝેર ઉતારવાની દવાઓ વેચાય છે માટે કાંઇ ઝેર ખવાય નહિ, તેમ ભગવાનની ભક્તિથી ઘણાં પાપો બળી જાય છે, માટે કાંઇ પાપ કરાય નહિ.

જ્યારે ભરેલા વાસણુને ખાલી કરીશ ત્યારે તેમાં બીજી વસ્તુ રહી શકશે, માટે પાપને દિલમાંથી કાઢ ને પ્રભુને ભજ.

જો પાપને નહિ મારી નાખો તો પાપ તમોને મારી નાખશે. પાપ એ એક એવું મોટું દરદ છે કે, જેને સાધારણુ વૈદની દવા તો લાગુ પડતીજ નથી. (એટલે કે હોશિયાર વૈદરૂપી સારા ગુરુની જરૂર છે.)

પાપ શીખવા માટે કાંઇ નિશાળો હોતી નથી, તે તો પોતાની મેળે શિખાય છે.

પાપનું ફળ દુઃખ છે.

અંતરમાં દુષ્ટ વિચારોને રમવા દેવા, એ પ્રભુના પવિત્ર મંદિરોને ભ્રષ્ટ કરવા જેવું છે.

જાડો થયેલો કસાઇના ઘરનો બકરો જેમ કપાઈ જશે, તેમ મોજમજામાં પડેલા પાપીઓના પણુ એજ હાલ થવાના છે. માટે એની તે વાતો શું કરવી?

તારાં પાપો તને શોધી કાઢશે.

પાપ કરવામાં શરમ છે, પણુ કબૂલ કરવામાં બહાદુરી છે.

## પાપી વિષે

સાપ-વીંછીને ડંખ મારતાં શીખવવા કોઇ જતું નથી, એ તો જન્મની સાથે પોતાની મેળેજ શીખતા આવે છે.

મરી ગયેલાને જેમ દવા ફાયદો કરતી નથી, તેમ અજ્ઞાનીને જ્ઞાન આપવું ફોગટ છે.

જેની જીભ નઠારી હોય તેનું હૈયું પણ નઠારું છે, એમ જાણજો.

જે બોયલરમાં અગ્નિ બળતો હોય તેની ચીમનીમાંથી ધુમાડો ઊંચે ચડે છે, તેમ જેના પેટમાં ઝેર ભર્યું હોય તેના મુખમાંથી કડવાં વચનો નીકળે છે.

મરેલા માણસને વારસો મળતો નથી પણ જીવતાને મળે છે, તેમ સત્સંગમાં તો પ્રેમીઓનાં કાર્ય થશે, પ્રેમહીણાઓ તો રઝળીજ મરવાના.

ન્યાયાધીશો ઘણા દયાળુ હોય છે તોપણ ખૂનીને તો ફાંસીએ ચડાવવાનાજ. તેમજ આપણા પ્રભુ બહુજ દયાળુ છે તોપણ પાપીને તો શિક્ષા કરવાનાજ.

મોટા પથરાઓને ઘણના મોટા માર જોઇશે, તે વિના તેના ટુકડા થવાના નથી, તેમ કઠણ હૈયાના માણસોને જેવોતેવો બોધ લાગવાનો નથી.

બાવળનું ઝાડ મોટું થાય છે તે બળી મરવા માટે, તેમ પાપી મોટા થાય છે તે નરકમાં જવા માટે.

કાંટાની અણી કાઢવા કોઇ જતું નથી, તેમ દુર્જનો તો જન્મથીજ નઠારા હોય છે.

કહો કે મરચાંને કોણ તીખાં કરવા બેઠું હતું?

કયારેક કયારેક મોટા પંડિતો મોટા પાપી હોય છે.

પાપીઓ હમેશાં મોટા મહેલમાં રહે છે ને ધર્મીઓ સડેલી ઝૂંપડીઓમાં પડી રહે છે, તેથી કાંઇ ઈશ્વરને ઘેર અન્યાય છે એમ કોઈ સમજશો નહિ.

જે ઝેર વેર રાખીને ફરે છે ને બીજાના વાંકને માફ કરતો નથી, તે પરલોક જવાના પુલને પોતાને હાથેજ પોતે તોડે છે.

---

## ૮૫–મોતથી ડરવું નહિ, કારણ કે એમાં પણ પ્રભુની કાંઇક દયા હોય છે

દુનિયાના બધા ધર્મોનો એ સિદ્ધાંત છે કે, સુખથી ફુલાઈ જવું નહિ અને દુઃખથી દિલગીર થઈ જવું નહિ. છતાં પણ આપણે જોઇએ છીએ કે, જગતમાં બહુજ થોડાં માણસોને એ ઉપદેશ

બહુ કામ લાગે છે. બાકી સો માણસો પોતાને ધર્મવાળા સમજ્યા કરે છે, પણ દુઃખમાં દિલાસો લઇ શકતા નથી. માટે દરેક હરિજનોએ દુઃખના વખતે ધીરજ રાખતાં શીખવું જોઇએ.

બંધુઓ ! આ દુનિયામાં ઘણા પ્રકારનાં દુઃખો છે, પણ તેમાં મોતનું દુઃખ સૌથી વધારે ભયંકર છે. તેથી જ્યારે આપણા કોઈ સ્નેહીનું મરણ થાય, ત્યારે આપણે ધીરજ રાખી શકતા નથી અને તેમાં પણ સ્ત્રીઓનું જ્ઞાન તો એ વખતે સાવ માર્યુંજ જાય છે. વિવેક વીસરી જાય છે, સ્મૃતિ ભમી જાય છે અને ડહાપણ દૂર ખસી જાય છે; કારણ કે તેઓ બહુ મોહવાદી હોય છે અને દુઃખનાં રહસ્યો જાણવાની તસ્દી લેતી નથી, તેથી તે વધારે અફસોસમાં ડૂબી જાય છે. પણ અફસોસમાં ડૂબવાથી પરિણામ એ આવે છે કે, ધર્મ ઢંકાઈ જાય છે અને દિલગીરીને લીધે અધર્મ વધી જાય છે તથા નરક સામે ખડું થઇ જાય છે. આવી મહાન ખરાબી ન થાય માટે શાસ્ત્રો તથા સંતો વારંવાર આપણને એમ કહે છે કે, મોતનો અફસોસ કરો મા–મોતનો અફસોસ કરો મા. પણ એ વાત આપણને ગળે ઊતરતી નથી. માટે એ બાબત સમજાવવા સારુ એક સંત કહેતા હતા કેઃ–

ઘેટાંઓને જ્યારે ડુંગર ઉપર ચડાવવાનાં હોય, ત્યારે તેનો ભરવાડ ઘેટાંનાં બચ્ચાંને ઘેટાંની પાસેથી તેડી લે છે; કારણ કે નાનાં બચ્ચાંઓ કાંઇ ડુંગર ઉપર ચડી શકે નહિ, તેઓમાં કાંઇ એટલું જોર હોય નહિ અને બચ્ચાંઓ ચાલે નહિ ત્યાં સુધી તેની માતાઓ પણ આગળ વધી શકે નહિ. માટે તાજું, લીલું ને સુંદર ઘાસ ચરાવવા માટે ઘેટાંનાં ટોળાંને જ્યારે પહાડ ઉપર ચડાવવાની ભરવાડની ઇચ્છા થાય ત્યારે તે તેનાં બચ્ચાંઓને ઉપાડી લે છે. તેમજ યાદ રાખજો કે, કોઈ કોઇ વખત પ્રભુ પણ એમજ કરે છે. તેને જ્યારે એવી ઇચ્છા થાય કે, અમુક માણસને મારે જ્ઞાન–ભક્તિના પહાડ ઉપર ચડાવવું છે, પણ તે માણસ એવા મોહમાં ફસાઇ ગયેલો છે કે, તેનું અમુક વહાલું સગું દૂર ન થાય ત્યાં સુધી તે માણસ એ રસ્તામાં આગળ વધી શકશે નહિ. માટે એવે વખતે પ્રભુ તેના બાલકને કે તેના બીજા કોઇ સ્નેહીને ઉપાડી લે છે. એથી એ વખતે જો કે તેને બહુ દુઃખ થાય છે, પણ અંતે તેથી તે માણસને બહુ ફાયદો થાય છે. કારણ કે તે જ્ઞાન–ભક્તિના પહાડ ઉપર ચડી શકે છે. માટે સમજી લેજો કે, આપણાં સ્નેહીઓનાં

મરણુમાં પણુ પ્રભુની દયા હોય છે. કારણુ કે તેઓ જીવતાં હોય ત્યારે આપણાથી જે કામો નથી થઇ શકતાં તે કામો તેઓનાં મરણુ બાદ થઇ શકે છે.

અમે ઘણાયે એવા દાખલા જોયેલા છે કે, સગાંઓનાં મરણુને લીધે લોભિયા માણુસો ઉદાર બની ગયેલા છે, રોગી માણુસો નીરોગી બની ગયેલા છે, મૂર્ખ માણુસો ડાહ્યા બની ગયેલા છે, પાપી માણુસો પુણ્યશાળી બની ગયેલા છે, ક્રોધી માણુસોએ પોતાના ક્રોધ છોડેલા છે, કામી માણુસોએ પોતાની વિષયવાસનાઓ છોડેલી છે, અદેખાઓએ પોતાની અદેખાઇ છોડેલી છે, અભિમાનીઓએ પોતાનાં અભિમાન છોડેલાં છે, વેરીઓએ પોતાનાં વેર છોડેલાં છે અને વહાલાં સ્નેહીઓનાં મરણુને લીધેજ ઘણાયે નાસ્તિકો આસ્તિક થઇ ગયેલા છે, તથા ઘણાયે મોહવાદીઓ ત્યાગી થઈ ગયેલા છે. આવી રીતે સ્નેહીઓનાં મોતથી પણુ ઘણાં માણુસોનાં જીવનમાં ઘણી જાતના ફેરફારો થઇ જાય છે; માટે મોતથી દિલગીર થવું નહિ અને સ્નેહીઓનાં મરણુના દુઃખમાં દબાઇ જવું નહિ. પણુ એવા મુશ્કેલ વખતે પણુ ધીરજ રાખતાં શીખવું જોઇએ અને એવા દુઃખમાંથી પણુ દિલાસો મળી શકે તેવા ઉપાયો કરવા જોઇએ તથા તેવું જ્ઞાન મેળવી રાખવું જોઇએ. એમ કરવું એ કદી બીજાઓને ગળે ન ઊતરે તો એ જુદી વાત છે, પણુ હરિજનોએ તો દુઃખમાં દિલાસો રાખતાં શીખવુંજ જોઇએ. કારણુ કે એ વિના ભક્તિ ફળીભૂત થતીજ નથી અને દુઃખમાં દિલાસો રાખવાનો સર્વથી સારો ઉપાય એ છે કે, આપણા ફાયદાને માટેજ દુઃખો આવે છે, એ વાત બહુજ ઊંડાણથી સમજી લેવી જોઇએ. જો એમ કરતાં આવડે તો ઘણી જાતનાં દુઃખો ઓછાં થઇ જાય છે અને પ્રભુના રસ્તામાં આગળ વધી શકાય છે. માટે મરણુના દુઃખથી દિલગીર થશો મા ને એવે વખતે બને એટલી ધીરજ રાખજો એજ અમારી ભલામણુ છે.

## દુઃખથી દિલગીર ન થવા વિષે

### ભુજંગી છંદ

પ્રભુને ગમે તે સમે સહુ સહેવું, સદા રાજી રાજી રુદેમાં રહેવું;<br>
કદી હેબકી હામ હૈયે ન હારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૧<br>
સજ્યો ઈશ્વરે વિશ્વનો ખેલ એવો, જુઓ માંડવો મેહનો હોય જેવો;<br>
થનારો ઘડીમાં ઘડીમાં જનારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૨

મળે એક કાળે વિવાની વધાઈ, મળે એક કાળે મહા ભોગ ભાઇ;
ન ચાલે સદા કાળ સારો નઠારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૩
જતી હોય જો આબરૂ એક કાળે, થતી હોય કાયા કદી ભંગ ભાલે;
પ્રભુની પૂરી એવી ઇચ્છા વિચારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૪
જુઓ જાનકી રામ રાજાની રાણી, ખભે તેડીને રાવણે રોતી આણી;
ધરી ધૈર્યને જોગ જેવો ગુજાર્યો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૫
સતી દ્રૌપદીને સભા મધ્ય આણ્યાં, પતિ દેખતાં પાપીએ વસ્ત્ર તાણ્યાં;
તથાપિ ન તે તો તજ્યાં પ્રાણ પ્યારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૬
પીડા ભૂપ પામ્યો હરિશ્ચંદ્ર પૂરી, જીવ્યો કષ્ટ કાળે કરીને મજૂરી;
ખડા હાથી હોદ્દે હતો બેસનારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૭
કદી મિત્ર કેરું મહા કષ્ટ જોઇ, ઘણા ગાભરા થૈ રહેવું ન રોઇ;
ઉપાયો કરી આપદાથી ઉગારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૮
કૂવામાં પડેલો કદી એક કોઈ, રહ્યો મિત્ર તેનો કૂટે માથું રોઈ;
કૂટયાથી કહો તે બચે શું બિચારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૯
કશી જુક્તિ ચાલે નહિ જ્યાં કદાપિ, દિલે ધારી જોવું ન રોવું તદાપિ;
ભજે દેવ શાંતિ સજે એજ સારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૧૦

## ૮૬–જે ભક્ત ભક્તિનો ખોટો વેષ રાખીને ભક્તિના ઢોંગ કરે, તેને સખ્ત સજા થાય છે

ભક્તિની મહત્તા જેમ અતિશય છે અને ભક્તિનાં રહસ્યો જેમ બહુજ મોટાં છે, તેમજ બીજી તરફથી ભક્તિની બાબતમાં પોષણ પણ બહુજ ચલાવી શકાય છે. કારણ કે જેમ એક તરફથી આત્મનિવેદન, ભક્તિ તથા પરાભક્તિ બહુજ કઠણ છે, તેમજ બીજી તરફથી ભક્તિનો બહારનો વેષ પહેરી લેવો એ વાત બહુજ સહેલી છે. જેમકે દોઢિયાં બે દોઢિયાંની માળા પહેરી લેવામાં કાંઈ મુશ્કેલી પડતી નથી, તિલકછાપાં કરવામાં કાંઈ મુશ્કેલી પડતી નથી અને ચોક્કસ પ્રકારના ભક્તિના દેખાવો કરવામાં તથા ચોક્કસ પ્રકારના ભગતોને શોભે તેવાં કપડાં પહેરવામાં કાંઈ મુશ્કેલી પડતી નથી. એ બધી વાતો બહુજ સહેલાઇથી બની શકે છે અને મૂર્ખમાં મૂર્ખ માણસ પણ ભક્તિનાં બહારનાં ચિહ્નો બહુજ જલદીથી ધારણ કરી શકે છે. કારણ કે તેઓ એમ જુએ છે કે, ભક્તિનાં બહાનાં ધારણ કરવાથી પણ ઘણી જાતના લાભો મેળવી શકાય

છે અને એ બ્હાનાને લીધે ઘણા લોકોને પોતાના વિશ્વાસમાં લઈ શકાય છે તથા ઘણા લોકોને ઠગી શકાય છે. આમ હોવાથી વળી તે બધું બહુજ સહેલાઇથી બની શકે તેમ હોવાથી ઘણા લોકો ભક્તિનાં બહારનાં ચિહ્નો ધારણ કરી લે છે. કારણ કે એમ કરવામાં કોઈની તરફથી કાંઈ પણ અંકુશ નથી, પણ એમ કરવું એ કામ ઊલટું સારું ગણાય છે. તેથી ઘણાચે અજ્ઞાન લોકો અંતરમાં જરા પણ ભક્તિ ન હોય છતાં પણ બહારથી ભક્તિનો વેષ રાખીને ફરી શકે છે. કારણ કે એવો વેષ પહેરીને ભગત ગણાવાની તજવીજ કરતા ઢોંગીઓને તેમ કરતાં અટકાવવા માટે કાંઇ પણ સાધન નથી. જેમકે બૅરિસ્ટર થયા વિના કોઈ માણસ બૅરિસ્ટરનો ઝભ્ભો પહેરીને ફરે તો તેને શિક્ષા થાય છે. કોઈ માણસ ગ્રેજ્યુએટ થયા વિના ગ્રેજ્યુએટની બનાવટી ડિગ્રી અગર ખોટી સનંદ લઇને ફરે તો તેને શિક્ષા થાય છે અને કોઈ માણસ સરકારી અમલદાર ન હોય છતાં પણ સરકારી અમલદારનો વેષ પહેરીને ફરે તો તેને સખત શિક્ષા થાય છે. આવી રીતે ઘણી બાબતોમાં ખોટો વેષ પહેરનારને તથા તેવી જાતના ઢોંગ કરી લોકોને છેતરનારને શિક્ષા થાય છે; પણ ભક્તિની અંદર જે ઢોંગ કરે અને ભક્તિનો બહારનો વેષ ધારણ કરે, તેને જરા પણ કોઈ પણ જાતની શિક્ષા થતી નથી, પણ ઊલટાં તેનાં વખાણ થાય છે અને તેને એ ઢોંગને લીધેજ કેટલીક જાતની સગવડો મળે છે. તેથી ભક્તિમાર્ગની અંદર ઢોંગી ભગતોનું જોર બહુ વધારે હોય છે; પણ એવો ખોટો ઢોંગ કરનારા અને ભક્તિનો વેષ રાખી પોતાનો સ્વાર્થ સાધનારા ઢોંગી ભગતોએ જાણવું જોઇએ કે, અદલઇન્સાફી ઇશ્વરના રાજ્યમાં કાંઇ પોલ નથી. એનો ન્યાય બહુ સખ્ત છે અને એની સજામાંથી કદી પણ કોઇ પણ રીતે છટકી શકાય તેમ નથી. કારણ કે એના નિયમો કદી પણ બદલાય નહિ તેવા છે. એની સત્તા સર્વત્ર છે, એ સર્વવ્યાપક છે અને એના કાયદાઓ પરિપૂર્ણ છે. એને ત્યાં કોઇની લાગવગ ચાલતી નથી, એને ત્યાં અંધારું ચાલતું નથી, એને ત્યાં ઊંચનીચપણું જોવાતું નથી અને એના કાયદા ફરતા નથી. તે તો સદૈવ અબાધિતજ છે. એટલે એના ન્યાયમાંથી કાંઈ છટકી શકાય તેમ નથી. માટે ઢોંગી ભગતો પોતાના ઢોંગમાં આ દુનિયામાં કદી થોડો વખત ફાવી જાય તેથી તેઓએ ફુલાઇ જવું નહિ. કારણ કે સિપાઈનો ખોટો વેષ પહેરનારને

પણ પોલીસ સખ્ત શિક્ષા કરે છે ત્યારે ભક્તિનો ખોટો વેષ પહેરી દુનિયાને ઠગનારને તથા પોતાના અંતરાત્માને ઠગનારને પ્રભુ કેમ છોડી દેશે ? યાદ રાખજો કે, ઢોંગી ભગતો પ્રભુની શિક્ષામાંથી કદી પણ બચી શકે તેમ નથી. માટે ભક્તિનો ઢોંગ કરતાં પહેલાં અને ભક્તિના ખોટા વેષો પહેરી લોકોને ઠગતાં પહેલાં આ બધી બાબતોનો વિચાર કરજો, એમ અમારી ભલામણ છે. કારણ કે આવો વિચાર નહિ કરનારા આપણા દેશમાં કરોડો માણસો છે, એથી તેઓની પોતાની ખરાબી થાય છે અને દુનિયાની પણ ખરાબી થાય છે. માટે એવી પોલમાં ને એવી ભૂલમાં ન પડયું રહેવાય એ સંભાળજો. કારણ કે અનંત બ્રહ્માંડના નાથનો ઈન્સાફ બહુ આકરો છે અને એ સજામાંથી છટકી શકાય તેમ નથી, એ જરૂર યાદ રાખજો.

---

## ૮૭–ઈશ્વર વિષે

કોઇ માણસ દાન દેવા ચાહે પણ લેનાર લે નહિ તો તેમાં દેનારનો વાંક નથી, તેમ ઈશ્વર તો એવીજ રીતે સૌને મુક્તિ દેવા ચાહે છે, પણ જીવો લેવા ચહાતા નથી એમાં ઈશ્વરનો વાંક ગણવો નહિ.

તમે જેટલું ભગવાનને અર્થે કરશો તેથી ભગવાન પોતે તમને વધારે કરી દેખાડે તેવા છે, એટલું યાદ રાખજો.

ઈશ્વરને કાંઇ આપણી ગરજ નથી, પણ આપણને સૌને ઈશ્વરની ગરજ છે, એમ જાણજો.

આપણે જેટલું પ્રભુ પાસેથી માગીએ છીએ તે કરતાં પ્રભુ સદાય આપણને વધારે આપે છે.

ઈશ્વર કહે છે કે, જે મારું કહ્યું કરશે તેનું કહ્યું હું કરીશ. એટલે કે જે એના હુકમો પાળશે તેને મનવાંછિત ફળ મળશે.

પરમાત્માને પોતાનું ધાર્યું કરવા માટે કાંઇ સાધનની ખોટ નથી.

આપણા અદલઇન્સાફી પ્રભુને કોઈ વહાલો કે વેરી નથી.

ઘરની બધી વસ્તુઓ કરતાં દાગીનાની તિજોરી ઉપર જેમ આપણું વધારે હેત રહે છે, તેમ જગતના સૌ જીવો માથે ઈશ્વરનું સરખું હેત હોય છે; તોપણ હરિજન, વૈષ્ણવ અને સંતો તો તેને તિજોરી જેવા વહાલા છે.

પ્રભુ તો દીનજનોના બેલી છે, જોરાવરના નથી.

જે ઈશ્વરના હુકમો પાળશે નહિ તેને કોઈ દિવસ ઈશ્વરનાં દર્શન થવાનાં નથી.

જીવ તે ઈશ્વર પાસેથી ભાગીને કયાં જશે ?

આપણને જે કાંઇ જોઈએ છે તે બધું પ્રભુમાં છે.

ગમે ત્યાં જાઓ પણ પ્રભુ વિના કયાંય સુખ નથી.

ભગતોનું ધન, બળ, જીવન અને સર્વસ્વ ભગવાન છે.

ભગતોને ભગવાન ઘણાજ સારા, ઘણાજ મોટા ને ઘણાજ વહાલા લાગે છે.

માનું ચિત્ત જેમ છોકરાંમાં રહે છે, તેમ ભગવાનનું ચિત્ત ભગતોમાં રહે છે.

નાના બાળકનું સઘળું કામ મા કરે છે, તેમ હરિજનનો સઘળો વહેવાર પ્રભુ ચલાવે છે.

સમુદ્રમાં જેટલું પાણી છે તે કરતાં પણ આપણા પ્રભુના અંતરમાં વધારે દયા છે.

આંધળાની લાકડી, રાંકનું રતન, માંદાની દવા, નિર્બળનું બળ ને ડૂબતાનું વહાણ તે ઈશ્વર છે.

સરકારી કચેરીમાં અરજ કરવા માટે દિવસો ને વખતો નક્કી કરેલા હોય છે, પણ પ્રભુની કચેરી સદાય સૌને માટે ખુલ્લી છે.

જેને સારામાં સારો શેઠ જોઇતો હોય તેણે પ્રભુની ભક્તિ કરવી.

ઈશ્વર એટલા માટે અવતાર લે છે કે, માણસો તેને જાણે ને ઓળખી શકે.

જે તને ભૂલતો નથી તેને તું કાં ભૂલી જાય ?

જેને મોક્ષધામે જવું હોય તેણે આસ્થાને માર્ગે ચાલવું.

પ્રભુ ઠોકર ખવરાવે છે, પણ પાડી નાખતા નથી.

સૂરજના અજવાળા માટે જો આપણે પ્રભુને કાંઇ કર આપવો પડત તો આપણે શું આપી શકત, તેનો વિચાર કર્યો છે ?

ઈશ્વર ચાહે તે કરે.

ઈશ્વરને કાંઇ ઈલાજ શોધવાની જરૂર નથી.

મોટો તો એક પ્રભુ છે.

બુદ્ધિના દાતા પ્રભુ છે, માટે સૌ સારાં કામોનું માન ઈશ્વરને ઘટે છે.

ઈશ્વરથી ન બને એવું કાંઇ પણ કોઈએ સાંભળ્યું નથી.

ધણુની દરેક ગાયને જેમ ગોવાળ ઓળખે છે, તેમ પ્રભુ પોતાના દરેક જણને જાણે છે.

આપણે માગીએ છીએ તે કરતાં પ્રભુ આપણને ઘણું વધારે આપે છે. એટલે કે, આપણે ઘડીક વારનાં લૌકિક સુખો માગીએ છીએ, તેને બદલે તે કાયમનાં અલૌકિક સુખો આપે છે.

ઈશ્વરને આપણે જોતા નથી, પણ ઈશ્વર આપણને જુએ છે.

જેણે દાંત આપ્યા છે તે ચાવણું આપશે માટે બેફિકર રહો.

જો તું પ્રભુની જિકરમાં રહીશ તો પ્રભુ તારી ફિકરમાં રહેશે.

પદ

કયા બોલે ? અબ કયા બોલે ?
મન મગન ભયા અબ કયા બોલે ?
તેરા સાહેબ હૈ તુજ ભીતર,
બાહેર નેનાં કયા ખોલે ?—મન૦
સુષુમ્ણા નાડી અમીરસ લાવે,
પ્યાલા ભરભર અણુતોલે—મન૦
હંસે પાયા માન સરોવર,
દૂજી જગ્યા પર બગ ડોલે—મન૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ,
સદગુરુ પાયા અણમોલે—મન૦

## ૮૮–નિયમ રાખવાથી થતા ફાયદા

સંતો એમ કહે છે કે, નિયમો એ અજબ જેવી વસ્તુ છે. નિયમોમાં પ્રભુનો હાથ હોય છે, નિયમોમાં કુદરતની મદદ હોય છે અને નિયમોમાં પ્રકૃતિને બદલવાનું બળ રહેલું છે તેથી ધર્મના સારા સારા નિયમો રાખવાથી વખત જતાં બહુજ ફાયદો થાય છે. કારણ કે સામાન્ય લોકો એવા સ્વભાવના હોય છે કે, તેઓ પોતાના કલ્યાણ માટે પણ, પોતાના બળથી કે પોતાની સમજણથી ઘણી જાતનાં કામો કરી શકતા નથી, પણ ચોક્કસ પ્રકારના કેટલાક નિયમો લીધાથી એ નિયમોના જોરને લીધે તેઓ કેટલાંક કામો કરી શકે છે. તેથી એવા માણસોને ધર્મના કેટલીક જાતના નિયમો રખાવવાની ખાસ જરૂર છે. માટે સામાન્ય લોકો એવા નિયમો લે અને નિયમો ઉપર તેમની શ્રદ્ધા બેસે તે સારુ,

નિયમો રાખવાથી થતા ફાયદાઓની જુદી જુદી વાતો જુદા જુદા મહાત્માઓ કહ્યા કરે છે. તેમાંની એક વાત એક ભક્તરાજ મહારાજે પોતાના હરિજનોની આગળ કહી હતી કેઃ—

એક વાણિયો હતો. તે બહુ ગરીબ સ્થિતિનો હતો, પણ તેમ છતાં સારા સ્વભાવનો ને શ્રદ્ધાવાન હતો, પણ તેનામાં બીજી કાંઇ ઝાઝી આવડત કે ઊંડી સમજણ નહોતી. એ માણસ ધન મેળવવા માટે બહુ ફાંફાં મારતો હતો અને ઘણાયે સાધુસંતની પાછળ પાછળ ફરતો હતો. એ પછી એક વખત તેની શ્રદ્ધા બેસે તેવા કોઇ સાધુ આવી ચડ્યા. તેની પાસે એ ગરીબ વાણિયાએ પોતાની સ્થિતિ જણાવી અને કહ્યું કે, મહારાજ! મને ધન મળે એવો કાંઇક રસ્તો બતાવવાની કૃપા કરો.

ત્યારે તે મહારાજે કહ્યું કે બેટા, તારા પાડોશમાં જે કુંભાર રહે છે તે કુંભારનું તારે હમેશાં મોઢું જોવું. એ કુંભારનું મોઢું જોયા વિના કદી પણ તારે જમવું નહિ એવો નિયમ રાખ, એટલે તને ફાયદો થઇ જશે. એ પછી તે વાણિયાએ કુંભારનું મોઢું જોવાનો નિયમ રાખ્યો, પણ તેમાં કોઇ કોઈ દિવસ એમ બનતું કે, પેલો કુંભાર બહુ વહેલો ઊઠીને માટી ખોદવા માટે જંગલમાં ચાલ્યો જતો હતો, તેથી જો તેનું મોઢું ન જોવાયું હોય તો તે શેઠ જંગલમાં તે કુંભારની પાછળ પાછળ જતો હતો. એમ કરતાં કરતાં કેટલીક મુદત વીત્યા બાદ એક દિવસ તે વાણિયાને ઘેર મહેમાન આવ્યા. તેની સાથે જમવા બેસવાની જરૂર હતી અને તે દિવસે કુંભાર રાતમાં બહુજ વહેલો ઊઠીને ચાલ્યો ગયો હતો. તેથી એ વાણિયાથી કુંભારનું મોઢું જોવાયું નહોતું, માટે જમવાની ઉતાવળને લીધે કુંભારનું મોઢું જોવા સારુ તે વાણિયો કુંભારની પાછળ જંગલમાં ગયો. દૈવયોગે એવું બન્યું કે, તે દિવસે જે ઠેકાણે કુંભાર માટી ખોદતો હતો તે ઠેકાણે માટી ખોદતાં ખોદતાં જમીનમાં દાટેલા દ્રવ્યનો ચરુ મળી આવ્યો. તેમાંથી કુંભાર ધન કાઢતો હતો તે વખતે એ વાણિયાએ તેને જોયો, એટલે તે કુંભારને એમ લાગ્યું કે, જો આ વાણિયો પોલીસમાં આ વાત જાહેર કરશે, તો બધું ધન પોલીસ લઇ લેશે ને મને કાંઇ મળશે નહિ. એ કરતાં આ ધનમાંથી વાણિયાને અરધો ભાગ આપું તોપણ મારી પાસે ઘણું ધન રહેશે. એમ ધારીને એ કુંભારે તે વાણિયાને કહ્યું કે શેઠ, તમારો આ ધનમાં અરધો ભાગ છે, માટે તમે એમાંથી

અરધું ધન લઇ લો ને આ વાત કોઇને કહેશો મા. એ પ્રમાણે વાણિયાને કુંભારનું મોઢું જોવાનો નિયમ રાખવામાંથી પણ ઘણો લાભ થઇ ગયો ને ઘણું ધન મળી ગયું.

આ દાખલો આપીને હરિકથા કરવાવાળાઓ તથા ભક્તો એમ સમજાવતા હતા કે, ગધેડાં હાંકનાર જંગલી કુંભારનું મોઢું જોવાનો નિયમ રાખવામાંથી પણ કોઇ વખત જ્યારે આવા ફાયદા થઇ જાય છે, ત્યારે જો મહાત્માઓનાં મોઢાં જોવાનો નિયમ રાખ્યો હોય, દેવનાં દર્શન કરવાનો નિયમ રાખ્યો હોય, માળા ફેરવવાનો નિયમ રાખ્યો હોય, સત્સંગમાં જવાનો નિયમ રાખ્યો હોય, હમેશાં દાન આપવાનો નિયમ રાખ્યો હોય, સમજણપૂર્વક વ્રત કરવાનો નિયમ રાખ્યો હોય, પરમાર્થનાં કામો કરવાનો નિયમ રાખ્યો હોય, સંતોની સેવા કરવાનો નિયમ રાખ્યો હોય અને શાસ્ત્રોનો અભ્યાસ કરવાનો નિયમ રાખ્યો હોય, તો એથી આગળ જતાં કેટલા બધા ફાયદા થઇ જાય તે વિચારવું કાંઇ મુશ્કેલ નથી. માટે જેનાથી બની શકે તેણે કાંઈક પણ નાના કે મોટા–જેવા પાળી શકાય તેવા ધર્મને અનુસરતા નિયમો લેવા જોઇએ અને એ નિયમો પોતાની સ્થિતિને બંધ બેસતા થાય તેવા હોવા જોઇએ, તથા દેશકાળ સામે જોઇને જે નિયમો લેવાની જરૂર હોય તેવા નિયમો લેવા જોઇએ અને જે નિયમો લેવાથી આપણું પોતાનું ભલું થાય તથા બીજા ઘણા જણનું ભલું થાય તેવા નિયમો લેવા જોઇએ. જો એવા નિયમો લીધા હોય અને તે નિયમો વિધિપૂર્વક ને શ્રદ્ધા તથા દૃઢતાપૂર્વક પળાતા હોય તો આગળ જતાં તેનાથી જરૂર, જરૂર ને જરૂર ફાયદો થાય છે. કોઇક ને કોઇક પ્રકારનો ફાયદો અવશ્ય થાય છે. કેટલીક વખત એમ પણ બને છે કે, કેટલીક જાતના નિયમોના ફાયદા પ્રત્યક્ષ રીતે જેવા જોઇએ તેવા દેખાતા નથી, છતાં પણ જો વિચાર કરીએ તો તેના અદૃશ્ય ફાયદાઓ ઘણાજ વધારે હોય છે અને એ અદૃશ્ય ફાયદાઓ જ્ઞાનદૃષ્ટિવાળાઓ જોઇ શકે છે. માટે કદી શરૂઆતમાં આપણને નિયમોના ફાયદાઓ સીધી રીતે પૂરેપૂરા ન દેખાય તોપણ નિયમો પાળવા જોઇએ. કારણ કે યોગ્ય નિયમોથી જરૂર ફાયદા થાય છે. માટે ઓ હરિજનો ! તમારાથી બની શકે તેવા સારા નિયમો લેવાની ને તે પાળવાની તજવીજ રાખજો, એજ અમારી વિનતિ છે.

---

## ૮૯–ભક્તોમાં ઘણા સદ્દગુણોની સાથે કોઈ કોઈ દુર્ગુણ પણ હોય તેથી કાંઈ તેનું ભક્તપણું મટી જતું નથી

ભક્તોનો મહિમા બહુ મોટો છે. કારણ કે ભક્તોમાં અતિશય યોગ્યતા હોય છે. ભક્તોની ભલાઈ માટે આપણે વારે વારે ઘણી વાતો સાંભળ્યા કરીએ છીએ. ભક્તોની ઉદારતા વિષે આપણે વારે વારે સાંભળીએ છીએ. ભક્તોની દૃઢતા માટે આપણને માન હોય છે, ભક્તોનાં ચારિત્ર્ય ઉપર આપણને વિશ્વાસ હોય છે અને ભક્તોના ચમત્કારોની સેંકડો વાતો જગતમાં ચાલ્યા કરે છે. એટલે આ બધાંને લીધે ભક્તોને માટે લોકોને બહુજ ઊંચો ખ્યાલ બેસી ગયેલો હોય છે; પણ કેટલીક વખત એમ બને છે કે, કેટલાક ભક્તોમાં ઘણી જાતના બહુ સદ્દગુણો હોય છે, પણ એ સદ્દગુણોની સાથે બીજી કાંઇક નાની નાની ભૂલો કે ખામીઓ પણ હોય છે, તેથી એવી ભૂલો કે ખામીઓ જોઇને ઘણા માણસો પોતાનાં મનમાં મૂંઝાયા કરે છે અને એમ માની લે છે કે, આ ભગત બરાબર નથી.

કેટલાક માણસો બહુ સારા ભગત હોય, ધર્મના ઘણા નિયમો પાળતા હોય, દુઃખીઓની સેવા કરતા હોય, ધર્મના ઘણા સિદ્ધાંતો ઉપર બહુ વિશ્વાસ રાખતા હોય અને પ્રભુને અર્થે શરીરનાં તથા મનનાં દુઃખો સહન કરતા હોય, તેવા ભક્તો પણ કોઇ કોઇ ભીખ માગે છે, કોઈ કોઈ ગાંજો પીએ છે, કોઈ કોઇ ગાયો વગેરેની ઉપાધિ રાખે છે અને કોઈ કોઇની વાતોમાં વહેમનો ભાગ વધારે હોય છે. આવું આવું કાંઇક કાંઇક જોઇને કેટલાક માણસો એમ ધારી લે છે કે, આ માણસ બરોબર ભગત નથી. પણ યાદ રાખજો કે, એમ ધારવું એ ભૂલ છે. કારણ કે ઘણા ગુણોની સાથે એકાદી કોઇ બાબત ઢીલીપોચી હોય તેથી કાંઇ ભક્તિ ઊડી જતી નથી. એ વાત સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ—

કોઈ મોટા શેઠિયાના ખીસામાં નોટોનાં બંડલો હોય, ગીની હોય, રૂપિયા હોય અને સાથે થોડાં દોઢિયાં ને પાઇઓ પણ પડી હોય, તેથી તેના ખીસામાં દોઢિયાં ને પાઇઓ જોઇને કાંઈ તેને ગરીબ કહેવાય નહિ. કારણ કે દોઢિયાં ને પાઇ તેની પાસે હોવા છતાં પણ નોટો, ગીનીઓ, રૂપિયા વગેરે પણ તેની પાસે છે, એટલે તે કાંઇ ગરીબ કહેવાય નહિ. તેમજ યાદ રાખજો કે, જે ભગતોની પાસે પ્રભુપ્રેમનો ઊંચામાં ઊંચો માલ છે, જે ભગતોની પાસે શુદ્ધ

ચારિત્ર્યરૂપી સોનાની ખાણો છે, જે ભગતોની પાસે ધર્મનું ધન છે, જે ભગતોની પાસે તપશ્ચર્યાનું બળ છે, જે ભગતોની પાસે ઈશ્વરી જ્ઞાનનો પ્રકાશ છે, જે ભગતો શ્રદ્ધાના અદૃશ્ય તાર ઉપર દોર્યા જાય છે, જે ભગતો પરમાર્થને ખાતર પોતાનાં સુખોનો ભોગ આપે છે અને જે ભગતો આત્મિક ઊંડાણમાં રમ્યા કરે છે, તે ભગતોની અંદર ખાવાપીવામાં, સૂવાબેસવામાં, ઊઠવામાં કે બીજી કોઇ રહેણીકરણીમાં કોઇ વખત આપણી દૃષ્ટિએ કાંઇ નાની નાની ભૂલો દેખાતી હોય તો એટલાજ કારણસર કાંઇ તેઓની ભક્તિ ઊડી જતી નથી કે એટલાજ કારણસર કાંઈ તેઓ ભગત મટી જતા નથી. બેશક, એટલું ખરું છે કે, કોઇ પણ જાતની ભૂલ વિનાના ભગત થવું એ બહુજ ઊંચી વાત છે, પણ એવા ભગતો તો કરોડોમાં કોઈકજ હોય છે. બાકી તો જેને જેવા સંસ્કારો હોય, જેને જેવું જ્ઞાન હોય, જે ભગત જે દેશમાં કે જે ધર્મમાં ઊછરેલા હોય અને જેવી જેની પ્રકૃતિ હોય, તે પ્રમાણે તેમના બહારના આચારવિચાર હોય છે. એ સિવાય બીજી આ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે, ખરેખરી રીતે જે બાબતો ભૂલવાળી ન હોય તેને પણ કોઈ વખત આપણા જુદા સંજોગોને લીધે આપણે ભૂલ તરીકે માની લઇએ છીએ અને દોષનો આરોપ કર્યા કરીએ છીએ, પણ ખરી રીતે જોતાં તેઓમાં ખરેખરો દોષ હોતો નથી. માટે ભગતોની પરીક્ષા કરવા જાઓ ત્યારે તેઓને ગેરઇન્સાફ ન થાય, તે માટે આ બધી બાબતો ધ્યાનમાં રાખવાની મહેરબાની કરજો, એજ અમારી ભલામણ છે.

---

## ૯૦–એંજિન ઘણા ડબાઓને ખેંચી જાય છે, તેમ સારા ગુરુઓ ઘણા હરિજનોને પ્રભુના રસ્તામાં લઈ જાય છે

જ્યારે ઘણા ગાડાંવાળાઓ રાતને વખતે ઠંડા પહોરે ગાડાં જોડે છે ત્યારે જ્યાં સારો રસ્તો હોય, સીધી સડક હોય અને રસ્તાના ભોમિયા થઇ ગયેલા સારા બળદો હોય ત્યારે એમ બને છે કે, એક આગલો ગાડાવાળો જાગે છે ને બાકીના ઘણા ગાડાંવાળાઓ પોતાના ગાડામાં ઊંઘી જાય છે, પણ આગલો ગાડાવાળો હોશિયાર હોય, તે જાગતો બેઠેલો હોય અને બીજાઓને માટે રસ્તો

સાફ કરી આપતો હોય તેથી ઊંઘતા ગાડાંવાળાઓનાં ગાડાં પણ સવાર પડે ત્યાં ઠેકાણાસર પહોંચી જાય છે. આ દાખલો આપીને એક ભગતરાજ મહારાજ એમ સમજાવતા હતા કે, જો આપણે જાગતા ગુરુને શરણે જઇએ, જેણે રસ્તો જોયેલો હોય તેનો આશરો પકડીએ, જે આગેવાન થઇ શકે અને બીજા સૌથી પોતાનું ગાડું પહેલું રાખી શકે તેવા મહાત્માની પાછળ પાછળ ચાલીએ અને વાઘ, વરુ, ખાડાખડિયા, તથા ચોર વગેરેથી બચાવી શકે તેવા ગુરુની સાથે સાથે ચાલીએ તો આપણે ઊંઘ્યા કરીએ છતાં પણ આપણાં ગાડાંઓ વખતસર ઠેકાણે જઇ પહોંચે છે. મતલબ કે, જેઓ જાગતા ગુરુનું શરણુ લે છે, તેઓ પોતે કદી ઢીલાપોચા હોય, માંદાસાજા હોય, ઓછી મહેનત કરી શકે તેવા હોય, જ્ઞાનમાં ગરીબ હોય, ભક્તિમાં ઠંડા હોય અને આપવા-મૂકવામાં બાંધી મૂઠીના હોય, છતાં પણ એવા મહાત્માની સાથે તેઓનું કામ થઇ જાય છે અને પોતે અર્ધા ઊંઘણસી છતાં પણ ધારેલે મુકામે વખતસર પહોંચી જાય છે.

ગાડાંઓનો દાખલો ગામડાંઓનો છે, એટલે તે તમને ન સમજાતો હોય તો એ માટે એંજિનનો દાખલો પણ જાણવા જેવો છે. આપણે જોઇએ છીએ કે, રેલવે ટ્રેનમાં જે આગલું એંજિન હોય છે તે જાગતું હોય છે, તે ગરમ હોય છે, તે બળવાન હોય છે, તે ગતિમાન હોય છે અને તે બીજા ઘણા ડબાઓને ખેંચીને લઈ જાય તેવું હોય છે. તેથી એક એંજિનના જોરને લીધે તેની પાછળ બીજા સેંકડો ખાલી કે માલ ભરેલા ડબાઓ ઘસડાઈ જાય છે; તેમજ જાગતા, જોરાવર, ભક્તિમાન ને જ્ઞાનવાન સદ્‌ગુરુ પણ પોતાની સાથે સેંકડો ભગતોને ખેંચીને પ્રભુના રસ્તામાં લઈ જાય છે, એ વખતે આપણે જોઇએ છીએ કે, એંજિનમાં જેવી કળો હોય છે, એંજિનમાં જેવી ગોઠવણો હોય છે, એંજિનમાં જેવું અગ્નિનું બળ હોય છે અને એંજિનમાં જેવી બીજી અનેક કરામતો હોય છે તથા એંજિનને ચલાવનારા જેવા હોશિયાર એંજિનિયર એંજિનની પાસે હોય છે, તેમાંનું કાંઇ પણ એંજિનની પાછળ લાગેલા ડબાઓમાં હોતું નથી. છતાં પણ એંજિનના જોરને લીધે તેની પાછળ લાગેલા ડબાઓ એંજિનની સાથેજ ટાઇમસર ધારેલા મુકામે પહોંચી જાય છે તેમજ જે ગુરુ અંદરથી માલવાળા હોય છે, જે ગુરુ આત્મિક બળવાળા હોય છે અને જે ગુરુ પોતાના

પુરુષાર્થના બળથી પોતાના બીજા હરિજનોને પોતાની પાછળ ખેંચી શકે તેવા હોય છે, તે ગુરુઓના સંગથી ઢીલાપોચા ભગતોનું પણ કામ થઇ જાય છે અને તેઓની પોતાની અંદર કાંઇ ખાસ ખૂબી ન હોય, છતાં પણ એવા સદ્ગુરુના જોરે તેઓએ શોધી કાઢેલા રસ્તા ઉપર બહુ સલામતી સાથે, બહુ દૂર સુધી પહોંચી શકાય છે. માટે બંધુઓ અને બહેનો ! મારી તમને એજ ભલામણ છે કે, જે જાગતા ગુરુઓ છે, જે બળવાન મહાત્માઓ છે અને જેની સાથે રહેવાથી ઊંઘતાં ઊંઘતાં પણ ગાડાંઓ પહોંચી જાય તેમ છે, તેવા સદ્ગુરુઓના શરણમાં રહેજો, એટલે બહુ થોડી મહેનતે તમારું ઘણું કામ થઇ જશે, એમાં કાંઈ પણ શક નથી. માટે ગમે તેવા લેભાગુ ગુરુને ત્યાં પડયા રહેશો મા, પણ જે જાગતા ગુરુઓ હોય અને જે તમારા કરતાં પોતાનું ગાડું આગળ રાખી શકે તેવા હોય, તેમના શરણમાં જજો અને તેમની સાથે સાથે ચાલજો, એટલે તેમની સાથે તેમના બળથી તમારું પણ કામ થઇ જશે અને તમે કદી ઢીલાપોચા હશો અગર રસ્તાના ભોમિયા નહિ હો, તોપણ તેઓને લીધે તમને ઘણો ફાયદો થઈ જશે. માટે બળવાન જાગતા ગુરુઓને શોધજો, બળવાન જાગતા ગુરુઓને શોધજો એજ મારી તમને ભલામણ છે.

## ૯૧–જેમ પતંગ દોરીને આધીન છે, તેમ ભગવાન કહે છે કે હું ભક્તને આધીન છું

પોતાના ભગતોને ભગવાન કેટલી બધી મોટાઈ આપે છે એ તમે જાણો છો ? પુરાણોમાં ઘણે ઠેકાણે એમ કહેલું છે કે, ભગવાન ભક્તને હાથ છે. મતલબ કે, અમુક વખતે કેટલાંક કામો કરવાની ભગવાનની મરજી ન હોય છતાં પણ ભગતો ઉપરના પ્રેમને ખાતર તે વખતે તે કામો તેને કરવાં પડે છે. એટલુંજ નહિ પણ ભગતો ઉપરના પ્રેમને ખાતર કોઇ કોઇ વખત ભગવાન એવા ચમત્કારો કરી નાખે છે કે, એ જોઇને દુનિયા અજબ થઈ જાય છે. આનું કારણ ભગવાનનું ભક્તવત્સલપણું એજ છે. કારણ કે ભગતો પોતાના જોરથી ભગવાનની પાસે પોતાની મરજી પ્રમાણે કામો કરાવી શકે છે એમ કાંઇ નથી, પણ સાચા ભગતો તો એમજ સમજે છે કે, પ્રભુ અતિશય દયાળુ છે, તેથી પોતાની દયાને લીધે

તથા પોતાના ભગતોનો મહિમા વધારવાને માટે તેઓ ભગતોને હાથે પતંગ જેવા બન્યા કરે છે. એટલે એમાં જે બલિહારી છે તે ભગતોની નથી, પણ ભગવાનની છે. બેશક, ભગતોની એટલી ખૂબી સાચી કે, તેઓ પોતાના પ્રેમના જોરથી ભગવાનને ખેંચી શકે છે, ભગવાનના હૃદયને પીગળાવે છે અને કેટલાંક ભલાં કામો ભગવાન પાસે કરાવી લે છે; પણ તેમ છતાં તેઓ પોતાનાં શુદ્ધ અંતઃકરણથી ખાતરીપૂર્વક એમજ સમજે છે કે, આમાં અમારી કાંઇ ખૂબી નથી, પણ અમારા નાથની કૃપાથીજ બધું થયા કરે છે અને અમને તો તે માત્ર નિમિત્તરૂપજ બનાવે છે અને તે પણ એટલાજ સારુ કે, જગતમાં પ્રભુનો મહિમા ફેલાય, મોહવાદી જીવોમાં ભક્તિનો પ્રેમ ફેલાય અને ભગતોનું બળ જાણવાથી તેઓને કોઇ દિવસ પણ ભગત થવાનું મન થાય; તે સારુજ તે પોતાના ભગતોને મોટાઇ આપ્યા કરે છે, ભગતોને હાથે જ્યાં ત્યાં ખેંચાયા કરે છે અને ભગતોનાં ઘણાં કામો અણધારી રીતે તથા ચમત્કારિક રીતે ઉકેલી દે છે.

ભગતોને હાથ ભગવાન છે, એમ જે પુરાણોમાં કહેલું છે તે તદ્દન સાચી વાત છે અને એ બહુ સમજવા જેવી વાત છે. કારણ કે ભગતોને હાથે ભગવાન છે એ વાત જૂનામાં જૂની છે અને એ વાત દુનિયાના બધા ધર્મોમાં જુદે જુદે રૂપે કહેલી છે. છતાં પણ એ વાત અજબ જેવી છે, એમાં કાંઈજ શક નથી. એ ચમત્કારિક ને આનંદદાયક વાતમાંથી બીજી બે વાત સમજવા જેવી નીકળે છે અને તે એ કે, એક તો એમાં ભગવાનની મોટાઈ દેખાય છે, ભગવાન કેવા દયાળુ છે, ભગતો ઉપર તેનો કેવો અદ્‌ભુત પ્રેમ છે અને જીવોને તારવા માટે તેની કેટલી બધી પ્રબળ ઇચ્છા છે એ તેમાંથી દેખાઈ આવે છે. બીજું, તેમાંથી ભગતોની મોટાઇ પણ સમજાય છે અને ભગતોની ઉપર કેવી મહાન જવાબદારી રહેલી છે તેનો ખ્યાલ પણ એથી આવી શકે છે. ભગવાન ભગતને આધીન છે એ માટે ભગતોએ કાંઈ ફુલાઈ જવાનું નથી, પણ પોતાની જવાબદારી કેટલી મોટી છે તે એમાંથી સમજવાનું છે. ભગવાન જ્યારે ભગતોને એટલો મોટો દરજ્જો આપે ત્યારે ભગતોએ પોતાની કેવી રહેણીકરણી રાખવી જોઇએ, કેવી પવિત્રતાથી વર્તવું જોઇએ અને કેટલું બધું સાચવી સાચવીને ચાલવું જોઈએ, તે એમાંથી સમજાય છે અને એ બધું બની શકે તે સારુજ

ભક્તિમાર્ગના ગ્રંથોમાં એમ કહેલું છે કે, જેમ પતંગ દોરી મૂકનારને આધીન છે, તેમ ભગવાન ભક્તને આધીન છે. માટે આ વાતમાંથી જે સાર લેવાનો છે તે એજ છે કે, ભગતોનો મહિમા બહુ મોટો છે અને ભગવાનની દયા એ કરતાં પણ ઘણી વધારે મોટી છે. માટે એવી ભગવાનની અખૂટ દયા મેળવવા સારુ ભગતોનો મહિમા સમજવાની અને પછી ભગત બનવાની કોશિશ કરો-ભગત બનવાની કોશિશ કરો.

## ૯૨-ભગવાનના ભક્તો હમેશાં શાન્તિવાળા હોય છે

મહાત્માઓ એમ કહે છે કે, ભગવાનના ભગતો હમેશાં શાંતિવાળા હોય છે. એ માટે તેઓ એવું દૃષ્ટાંત આપે છે કે, પાણીનો સ્વભાવ હમેશાં શીતળ છે, માત્ર અગ્નિના સંયોગને લીધેજ તે ગરમ થાય છે; પણ જો અગ્નિનો સંયોગ ન હોય તો કુદરતી રીતે કાંઇ તેમાં ગરમી હોતી નથી, કારણ કે તેનો સ્વભાવ સ્વાભાવિક રીતેજ ઠંડકના ગુણવાળો છે; તેમજ ભગતોનો સ્વભાવ પણ હમેશાં શાંતિવાળો હોય છે, પણ આજુબાજુના સંજોગોને લીધે જ્યારે ક્રોધ વગેરેનો પ્રસંગ આવી પડે ત્યારેજ તેઓ ગરમ થાય છે; પણ એ ગરમી પણ તેઓમાં બહુ થોડોજ વખત રહે છે. જ્યારે એ સંજોગો બદલાઇ જાય ત્યારે એ ગરમી પણ નીકળી જાય છે. કારણ કે એ ગરમી કાંઈ સ્વભાવની નથી, પણ બહારથી સંજોગોને આધારે છે, એટલે સંજોગો બદલાઇ જતાં ગરમી નીકળી જાય છે અને પાછી પોતાના સ્વભાવપ્રમાણેની શાંતિ આવી જાય છે. જેમ અગ્નિનો સંયોગ મટી જાય ત્યારે ગરમ થયેલું પાણી પાછું ઠંડું પડી જાય છે, તેમજ ક્રોધના પ્રસંગો વીતી જાય એટલે તરતજ ભગતો પાછા શાંત થઈ જાય છે. કારણ કે તેઓને શાંતિ વહાલી હોય છે, તેઓ શાંતિને ચાહનારા હોય છે અને શાંતિ મેળવવા માટે ઘણા પ્રકારની મહેનત લેનારા હોય છે; એટલુંજ નહિ પણ ભક્તિના બળને લીધે પ્રભુના આશીર્વાદવાળી શાંતિ તેઓના સ્વભાવની અંદર આવી ગયેલી હોય છે, તેથી તેઓ ક્રોધના પ્રસંગો વીતતાં પાછા તરતજ શાંત થઈ શકે છે. કારણ કે તેઓ એમ સમજે છે કે:-

શાંતિ છે તે અમારી ભક્તિનાં હલેસાં છે. શાંતિ છે તે બીજા-

ઓના પ્રપંચોથી ને બીજાઓની નિંદાથી બચવાનું બખ્તર છે. શાંતિ છે તે માયાની સામે લડવાનાં ભગતોનાં હથિયાર છે. શાંતિ છે તે ભગતોની આનંદદાયક દવા છે. શાંતિ છે તે ઈશ્વરના આશીર્વાદ છે. શાંતિ એ પ્રભુની વહાલી વસ્તુ છે. શાંતિ એ ભગવાનનો પોતાનો ગુણ છે. શાંતિ એ સ્વર્ગનું તત્ત્વ છે. શાંતિ મહાત્માઓમાં વસનારી છે. શાંતિ મેળવવા માટે દેવતાઓ પણ હમેશાં યત્ન કર્યા કરે છે, શાંતિમાં બધી જાતનાં સુખ રહેલાં છે અને શાંતિનો મોક્ષની સાથે સંબંધ છે. માટે દુનિયાના બધા ભગતો બધા દેશમાં ને બધા કાળમાં શાંતિને શોધ્યા કરે છે. એટલુંજ નહિ પણ તેઓ શાંતિને પોતાની જિંદગીનું તત્ત્વ બનાવે છે. કારણ કે શાંતિના ફાયદા તેઓએ અનુભવેલા હોય છે તેથી તેઓએ પોતાના સ્વભાવમાંજ શાંતિને પકડી લીધેલી હોય છે. પણ દુનિયામાં બીજા જે વ્યાવહારિક લોકો છે, તેઓને કાંઇ શાંતિની એટલી બધી કિંમત હોતી નથી, શાંતિ વિષેની આટલી બધી સમજણ પણ હોતી નથી અને શાંતિના સુખના ઊંડા જાતઅનુભવ પણ હોતા નથી, તેથી તેઓ શાંતિ મેળવવા માટે પૂરતી મહેનત પણ કરતા નથી અને શાંતિ રાખી પણ શકતા નથી. એવા લોકોના સ્વભાવમાં શાંતિ આવેલી હોતી નથી તેથી તેઓ વાતવાતમાં છેડાઇ પડે છે ને ગરમ થઇ જાય છે. એટલુંજ નહિ પણ જ્યાં એક સાદા વચનથી ચાલી શકે તેમ હોય ત્યાં પણ તેઓ દસ આકરાં વચનો બોલી દે છે અને વગરમફતના કજિયા કરી નાખે છે, પણ ભગતો એમ કરતા નથી. કારણ કે તેઓ શાંતિનો મહિમા સમજે છે, એટલે શાંતિ તેઓનાં હૃદયમાં આવીને વસેલી હોય છે. તેથી જ્યારે બહુ ક્રોધના પ્રસંગો આવી પડે ત્યારેજ થોડી વાર તેઓ ગરમ થાય છે અને ગરમ થઈને પણ તરતજ પાછા ઠંડા પડી જાય છે. પણ સામાન્ય લોકો એમ કરી શકતા નથી. તેઓ તો વાતવાતમાં ગરમ થઇ જાય છે અને એ ગરમીને ઘણો વખત સુધી રાખી મૂકે છે. આવો સંસારીઓની અને ભગતોની વચ્ચે ફેર છે. માટેજ સંસારીઓ કરતાં ભગતો શ્રેષ્ઠ છે. માટે જો ભક્તિના આનંદો ભોગવવા હોય અને પ્રભુને હૃદયમાં પધરાવવા હોય, તો અંતરની શાંતિ રાખતાં શીખજો—અંતરની શાંતિ રાખતાં શીખજો. એજ અમારી ભલામણ છે.



## ૯૩–માયાથી બચવાનો ઉપાય

ઘણા માણસોને ભક્તિ કરવી બહુ ગમે છે, પણ તેઓની મુખ્ય મુશ્કેલીઓ એ હોય છે કે, માયા તેઓને બહુ નડયા કરે છે, તેથી ભક્તિ બરોબર બનતી નથી. એ માટે શરૂઆતના ભગતો માયા સામે લડાઇ કરવા બહુ ફાંફાં માર્યા કરે છે અને બહુ દોડાદોડી કર્યા કરે છે; છતાં પણ માયાને તેઓ જીતી શકતા નથી, તેથી માયાની સામે તેઓની ફરિયાદ ચાલુ ને ચાલુ હોય છે. એ દુઃખમાંથી હરિજનોને છોડાવવા માટે એક મહાત્મા કહેતા હતા કેઃ–

ગામડાંઓમાં ઘાસનાં જંગલો હોય છે. એ ઘાસનાં જંગલોમાં વારંવાર આગ લાગ્યા કરે છે અને ઘાસની આગમાં પૂછવુંજ શું? જરા બેદરકારી રહે તો થોડી મિનિટમાં બળી જવાય. એ માટે ઘાસના બીડમાં રહેનારા ને ઘાસ કાપનારા ગામડિયા લોકો ઘાસમાં લાગતી આગમાંથી બચવા માટે એવા ઉપાયો કરી રાખે છે કે, પ્રથમ પોતાની આસપાસનું ઘાસ પોતાને હાથે કરીને બાળી દે છે, એટલે પછી દૂરના ઘાસમાં આગ લાગે અને તે આગ તેઓનાં કંપાઉંડ સુધી પહોંચે તોપણ તેઓને કાંઇ નુકસાન થતું નથી. કારણ કે તેઓએ પોતાની આસપાસનું ઘાસ પોતાને હાથે કરીને અગાઉથીજ બાળી દીધેલું હોય છે, એટલે દૂરના ઘાસની આગ તેઓનાં ફળિયાં સુધી પહોંચે તોપણ તેઓને ઇજા કરી શકતી નથી, તેમજ જે ભગત પ્રથમ પોતે પોતાના મનમાંથી “હું અને મારું” એ બે વાનાંને પોતાને હાથે કરીને સમજણપૂર્વક બાળી નાખે, તેને બહારની દુનિયાની માયાની આગ હેરાન કરી શકતી નથી. માટે માયાને જીતવાનો સૌથી ઉત્તમમાં ઉત્તમ ઉપાય એ છે કે, પ્રથમ પોતે પોતાના હુંપણાને કાઢી નાખવું અને મારાપણાને બાળી દેવું, એટલે પછી બહારની માયા તમને નડી શકશે નહિ.

બંધુઓ! યાદ રાખજો કે, જેના મનમાં હુંપણાની માયા ભરેલી છે તેનેજ બહારની માયા દુઃખી કરી શકે છે, પણ જેણે પ્રથમથીજ પોતાના મનની અંદર રહેલી એ માયાને બાળી મૂકી હોય, તેને પછી બહારની માયાની આગ બાળી શકતી નથી. માટે સાચી રીતે અને સહેલાઇથી માયાને જીતવા સારુ, આપણા મનમાં રહેલી માયાને આપણે હાથે કરીને સમજણપૂર્વક બાળી દેવી જોઇએ

અને જો એ થોડીક માયાને બાળી દેતાં આવડે તો પછી આખી દુનિયાની બહુ મોટી માયાની ઘણી મોટી આગ પણ આપણને હેરાન કરી શકતી નથી. જેમ ઘાસના બીડમાં રહેનારા ગામડિયાઓ પોતાનાં ઝૂંપડાંની આસપાસનું થોડું ઘાસ બાળી નાખવાથી જંગલની મોટી આગોમાંથી બચી શકે છે, તેમ જે ભગતો પોતાનામાં રહેલા હુંપણાના ઘાસને સળગાવી દે છે, તેને જગતની મોટી માયા હેરાન કરી શકતી નથી. માટે માયાને જીતવાનો સૌથી સહેલો અને સાચો ઉપાય એ છે કે, આપણા મનમાં જે "હું અને મારું" એવી માયા રહેલી છે તેને પ્રથમ બાળી મૂકવી જોઇએ, એટલે પછી બીજી કોઇ પણ જાતની માયા નડી શકશે નહિ. માટે બંધુઓ ! બહારની માયાને જીતવાનાં ફાંફાં છોડી દઇને તમારા અંતરમાં રહેલી માયાને કાઢવાની કોશિશ કરો એટલે તમે માયાથી બચી શકશો, એમાં કાંઇ પણ શક નથી. કારણ કે એ દુનિયાના લાખો મહાત્માઓનો અનુભવી ઉપાય છે. માટે એજ રસ્તે ચાલવાની કોશિશ કરો.

---

## ૯૪–ગુરુઓના ઉપદેશથી કેટલાક માણસોને બહુજ ફાયદો થાય છે અને કેટલાક માણસોને મુદ્દલ ફાયદો થતો નથી તેનાં કારણો

સત્સંગનાં મંડળોમાં ઘણાં માણસો જાય છે, હરિકથાઓમાં ઘણાં માણસો જાય છે અને જુદા જુદા સાધુસંતોની પાસે પણ ઘણાં માણસો જાય છે અને તેઓની કથાવાર્તા સાંભળ્યા કરે છે તથા તેઓની પાસેથી કાંઈક ખાસ ઉપદેશ પણ લે છે; પણ તેમાં કેટલાક લોકોને એવા ઉપદેશોની કોઇ કોઇ ઠેકાણેથી બહુજ અસર થઈ જાય છે અને કેટલાક લોકો વરસોનાં વરસો સુધી કથાઓ સાંભળ્યા કરે છે, કીર્તનો કર્યા કરે છે, ભજનો ગાયા કરે છે અને મંદિરોમાં દોડયા કરે છે; છતાં પણ તેઓને ઉપદેશની ખરેખરી ચોટ જરા પણ લાગતી નથી. પણ તેઓ સાવ સૂકાટાટ જેવા હોય છે. એ જોઇને ઘણાં માણસોનાં મનમાં એવો સવાલ ઊઠે છે કે, આ બધા લોકો દોડાદોડી તો બહુ કરે છે, પણ તેમને ગુરુના ઉપદેશની કાંઈ અસર થઇ હોય એમ તો જરા પણ જણાતું નથી. કારણ કે જેની ઉપર ગુરુનો પંજો પડે તેનાં તો નેણ ને વેણ

બદલાઇ જાય છે, જેની ઉપર સદ્ગુરુનો પંજો પડે તેના આચાર-વિચાર બદલાઇ જાય છે, તેની રહેણીકરણી બદલાઈ જાય છે, તેના હાવભાવ બદલાઇ જાય છે, તેની કામ કરવાની રીતો બદલાઈ જાય છે, તેની સોબત બદલાઇ જાય છે અને તેના અંતરના દરવાજા ઉઘડી જાય છે. ટૂંકામાં એજ કે, જેમની ઉપર સદ્ગુરુનો પંજો પડે તેમનું જીવન બદલાઇ જાય છે અને જેમને ઉપદેશની અસર ન થાય તે માણસો જેવા હોય તેવા ને તેવાજ રહે છે. એટલે એ બન્નેનો તફાવત જોઇને ઘણા લોકોને એવો સવાલ પૂછવાનું મન થાય છે કે, આ માણસ ઉપર તમારા ગુરુની અસર કેમ થતી નથી? તેના જવાબમાં સંતો કહે છે કેઃ—

જે ઝાડ મૂળિયાંવાળું હોય તેના મૂળમાં જો પાણી રેડવામાં આવે તો તેને ફાયદો થાય છે અને તે ખીલે છે, પણ મૂળિયાં વિનાના ઝાડ ઉપર ગમે એટલું પાણી રેડવામાં આવે તોપણ તેથી કાંઈ ફાયદો થાય નહિ. તેમજ યાદ રાખજો કે, જે માણસોની અંદર પ્રભુપ્રેમ હોય છે તેઓનેજ ગુરુઓથી ફાયદો થાય છે, પણ જેઓની અંદર પ્રભુપ્રેમ ન હોય તેઓને ગુરુઓના ઉપદેશથી કાંઇ બહુ ફાયદો થતો નથી. એ માટે કેટલાક ભગતો એમ પણ કહે છે કે, જે ડાળ ઝાડની સાથે વળગેલી હોય તે ડાળ મોટી થઇ શકે છે અને ફળફૂલ આપી શકે છે અને એ ડાળને પાણીથી ફાયદો થાય છે. પણ જે ડાળ ઝાડથી જુદી કપાઇ ગયેલી હોય તે ડાળને પાણી સિંચવાથી કાંઈ ફાયદો થતો નથી. કેટલીક કપાયેલી ડાળો ફરીથી ઊગતી હોય એ જુદી વાત છે, પણ બધે ઠેકાણે કાંઇ એમ બનતું નથી, તેમજ જે ભગતો ભગવાનની સાથે શ્રદ્ધાના તારથી જોડાયેલા હોય તેઓને સદ્ગુરુનો ઉપદેશ ફાયદો કરી શકે છે, પણ જેઓ એવી રીતે પ્રભુ સાથે જોડાયેલા ન હોય ને કપાઇ ગયેલી ડાળ જેવા હોય, તેઓને ગુરુઓના ઉપદેશથી કાંઇ સંગીન લાભ થતો નથી. માટે કોઇ પણ શિષ્યને જ્યારે ઉપદેશની અસર ન થાય, ત્યારે હંમેશાં તેમાં ગુરુનોજ દોષ સમજવો નહિ, પણ કેટલીક વખત શિષ્યના હૃદયમાં પ્રભુપ્રેમ ન હોય તેને લીધે પણ ગુરુના ઉપદેશની અસર થતી નથી. તેમજ કેટલીક વખત કેટલાક ગુરુઓ એવા પણ હોય છે કે, જેઓને ઉપદેશ દેતાં આવડતો હોતો નથી. સમય સમજીને, દેશકાળ સમજીને અને સામા માણસની પ્રકૃતિ સમજીને ઉપદેશ ન અપાય તો એવા ઉપદેશમાંથી

કાંઇ ફાયદો થતો નથી. માટે કોઈ માણુસને જ્યારે ઉપદેશ ન લાગે ત્યારે એમ સમજવું કે, કાં તો તેનો ગુરુ કાચો છે, અગર તો એ માણુસની પોતાનીજ કાંઈક ખામી છે. છતાં પણુ ઘણુા લોકોને હાલના વખતમાં એવી ટેવ પડેલી છે કે, તેઓ પોતાનો વાંક જોતા નથી, પણુ ગુરુનોજ વાંક જોયા કરે છે. માટે એવી ભૂલ ન થાય એ સંભાળજો અને સદ્ગુરુઓ પાસેથી બને તેટલો લાભ લેવાય તેમ કરજો, એજ અમારી ભલામણુ છે.

## ૯૫-કેટલાક લોકોનું જ્ઞાન કેવું વિચિત્ર હોય છે તેનો નમૂનો !

એક શેઠિયો હતો. તે માનપાનનો બહુ ભૂખ્યો હતો, તેથી એવો ડોળ કર્યા કરતો હતો કે, મને ઘણું જ્ઞાન છે અને હું બહુ વાતો જાણું છું. તેથી જ્યારે પોતાનાં વખાણુ કરવાની કોઇ પણુ તક મળે, ત્યારે તે ફુલાઇ ફુલાઈને પોતાનાં વખાણુ કરતો હતો. એક વખત એમ બન્યું કે, કોઇ વિદ્વાન ને નિઃસ્પૃહી સંન્યાસી તેને ઘેર આવી ચડ્યા, ત્યારે એ શેઠિયાએ તે સંન્યાસીને બીજા ઓરડામાં પોતાનું સુંદર કબાટ બતાવ્યું અને કહ્યું કે, જુઓ આ જ્ઞાનેશ્વરી ગીતા છે, જુઓ આ શ્રીમદ્ ભાગવત છે, આ જુઓ યોગવાસિષ્ઠ છે, આ વાલ્મીકિ રામાયણુ છે અને આ દશ ઉપનિષદ છે. એ સિવાય બીજા કબાટમાં યોગભાષ્ય પણુ છે. એ સાંભળીને તે નિઃસ્પૃહી સંન્યાસીએ કહ્યું કે, શેઠ, આ બધું તો તમારા કબાટમાં છે, પણુ તમારા અંતરમાં એમાંનું કંઇ પણુ ક્યાં છે? તમારી પાસે તો ચાનો પ્યાલો પડેલો છે, તમારી પાસે તો લડાઇનાં ચિત્રોની ચોપડી પડેલી છે, તમારી પાસે તો આજના છાપાનો વધારો પડેલો છે, તમારી પાસે તો નવા નાટકની ચોપડી પડેલી છે, તમારી પાસે તો બૅટબૉલ પડેલાં છે, તમારી પાસે તો આ ઝવેરી બેઠેલા છે, તમારી પાસે તો તમને ઘડી ઘડી ભડકાવનારા દલાલો વીંટાઇ વળેલા છે અને તમારા અંતરમાં હોળી સળગ્યા કરે એવાં કાગળિયાંના થોકડાઓ પડેલા છે એમાં યોગ ને ઉપનિષદ તો દેખાતુંજ નથી. એ સાંભળીને તે શેઠ બિચારો ઝંખવાણો પડી ગયો અને કહ્યું કે, બીજા શેઠિયાઓને ત્યાં તો એવાં પુસ્તકો પણુ નથી; જો ઘરમાં હશે તો કોઇક દહાડો અંતરમાં પણુ આવશે.

બંધુઓ ! એ શેઠિયાની પેઠેજ આપણું જ્ઞાન પણ એવુંજ ઉપલકિયું છે. આપણે પણ જ્યારે વખત મળે ત્યારે જ્ઞાનની મોટી મોટી ડંફાસો મારીએ છીએ, પણ આપણાં રોજનાં કામો સામે જોઇએ તો તેમાં પોલંપોલ હોય છે. રોજના વિચારો સામે જોઇએ તો તેમાં ગોટાળો હોય છે અને રહેણીકરણી સામે જોઇએ તો એ પણ વિચિત્રજ હોય છે. કારણ કે આપણી વાતોનું જ્ઞાન જુદું છે અને આપણી વર્તણૂક જુદી છે, તેથીજ આપણને ખરેખરો લાભ થતો નથી. કારણ કે આપણું જ્ઞાન આપણને કામ આવતું નથી, તેથી એ જ્ઞાન શોભતું નથી અને ફળ પણ આપતું નથી. માટે હે હરિજનો ! હવે વાતોમાંજ રહી જાઓ મા, પણ જે જ્ઞાન તમને ગમે છે, જેનાં તમે વખાણ કરો છો અને કોઇ કોઇ વખત જે જ્ઞાન પ્રમાણે વર્તવા માટે તમે આતુર થાઓ છો, તે જ્ઞાન તમારા રોજના કામમાં આવે તેમ કરો, એટલે તમને ઘણો ફાયદો થઇ જશે અને તમે બહુ સહેલાઇથી ભક્તિના રસ્તામાં આગળ વધી શકશો. માટે સત્ય જ્ઞાન અનુભવમાં આવે તેમ કરો–સત્ય જ્ઞાન અનુભવમાં આવે તેમ કરો.

---

## ૯૬–ધર્મના રસ્તામાં આગળ વધવા માટે એકાદું નાનું પણ સાચું સાધન પકડી લેવું જોઇએ

એક મોટી આગબોટ ઉત્તર ધ્રુવના મુલક તરફ જતી હતી. તે રસ્તામાં સમુદ્રમાં લોહચુંબકના ખડકો આવ્યા, તેથી આગબોટ એ ખડકો તરફ પરાણે પરાણે ખેંચાઇ જવા લાગી. આગબોટની દિશા બદલવા માટે કેપ્ટને બહુજ મહેનત કરી પણ તેમ છતાં આગબોટ તો લોહચુંબકના ખડકો તરફજ જવા લાગી. એ જોઇને કેપ્ટને આગબોટ ઉપરના ઉતારુઓને ચેતવણી આપી કે, આગબોટ હવે મારા અખત્યારમાં રહેતી નથી, તે લોહચુંબકના ખડકો તરફ ખેંચાતી જાય છે, માટે તમે નાની નાની લાઇફ બોટોમાં ઊતરી પડો. એ સાંભળીને આગબોટમાં બેઠેલાં કેટલાંક માણસોને એવો વિચાર આવ્યો કે, આવડી મોટી આગબોટ જ્યારે આપણને નહિ બચાવી શકે ત્યારે બિચારી નાનકડી હોડી આપણને કેવી રીતે બચાવી શકશે ? એમ ધારીને ઘણાં માણસો આગબોટમાંથી હોડીમાં ઊતર્યાં નહિ અને કેપ્ટનનો વિશ્વાસ રાખનારાં કેટલાંક માણસો નાની નાની હોડીઓમાં ઊતરી પડ્યાં.

એ પછી થોડી વારમાં આગબોટ લોહચુંબકના પહાડ પાસે ખેંચાઇ ગઈ, તેથી તેના ખીલા ને પાટિયાં જુદાં પડી ગયાં, આગબોટ ડૂબી ગઇ ને તેમાં રહેલાં માણસો માર્યાં ગયાં. પણ જે લોકો નાની હોડીઓમાં બેઠેલા હતા તેઓ બચી ગયા. કારણ કે એ હોડીઓ લાકડાંની હતી, તેમાં લોઢું નહોતું, એટલે તેને લોહચુંબકની અસર થઇ નહિ, તેથી તેઓની હોડીઓ સલામત રહી અને તેઓ બચી ગયા.

આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનોને એમ સમજાવતા હતા કે, બધાં અંગવાળો આખો ધર્મ તે મોટી આગબોટ જેવો છે, પણ તેનાં ઘણાં અંગો હોવાથી એ બધાં અંગો બધાં માણસોથી કાંઇ વિધિસર પાળી શકાય નહિ. જેમ એ આગબોટમાંના લોઢાને લોહચુંબકનો ખડક મળ્યો ને લોઢાને પોતાની તરફ ખેંચી લીધું, તેમ ધર્મનાં બધાં અંગો પાળવા જતાં કોઈ કોઇ અંગમાં મોહના ખડક તરફ ખેંચાઇ જઇએ છીએ અને પછી એમ બને છે કે, એ વખતે આપણા ધર્મની આગબોટ આપણા કબજામાં રહેતી નથી. તે વિરુદ્ધ દિશામાં ચાલવા માંડે છે. જેમકે જવું હોય ઉગમણું ને આથમણું ચાલ્યું જવાય છે. એટલે કે ધર્મના રસ્તામાં જવું હોય તેને બદલે માનના રસ્તામાં, મોહના રસ્તામાં, લોભના રસ્તામાં, ક્રોધના રસ્તામાં, અદેખાઈના રસ્તામાં કે સ્વાર્થના રસ્તામાં ચાલ્યું જવાય છે. માટે એવા ભયમાંથી બચવા સારુ જે સાધન આપણી સ્થિતિને બંધબેસતું હોય તેવું એકાદું નિર્દોષ ને જોખમ વગરનું સાધન પકડી લેવું જોઇએ. એવા સાધનનું નામ નાની હોડી છે. મતલબ કે જપ, તપ, દાન, વ્રત, નિયમ, દર્શન, ધ્યાન, પરોપકાર, સત્સંગ વગેરેમાંથી કોઇ પણ એક અંગને બહુ દૃઢતાથી પકડી રાખવું જોઇએ અને તેને પોતાનું કરી લેવું જોઇએ. જો એમ કરતાં આવડે તો જે ધર્મ ઘણા અંગવાળાથી પણ પાળી ન શકાય ને ન બની શકે તેવો ધર્મ પરાણે પાળવો તે કરતાં પ્રભુના નામનું સ્મરણ કર્યા કરવાથી અગર તેનું ધ્યાન ધરવાથી અગર તેનાં ગુણગાન કર્યા કરવાથી અગર તેના પ્રેમને ઓળખવાથી અથવા તેના સ્વરૂપને ઓળખવાથી; એવી રીતે એક એક અંગ મજબૂત રાખવાથી ઘણો ફાયદો થઇ જશે. બધાં અંગવાળો સંપૂર્ણ ધર્મ પાળવો એ બહુ મોટી વાત છે, પણ તેની સાથે એ

બહુ મુશ્કેલ વાત છે; પણ પોતાને ફાવી ગયેલું એકાદું નિર્દોષ ધર્મનું અંગ પાળવું ને તેને પકડી રાખવું એ બહુ સહેલી વાત છે. માટે બંધુઓ! ધર્મની આગબોટમાં બેસી આ સંસારસમુદ્રમાં મુસાફરી કરવાની છે, પણ તેમાં જ્યારે લોહચુંબકના ખડકો જેવા મોહના ખડકો આડા આવી જાય, સ્વાર્થના ખડકો આડા આવી જાય અને વિકારોના તથા અજ્ઞાનપણાના ખડકો આડા આવી જાય, ત્યારે જપ, તપ, ધ્યાન પ્રેમ, જ્ઞાન વગેરે જિંદગી બચાવનારી નાની નાની હોડીઓની મદદ લેજો, એટલે તમે સલામત રહી શકશો. માટે ભાઇઓ! એવી નાની હોડીઓમાં શું વળે એમ ધારી એવાં સારાં, સહેલાં ને સાચાં સાધનોની મદદ નહિ લો તો, મુશ્કેલીમાં આવી પડશો અને યાદ રાખજો કે સમુદ્રમાં મુસાફરી કરનારી આગબોટને ખડકો તો નડશેજ. કોઈ ઠેકાણે લોહચુંબકના પહાડો આવશે, કોઇ ઠેકાણે બરફના પહાડો આવશે અને કોઇ ઠેકાણે પથ્થરના ખડકો તથા પવનનાં તોફાનો આવશે. માટે નાનકડી લાઇફ બોટની તો જરૂર પડશેજ. તેમજ ધર્મની આગબોટ આ સંસારસમુદ્રમાં ચાલે છે તેને પણ અનેક જાતનાં તોફાનો તો નડશેજ. માટે એવે વખતે કામ લાગે તેવા એકાદ મજબૂત, નિર્દોષ ને સાચા સાધનને પકડી રાખજો, એજ અમારી વિનતિ છે.

---

## ૯૭–મોક્ષના માર્ગમાં ઊડી શકવાની કૂંચી

ધર્મ એ એવી સુંદર વસ્તુ છે કે, તે જાણ્યેઅજાણ્યે સૌને ગમ્યા કરે છે. ધર્મ એ એવી અલૌકિક બાબત છે કે, જાગેલા જીવો તેની તરફ ખેંચાયેલાજ રહે છે અને ધર્મ એ એવું અમૂલ્ય તત્ત્વ છે કે, જેનો મહિમા બધા કાળમાં મહાત્માઓ ગાયા કરે છે. છતાં પણ અફસોસની વાત એ છે કે, એટલો બધો મીઠો મીઠો લાગતો છતાં પણ પૂરેપૂરો ધર્મ પાળી શકાતો નથી. તેથી ઘણાયે હરિજનો પોતાના અંતઃકરણમાં દિલગીર થયા કરે છે અને મૂંઝાયા કરે છે કે, ધર્મ પાળવા માટે અને મોક્ષના માર્ગમાં જવા માટે અમે આટલી આટલી મહેનત કરીએ છીએ, છતાં પણ અમે કેમ આગળ વધી શકતા નથી? એના જવાબમાં એક મહાત્મા કહેતા હતા કેઃ—

વિમાનને આકાશમાં ઉડાડવા માટે તેમાં ગેસ ભરી રાખ્યો હોય અને બીજી પણ ઘણી જાતની તૈયારીઓ કરી રાખી હોય, પણ જ્યાં સુધી તેનાં દોરડાં છોડેલાં ન હોય ત્યાંસુધી તે ઊડી શકતું નથી, પણ જ્યારે તેને બાંધી રાખેલાં દોરડાંની ગાંઠો છોડી નાખીએ અગર એ દોરડાંઓને કાપી નાખીએ ત્યારેજ તે ઊંચે જઇ શકે છે. તેમજ યાદ રાખજો કે, આપણે પણ મોક્ષના માર્ગમાં ઊડવાનું છે અને એ માટે આપણામાં ગેસ પણ ભરાઇ ચૂકચો છે, એટલે કે તરફડાટ જાગ્યો છે, પ્રેમ આવ્યો છે, આકર્ષણ થયું છે અને તેના આનંદો પણ સમજાયા છે ને દેખાયા છે, છતાં પણ હજી ઊડી શકાતું નથી. કારણ કે હજી દોરડાં બાંધી મૂકેલાં છે. એ દોરડાં કયાં એ તમે જાણો છો? આશા એ દોરડું છે, તૃષ્ણા એ દોરડું છે, સંસારનો મોહ એ દોરડું છે. કુટુંબની આસક્તિ એ દોરડું છે, વિષયો ભોગવવાની મનમાં રહી ગયેલી વાસના એ દોરડું છે અને હુંપણું એ દોરડું છે. આ બધાં દોરડાંઓ હજી કપાયાં નથી, તેથી આપણા ધર્મનું વિમાન મોક્ષધામમાં ઊડી શકતું નથી. માટે જો એ વિમાનને મોક્ષધામમાં જવા દેવું હોય તો આ બધાં આસક્તિનાં દોરડાંઓ કાપી નાખવાં જોઇએ. પણ અફસોસની વાત એ છે કે, એ દોરડાં કાપી નાખવાનું આપણાથી બની શકતું નથી, તેથી આપણે મોક્ષમાર્ગમાં આગળ વધી શકતા નથી.

ઘણાયે ભગતોનાં બલૂનો ગેસ ભરેલાં હોય છે અને ઊડવાની તૈયારીમાં હોય છે, પણ કેટલાક પ્રકારનાં બંધનોમાં બંધાઇ ગયેલાં હોય છે તેને લીધે ઊડી શકતાં નથી. માટે મોક્ષના માર્ગમાં ઊડવાની સહેલામાં સહેલી કૂંચી એ છે કે, સંસારની આસક્તિનાં દોરડાંઓ કાપી નાખવાં જોઇએ. પણ આસક્તિનાં દોરડાંઓ કાપી નાખવાં એટલે શું? એનો અર્થ ઘણા માણસોને સમજાતો નથી; માટે આ ઠેકાણે જણાવવાની જરૂર છે કે, આસક્તિનાં દોરડાંઓ કાપી નાખવાં એટલે ઘરબાર તજવાનું નથી, સંસારની આસક્તિ છોડી દેવી એટલે કાંઇ નાતજાતને તજવાની નથી, આસક્તિનાં દોરડાંને કાપી નાખવાં એટલે કાંઇ ધંધારોજગારને તજી દેવો એમ નથી, આસક્તિનાં દોરડાંઓ કાપી નાખવાં એટલે કાંઇ સ્નેહીઓ ઉપર હેત ન રાખવું એમ નથી અને આશાતૃષ્ણાનાં દોરડાંઓ કાપી નાખવાં એટલે કાંઇ બાવા બની જવાનું, રાખ ચોળી બેસવાનું કે ગુફામાં જઇ બેસવાનું નથી, પણ આસ-

ક્તિનાં દોરડાં છોડી નાખવાં એટલે કે સત્ય વસ્તુને સમજી લેવી અને મનમાંથી દુનિયાદારીનો મોહ ઓછો કરી નાખવો તેનું નામ આસક્તિનાં દોરડાં કાપવાં છે. અંતરમાંથી ઈશ્વરની ઓળખાણ કરી લેવી અને જગતની વસ્તુઓનું ક્ષણભંગુરપણું સમજી લેવું, તેનું નામ દોરડાં કાપવાં છે. પ્રભુના પ્રેમમાં ભીંજાયેલા રહેવું અને જગતનાં સુખદુઃખના ધક્કા અંતરમાં વાગવા દેવા નહિ તેનું નામ દોરડાં કાપવાં છે. જ્ઞાનના આનંદો ભોગવ્યા કરવા, પવિત્રતાની લહેજત લીધા કરવી અને પોતાના આત્માને વિકાર વિનાની ઊંચી દશામાં રાખવો તેનું નામ દોરડાં કાપવાં છે. માનઅપમાન, જયપરાજય અને લાભહાનિ વગેરે બાબતોને નાની નાની સમજી તે સારુ જીવ બાળવો નહિ, પણ જીવને તો ઈશ્વરની સાથેજ જોડી રાખવો તેનું નામ દોરડાં કાપી નાખવાં એ છે અને પ્રારબ્ધના ભોગે તથા ભગવદ્દઇચ્છાથી જે કાંઇ કરવું પડે તે કરવા છતાં પણ અંતરમાંથી નિર્વિકારી રહેવું અને પ્રભુ તરફના તરફડાટને હંમેશાં કાયમ રાખવો તેનું નામ દોરડાં કાપવાં એ છે. જો આવી રીતે વર્તતાં આવડે તો રૂડી રીતે ગૃહસ્થાશ્રમ ભોગવવા છતાં પણ મોક્ષ મેળવી શકાય છે. માટે બંધુઓ! આવી ઉત્તમ રીતે દોરડાં કાપતાં શીખો–આવી ઉત્તમ રીતે દોરડાં કાપતાં શીખો એજ મોક્ષ માર્ગમાં ઊડવાની સહેલામાં સહેલી ને સાચામાં સાચી કૂંચી છે.

---

## ૯૮–બહુ ભક્તિ કરવા જતાં ઘરસંસાર ખરાબ થઇ જાય નહિ એ સંભાળજો

ઘણી વખત એમ બને છે કે, ઘણાયે હરિજનો એવા કાચા હોય છે કે, બહુ ભક્તિ કરવા જતાં પોતાના સંસારને બગાડી નાખે છે. પણ યાદ રાખજો કે, પોતાના ઘરસંસારને બગાડી નાખવો એનુંજ નામ કાંઈ સાચી ભક્તિ નથી. પોતાના સંસારવ્યવહારના સંબંધોને તોડી નાખવા એનુંજ નામ કાંઈ સાચી ભક્તિ નથી અને પોતાની આવકનાં સાધનો ગુમાવી દેવાં ને દરિદ્રતામાં સડયા કરવું એનુંજ નામ કાંઈ સાચી ભક્તિ નથી. પણ જે ચતુર ભગતો છે તે તો પોતાના ઘરસંસારના વ્યવહાર ચલાવવામાં પણ પક્કા હોય છે અને પરમકૃપાળુ પરમાત્માની ભક્તિ કરવામાં પણ બહુ પક્કા હોય છે અને એવી રીતે સંસારનું ને ભક્તિનું એ બન્ને અંગો

બરોબર રાખવાં એજ ખૂબીની વાત છે અને એમાંજ ભગતોની મોટાઇ છે. કારણ કે બધું તજી દઇને બાવા બની જવું ને પછી ભક્તિ કરવી એમાં કાંઇ મોટી વાત નથી, પણ સંસારનો બોજો ઉપાડવા છતાં ભક્તિ કરવી એજ ખૂબીની વાત છે. સંસારની બધી ફરજો બરોબર રીતે બજાવવા છતાં ભક્તિ કરવી એજ ખૂબીની વાત છે અને બહારથી બરોબર રીતે સંસારમાં વળગી રહ્યા છતાં અંતઃકરણમાંથી જ્ઞાનના બળથી ને પ્રભુપ્રેમના બળથી સંસારને કાઢી નાખવો તેનુંજ નામ ખરી ભક્તિ છે ને એજ ગીતાનો સિદ્ધાંત છે.

જો ભક્તિનાં બન્ને અંગો બરોબર ન હોય તો એક તરફ ઝુકી પડાય છે. એ વાત બરોબર રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ—

એક ખગોળશાસ્ત્રી હતો. તે આકાશના તારાઓ જોવામાં એટલો બધો લીન થઇ જતો કે, બીજી બાજુ જમીન ઉપર દૃષ્ટિ કરતોજ નહિ તેથી પરિણામ એ થતું કે, કોઇ વખત તેનો પગ ખાડામાં પડી જતો, કોઇ વખત તેને ઠોકરો વાગતી, કોઇ વખત તેના પગમાં કાંટાઓ ખૂંચી જતા અને કોઇ વખત તે ઊંડા ખાડાઓમાં પડી જતો હતો, તેથી તેનો એ ભાગ ખરાબ થઇ ગયો હતો. તેમજ જે માણસો માત્ર એકજ તરફ જોયા કરે છે અને બીજી બાજુ ધ્યાન રાખતા નથી તેઓના પણ એવાજ હાલ થાય છે. માટે ભક્તિ કરવા જતાં પોતાનો સંસાર ન બગડી જાય તેની ખાસ સંભાળ રાખવી જોઇએ.

ઊંચી જાતના ભગતો એમ કહે છે કે, જો ભગવાનનું સ્વરૂપ બરોબર સમજાય, જીવોનું સ્વરૂપ બરોબર સમજાય અને આપણા સંબંધમાં આવતા જગતના પદાર્થોનું સ્વરૂપ બરોબર રીતે સમજાય તો પછી ભક્તિ એ જુદી વસ્તુ છે અને જગત એ જુદી વસ્તુ છે એમ લાગતું નથી; પણ સંસાર રૂડી રીતે ચલાવવો એ પણ ભક્તિનું એક અંગ છે એમ લાગી જાય છે. તેથી સંસારના વ્યવહાર ચલાવવામાં મુશ્કેલી પડતી નથી, પણ તેમાંથી ઊલટો આનંદ આવે છે. કારણ કે એવા ભગતો એમ સમજે છે કે, જેમ પ્રભુના નામનું સ્મરણ કરવું એ ભક્તિનું એક અંગ છે, મનને વશ રાખવું ને ઇંદ્રિયોનો નિગ્રહ કરવો એ ભક્તિનું એક અંગ છે, દાન દેવું એ ભક્તિનું એક અંગ છે, પ્રભુનું જ્ઞાન મેળવવું એ ભક્તિનું એક અંગ છે અને પોતાના સ્વાર્થો તજીને તપ કરવું

એ જેમ ભક્તિનું એક અંગ છે તેમજ ભગવાનની ઇચ્છા પ્રમાણે પોતાનો ઘરસંસાર ચલાવવો અને ભગવાનના હુકમ પ્રમાણે સંસારની ફરજો બજાવવી એ પણ ભક્તિનું એક અંગ છે. એટલે તપ, દાન, વ્રત, નામસ્મરણ વગેરે ભક્તિનાં અંગોથી જેમ ભગતને ફાયદો થાય છે, તેમજ પ્રભુએ સોંપેલો ઘરસંસારનો ભાર ઉપાડવાથી પણ ભગતોને ફાયદો થાય છે. કારણ કે સંસાર પણ પ્રભુના વિરાટ સ્વરૂપની અંદર આવી જાય છે. સંસાર કાંઈ પ્રભુના સ્વરૂપની બહાર નથી. માટે જે ઊંચા ભગતો છે તેઓ સંસાર અને ભક્તિ એવી બે જુદી જુદી બાબતો માનતા નથી, પણ સંસાર એ પણ ભક્તિનુંજ એક અંગ છે એમજ સમજે છે. તેથી સંસાર તેઓને ઊલટો આનંદરૂપ થઈ પડે છે અને સંસારમાંથી પણ પોતાની ભક્તિના બળે તેઓ અનેક પ્રકારના સાર તથા અનુભવો લઈ શકે છે. તેથી પ્રભુનો ઉપકાર માનતાં માનતાં સંસાર ભોગવે છે અને ભક્તિનાં બીજાં અંગો પાળવામાં પણ શૂરાપૂરા હોય છે.

પણ જે કાચા ભગતો છે, જે અધૂરા ભગતો છે અને જે એકતરફ દોરવાઈ ગયેલા ભગતો છે તેઓ એમ માને છે કે, સંસાર એ જુદી વાત છે અને ભક્તિ એ જુદી વાત છે. ભક્તિને અને સંસારને કાંઈ સંબંધ નથી, એટલુંજ નહિ પણ કેટલાક તો એથી પણ આગળ વધીને વળી એમ સમજે છે કે, સંસાર અને ભક્તિ એ બન્ને પરસ્પર તદ્દન વિરુદ્ધ છે, માટે જે બહુ ભક્તિમાં પડી જાય તે સંસારમાં રહી શકેજ નહિ અને જે બહુ સંસારમાં મચ્યા રહે તેઓ ભક્તિ કરી શકેજ નહિ. કારણ કે સંસાર અને ભક્તિ એ બન્ને આગ અને પાણી જેવી બાબત છે એટલે એ બન્ને વાનાં કદી પણ સાથે રહી શકેજ નહિ. માટે જો સાચી ભક્તિ કરવી હોય તો સંસારને તજી દેવો જોઇએ. આવી જાતના વિચારવાળા ઘણા માણસો હોય છે, પણ આગળ વધેલા ભગતો કહે છે કે, એમ કરવું એ કાંઈ બરોબર નથી. એટલુંજ નહિ પણ સંસાર અને ભક્તિ બન્નેને પરસ્પર વિરુદ્ધ સમજવાં એ અધૂરું જ્ઞાન છે અને એવા ખોટા જ્ઞાનથી કાંઇ ખરો ફાયદો થાય નહિ. માટે જેમ બને તેમ વધારેમાં વધારે ભક્તિ થાય અને રૂડામાં રૂડી રીતે સંસાર ચલાવી શકાય તેમ કરવું જોઇએ.

## ૯૯–ભક્તો નિંદાથી દિલગીર થતા નથી

ભગતોમાં ને સંસારીઓમાં ઘણી જાતના ફેર હોય છે. તેમાં એક એ ફેર પણ જાણવા જેવો હોય છે કે, સામાન્ય લોકોની જ્યારે કોઈ નિંદા કરે ત્યારે તેઓને બહુજ માઠું લાગી જાય છે; પણ ભગતોની જ્યારે નિંદા થાય ત્યારે તેઓને તેમાં એટલું બધું માઠું લાગતું નથી. આ વાત બહુ ચોખ્ખી રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ એમ કહેતા હતા કેઃ-

કોઈ સુંદર સ્ત્રી સીધે રસ્તે ચાલી જતી હોય અગર ઘરમાં કે ફળિયામાં કોઈ ઠેકાણે ઊભી હોય, ત્યાં કદી કોઇ આંધળો માણસ આવી નીકળે અને અજાણતાં તે બાઈના શરીર સાથે અથડાઈ જાય તોપણ એ બાઇને ગુસ્સો લાગતો નથી, પણ ઊલટી તે આંધળાની તેને દયા આવે છે. તેમજ જ્ઞાની ભગતો અજ્ઞાનીઓની ખોટી નિંદાથી દિલગીર થતા નથી, પણ ઊલટી તેઓની દયા ખાય છે. કારણ કે તેઓ એમ જાણે છે કે, નિંદા કરનાર માણસ અજ્ઞાન છે, તેને સાચી વાતોની ખબર નથી, તે માણસ અમારા અંતરના હેતુઓ જાણતો નથી અને કોઇની ખોટી નિંદા કરવાથી પોતાની કેટલી બધી ખરાબી થાય છે એ વાત પણ જાણતો નથી તેથી તે નિંદા કરે છે. માટે જે અજ્ઞાનીઓ છે તે આંધળા જેવા છે. એમ સમજીને ભગતો તેમની નિંદાની દરકાર કરતા નથી.

મહાત્મા કબીર ભગત એમ કહેતા હતા કે, નિંદા કરનારનો તો અમારે ઉપકાર માનવો જોઇએ. કારણ કે ધોબીઓ તો પૈસા લઇને માત્ર કપડાંજ ધોઈ આપે છે, પણ નિંદકો તો વગર પૈસાએ અમારાં પાપ ધુએ છે, માટે એનો તો ખાસ ઉપકાર માનવો જોઇએ.

સંસારી લોકોને નિંદા બહુ અકારી લાગે છે. તેનું કારણ એ છે કે, દુનિયાની દરેક બાબતનો તેઓને અતિશય મોહ હોય છે. બીજાઓના મતને તેઓ ઘણુંજ વજન આપે છે અને બીજાઓ જે વાતો કહે તેને તેઓ બહુ સાચી કે બહુ ખોટી માની લે છે, તેથી તેઓને વધારે પડતું દુઃખ થાય છે; પણ જે ભગતો છે તેઓ શાસ્ત્રનાં વચનોનેજ કીમતી સમજે છે અને સાંસારિક લોકોની વાતોને બહુ નજીવી સમજે છે. બીજું એ કે, પોતાના જ્ઞાનને લીધે અને ભક્તિના બળને લીધે તેઓ એમ માને છે કે, સામાન્ય લોકો પોતાના સ્વાર્થને ખાતર અને જગતના મોહને ખાતર ગમે તેવા

ગપગોળા ઉઠાવ્યા કરે તેમાં કાંઇ નવાઈ નથી, પણ એવા ગોળા-ઓના ઘા અમે અમારાં અંતરમાં શા માટે વાગવા દઇએ ? કોઈ કદી અમને ખરાબ કહે તો એથી અમારું શું ગયું ? અને કોઈ કદી અમારાં વખાણ કરે તો એથી પણ શું? આવી રીતે માનઅપ-માનમાં તેઓની સમદૃષ્ટિ થઇ ગયેલી હોય છે, તેથી તેઓ નિંદાથી ડરતા નથી. માટે યાદ રાખજો કે, હરિજનોએ નિંદાની દરકાર રાખવી નહિ. કારણ કે ભગતોની ઘણી વાતો સાંસારિક લોકોને ગમતી નથી, એટલે તેઓ નિંદા તો કરવાનાજ, એમાં કાંઈ નવાઇ નથી. કારણ કે સંસારીઓ અને ભગતો વચ્ચેનો મતભેદ અનાદિ-કાળથી ચાલ્યો આવે છે અને અનંતકાળ સુધી ચાલ્યા કરશે. એટલે ભગતોની નિંદા તો થાયજ, માટે ખરા હરિજનોએ લોકોની ખોટી નિંદાથી ડરવું નહિ અને નિંદા કરનાર ઉપર ગુસ્સે થવું નહિ, પણ તેઓ અજ્ઞાની છે એમ સમજી તેઓની તરફ ઉદાર-તાથી વર્તવું જોઇએ, એજ સાચા ભગતોનું લક્ષણ છે.

## ૧૦૦–ગુરુ કરો તે જોઈ તપાસીને કરજો નહિ તો ફાયદાને બદલે ઊલટું નુકસાન થઈ જશે

ગુરુ સંબંધી આપણા દેશમાં બહુ અજ્ઞાન ચાલ્યા કરે છે. કા-રણ કે ઘણાયે ગુરુઓ વંશપરંપરાના હોય છે, ઘણાયે ગુરુઓ પોતાના કામને માટે તદ્દન નાલાયક હોય છે, ઘણાયે ગુરુઓ ગુરુપણાની યોગ્યતા વિનાના હોય છે, ઘણાયે ગુરુઓ પોતાનો ધંધો શીખ્યા વિનાના હોય છે, તેથી ગુરુઓની બાબતમાં ઘણી જાતનું અંધેર ચાલ્યા કરે છે. તે સારુ સંભાળીને ગુરુ કરવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કે:–

મારવાડમાં પાણીના કૂવા હોય છે. એ કૂવા બહુ ઊંડા હોય છે, એટલે કૂવા ઉપર ઊભા રહીને જોવાથી તેના તળિયામાં પાણી છે કે નહિ, એ વાતની ખબર પડતી નથી. એવા કૂવામાં તપાસ કર્યા વિના કોઈ માણસ પાણી મેળવવાની આશાએ પોતાનો ઘડો તેમાં સિંચે અને દોરડું ઢીલું મૂકયા કરે, પણ જો એ કૂવામાં પાણી ન હોય તો પરિણામ એ થાય છે કે, પાણી આવવું તો બાજુએ રહ્યું પણ ઊલટો પોતાનો માટીનો ઘડો હોય તે પણ ફૂટી જાય છે અને તાંબાપિત્તળનું વાસણ હોય તો તેમાં ગોબા પડી જાય છે.

તેજ પ્રમાણે જે લોકો કાંઇક વસ્તુ મેળવવાની ઇચ્છાએ કે ધર્મ મેળવવાની ઇચ્છાએ ગુરુ પાસે જાય છે, તે ગુરુની અંદર જો ગુરુપણાની યોગ્યતા ન હોય તો તેની પાસેથી કાંઇ મળી શકતું નથી; એટલુંજ નહિ પણ એવા ગુરુ પાસે જવાથી ઊલટું કાંઇક નુકસાન થઈ જાય છે. માટે ગુરુ કરવાની બાબતમાં બેદરકારી રાખશો મા, પણ જેમ બને તેમ સારામાં સારા ગુરુ શોધાય તેમ કરજો. કારણ કે ગુરુ આપણે શા માટે જોઇએ છે તે તમે જાણો છો? એ માટે સંતો એમ કહે છે કેઃ—

આપણને ધર્મની તરસ લાગે છે તે તરસ છિપાવવા માટે ગુરુની જરૂર છે; આપણને શાંતિ જોઇએ છે, તે શાંતિ મેળવવા માટે ગુરુની જરૂર છે; આપણા આત્માને પ્રભુપ્રેમની ભૂખ લાગે છે, તે માટે ખોરાક મેળવવા સારુ ગુરુની જરૂર છે; આપણી જિંદગીમાં કાંઈક મીઠાશની જરૂર છે, એ મીઠાશ લાવવા માટે ગુરુની જરૂર છે; આપણી નબળાઇઓ દૂર કરવા માટે ગુરુની જરૂર છે; આપણે જે રસ્તાના અજાણ્યા છીએ તે રસ્તામાં જવું છે, માટે જે એ રસ્તાનો ભોમિયો હોય તેવા ગુરુની જરૂર છે; આપણે આસુરી સંપત્તિની સાથે લડાઇ લડવાની છે, એ લડાઇમાં જેણે ફતેહ મેળવેલી હોય એવા ગુરુની આપણને જરૂર છે; આપણને અભયપણું જોઇએ છે, માટે ઘણી જાતનું અભયપણું આપી શકે એવા ગુરુની આપણને જરૂર છે; આપણે ઘણી જાતનાં બંધનોમાંથી મુક્ત થવાનું છે, માટે જેનાં પોતાનાં બંધનો છૂટ્યાં હોય અને જે આપણાં બંધનો છોડાવી શકે તેવા હોય, તેવા ગુરુની આપણને જરૂર છે; આપણામાં રહેલો પ્રેમનો પ્રવાહ બહાર વહેવા ઇચ્છે છે, પણ કેટલાંક કારણોસર એ પ્રેમનો પ્રવાહ બહાર વહી શકતો નથી ને અંદર અંદર ગૂંચાયા કરે છે, એ પ્રેમના પ્રવાહને વહેવાનો રસ્તો કરી આપે તેવા ગુરુની આપણને જરૂર છે; આપણા જીવ સંબંધી, આ જગત સંબંધી, સ્વર્ગ સંબંધી, કર્મસંબંધી, પુનર્જન્મ સંબંધી, સુખ–દુઃખ આવવાનાં કારણો સંબંધી અને ઈશ્વર સંબંધી, એવા અનેક પ્રશ્નો અને ઘણી શંકાઓ આપણાં મનમાં છે; તે બધી શંકાઓનો ખુલાસો કરી શકે અને આપણાં મનનું સમાધાન કરી શકે તે માટે આપણને ગુરુની જરૂર છે અને પરમાત્મા સાથે આપણા જીવાત્માની ઓળખાણ કરવાની છે, એ મહાન કામ કરી શકે તે માટે આપણને ગુરુની જરૂર છે.

હવે વિચાર કરો કે, હમણાં આપણે જે ગુરુઓને ગુરુ તરીકે માની લીધેલા છે, તે ગુરુઓ આપણાં મનનું સમાધાન કરી શકે તેવા છે કે નહિ? આપણી જિંદગીમાં મીઠાશ ભરી શકે તેવા છે કે નહિ? આપણી તરસ મટાડે તેવા છે કે નહિ? અને આપણે જે રસ્તામાં જવા ઇચ્છીએ છીએ તે રસ્તાના તેઓ પૂરેપૂરા ભોમિયા છે કે નહિ? એ વાતની તપાસ કરીને પછી તેઓને ગુરુ બનાવજો, જેનીતેની પાસે કાન ફુંકાવી દેશો મા અને જેનીતેની કંઠી બંધાવી લેશો મા, પણ જે કૂવામાં પાણી હોય તે કૂવામાંજ તમારો ઘડો સિંચજો, એટલે તમને પાણી મળશે. પણ એને બદલે તપાસ કર્યા વિના ઉજ્જડ પડેલા કૂવામાં જો તમારો ઘડો સિંચશો તો પાણી મળવું તો બાજુએ રહ્યું પણ ઊલટો ઘડો પણ ફૂટી જશે. માટે ગુરુ કરતાં પહેલાં બહુજ સંભાળજો અને જેનામાં ગુરુ થવાની યોગ્યતા હોય તેનેજ ગુરુ બનાવજો, એજ અમારી ભલામણ છે.

## ૧૦૧–સાચો ને ખોટો એવા બે પ્રકારના સત્સંગ વિષે

સત્સંગ એ બહુજ મોટામાં મોટી વસ્તુ છે, એ દુનિયાના દરેક મહાત્માઓનો સિદ્ધાંત છે. તેથી સૌ હરિજનોને સત્સંગ ગમે છે, પણ સત્સંગ બે પ્રકારના છે. એક પ્રકારનો સત્સંગ એવો છે કે, જેમાં કેટલાક હરિજનો મળે છે પણ એ બધા કાંઇ ગમત કરીને પાછા છૂટા પડી જાય છે. જેમકે નાચવુંકૂદવું, ગાવું-બજાવવું, કાંઇ વેષ કાઢવા, પરસાદો વહેંચવા અને સમયને અનુસરતી ન હોય એવી જૂની જૂની વાતો સાંભળીને ચાલ્યા જવું, તેને પણ કેટલાક લોકો સત્સંગ કહે છે. પણ ખરા ભગતો કહે છે કે, એનું નામ કાંઇ ખરો સત્સંગ કહેવાય નહિ. કારણ કે એવા સત્સંગથી કાંઈ અંતરાત્મા જાગતો નથી, એવા સત્સંગથી કાંઇ પ્રભુની ઓળખાણ થતી નથી, એવા સત્સંગથી કાંઈ અંતરમાં તાલાવેલી ઊઠતી નથી, એવા સત્સંગથી કાંઇ જૂની ટેવો ને બૂરાં વ્યસનો જતાં નથી, એવા સત્સંગથી કાંઇ મન ઠરતું નથી, એવા સત્સંગથી કાંઇ હૃદયની ગાંઠો તૂટતી નથી, એવા સત્સંગથી કાંઈ હૃદયના તાર કંપતા નથી, એવા સત્સંગથી કાંઈ હૃદય વિશાળ થતાં નથી, એવા સત્સંગથી કાંઇ જીવ જાગતો નથી અને એવા ઢીલાપોચા તથા પોલંપોલવાળા પરસાદિયા સત્સંગથી કાંઈ જ્ઞાનનું કે ભક્તિનું જોર વધતું નથી. માટે એવા જિગરના

જોશ વિનાના અને અંતરના ઉમળકા વિનાના તથા સાચી સમજણુ વિનાના મેળાવડાઓને ખોટો સત્સંગ કહેવામાં આવે છે. ત્યારે હવે સાચો સત્સંગ કયો ? એના જવાબમાં ભગતો કહે છે કેઃ—

જે સત્સંગમાં પોતાના દુર્ગુણો તજવાની વાતો થતી હોય, જે સત્સંગમાં આત્માના બળની વાતો થતી હોય, જે સત્સંગમાં પ્રભુના મહિમાની વાતો થતી હોય, જે સત્સંગમાં પ્રભુના પ્રેમનો પ્રવાહ વહેતો હોય, જે સત્સંગમાં હૃદય ઝૂકતું જાય તેવા જ્ઞાનના ખુલાસા થતા હોય, જે સત્સંગમાં નવી વીજળી હોય, જે સત્સંગમાં સાચી ભભક હોય, જે સત્સંગમાં બંધનોમાંથી છૂટી ગયેલા મહાત્મા હોય, જે સત્સંગમાં સ્વર્ગના આનંદોનાં વર્ણનો થતાં હોય, જે સત્સંગમાં આત્માના અભયપણાની વાતો સમજાતી હોય, જે સત્સંગમાં માયાના મોહથી બચવાની કૂંચીઓ મળતી હોય, જે સત્સંગમાં પ્રભુ સાથે લયલીનતા થતી હોય, જે સત્સંગમાં ભગતોનાં ઉત્તમ ચરિત્રોનાં પકડી શકાય તેવાં વર્ણનો થતાં હોય, જે સત્સંગમાં પાપથી બચવાની કૂંચીઓ મળતી હોય, જે સત્સંગમાં વિરહનો અગ્નિ જાગતો હોય, જે સત્સંગમાં સ્વાભાવિક ઝમઝમાટ હોય, જે સત્સંગમાં કુદરતી આકર્ષણુ હોય, જે સત્સંગમાં દૈવી ને આસુરી સંપત્તિનાં વર્ણનો થતાં હોય, જે સત્સંગમાં પ્રભુને હાજરાહજૂર સમજીને વાતો થતી હોય, જે સત્સંગમાં જૂના સિદ્ધાંતોને નવા રૂપમાં સમજાવવાની કળા હોય, જે સત્સંગમાં સૌનો સરખો દરજ્જો હોય, જે સત્સંગમાં સત્યની ધારા વહ્યા કરતી હોય અને જે સત્સંગમાં પ્રભુ પોતે પધારતા હોય, તે સત્સંગ સાચો સત્સંગ કહેવાય છે અને એવા સાચા સત્સંગથીજ ખરો લાભ થાય છે. માટે સત્સંગ કરવા જતી વખત ગમે ત્યાં ચાલ્યા જશો મા, પણુ આ બધી વાતો ધ્યાનમાં રાખજો અને જ્યાં સાચો સત્સંગ થતો હોય ત્યાં જવાની મહેરબાની કરજો, એજ અમારી વિનતિ છે.

---

## ૧૦૨–દરેક પ્રસંગે ભક્તો બહુ શાંતિ રાખી શકે છે તેનાં કારણો

વ્યાવહારિક લોકોમાં અને ભગતોમાં જે મુખ્ય ભેદ હોય છે તે તેઓનાં અંતરની શાંતિનો હોય છે. કારણુ કે ભગતો જેવી શાંતિ

રાખી શકે છે તેવી શાંતિ સામાન્ય સાંસારિક માણુસો રાખી શકતાં નથી, તેથી તેઓ દુઃખી થાય છે અને ભગતો શાંતિ રાખી શકે છે માટે તેઓ આનંદમાં રહી શકે છે. ભગતોની શાંતિ જોઇને ઘણાં માણુસોને શાંતિમાં રહેવાનું મન થાય છે, પણુ એની કૂંચી તેઓને મળતી નથી અને કદી કૂંચી મળે તોપણુ તેમને વાપરતાં આવડતી નથી, તેથી તેઓ શાંતિ રાખી શકતાં નથી. આ વાત બહુ ચોખ્ખી રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ–

અમે જાત્રાએ ગયા હતા ત્યારે ત્યાં એવું જોયું કે, બદરીનારાયણુના રસ્તામાં જે આનંદ હતો ને જે મુશ્કેલીઓ હતી તે આનંદ ને તે મુશ્કેલીઓ અમને જગન્નાથજીમાં દેખાઇ નહિ અને જગન્નાથજીમાં દરિયાની જે શોભા હતી તે શોભા અમને બદરીનારાયણુના રસ્તામાં દેખાઈ નહિ. જગન્નાથજીમાં સૌ સાથે બેસીને જમવાની જે મજા પડી તે મજા અમને દ્વારકામાં પડી નહિ અને ખાવાપીવા માટે દ્વારકામાં જેવી સુંદર ને સ્વાદિષ્ટ વસ્તુઓ મળતી હતી તેવી સ્વાદિષ્ટ વસ્તુઓ અમને રામેશ્વરમાં મળી નહિ. એજ પ્રમાણે એક દેશનાં ફળ બીજા દેશમાં ન મળે, એક દેશની હવા બીજા દેશમાં ન મળે અને ઉતારાની સગવડો તથા ગાડીઘોડાની સગવડોમાં પણુ જુદે જુદે ઠેકાણે ઘણોજ ફેર પડી જતો, છતાં પણુ એ બધું અમે ખુશીથી ચલાવી લેતા હતા અને જ્યાં જેમ હોય તેમ નિભાવી લેતા હતા. એટલુંજ નહિ પણુ પ્રતિકૂળ સંજોગોમાંથી પણુ આનંદ મેળવતા હતા. જેમકે બદરીનારાયણુના રસ્તામાં બહુ ટાઢ વાતી ત્યારે એ ટાઢનો અફસોસ નહિ કરતાં ટાઢ મટાડવા માટે ઊલટા ખૂબ ચાલવા મંડતા હતા. વળી એ મુસાફરીમાં કોઇ વખત કોઇ ગામમાં વધારે ખરચ લાગતું અને કોઇ ગામમાં બહુ ઓછું ખરચ લાગતું હતું, છતાં પણુ અમે અમારી શાંતિ રાખી શકતા હતા. કારણુ કે પહેલેથીજ અમને ખબર હતી કે, મુસાફરીમાં આવી મુશ્કેલીઓ તો હોયજ અને આવી પ્રતિકૂળતા તો હોયજ એમાં નવાઇ શું ? જો એટલું પણુ ન ખમી શકાય તો પછી જાત્રા કેમ કરી શકાય અને જાત્રાના આનંદ કેમ લઇ શકાય ? માટે મુસાફરી વખતે એવી એવી અગવડો ભોગવી લેવાની તો ટેવ પાડવીજ જોઇએ. કારણુ કે જેને એવી ટેવ પાડતાં આવડે તે દરેક ઠેકાણે સુખી રહી શકે છે.

બંધુઓ ! આ દાખલો આપીને હું તમને એમ સમજાવવા ઇચ્છું છું કે, આ દુનિયામાં આવવું એ પણ એક પ્રકારની જીવાત્માની મુસાફરી છે અને યાદ રાખજો કે, મુસાફરીમાં બધે ઠેકાણે કાંઇ બધા પ્રકારની સગવડો હોય નહિ; માટે જ્યાં જેમ હોય તેમ ચલાવી લેતાં અને તેમાંથી આનંદ મેળવતાં શીખવું જોઇએ. પણ ભગતો અને સાંસારિક લોકોની વચ્ચે આ ઠેકાણે જે તફાવત પડે છે તે તફાવત એ છે કે, ભગતો આ દુનિયાને મુસાફરી સમજે છે તથા ધર્મશાળા સમજે છે અને સાંસારિક લોકો તેને બાપૂકું ઘર સમજે છે, તેથી ભગતો જેમ હોય તેમ ચલાવી લે છે ને તેમ છતાં શાંતિમાં રહે છે અને સંસારીઓને ચલાવી લેતાં આવડતું નથી તેથી તેઓ ઘણી જાતની સગવડો હોવા છતાં પણ દુઃખી થયા કરે છે. કારણ કે તેઓ આ દુનિયાને મુસાફરી સમજતા નથી પણ બાપનું ઘર સમજે છે અને જાણે અમરપટો લઈને આવ્યા હોય તેમ વર્તે છે તેથી તેઓ દુઃખી થાય છે. માટે જો અંતરની શાંતિ રાખતાં શીખવું હોય તો આ જિંદગીને મુસાફરી સમજીને અને દુનિયાને ધર્મશાળા સમજીને ચલાવી લેતાં શીખજો તથા પ્રતિકૂળ સંજોગોમાંથી પણ આનંદ મેળવતાં શીખજો. એટલે ભગતોની પેઠે તમે પણ અંતરની શાંતિ રાખી શકશો.

---

## ૧૦૩–માત્ર બહારનાં ચિહ્નો ધારણ કરવાથી કાંઇ ભક્ત થઇ જવાતું નથી

ભગતોનો વેષ લીધેલા ઘણા માણસોને આપણે જોઇએ છીએ; પણ તેઓમાં કાંઇ સાચી ભક્તિ દેખાતી નથી. કારણ કે ભક્તિનો વેષ પહેરી લેવો એમાં કાંઇ બહુ મોટી વાત નથી, એ તો બહુ સહેલાઇથી બની શકે તેમ છે અને લોભેલોભે તો જરૂર એમ થઇ જાય છે. જેમકે, કેટલાક લોકો પેટ ભરવા સારુ ભગતોનાં ચિહ્નો ધારણ કરે છે, કેટલાક લોકો ભગત ગણાવા સારુ ભગતોનાં ચિહ્નો ધારણ કરે છે, કેટલાક લોકો પૂજાવા સારુ ભક્તિનો ડોળ કરે છે, કેટલાક માણસો બીજાઓની દેખાદેખીથી ભક્તિનાં ચિહ્નો ધારણ કરે છે અને કેટલાક માણસો પોતાના ઉપરીને કે પોતાનાં સગાં-વહાલાંઓને રાજી રાખવા સારુ ભગતોનો વેષ પહેરીને ફર્યાં કરે છે, પણ યાદ રાખજો કે, ભગતોનો વેષ પહેરવાથી કાંઇ સાચી ભક્તિ

આવી જતી નથી. એ વાત ચોખ્ખી રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ પોતાના સત્સંગમંડળમાં કહેતા હતા કેઃ-

વિલાયતમાં એક ગૃહસ્થને ત્યાં વાંદરો પાળેલો છે. તે વાંદરાને માણસોના જેવી બધી રીતભાત શીખવેલી છે. તેથી એ વાંદરો પાટલૂન પહેરે છે, કોટ પહેરે છે, નેકટાઇ બાંધે છે, ટોપી પહેરે છે, માથાના વાળ ઓળે છે, તેમાં તેલ નાખે છે, અરીસામાં મોઢું જુએ છે, ખુરશી ઉપર બેસે છે, છરીકાંટાથી જમે છે, રાત્રે ખાટલામાં સૂએ છે અને બપોરે પોતાના શેઠની સાથે ગાડીમાં બેસીને ઑફિસમાં જાય છે. આ પ્રમાણે માણસોની પેઠે બધું તે વાંદરો કરે છે, છતાં પણ માણસોનાં જેવાં ચિહ્નો ધારણ કરવાથી વાંદરો કાંઇ માણસ બની જાય નહિ. વાંદરો એ તો વાંદરોજ. તેમજ ઘણાં માણસો ભગતોનાં ચિહ્નો ધારણ કરે છે એટલે કે ભગતોના જેવી માળાઓ પહેરે છે, ભગતોની પેઠે તિલકો કરે છે, ભગતોની પેઠે પાઠપૂજા કરે છે, ભગતોની પેઠે દેવદર્શને જાય છે અને ભગતોના જેવાં લૂગડાં પહેરે છે; આવી રીતે બહારનાં બધાં ચિહ્નો ધારણ કરે છે, પણ તેથી કાંઇ અંતરની ભક્તિ તેઓમાં આવતી નથી. કારણ કે ભગતોનો વેષ લઇ લેવો એ જુદી વાત છે અને અંદરથી ખરેખરા ભગત બની જવું એ જુદી વાત છે.

જેઓ અંદરથી ખરેખરા ભગત થયેલા હોય તેઓનાં નેણ બદલાઇ જાય છે, તેઓનાં વેણ બદલાઇ જાય છે, તેઓની રીતભાત બદલાઇ જાય છે, તેઓના વિચારો બદલાઇ જાય છે, તેઓના સિદ્ધાંતો બદલાઇ જાય છે, તેઓના મિત્રો બદલાઇ જાય છે, તેઓની ભાવનાઓ બદલાઇ જાય છે, તેઓના સંબંધો બદલાઇ જાય છે અને તેઓનાં હૃદયો નવાં બની જાય છે. ટૂંકમાં એજ કે, જેઓ સાચા ભગતો થાય તેઓને નવું જીવન મળી જાય છે. જેઓ સાચા ભગતો થાય તેમની આંખોમાં પવિત્રતા આવી જાય છે, જેઓ સાચા ભગતો થાય તેઓની વાણીમાં નવું બળ આવી જાય છે. જેઓ સાચા ભગતો થાય તેઓના ચહેરા ઉપર ભક્તિનું તેજ આવી જાય છે. જેઓ સાચા ભગતો થાય તેઓનાં અંતરમાં આનંદ આવી જાય છે અને જેઓ સાચા ભગતો થાય તેઓને ધીમે ધીમે સાચું જ્ઞાન મળી જાય છે તથા પ્રભુના પ્રેમનો ઊભરો તેઓનાં હૃદયમાંથી છલકાયા કરે છે. આવી સ્થિતિ ક્યાં અને વેષ લીધેલી સ્થિતિ ક્યાં? માટે બંધુઓ! યાદ રાખજો કે, જેમ માણસનાં ચિહ્નો ધારણ કરવાથી વાંદરો માણસ

બની જતો નથી તેમજ ભગતોનાં બહારનાં ચિહ્નો ધારણ કરવાથી કાંઇ અંતરની સાચી ભક્તિ આવી જતી નથી. માટે ભક્તિનાં બહારનાં ચિહ્નો ઉપરથીજ ભગતોને ઓળખવાની ભૂલ કરશો મા, પણ તેઓનાં અંતર સામે જોજો અને સાચા ભગતોને શોધી તેઓની સેવાચાકરી થાય તેમ કરજો. કારણ કે આ જુઠાણાનો જમાનો છે, આ વેષધારીઓનો વખત છે, માટે સંભાળીને ચાલજો અને બહારના વેષમાંજ રહી જશો મા, પણ આ અંતરમાંથી સાચા ભગત થવાય તેમ કરજો, એજ અમારી ભલામણ છે.

---

## ૧૦૪–સાચા ભક્તોને ગરીબડાં અજ્ઞાન માણસો ગમે છે, પણ ખોટા ડોળઘાલુ ભક્તો ગમતા નથી

ભગતોનાં જીવનમાં ઘણી બાબતોમાં બહુ સચ્ચાઇ આવી જાય છે તેથી તેઓનાં હૃદય બહુ વિશાળ ને ઉદાર બની જાય છે, એટલે ગરીબોની ઉપર તેઓનો પક્ષપાત થાય છે, તેથી ગરીબોને તેઓ વધારે ચાહે છે. અજ્ઞાનીઓને તેઓ આદરમાન આપે છે ને તેઓનું જ્ઞાન વધે તેમ કરે છે. દીનતાવાળાઓના તેઓ દાસ બને છે અને જેઓ થાકી ગયેલા હોય, હારી ગયેલા હોય, દુઃખી થઇ ગયેલા હોય અને અમારામાં તો કાંઇ નથી એવી નમ્રતાવાળા હોય ને તેમ છતાં પોતાની એ બધી નબળાઇ દૂર કરવા માગતા હોય, તેવા માણસો ભગતોને બહુ ગમે છે. પણ એને બદલે જે માણસો ભગતોનો ખોટો ડોળ રાખીને ભગતો જેવા થઇને ફરતા હોય અને પોતાનામાં ગુણ ન હોય તથા પોતાનામાં બળ ન હોય છતાં પણ ભગત બનીને લોકોને ઠગતા હોય ને તેઓના પૈસા તથા આબરૂ હરતા હોય અને તેઓને અજ્ઞાનતાના વિચારોમાં રાખી મૂકતા હોય, એવા ખોટા ડોળઘાલુ ભગતોને જોઇને સાચા ભગતો તેઓની ઉપર બહુ ચિડાય છે. કારણ કે જે સાચા ભગતો હોય છે તેઓને અસત્ય ગમતું નથી, તેઓને દાંભિકપણું ગમતું નથી અને તેઓને ચાવવાના દાંત જુદા અને દેખાડવાના દાંત જુદા એવી સ્થિતિ ગમતી નથી. તેથી તેઓ એવા ડોળઘાલુ ખોટા ભગતોથી દૂરના દૂર રહે છે. એવા ભગતોની સાથે તેઓ ચાલતા નથી, એવા દાંભિક ભગતોની સાથે તેઓ દોસ્તી રાખતા નથી અને એવા મિથ્યાચારવાળા ભક્તો તેઓની સાથે ચાલે એ તેઓને ગમતું નથી,

કારણ કે બહારથી જોતાં તેઓ ભક્ત જેવા હોય છે, પણ અંદરથી જોતાં તેઓ ભક્તોના જેવા અંતરના બળવાળા અને સદ્ગુણી હોતા નથી, માટે તેઓ ખરા ભગતોને ગમતા નથી. આ વાત દાખલા-દલીલોથી સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ પોતાના મંડળમાં કહેતા હતા કેઃ—

જ્યારે કોઇ મોટા રાજાની સવારી નીકળે છે ત્યારે તેમાં હાથી-ઓની આગળ ઘોડાઓની હારો હોય છે, પણ તે ઘોડાઓને પોતાની આગળ ચાલતા જોઇને હાથીઓ રાજી થાય છે. ઘોડાઓની અદે-ખાઇ હાથીઓને થતી નથી, કારણ કે હાથી જુએ છે કે, આ બિચારા ઘોડાઓ અમારાથી નાના છે માટે તે મદદને યોગ્ય છે. એટલે હાથીની આગળ ઘોડાઓ ચાલે તેમાં હાથીને ગુસ્સો લાગતો નથી, પણ હાથીની સાથે જ્યારે ઊંટ ચાલવા માંડે ત્યારે તે હાથીને ગમતું નથી, તેથી ઊંટ ઉપર હાથી ચિડાઇ જાય છે. કારણ કે જેટલો હાથી ઊંચો લાગે છે તેટલુંજ ઊંટ પણ ઊંચું લાગે છે, પણ હાથીમાં જેવું બળ છે અને હાથીમાં જેવી અક્કલ હોય છે, તેવી અક્કલ અને તેવું બળ ઊંટમાં નથી તેથી ઊંટ હાથીની સાથે ચાલે તે હાથીને ગમતું નથી. તેજ પ્રમાણે જે ગરીબડા અજ્ઞાન ભગતો નાના હોય એટલે કે દીનતાવાળા હોય, તેઓ સાચા ભગતોને ગમે છે, પણ જે બહારના દેખાવમાં ઊંટની પેઠે મોટા લાગતા હોય પણ અંદરથી બળની બાબતમાં અને અક્કલની બાબતમાં "અઢારે અંગ વાંકાં" જેવા હોય તેવા ડોળઘાલુ ભગતો સાચા ભગતોની હારમાં ગણાયા કરે તે એ સાચા ભગતોથી સહન થતું નથી. એટલે સાચા અને ખોટા ભગતો વચ્ચે હમેશાં કડવાશ રહ્યા કરે છે.

આ વાત ઉપરથી સાચા ભગતોની મહત્તા સમજી શકાય છે અને ભગતો કેવા ભલા હોય છે, કેવા ગરીબોના બેલી હોય છે, કેવા દીનતાવાળાના દાસ હોય છે અને દાંભિકોના કેવા દુશ્મન હોય છે, તે બધું બરોબર સમજી શકાય છે. માટે હે હરિજનો! જો તમારે સાચા ભગતોના વહાલા થવું હોય તો જેમ બને તેમ સત્ય-તાવાળા, દીનતાવાળા, પ્રભુપ્રેમવાળા અને અંતરના બળવાળા થજો એટલે તમે ભગતોના વહાલા થઈ શકશો. પણ એને બદલે જો ડોળઘાલુપણામાં રહી જશો, બહારથી ભક્તિનાં ચિહ્નો ધારણ કરવાં અને અંદરથી પોલાણ રાખવું એવી સ્થિતિના થઇ પડશો

અને અઢારે અંગ વાંકાં રાખીને આડંબરમાં ઊંટની પેઠે ઊંચા થઈ પડશો તો એ કાંઇ હાથીઓને ગમવાનું નથી ને એથી કાંઇ ફાયદો પણ થવાનો નથી, પણ ઊલટું ઘણુંજ નુકસાન થશે. એ વાત યાદ રાખજો અને એવી ભૂલ ન થાય માટે જેમ બને તેમ ચેતીને ચાલજો, એજ અમારી ભલામણ છે.

## ૧૦૫–શિષ્યોએ પોતાના ગુરુને કહેવું જોઇએ કે, મહારાજ! બીજું બધું તો ઠીક છે પણ હવે તો અમને પાપના બંધનમાંથી છોડાવવાની કૃપા કરો!

એક બહુ ભલો માણુસ હતો. તે વારંવાર જુદા જુદા કેદખાનામાં જતો હતો અને કોઇ દિવસ કેદીઓને સારી સારી મીઠાઈ ખાવા માટે આપતો, કોઇ દિવસ કેદીઓને જરૂર જેટલાં કપડાં આપતો, કોઇ વખત કેદીઓને વાંચવા જેવાં પુસ્તકો આપતો અને કોઇ વખત કેદીઓને જરૂરની દવા આપતો હતો. એ સિવાય કેદીઓનાં બંધનો ઢીલાં થાય અને તેઓને થોડા કલાક કામ કરવું પડે એવા ઉપાયો પણ તે ભલો માણુસ કરતો હતો. મતલબ કે, કેદીઓને આરામ મળે અને તેઓ પોતાનાં દુઃખો ભૂલે એવા દરેક ઉપાયો તે પરમાર્થી સજ્જન કરતો હતો. એ પછી એક દિવસ તેણે એ કેદીઓને પૂછ્યું કે, આ સિવાય બીજું કાંઈ તમને જોઇએ છે? ત્યારે તે કેદીઓએ કહ્યું કે, ખાવુંપીવું, લૂગડાંલત્તાં, પુસ્તકો અને દવા એ તો બધું ઠીક છે, પણ હવે તો અમને આ કેદખાનામાંથી છોડાવવાની કૃપા કરો. કારણ કે કેદખાનામાં રહીને કોઇ કોઈ દિવસ કાંઇ ખાવાપીવાનું જરાતરા સુખ ભોગવવું એ કાંઇ ખરું સુખ નથી, ખરું સુખ તો બંધનમાંથી સાવ છૂટીએ ત્યારેજ થાય છે.

આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ પોતાના મંડળના હરિજનોને એમ સમજાવતા હતા કે, એક સંત હતા. તે બહુ ગુણી હતા અને શાસ્ત્રોનો ને સાહિત્યનો તેમને બહુ શોખ હતો, તેથી તેઓ નવી નવી જાતના ચમત્કૃતિવાળા શ્લોકો પોતાના શિષ્યોની પાસે બોલતા અને તેના જુદા જુદા અર્થ સમજાવીને લોકોને રીઝવતા હતા. વાલ્મીકિ, વ્યાસ, કાળિદાસ, માઘ, ભવભૂતિ, બાણુ વગેરે જૂના કવિઓનાં કાવ્યની ખૂબીઓ સમજાવતા હતા. ચમ-

ત્કારિક દૃષ્ટાંતો આપીને લોકોને હસાવતા હતા અને જૂના તથા નવા સાહિત્યમાંથી વીણી કાઢેલા ટુચકાઓ પ્રસંગોપાત્ત ફેંક્યા કરતા હતા તેથી સાંભળનારા લોકો રાજી રાજી થઇ જતા હતા. એ પછી એક દિવસ એક હરિજને તે ગુરુ મહારાજને કહ્યું કે, મહારાજ ! આપ અમને જે માલ પીરસો છો તે બહુજ સરસ છે એમાં કાંઇ શક નથી. એથી અમને બહુ આનંદ થાય છે, પણ તેમ છતાં મહારાજ ! હવે તો અમને એ કરતાં કાંઇક વધારે જોઇએ છે. હવે તો અમારાં બંધનો દૂર થાય તેવી અમારા ઉપર કૃપા કરો, અમારાં પાપ દૂર થાય એવો ઉપદેશ અમને આપો. કારણ કે, પાપને લીધેજ બધી જાતનાં બંધનો છે અને બંધનોને લીધેજ બધી જાતનાં દુઃખો છે તથા બંધનોને લીધેજ જન્મ-મરણનાં દુઃખો છે. માટે હવે તો અમારાં પાપ કપાય તેવા ઉપાય અમને બતાવો. સાહિત્યનો આનંદ તો બહુ ચખાડ્યો, એ મીઠાઇ તો ખૂબ ખવરાવી, હવે તો અમારાં બંધનો કપાય તેમ કરો !

બંધુઓ ! આજ પ્રમાણે તમે પણ જ્યારે સત્સંગમાં જાઓ ત્યારે રમૂજી વાતો સાંભળીને રાજી થયા કરવામાંજ રહી જશો મા, પણ પાપ ઓછાં થાય એવા ઉપાયો શોધવાની તજવીજ કરજો. કારણ કે બહારનાં બીજાં બધાં જે કાંઈ સુખો છે તે તો ઉપલકિયાં છે અને જરાક વારનાં છે, પણ પાપ જવાથી અંતરમાં જે આનંદ આવે અને જે શાંતિ મળે તેની ખૂબી કાંઈક ઓરજ છે. એટલુંજ નહિ પણ બધી જાતનાં બંધનોનો સંબંધ એક પાપની સાથેજ છે. જો પાપ નીકળી જાય તો બધી જાતનાં બંધનો પોતાની મેળેજ તૂટી જાય છે. માટે જે જે મહાત્માઓને મળો, જે જે ભગતોને મળો, જે જે સાધુઓને મળો અને જે જે જ્ઞાનીઓને મળો તેઓની પાસે એવીજ પ્રાર્થના કરજો કે, અમારાં પાપ દૂર થાય અને અમારાં બંધનો કપાય એવી અમારા ઉપર કૃપા કરો.

એ પ્રમાણે જો માગણી કર્યા કરશો અને એવી ભાવના રાખ્યા કરશો તો ધીમે ધીમે પાપ ઓછાં થઈ જશે અને બંધનો કપાતાં જશે તેથી ભક્તિ વધતી જશે અને અંતરનો આનંદ તથા સંતોષ મળી શકશે. માટે પાપ કપાય તેવી તજવીજ કરજો-પાપ કપાય તેવી તજવીજ કરજો.



## ૧૦૬–ભક્તોની ખરી ખૂબી દુઃખના વખતમાંજ દેખાય છે, સુખના વખતમાં સમજાતી નથી

એક મહાત્મા એમ કહેતા હતા કે, આકાશમાં જે તારાઓ હોય છે તેની શોભા રાતને વખતે દેખાય છે; દિવસે સૂર્યના તેજમાં કાંઇ તારાની ખૂબી દેખાય નહિ. તેમજ ભગતોની ખૂબી પણ સુખના વખતમાં સમજાતી નથી, પણ દુઃખને વખતેજ ભગતોની ખૂબી માલમ પડે છે અને તેમનો મહિમા સમજાય છે. કારણ કે સુખ છે તે દિવસ છે અને દુઃખ છે તે રાત્રિ છે.

બંધુઓ ! સુખ તો સૌને ગમે પણ દુઃખમાં ટકી રહેવું અને દુઃખ વખતે પણ પોતાના ધર્મો બરોબર રીતે પાળવા એજ ખૂબીની વાત છે. દુનિયા બધી જ્યારે દુઃખથી કાયર થઈ જાય છે, નાનાં નાનાં દુઃખોનાં પણ રોદણાં રોયા કરે છે અને નવ્વાણું સુખ હોય ને માત્ર એકજ દુઃખ હોય તોપણ એ એક દુઃખને સારુ નવ્વાણું જાતનાં સુખમાંથી પણ સુખ લઇ શકતાં નથી, એવાં દુનિયાદારીનાં માણસો હોય છે. એટલે એવાં માણસો દુઃખ વખતે હારી જાય, રૂએ, પછાડા મારે અને કલ્પાંત કરી મૂકે તેમાં કાંઇ નવાઈ નથી, પણ નવાઇ તો એજ છે કે એવા ભયંકર દુઃખના વખતે પણ ભગતો દુઃખ સહન કરી શકે છે, એટલુંજ નહિ પણ દુઃખમાં ઊલટા વધારે પ્રકાશે છે અને વધારે શોભે છે. એજ ભગતોની ખૂબી છે.

ઘણુંએ માણસો એવાં અભાગિયાં હોય છે કે, તેઓ સુખમાં પણ શોભી શકતાં નથી, સુખ ભોગવતાં પણ તેઓને આવડતું નથી, તેથી ઘણા પ્રકારનાં સુખ હોય છતાં પણ તેઓ હમેશાં દુઃખી દેખાયા કરે છે અને એરંડિયું પીધા જેવું મોઢું કરીને ફર્યા કરે છે. તેને બદલે દુઃખને વખતે પણ આનંદમાં રહેવું અને દુઃખની જરાયે દરકાર કરવી નહિ, એટલુંજ નહિ પણ કાંઇક મોટાં સુખને માટેજ દુઃખ આવેલું છે એમ સમજીને પોતાની ઉપર દુઃખ આવવા માટે પણ પ્રભુનો ઉપકાર માનનારા ભગતોનાં દિલ કેવાં વિશાળ હશે અને પ્રભુપ્રેમથી કેવાં ભરપૂર હશે, એનો જરા ખ્યાલ તો કરો !

ભગતો વ્યાવહારિક લોકો કરતાં ઘણાજ ઊંચા છે, એનું કારણ હવે તમને સમજાયું કે નહિ ? મતલબ કે, સાંસારિક લોકો

સુખમાં પણ શોભી શકતા નથી ત્યારે ભગતો દુઃખમાં ખાસ ચાહીને વધારે શોભી શકે છે. કારણ કે સુખના વખતમાં ભગતો ઠંડા રહે છે. સુખના વખતમાં ભગતો પોતાનું ઘર પકડીને બેસી રહે છે, સુખના વખતમાં ભગતો શાંતિવાળા બની જાય છે અને સુખના વખતમાં ભગતો વિચારી વિચારીને પગલું ભરનારા બની જાય છે. કારણ કે સુખથી તેઓ ડરે છે. સુખમાં અનેક પ્રકારના મોહ રહેલા હોય છે, માટે સુખને તેઓ બહુ સંભાળી સંભાળીને વાપરે છે. પણ દુઃખને વખતે સાચા ભગતોમાં નવી તેજી આવી જાય છે, દુઃખને વખતે તેઓના બળના દરવાજા ઊઘડી જાય છે, દુઃખને વખતે તેઓની સહનશીલતાની કસોટી થાય છે, દુઃખને વખતે તેઓની ઉપરના ઘણા પડદા નીકળી જાય છે અને દુઃખને વખતે તેઓના પ્રભુપ્રેમનો નશો વધી જાય છે. તેથી એ વખતે તેઓની ખૂબી કાંઇક જુદાજ પ્રકારની બની જાય છે. એટલે તેઓ દુઃખમાં વધારે વધારે શોભી શકે છે.

બંધુઓ! તમને ખબર હશે કે, ભક્તરાજ નરસિંહ મહેતા, મહાત્મા તુકારામજી, ગોસ્વામી તુલસીદાસજી, મીરાંબાઇ, કબીરજી અને બીજા ઘણાયે ભગતો સુખને વખતે જેવા શોભતા હતા તે કરતાં દુઃખને વખતે ઘણાજ વધારે પ્રકાશિત થયા હતા. કારણ કે ભક્તો તે આકાશમાં રહેલા તારા જેવા છે અને તારાઓની ખૂબી તો રાતેજ સમજાય છે, તેમજ ભગતોની ખૂબી પણ દુઃખને વખતેજ સમજાય છે. માટે જો સાચા ભગત થવું હોય તો દુઃખથી કાયર થશો મા, દુઃખથી દિલગીર થશો મા અને દુઃખથી દબાઇ જશો મા, પણ દુઃખ વખતે પણ પરમકૃપાળુ પરમાત્માનો ઉપકાર માનવાનું મન થાય એવી સ્થિતિ અનુભવજો એજ અમારી ભલામણ છે.

---

## ૧૦૭–સાચા ભક્તોની ભક્તિ શરીરની ચામડીના જેવી હરહમેશના ઉપયોગની હોય છે

ભક્તિ એવી અમૂલ્ય વસ્તુ છે કે, તે સૌને કુદરતી રીતેજ બહુ ગમે છે. તેથી ભગતો પણ ભક્તિ કરે છે અને સામાન્ય લોકો પણ ભક્તિ કરે છે, પણ એ બન્નેની ભક્તિમાં બહુ તફાવત હોય છે. ભગતો ભક્તિને પોતાના શરીરની ચામડી જેવી સમજે છે અને એ પ્રમાણે વરતે છે, એટલે શરીરની ચામડી જેમ શરીરથી જુદી પડી

શકે નહિ, તેમ તેઓની ભક્તિ પણ તેઓનાં અંતઃકરણથી જુદી પડી શકતી નથી. એ સિવાય આપણાં શરીરની ચામડીને કાંઇ ઈજા થાય તો તરતજ આપણને દુઃખ થાય છે તેમજ સાચા ભગતોની ભક્તિને કાંઇ ઇજા થાય અગર તેમાં કાંઈ વિઘ્ન આવે તો તેઓને પણ દુઃખ થાય છે. મતલબ કે, આપણાં શરીરની જીવતી ચામડી સાથે જેવો આપણો સંબંધ છે, તે કરતાં પણ ભગતોને પોતાની ભક્તિની સાથે વધારે સંબંધ હોય છે. હવે સાંસારિક લોકોની ભક્તિ કેવી હોય છે તે આપણે જોઇએ. એ માટે એક ભક્તરાજ મહારાજ એમ કહેતા હતા કેઃ—

પાઘડી, પછેડી, ડગલો વગેરે કોઈ કોઇ વખત કામ લાગે તેવાં લૂગડાં આપણે પહેરીએ છીએ અને જરૂર ન હોય ત્યારે એ લૂગડાંને શરીર ઉપરથી ઉતારીને પાછાં ખીંટી ઉપર મૂકીએ છીએ કે કબાટમાં મૂકીએ છીએ. તેમ સામાન્ય લોકોની ભક્તિ પાઘડી, અંગરખું, પછેડી, કે કોઇ કોઇ દિવસ જરાક વાર પહેરવાની સાડી જેવી હોય છે. મતલબ કે, જ્યારે કાંઇ ઓચ્છવ હોય ત્યારે તેઓમાં ભક્તિ આવી જાય છે, જ્યારે શ્રાદ્ધ, મકરસંક્રાંતિ, ગ્રહણ વગેરે પર્વણીના દિવસો હોય ત્યારે જરાક વાર તેઓમાં ભક્તિ આવી જાય છે. જ્યારે કોઇ મોટા ગુરુ પધારેલા હોય ત્યારે થોડોક વખત તેઓમાં ભક્તિ આવી જાય છે, જ્યારે મંદિરોમાં કે તીર્થોનાં સ્થળમાં જાય ત્યારે તેઓમાં જરાક વાર ભક્તિ આવી જાય છે અને જ્યારે હરિકથામાં કે સત્સંગમંડળમાં જાય ત્યારે તેઓમાં થોડો વખત ભક્તિ આવી જાય છે, પણ એ પ્રસંગ વીતી જાય એટલે પછી ભક્તિને કોઇ ખૂણા ઉપર મૂકી દે છે. મતલબ કે, જેમ ડગલો ઉતારીને ખીંટી ઉપર મૂકી દેવાય છે તેમજ તેઓ પોતાના ભક્તિના વિચારોને અને ભક્તિનાં આચરણોને બાજુએ મૂકી દે છે. એ વખતે અંતઃકરણના કોઇક અંધારા ખૂણામાં ભક્તિ બિચારી પડેલી હોય છે, કારણ કે તેઓની ભક્તિ બહારનાં લૂગડાં જેવી છે કાંઇ શરીરની ચામડી જેવી નથી.

ભગતોની ભક્તિ તેઓને મનમાનતાં ફળ આપી શકે છે અને સામાન્ય લોકોની ભક્તિ તેઓને મનમાનતાં ફળ આપી શકતી નથી, એનું કારણ હવે તમને સમજાયું કે નહિ? અને સાચા ભગતોમાં તથા સાંસારિક લોકોમાં કેટલો બધો તફાવત છે? એ વાત પણ તમને સમજાઈ કે નહિ? બંધુઓ! યાદ રાખજો કે, જ્યાં

સુધી ભક્તિને બહારનાં લૂગડાં જેવી રાખી મૂકશો ત્યાં સુધી તમારી તે ભક્તિ તમને આનંદ આપી શકશે નહિ, ત્યાં સુધી તમારી તે ભક્તિ તમને શાંતિ આપી શકશે નહિ, ત્યાં સુધી તમારી તે ભક્તિ તમારા મનના ખુલાસા કરી શકશે નહિ, ત્યાં સુધી તે ભક્તિ તમને મોક્ષના માર્ગમાં લઇ જશે નહિ અને ત્યાં સુધી તે અધૂરી ભક્તિ તે માત્ર નામની ભક્તિ, તે બહારની ભક્તિ, તે ઉપલકિયા ભક્તિ અને તે અંતરમાંથી તાળી લાગ્યા વિનાની ભક્તિથી કાંઈ તમે ઈશ્વરી આનંદ ભોગવી શકશો નહિ. એ બધું થવા માટે તો ભક્તિને કપડાં જેવી નહિ પણ શરીરની ચામડી જેવી બનાવવી જોઇએ. ત્યારેજ તેનો ખરો લાભ મળી શકે. માટે બંધુઓ ! આ બે જાતની ભક્તિમાંથી તમારામાં હજી કઇ જાતની ભક્તિ છે, તેનો વિચાર કરજો અને કઇ જાતની ભક્તિ હોવી જોઇએ તેનો પણ ખ્યાલ કરજો અને પછી જેમ યોગ્ય લાગે તેમ વર્તજો, એજ અમારી ભલામણ છે.

---

## ૧૦૮–ભક્તિના પ્રકાર–આપણે તો પ્રભુ પાસે કાંઇ ને કાંઇ માગ્યા કરવાનીજ ભક્તિ જાણીએ છીએ

એક જાત્રાના સ્થળમાં કોઈ બહુ મોટો પંડિત ગયો, ત્યારે ત્યાંના ગોર લોકો એ પંડિત પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે, અમે ચતુર્વેદી બ્રાહ્મણ છીએ, અમે સૌથી ઊંચામાં ઊંચા બ્રાહ્મણ છીએ, અમને બીજા કોઈ બ્રાહ્મણના હાથનું ખપે નહિ વગેરે ઘણી વાતો કરી. ત્યારે એ પંડિતજીએ કહ્યું કે, બ્રાહ્મણોનાં લક્ષણો શું અને જે ખરા બ્રાહ્મણો હોય તેઓની કામગીરી શું, એ તમે જાણો છો ? ત્યારે તે ગોરે કહ્યું કે, જમનામૈયાના પ્રતાપથી એ બધું જાણવાની કાંઈ જરૂર પડતી નથી; યજમાનો માલ ખવરાવે છે તે ખાઇએ છીએ, ભાંગ પીએ છીએ, કુસ્તી કરીએ છીએ અને યજમાનોની જે બોલાવીએ છીએ; બાકી બીજું કાંઇ વધારે અમે જાણતા નથી. તમે મોટા પંડિત છો માટે બ્રાહ્મણોના ધર્મ જાણતા હશો, તે કહો તો કાન પવિત્ર થાય અને પાછો તમારા જેવો કોઇ માણસ પૂછે કે, બ્રાહ્મણના ધર્મ શું છે તો જવાબ દેવા કામ લાગે.

ત્યારે તે પંડિતે કહ્યું કે, વિદ્યા ભણવી ને જ્ઞાન મેળવવું એ બ્રાહ્મણોનું પહેલું કામ છે; બીજા માણસોને વિદ્યા ભણાવવી ને ધર્મનું જ્ઞાન આપવું એ બ્રાહ્મણોનું બીજું કામ છે, પોતાનો

સ્વાર્થ તજીને પ્રભુને અર્થે યજ્ઞો કરવા એ બ્રાહ્મણોનું ત્રીજું કામ છે; પોતાના યજમાનો પાસે તથા બીજા લોકો પાસે યજ્ઞ કરાવવા એ બ્રાહ્મણોનું ચોથું કામ છે; દાન આપવું એ બ્રાહ્મણોનું પાંચમું કામ છે અને જરૂરને વખતે કે આફતને વખતે અગર વિદ્યાર્થી અવસ્થામાં દાન લેવું એ બ્રાહ્મણનું છઠ્ઠું કામ છે. આવી રીતે છ જાતની કામગીરી બ્રાહ્મણોને માથે છે. તમે બહુ ઊંચા બ્રાહ્મણો છો અને તીરથના ગોર છો માટે તેમાંથી તમે કેટલાં કામો કરો છો, એ કહેવાની કૃપા કરો.

ત્યારે તે ગોરે કહ્યું કે, અમારે ત્યાં ભણવાની રીત નથી. જમનામૈયાના પ્રતાપથી ખાવાનું મળ્યા કરે છે એટલે ભણવાની ઉપાધિ તે કોણ કરે? હમણાં થોડાં વરસ થયાં કેટલાક છોકરાઓ ભણે છે, બાકી અમારા વખતમાં કોઇ ભણતું નહિ, એટલે હું પણ ભણેલો નથી, ત્યારે બીજાને તો ક્યાંથીજ શીખવી શકું? માટે એ બે વાતમાં મીંડું છે. તેમજ યજ્ઞ કરતાં કે કરાવતાં પણ આવડતું નથી, એટલે એ બે કર્મ પણ અમારાથી બનતાં નથી. બાકી રહી દાન આપવાની ને દાન લેવાની વાત, તેમાં દાન આપવાની વાતમાં પણ અમે સમજતા નથી, કારણ કે દાન આપવું એ શ્રીમંતોનું કામ છે ને એ યજમાનોનું કામ છે, ને અમે તો ગોર છીએ, માટે કોઈ ભૂલેચૂકે અમારે ઘેર માગવા આવે તો બાયડી કે છોકરાંઓ જે હાજર હોય તે કહી દે કે, "આ બ્રાહ્મણનું ઘર છે" એટલે સૌ ચાલ્યા જાય, તેથી દાન આપવાની બાબત પણ અમારાથી બનતી નથી. અમે તો માત્ર બ્રાહ્મણપણાનું એકજ કર્મ જાણીએ છીએ અને તે એ કે, દાન લેવું, લેવું ને લેવું. માગીને પણ લેવું, તાણ કરીને પણ લેવું અને ધમકી દઇને તથા નાનકડો કજિયો કરીને પણ લેવું; એટલી વાત અમે જાણીએ છીએ.

આ દાખલો આપીને એક સંત પોતાના હરિજનોને એમ સમજાવતા હતા કે, ભાઇઓ, બ્રાહ્મણપણાનાં છ અંગોમાંથી માત્ર એકજ અંગ જેમ ઘણા બ્રાહ્મણોએ પકડી રાખેલું છે અને તેમ છતાં તેઓ પોતાને ઊંચા બ્રાહ્મણ ગણાવ્યા કરે છે, તેમજ ઘણા ભગતો પણ એવા હોય છે કે, ભક્તિનાં ઘણાં અંગોમાંથી તેઓ માત્ર કેટલાક તીર્થગોરોની પેઠે એકજ અંગ જાણે છે અને તે એજ કે, કાંઈ ને કાંઈ પોતાની જરૂરની વસ્તુ પ્રભુ પાસે વારંવાર માગ્યા કરવી. જેમ કે, હે ભગવાન! મને ધન આપો, હે પ્રભુ!

મારાં છોકરાંછૈયાં સુખી રહે તેમ કરો; હે નાથ! મારો રોગ મટી જાય તેમ કરો; હે પ્રભુ! મારી લાજ રાખજો, હે નાથ! મારું આયુષ્ય વધારજો, હે પ્રભુ! મને મારા ધંધારોજગારમાં ફતેહ આપજો, હે પ્રભુ! મારું કુટુંબ વૃદ્ધિ પામે ને આબાદ થાય તેમ કરજો અને હે પ્રભુ! મારા દુશ્મનોનો નાશ થાય તેમ કરજો. આવી રીતે વારંવાર કાંઇ ને કાંઇ માગ્યાજ કરે છે. મંદિરોમાં જાય ત્યાં પણ એજ પ્રાર્થના, તીર્થોમાં જાય ત્યાં પણ એજ માગણી અને કોઇ સારો સાધુસંત મળે, તો તેની પાસે પણ એજ માગણી કર્યા કરે અને આવી સ્થિતિને તેઓ ભક્તિ સમજ્યા કરે છે! પણ જેમ તીરથના કેટલાક ગોરો દાન માગવા સિવાય બ્રાહ્મણ-પણાનાં બીજાં કર્મ જાણતા નથી કે કરતા નથી, તેમજ આવા ભગતો પણ ભગવાન પાસે કાંઇ ને કાંઈ માગ્યા કરવું એ સિવાય ભક્તિનાં બીજાં અંગો જાણતા નથી અને તેમ છતાં તેઓ પોતાને ભગત સમજ્યા કરે છે. એવી ભૂલ ન થાય માટે ભક્તિનાં બીજાં અંગો પણ જાણી લેવાં જોઇએ. એ માટે ભગતો કહે છે કેઃ–

ભગવાનની ઇચ્છાને આધીન થવું અને પોતાની સ્થિતિમાં આનંદથી રહેવું એ ભક્તિનું એક અંગ છે. ખાતાંપીતાં, સૂતાં-બેસતાં, ઊઠતાં, રમતાંભમતાં અને કામકાજ કરતાં દરેક બાબ-તમાં પ્રભુનો ઉપકાર માનવો એ ભક્તિનું એક અંગ છે. મનને રોકવું, ઇન્દ્રિયો વશ રાખવી અને પોતાના સ્વાર્થને જીતવો એ ભક્તિનું એક અંગ છે. પ્રભુને ખાતર શરીરનાં તથા મનનાં કષ્ટો સહન કરીને તપ કરવું ને તેમાંથી કાંઇક રૂડાં પરિણામો નિપજાવવાં એ ભક્તિનું એક અંગ છે. ભગવાનના ભક્તોની સેવા કરવી, તેઓને જરૂરને વખતે મદદ કરવી અને તેઓને પગલે પગલે ચાલવું એ ભક્તિનું એક અંગ છે. લાયક ખાતાંઓમાં કે લાયક માણસોને પ્રસંગોપાત્ત સમજણપૂર્વક દાન આપવું એ ભક્તિનું એક અંગ છે. પ્રભુના પવિત્ર નામનું સ્મરણ કરવું એ ભક્તિનું એક અંગ છે. વેદ, ઉપ-નિષદ, ગીતા વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કરવો એ ભક્તિનું એક અંગ છે અને દૈવી તથા આસુરી સંપત્તિની માનસિક લડાઇ લડવી અને તેમાં દૈવી સંપત્તિની જીત થાય તેમ કરવું એ ભક્તિનું એક અંગ છે. આવી રીતે ભક્તિનાં ઘણાં અંગો છે, પણ એ બધાં અંગો સામે જોતા નથી કે તેમાંનાં થોડાં અંગો પણ પાળતા નથી, પણ માત્ર પોતાના સ્વાર્થની વાતો પ્રભુ પાસે માગ્યા કરવી એટલી

એકજ વાત પાળે છે. તે ભગતોને કેવા સમજવા? એનો જરા ખ્યાલ કરજો અને એવી સ્વાર્થનીજ ભક્તિમાં ન રહી જવાય એ સંભાળજો.

## ૧૦૯–પીપ જેવા ભક્તો વિષે

ભગતોનો મહિમા જેમ મોટો છે તેમ ભગતોના પ્રકાર પણ ઘણા છે. એ બધા પ્રકાર જો જાણી લીધા હોય તો આપણે કઇ જાતના ભગત છીએ તે આપણને ખબર પડે છે. માટે આપણા પંડના સુધારા સારુ ભગતોના પ્રકાર જાણી લેવા જોઇએ. એ માટે એક ભક્તરાજ મહારાજ પોતાના સંત્સંગીઓને એમ કહેતા હતા કેઃ–

કેટલાક ભગતો પીપ જેવા હોય છે. પીપની બનાવટ એવી છે કે, તેને જે બાજુ દોડાવીએ તે બાજુ ઢળી પડે છે. તેમજ કેટલાક માણસો એવા હોય છે કે, તેઓને જ્યારે કોઇ જરા મજબૂત ગુરુ મળી જાય છે અગર કાંઇ સારી સોબત મળી જાય છે કે વ્યાવહારિક કોઇ કારણસર મનને ધક્કો લાગી જાય છે ત્યારે તેઓ ભક્તિના પૂરમાં પડી જાય છે, એટલે એ વખતે જો આપણે તેઓને જોયા હોય તો એમ લાગે કે, આ તો બહુ ભારે ભગત છે. પણ તેઓનો એ વેગ થોડા વખત માટેજ હોય છે. એ પછી જ્યારે સંજોગો બદલાય અને કોઇ નવા મિત્રો મળી જાય ત્યારે તેઓ પાછા સંસાર તરફ ગબડી પડે છે. એ વખતે તેઓ પાછા સાંસારિક કામકાજોમાં એટલા બધા લુબ્ધ થઇ જાય છે કે, એ જોઇને આપણને આશ્ચર્ય લાગ્યા વિના રહે નહિ. વળી વરસ બે વરસ પછી જ્યારે તેઓને બીજા કોઈ હરિજનો મળી જાય ત્યારે તેઓ પાછા એ તરફ ઝૂકી જાય છે, જાત્રાએ નીકળી પડે છે અને મહિનાઓના મહિનાઓ સુધી બહાર ફર્યા કરે છે. એ વખતે ઘર ક્યાં પડ્યું છે ને ધંધારોજગારના શું હાલ થયા છે તેની તેઓ દરકાર રાખતા નથી. એવી સ્થિતિ થોડો વખત ભોગવ્યા પછી વળી જ્યારે લગ્ન–વિવાહના પ્રસંગો આવી પડે અગર સગાંવહાલાંમાં મરણ થઇ જાય ત્યારે તેઓ પાછા એટલા બધા વ્યવહારમાં ખૂંચી જાય છે કે, તેઓની ભક્તિ ક્યાં ઊડી ગઇ એ વિચારવું મુશ્કેલ થઇ પડે છે. આવી રીતે કોઇ વખત સંસારમાં ઝૂકી જાય છે અને કોઇ વખત ભક્તિમાં ઝૂકી જાય છે અને તે બન્ને બાજુમાં થોડા વખત બહુ જોરથી ઘૂસી જાય છે. પણ યાદ રાખજો કે, આવા

ઢંગધડા વગરના માણસોથી કાંઇ સાચી ભક્તિ થઇ શકતી નથી. માટે આવા ભગતોને સંતો પીપ જેવા ગબડી પડનારા ભગતો કહે છે.

બંધુઓ! ભક્તિની ખરી ખૂબી એ છે કે, ભલે ધીમે ધીમે પણ તેનો અખંડ તાર ચાલ્યા કરવો જોઇએ. વચમાં વચમાંથી એ તાર તૂટી જવો જોઇએ નહિ. મતલબ કે, જિંદગીના છેડા સુધી ભક્તિ થાય તેમ કરવું જોઇએ. વચમાં વચમાં મૂકી દેવાય તે ભક્તિ કાંઈ ફળીભૂત થઇ શકતી નથી. માટે સમજણપૂર્વક ભક્તિ થાય અને એકસરખી રહેણીકરણી રહે તેમ કરવું જોઇએ. એજ સૌ ભગતોની સલાહ છે અને એમાંજ શ્રેય છે. માટે પીપ જેવા ભગત ન રહી જવાય એ સંભાળજો.

---

## ૧૧૦–માત્ર મંદિરોમાંજ નહિ પણ હવે તો અમને સૌ ઠેકાણે ભક્તિ જોઇએ છે

ઘણા માણસો એવા હોય છે કે, તેઓ મંદિરોમાં જાય એટલો વખત ભગત રહી શકે છે, કેટલાક માણસો પોતાની ભજન કરવાની ઓરડીમાં બેસે એટલો વખત ભગત હોય છે, કેટલાક માણસો કોઈ હરિજનોની સોબતમાં હોય એટલો વખત ભગત રહે છે અને કેટલાક માણસો જ્યારે ધર્મનાં પુસ્તકોનો પાઠ કરતા હોય ત્યારે તેઓમાં ભક્તિ દેખાય છે; પણ એ પછી જ્યારે તેઓ સંસારવ્યવહારનાં કામકાજમાં લાગે ત્યારે તેઓની ભક્તિ ઊડી જાય છે. પણ યાદ રાખજો કે, એવી અમુક ઠેકાણાની ભક્તિથીજ કાંઇ ખરેખરું કલ્યાણ થઇ જતું નથી, પણ કલ્યાણ થવા માટે તો દરેક ઠેકાણે અને દરેક પ્રસંગોએ હમેશાં ભક્તિ રાખવાની જરૂર છે.

હવે તો આપણને રેલવેમાં બેસીએ ત્યાં પણ ભક્તિ જોઇએ છે, વીમાવાળાઓની સાથે ભકિત જોઇએ છે, દુકાનોમાં ભક્તિ જોઇએ છે, કોરટોમાં ભકિત જોઇએ છે, સ્મશાનોમાં ભક્તિ જોઇએ છે, આભડવા જવામાં ભકિત જોઇએ છે, નાતો જમાડવામાં તથા જમવામાં ભકિત જોઇએ છે, ડોકટરો સાથે ભકિત જોઇએ છે, બજારોમાં ભકિત જોઈએ છે, દુઃખને વખતે ભકિત જોઇએ છે, મંદવાડમાં ભકિત જોઈએ છે, વીશીઓમાં ખાવાપીવામાં ભક્તિ જોઇએ છે, નોકરો સાથે ભક્તિ જોઇએ છે, ઘરના ભાડૂતો સાથે ભક્તિ જોઇએ છે, પાડોશીઓ સાથે ભક્તિ જોઇએ છે, અમલદારો

સાથે ભક્તિ જોઇએ છે, સ્કૂલોમાં ભક્તિ જોઇએ છે, કુટુંબમાં ભક્તિ જોઇએ છે, ભાડૂતી ગાડીવાળાઓ સાથે ભક્તિ જોઇએ છે, કારખાનાંઓમાં કામ કરતા મજૂરો સાથે ભક્તિ જોઇએ છે, વૃદ્ધો સાથે ભક્તિ જોઇએ છે, સદ્ગુરુઓ સાથે ભક્તિ જોઇએ છે, વખતના ઉપયોગની સાથે ભક્તિ જોઇએ છે, નાટકોમાં ભક્તિ જોઇએ છે, સિનેમેટોગ્રાફ્માં ભક્તિ જોઇએ છે, સરકસોમાં ભક્તિ જોઇએ છે, ગ્રામોફોનમાં ભક્તિ જોઇએ છે, સ્ત્રીઓની સાથેની વર્તણુકમાં ભક્તિ જોઇએ છે, બાલકોની સાથે ભકિત જોઇએ છે, ફરવા જવાનાં મેદાનોમાં ભક્તિ જોઇએ છે, મેળાઓમાં ભક્તિ જોઇએ છે, ઘણી જાતની શરતોમાં ભક્તિ જોઇએ છે અને લડાઇના મેદાનમાં પણ ભક્તિની જરૂર છે. આવી રીતે જિંદગીના દરેક પ્રસંગોમાં જ્યારે ભક્તિ કામ લાગે ત્યારેજ તે ભક્તિથી ખરું કલ્યાણ થાય છે; પણ એને બદલે જ્યાં સુધી માત્ર અમુક એકાદી બાબતમાંજ ભક્તિ બિચારી સમાઇ જાય ત્યાં સુધી કાંઇ એવી ભક્તિથી ખરો ફાયદો થતો નથી. માટે બંધુઓ! જેમ બને તેમ જિંદગીના દરેક સારામાઠા પ્રસંગે તથા દરેક ઠેકાણે ભક્તિ રહી શકે તેમ કરજો, એજ અમારી વિનતિ છે.

---

## ૧૧૧–ભક્તિ વિના રહી શકે નહિ તેવા ભક્તો વિષે

બંધુઓ! ભગતોના ઘણા ભેદો છે અને ભક્તિનાં ઘણાંયે ઊંડાં રહસ્યો છે, એ જાણવાથી આપણી ભક્તિને નવું બળ મળે છે અને તે સજીવન થાય છે. માટે આપણે જો સાચા ભગત થવું હોય તો જેમ બને તેમ ભક્તિની ખૂબીઓ જાણવી જોઇએ અને ભગતોના પ્રકાર જાણવા જોઇએ. એ સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનો આગળ કહેતા હતા કેઃ–

જેમ માછલાં પાણીની બહાર રહી શકેજ નહિ તેમ કેટલાક ભગતો એવા હોય છે કે, તેઓ ભક્તિ વિના રહી શકતાજ નથી. એવા ભગતો પાણી વિના જેમ માછલાં તરફડે છે, તેમ ભક્તિ વિના તરફડયા કરે છે. આવી દશાને ભક્તિની વ્યસનદશા કહેવામાં આવે છે અને જ્યારે એવી દશા થાય ત્યારેજ પરમકૃપાળુ પરમાત્મા ખૂબ રાજી થાય છે અને એ પછીજ અનંતકાળનું મોક્ષનું સુખ મળે છે. માટે માછલાંનો જેવો પાણીની સાથે સંબંધ છે તેવો ભક્તિની સાથે ભગતોને સંબંધ થાય તેમ થવું જોઇએ અને તેમ

કરવું જોઇએ. મતલબ કે, એવા તાળી લાગેલા ભગતોની દશા એવી હોય છે કેઃ-

જો તેઓથી પોતાના નિયમો પાળવાનું ન બને તો તેઓનાં અંતરમાં અતિશય તરફડાટ થાય છે, તેઓને પરમકૃપાળુ પરમાત્માની સ્તુતિ તથા પ્રાર્થના કરવાની તક ન મળે તો તેઓનું મન અંદરથી મૂંઝાયા કરે છે, તેઓને પોતાના ઇષ્ટદેવનું ધ્યાન ધરવાની તક ન મળે કે પોતાના પ્રભુના પવિત્ર મંગલદાયક નામનું સ્મરણ કરવાની તક ન મળે, તો તેઓ પોતાનાં મનમાંથી મૂંઝાયા કરે છે. એવા ભગતો હમેશાં પોતાની પાઠપૂજામાં જેટલો વખત ગાળતા હોય તેટલો વખત કોઈ કારણસર તેઓને ન મળે તો તેઓ દિલગીર થાય છે. ભક્તિનાં કામોને છોડી દઇને સંસારવ્યવહારનાં કામોમાં જો તેઓને વધારે ધ્યાન આપવું પડે તો તેઓ મૂંઝાઇ જાય છે. તેઓને હમેશાં સત્સંગ કરવાની જે ઉત્તમ ટેવ હોય તેમાં કાંઇ વિઘ્ન આવી પડે અને સત્સંગથી થોડો વખત પણ છૂટું થવું પડે તો તેઓનાં અંતરમાં બહુ તાલાવેલી થયા કરે છે. તેઓ પોતાની ઓળખાણવાળા ભલા ભગતોને જે દાન-દક્ષિણા આપ્યા કરતા હોય તે પ્રમાણે કોઇ વખત કાંઇ કારણસર ન આપી શકે તો તેઓને પોતાના મનમાંથી બહુ ખોટું લાગ્યા કરે છે. આવા તાળી લાગેલા ભગતો જે જાતની શાંતિમાં હંમેશાં રહેતા હોય તે જાતની શાંતિમાં ન રહી શકે એવા ક્રોધ, લોભ વગેરેના પ્રસંગો કદી આવી પડે તો એ વખતે તેઓ બહુજ દિલગીર થાય છે અને પોતાની શાંતિનો ભંગ થવા માટે અંદરથી તેઓનો જીવાત્મા તરફડ્યા કરે છે તેમજ પોતાને જે કર્તવ્યો કરવાનાં છે તથા જે કર્તવ્યો તેઓ હમેશાં કરી રહ્યા છે તે કર્તવ્યો કરવામાં ને તે ફરજો બજાવવામાં જો કાંઇ અડચણો આવી પડે અને તેથી પોતાની ફરજો બરોબર ન બજાવી શકાય, તો તેઓનું મન અંદરથી તરફડ્યા કરે છે. સૌ માણસો સાથે તેઓ હમેશાં દરેક ઠેકાણે ને દરેક બાબતમાં ભલાઇ રાખતા હોય છતાં પણ, કોઈ દુષ્ટ માણસ તેમને વારંવાર હેરાન કર્યા કરતો હોય, એવા માણસ સાથે કોઇ વખત જરા સખ્તાઈથી વર્તવું પડે તોપણ તેઓ પોતાના મનમાં દિલગીર થાય છે અને એમ ઇચ્છે છે કે, આવો પ્રસંગ ન આવ્યો હોત તો ઠીક થાત. આવી રીતે ભક્તિની દરેક બાબતમાં તેઓ બહુજ ચુસ્ત રહે છે અને જો કદી કોઈ પણ અંગમાં જરા પણ

ગફલતી થાય તો તેઓનું હૃદય અંદરથી તરફડ્યા કરે છે. આવા ભગતો કે જેઓ ભક્તિ વિના રહી શકતાજ નથી તેઓની સરખામણી મહાન ભગતો માછલાંની સાથે કરે છે અને કહે છે કે, માછલાં જેમ પાણી વિના રહી શકતાં નથી તેમ આવા ભગતો ભક્તિ વિના રહી શકતા નથી. યાદ રાખજો કે, ભક્તિ વિના રહી શકાય નહિ એ સ્થિતિ બહુ ઊંચી છે. માટે જો જરા પણ ભક્તિ છૂટી જાય તો અંદરથી ખરો તરફડાટ થાય એવી સ્થિતિ મેળવવાની તજવીજ કરજો, એજ અમારી ભલામણ છે. કારણ કે એમાં કલ્યાણ છે, એમાં આત્માની ઉન્નતિ છે અને એમાં પરમકૃપાળુ પરમાત્મા રાજી છે. માટે એવી સ્થિતિ મેળવવાની કોશિશ કરજો—એવી સ્થિતિ મેળવવાની કોશિશ કરજો.

## ૧૧૨–પંડિતોમાં અને ભક્તોમાં શું ફેર છે તેનો ખુલાસો

બંધુઓ ! ઘણી વખત એમ બને છે કે, ઘણા પંડિતો એ ને એ ઠેકાણે રહી જાય છે અને તેમના ઉપદેશથી ભગત થયેલા માણસો તેમના કરતાં બહુ વધારે આગળ નીકળી જાય છે. આ વાત બહુ ચોખ્ખી રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ—

એક મોટી સડક ઉપર રસ્તો બતાવનારું એક પાટિયું હતું. એ પાટિયામાં રસ્તાનું નામ લખેલું હતું. જેમકે, સ્ટેશનનો રસ્તો, બંદર ઉપર જવાનો રસ્તો, ફલાણે ગામ જવાનો રસ્તો, વગેરે. એ પાટિયું ખોડેલા થાંભલાની પાસે ચોમાસામાં એક વેલો ઊગી નીકળ્યો. તે વેલો થાંભલાને વીંટાતો વીંટાતો પાટિયા પાસે પહોંચ્યો અને તેનાથી પણ આગળ વધવા લાગ્યો. એ જોઇને તે રસ્તો બતાવનાર પાટિયાએ તે વેલાને કહ્યું કે, અરે ઓ વેલા ! જરા વિચાર તો કર, હું અહીં કેટલાં બધાં વરસ થયાં ઊભેલું છું અને સૌને રસ્તો બતાવવાનું કામ કરું છું, તેને તું ઢાંકી કેમ દે છે અને મારી આગળ તું કેમ નીકળી જાય છે ?

ત્યારે તે વેલાએ કહ્યું કે, પાટિયાભાઇ, તમે સૌને રસ્તો બતાવો છો એ વાત ખરી, પણ તમે પોતે કાંઇ આગળ વધતા નથી અને હું તો દરરોજ અને દરેક ક્ષણે આગળ વધ્યા કરું છું; માટે હું તમારાથી આગળ નીકળી જાઉં ને તમને ઢાંકી દઉં તેમાં કાંઈ નવાઇ

નથી. તમે ભલે જૂના છો અને હું આજકાલનો ઊગી નીકળેલો નવો છું, છતાં પણ તમે એ ને એ ઠેકાણે રહેવાવાળા છો અને હું તો દરરોજ આગળજ વધનારો છું, માટે તમે મને કેમ પહોંચી શકશો ? એ સાંભળીને તે પાટિયું બિચારું શરમાઇ ગયું અને વિચારમાં પડી ગયું.

આ દાખલો આપીને તે ભક્તરાજ મહારાજ હરિજનોને એમ સમજાવતા હતા કે, જે પંડિતો છે, જે ઉપદેશકો છે, જે ગુરુઓ છે અને જે હરિકથા કરનારા છે, તેઓ બીજાઓને રસ્તો બતાવ્યા કરે, પણ પોતે આગળ વધે નહિ તો તેઓ ત્યાંના ત્યાંજ રહે છે અને જે હરિજનો તેઓના ઉપદેશ પ્રમાણે ચાલ્યા કરતા હોય તેઓ તેમનાથી આગળ નીકળી જાય છે અને યાદ રાખજો કે હંમેશાં વધુ ભાગે એમજ બને છે કે, એવા ડાહી ડાહી વાતો કરનારા પંડિતો બિચારા એ ને એ ઠેકાણે રહી જાય છે અને કર્તવ્યમાં લાગી ગયેલા ભગતો તેઓનાથી આગળ નીકળી જાય છે. કારણ કે તેઓ નવા જીવનવાળા હોય છે અને દરરોજ આગળ વધનારા હોય છે. આવો પંડિતો અને ભગતોની વચ્ચે ફેર છે. માટે બંધુઓ ! અમારી તમને એવી ભલામણ છે કે, વિતંડાવાદ કરનારી પંડિતાઇમાંજ પડ્યા રહેશો મા અને એવી પંડિતાઈમાં પડ્યા રહીને લૂખા ને સૂકા બની જશો મા, પણ જેમ બને તેમ સાચી ભક્તિમાં લાગેલા અને પ્રભુના રસ્તામાં રોજ રોજ આગળ વધી શકાય તેવા પ્રભુ-પ્રેમી ભગત થજો. એજ અમારી ભલામણ છે, કારણ કે એમાંજ અંતે કલ્યાણ છે.

દોહરા

પંડિત ઓર મસાલચી, દોનોં સુઝે નાહીં;
ઓરન કું કરૈ ચાંદના, આપ અંધેરે માંહીં.
કહેતે સો કરતે નહીં, મુખ કે બડે લબાડ;
કાળા મુખ લે જાયગા, સાહેબ કે દરબાર.
સાહેબ કે દરબાર મેં, સાચે કું સિરપાવ;
જૂઠા તમાચા ખાયગા, કયા રંક કયા રાવ.
કરની બીન કથની કથે, ગુરુપદ લહે ન સોય;
બાતોં કે પકવાન સે, ધાયા નાહીં કોય.
પાની મિલે ન આપ કો, ઓર કું બક્ષત ક્ષીર;
આપન મન નિશ્ચલ નહીં, ઓર બંધાવત ધીર.

પદ જોડે સાખી કહે, સાધન પડ ગઇ રોસ;
કાઢા જલ પીવે નહીં, કઢી પીયન કી હોંસ.
કહેણી મિસરી ખાંડ હૈ, રહેણી તાતા લોક;
કહેણી કેવે રહેણી રખે, એસા વિરલા કોક.
કરની બીન કથની કથે, અજ્ઞાની દિનરાત;
કુક્કર જ્યું ભૂંકત ફિરે, સુની સુનાઇ બાત.

## ૧૧૩–પ્રભુ ભજવાની જરૂરિયાત વિષે

છંદ

નરતન પાય જતન કરે ઐસે જિસ્મેં વો કરતાર મિલેં;
ઐસી ઉત્તમ યોનિ પદારથ ફિર નહીં વારંવાર મિલે.
બને હૈં પૂરબ કર્મ કુછ ઐસે ઉસીકી હૈ યહ પ્રભુતાઇ;
જો તૂને સંસાર મેં હૈ યહ સુંદર નર દેહી પાઈ.
પાય કે ઐસી કંચન કાયા ભજન કરો હરિ કો ભાઇ;
જન્મ જન્મ કી બિગડી બાત સબ ઇસી જન્મ મેં બનજાઇ.
સુખદુઃખ ભોગ પિતા ઓ માતા ઔર સકલ સંસાર મિલે;
ઐસી ઉત્તમ યોનિ પદારથ ફિર નહીં વારંવાર મિલે.
મિલા તુઝે અનમોલ રત્ન યે અબ ઉપાય તૂ ઐસા કર;
ત્યાગ સકલ કામના જગત કી હિત ચિત સે હરિનામ સુમર.
વાસુદેવ ભજ નારાયણ તૂ કૃષ્ણ કૃષ્ણ ઔર કહો હર હર;
જીતે યે ભવસિંધુ જગત સે ક્ષણ મેં જાયે પાર ઉતર.
જન્મમરણ નહીં હો તેરા નહીં જગ મેં ફિર અવતાર મિલે;
ઐસી ઉત્તમ યોનિ પદારથ ફિર નહિ વારંવાર મિલે.
કર વિચાર મન મેં અપને તૂ કિસ કારણ જગ મેં આયા;
કિસ કારણ સંસાર મેં તુઝકો મિલી હૈ યહ કંચન કાયા.
જિસને કુછ નહીં ભજન કિયા નહીં મુખસે ગુણ ગોવિંદ ગાયા;
સુંદર જન્મ ગઁવાય વૃથા વો અંતકાલ ફિર પછતાયા.
લખ ચોરાસી પડે ભરમતા યમદૂતોં કી માર મિલે;
ઐસી ઉત્તમ યોનિ પદારથ ફિર નહીં વારંવાર મિલે.
દુર્લભ યે જામા નર કા હૈ મિલા બડે સંયોગોં સે;
દેવીસિંહ કહતા હૈ સદા સમઝાય કે યે સબ લોગોં સે.
ભજન કરો આનંદ રહો ઔર છૂટો દુઃખસુખ ભોગોં સે;

હર્ષ સદા મન મેં વ્યાપે ઔર શુદ્ધ ચિત્ત રહો સોગોં સે.
બનારસી કહે આર જન્મ મેં નહીં ઉસકા દીદાર મિલ;
ઐસી ઉત્તમ યોનિ પદારથ ફિર નહીં વારંવાર મિલે.
(બનારસીમાંથી)

૫૬

વારે વારે મનખો નહિ આવે રે, રે તમે ભજન સવાયાં કરજો—
અવસર નહિ આવે રે, તમે ભજન સવાયાં કરજો.
સંસારસાગર મહાજળ ભરિયો, તરી શકો તો કોઇ તરજો રે. (૨)
જગજીવનના ઝાઝ લઇને, (૨) ઓલે પાર ઊતરજો—અવસર૦
દોનું દીવા તારી આગળ ઝળકતે, નાભિ કમળ બિચ ધરજો રે, (૨)
હૃદયકમળમાં હેત કરીને (૨) અમર વરને વરજો—અવસર૦
માણેકચોકમાં માણું ભરજો, ભરી શકો તો કોઇ ભરજો રે. (૨)
હીરા માણેક લાલ ઝવેરી (૨) પારખ થઇ પરખજો—અવસર૦
સદ્ગુરુ મળિયા ને સંશય ટળિયા, સદ્ગુરુને શીશ ધરજો રે, (૨)
મેધા પ્રતાપે ભણે ભવાનીદાસ (૨) અમરાપુરમાં ભળજો—અવસર૦

## ૧૧૪-ભગવદ્દઇચ્છાને આધીન થવા વિષે

ઘરનો ધણી પોતાની મરજી પડે તેમ પોતાના ઘરની વસ્તુ-ઓમાં ફેરફાર કરે, તેમાં નોકરોથી કાંઇ કહેવાય નહિ, તેમ જગતને ચલાવવા માટે ઇશ્વર ગમે તેમ વર્તે, તેમાં આપણને કાંઇ પણ બોલવાનો હક નથી.

સિપાઈઓને કમાન્ડર દોડવાનું કહે તો દોડે છે, પાછા ફરવાનું કહે તો પાછા ફરે છે ને સામે જવાનું કહે તો સામે જાય છે; તેજ પ્રમાણે આપણે પણ ભગવાનના સિપાઈઓ છીએ, માટે આપણા વિષે જેમ તેની ઇચ્છા હોય તેમ વર્તવું એ આપણું કામ છે.

આંધળો જેમ દોરનાર ઉપર આધાર રાખે છે, તેમ આપણે પણ આપણા દોરનાર પ્રભુ ઉપર આધાર રાખવો.

જ્યાં આપણી ગતિ પહોંચતી નથી તે કામમાં હંમેશાં આપણે બીજા ઉપર આધાર રાખીએ છીએ. જેમકે, કોર્ટના કામમાં વકીલ ઉપર આધાર રાખીએ છીએ ને મંદવાડ વખતે જેમ ડોકટર હુકમ કરે તેમ આપણે કરીએ છીએ, તેમજ આપણા સઘળા જીવન-ગાળામાં પ્રભુ જેમ આપણને રાખવા ધારે તેમ રહેવું એ આપણા સૌનું કામ છે.

નાટકના ઍકટરોએ પોતાના મેનેજરના હુકમ મુજબ વેશ લેવો જોઈએ, તેમ પ્રભુ આપણને જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં આપણે રહેવું જોઈએ.

જ્યારે લશ્કરનો મોટો સરદાર જેને કમાન્ડર–ઇન–ચીફ કહે છે, તેનો હુકમ જ્યારે લશ્કરીખાતામાં બહાર પડે છે ત્યારે લશ્કરમાં નોકરી કરનારા નાના મોટા દરેક સિપાઇને તે પ્રમાણે ચાલવું પડે છે, તે પ્રમાણે આપણે સૌએ પણ જે ટાણે પ્રભુની જેવી ઇચ્છા હોય તેને તાબે થઈને સંતોષથી તેમ વર્તી લેવું જોઈએ.

પાણીને જેવા વાસણમાં નાખીએ તેવું રૂપ તે લે છે, તેમ આપણે પણ પ્રભુ જેમ રાખે તેમ રહેતાં શીખવું જોઈએ.

ગાડીમાં જોડેલો ઘોડો તો દોડ્યો જાય, પણ હાંકનાર જે તરફ ખેંચે તે તરફ ઘોડાને ચાલવું પડે છે; તેમ આપણને પ્રભુ જે માર્ગે અને જેવી રીતે ચલાવે તેમ ચાલવું.

આપણે તો એક એંજિન છીએ ને આપણા પ્રભુ તે એંજિનના ચલાવનાર છે. તે આગળ કળ દાબે તો આગળ જવું ને પાછળ કળ ફેરવે તો પાછળ હઠવું. આપણને તો એ જેમ ચલાવે તેમ ચાલવું એજ આપણું કામ છે.

દરેક માણસના ખીસાનાં નાનાં ઘડિયાળો ગામની વચ્ચેના એક મોટા ઘડિયાળના ટાઈમ પ્રમાણે રાખવાં પડે છે, તેમ દરેક નાનાંમોટાં માણસોએ ભગવદ્‌ઇચ્છા પ્રમાણે વર્તવાની ટેવ પાડવી જોઇએ.

જે ભગવાન કરે તે ભગતે ખુશીથી સહન કરવું જોઈએ.

પ્રભુ આપણી પાસેથી જે કરાવવા ચહાતા હોય તે આપણે કરવું તેનું નામ આધીનતા છે.

જે પોતાની ઇચ્છાનો ઇશ્વરેચ્છામાં લય કરશે તેની બધી ઇચ્છા પ્રભુ પૂરી પાડશે.

હરિની ઈચ્છા વિના એક પાંદડું પણ ખરતું નથી.

જે છોકરો બાપની શિક્ષા ખમી લે છે તેના ઉપર બાપનું હેત રહે છે, તેમજ જો પ્રભુના વહાલા થવું હોય તો જેમ હરિ રાખે તેમ રાજી રહો.

આપણને ગમતાં હોય તે નહિ, પણ પ્રભુ આપણી પાસેથી

જે કામો કરાવવા ચહાતા હોય તે આપણે કરવાં જોઇએ.

ખરા હરિજનો હંમેશાં હરિની ઇચ્છામાંજ રાજી રહે છે.

પ્રભુ કોઇને દુઃખ દેતા નથી, સુખદુઃખ તો સૌના કર્મના ભોગ છે.

હરિનું હારદ તો હરિ જાણે.

## ૧૧૫–સંતની સેવામાં પ્રભુની સેવા આવી જાય છે

દોહરો

નરતન ધરી જા કું નહીં, સંત અસંત પિછાન;
મુક્ત કહે તાકો નહીં, કોટિ જન્મ કલ્યાન.
બડભાગી સે હોત હે, સાચે સંત કી સેવ;
મુક્ત કહે તેહી રીઝત, અલખ નિરંજન દેવ.

જગતના બધા મહાત્માઓનો એવો મત છે કે, સંતની સેવા કરવી એ બહુજ મોટી વાત છે. કારણ કે જે સંતો છે, જે ભગતો છે, જે મહાત્માઓ છે, જે જ્ઞાનીઓ છે, જે વૈષ્ણવો છે અને જે બ્રાહ્મણો તથા સાધુઓ છે, તેઓમાં જો તેઓનાં નામ પ્રમાણે ખરેખરા ગુણો આવી ગયા હોય, જો તેઓ સત્ય વસ્તુને સમજી ગયા હોય, જો તેઓમાં પ્રભુપ્રેમ આવી ગયો હોય અને જો તેઓનાં અંતરની આસક્તિ છૂટી ગઈ હોય, તો તેઓની સેવા કરવાથી અતિશય લાભ થાય છે. કારણ કે જે સંત છે તે જગતનું અજવાળું છે, જે સંત છે તે દુનિયાની દીવાદાંડી છે, જે સંત છે તે ઈશ્વરના કૃપાપાત્ર છે, જે સંત છે તે રાજામહારાજાઓને પણ સેવવા યોગ્ય છે, જે સંત છે તે જગતના ઘણા જીવોને આ પારથી પેલે પાર લઇ જનાર નૌકા છે, જે સંત છે તે હીરામાણેકની ખાણ જેવા છે, જે સંત છે તે જગતમાં આનંદ વધારનારા છે, જે સંત છે તે ગુરુઓના ગુરુ છે, જે સંત છે તે શાસ્ત્રોના સિદ્ધાંતોના જીવતા દૃષ્ટાંતરૂપ છે, જે સંત છે તે પ્રભુનો મહિમા ફેલાવનારા છે, જે સંત છે તે ઈશ્વરના ઐશ્વર્યને આ જગતમાં ખેંચી લાવનારા છે, જે સંત છે તે ઘણા માણસોને નવું બળ, નવી વીજળી અને નવી જિંદગી આપનારા છે, જે સંત છે તે જગતમાં મંગળરૂપ છે, જે સંત છે તે આ દુનિયા ઉપર ઊતરેલા ઈશ્વરના આશીર્વાદ જેવા છે, જે સંત છે તેમાં પ્રભુની પ્રભુતા છે, જે સંત છે તે મનુષ્યમાં ઉત્તમતાના નમૂનારૂપ છે, જે સંત છે તે ધર્મના સ્તંભ

જેવા છે, જે સંત છે તે ઘણા માણસોનાં ઘણા જન્મનાં પાપને ધોઈ નાખનારા છે, જે સંત છે તે ઘણા જીવોને ઘણી જાતનાં ફળ આપી શકે તેવા છે અને જે સંત છે તે પ્રભુના પ્રતિનિધિ જેવા છે; એટલુંજ નહિ પણ કેટલાક લોકો એમ પણ કહે છે કે, જે સંત છે તે આપણાથી સમજી શકાય તેવું ભગવાનનું પોતાનુંજ બીજું રૂપ છે. માટે આવા સંતોની સેવા કરવાથી તેમાં પ્રભુની સેવા આવી જાય છે. આ વાત બરાબર રીતે સમજાવવા માટે એક ભક્ત-રાજ મહારાજ પોતાના હરિજનોના મંડળમાં કહેતા હતા કેઃ—

ભાઇઓ ! ગર્ભવતી સ્ત્રીને જમાડવાથી તેનું બાળક પણ સાથે જમી જાય છે, એ બાળકને જમાડવા માટે કાંઇ જુદી તજવીજ કરવી પડતી નથી, તેમજ સંતની સેવામાં પ્રભુની સેવા આવી જાય છે. કારણ કે સાચા સંતોની અંદર વિશેષતાથી ભગવાન રહેલા હોય છે, એટલે સંતોની સેવામાં ભગવાનની સેવા આવી જાય છે. એ માટે શાસ્ત્રોમાં પણ પ્રભુએ કહેલું છે કે, હું જેવો સંતોનાં હ્રદયમાં રહું છું તેવો બીજા કોઇના હ્રદયમાં રહેતો નથી. માટે જે હરિજનોએ ભગવાનની સેવા કરવી હોય તેઓએ પૂર્ણ પ્રેમથી સાચા સંતોની સેવા કરવી જોઇએ. એટલે સંતોની સેવામાં સ્વાભાવિક રીતેજ પ્રભુની સેવા આવી જાય છે.

---

## ૧૧૬—આપણી ધર્મની કેટલીક ક્રિયાઓ ફળદાયક થતી નથી તેનું કારણ શું ?

દુનિયાના જુદા જુદા ધર્મવાળાઓ પોતપોતાના ધર્મનિમિત્તે જુદી જુદી ક્રિયાઓ કરે છે, પણ તેમ છતાં આપણે જોઇએ છીએ કે, એ ક્રિયાઓથી જે લાભ થવો જોઇએ તે લાભ તેઓને થતો નથી. આમ થવાનું કારણ શું ? એના જવાબમાં વિચાર નહિ કરનારા લોકો એમ કહે છે કે, નસીબમાં હોય તો થાય. નસીબ વિના કાંઇ થાય છે ? બીજાઓ એમ કહે છે કે, કળિયુગમાં ફળ નહિ, એ બધી બાબતોનાં ફળ મળતાં તે વખત તો ગયા. ત્રીજાઓ કહે છે કે, ભગવાનની કૃપા હોય તો ફળ મળે, એની કૃપા વિના કાંઇ ન થાય. ચોથા કહે છે કે, આપણું મન સાફ નથી માટે આપણને ધર્મની ક્રિયાઓનાં ફળ મળતાં નથી અને પાંચમા કહે છે કે, આપણો પુરુષાર્થ ઢીલો છે માટે ફાયદો થતો

નથી. આવી રીતે જુદા જુદા માણસો જુદી જુદી વાતો કહે છે, પણ કોઇ હરિજનો એ બાબતમાં મૂળ સુધી પહોંચતા નથી, એટલે સત્ય હકીકત જણાતી નથી અને ખરો ફાયદો થતો નથી. આ બાબત બહુ ચોખ્ખી રીતે સમજાવવા માટે એક કથાકાર સત્સંગ મંડળીમાં હરિજનો આગળ કહેતા હતા કેઃ–

એક મંદિરની અંદર પૂજારી બાવા હતા. તે બહુ પ્રભુપ્રેમી હતા અને ભગવદ્‌ધ્યાનમાં ઘણો વખત ગાળતા હતા. તે બાવાજીએ એક બિલાડી પાળી હતી. એ બિલાડી ઉપર બાવાજીનો બહુ પ્યાર હતો અને બિલાડી પણ બાવાજી વિના રહી શકતી નહિ તેથી બાવાજી જ્યારે ધ્યાનમાં બેઠા હોય ત્યારે પણ બિલાડી તેમના ખોળામાં જઇને બેસતી, તેમના પગ ચાટતી અને તેમના હાથ ઉપર નખોરિયાં ભરાવતી હતી. આમ વારેવારે થવાથી ધ્યાન ધરવામાં બાવાજીને બહુ અડચણ થતી હતી, પણ તેમ છતાં બિલાડી ઉપર તેઓને એવો પ્યાર હતો કે, તેને તજી શકતા નહિ. એ માટે પછી બાવાજીએ એવી યુક્તિ કરી કે, પોતે જ્યારે ધ્યાન ધરવા બેસે ત્યારે બિલાડીને એક ઠેકાણે બાંધી રાખતા હતા. આમ ઘણો વખત ચાલ્યું. એ વખતે બાવાજીના શિષ્યો જોયા કરતા હતા કે, બાવાજી જ્યારે ધ્યાનમાં બેસે છે ત્યારે ધ્યાનમાં બેસવા અગાઉ બિલાડીને બાંધી રાખે છે. એ પછી વખત જતાં શિષ્યો બદલાઈ ગયા અને ગુરુજી શા માટે બિલાડીને બાંધતા હતા તે વાત ધ્યાનમાં રહી નહિ, પણ તેઓને એમ લાગ્યું કે, ધ્યાન વખતે બિલાડીને બાંધી રાખવી એ પણ ધર્મનો કાંઈ નિયમ હશે ને એથી ધ્યાન ઠીક થતું હશે. આમ તેઓ અનુમાન કરવા લાગ્યા, પણ એવી બાબતમાં ગુરુને પૂછી ખુલાસો કરવાની હિંમત ચાલે નહિ તેથી અંદર અંદર ધ્યાન સાથે બિલાડીનો શું સંબંધ છે તેની ફિલસૂફી ચલાવવા લાગ્યા. એ પછી થોડા વખતમાં બાવાજી સ્વર્ગવાસી થયા ને તેમનો શિષ્ય તેમની ગાદી ઉપર આવ્યો. તે પણ જ્યારે ધ્યાનમાં બેસે ત્યારે બિલાડીને બાંધી રાખવા લાગ્યો. જો કે તેણે કાંઈ બિલાડી પાળી નહોતી અને તેને કાંઇ ધ્યાન વખતે બિલાડી દુઃખ દેતી નહોતી, તોપણ ગુરુજી બિલાડીને બાંધી રાખતા હતા માટે ચેલાજી પણ તેને બાંધી રાખવા લાગ્યા. એ પછી ચેલાજી પણ સ્વર્ગવાસી થયા ને તેમના ચેલા ગાદીએ આવ્યા. તે ભાઇસાહેબને ધ્યાનમાં બેસતાં પણ આવડતું

નહોતું અને તેમને ધ્યાનની દરકાર પણ નહોતી, તેમજ તેમને બિલાડી કાંઈ અડચણ પણ કરતી નહોતી; છતાં પણ તેઓ પોતાની પાસે બિલાડીને બાંધી રાખવા લાગ્યા. એટલુંજ નહિ પણ મંદિરમાં બિલાડી ન હોય તો ગામમાંથી ગમે તે બિલાડીને પકડીને મંદિરમાં બાંધી રાખવા લાગ્યા. એ પછી કોઈ ભગત એ બાવાજીને પૂછે કે, "મહારાજ! બિલાડીને કેમ બાંધી છે?" ત્યારે મહારાજ જવાબ દેતા કે, "એ મંદિર કા રિવાજ હય. વો તો આગેસેં ચલી આતી હેં. હમેરા ગુરુ બી એસા કરતે થે, ઓર ગુરુ કા ગુરુ બી બિલ્લી કું બાંધતે થે. બડા પુરુષ કી બાત બડા હી જાને! તુમલોક કું ઇસ મેં કુચ્છ ખબર નહિ પડેગી" આવો જવાબ મહારાજ આપતા હતા.

આ દાખલો આપીને તે કથાકાર એમ સમજાવતા હતા કે, આવીજ રીતે આપણા ધર્મની અંદર ઘણી જાતની ક્રિયાઓ ઘૂસી ગયેલી છે. એ ક્રિયાઓના હેતુઓ આપણે જાણતા નથી, પણ માત્ર ચાલતી આવેલી રીત પ્રમાણે આપણે કર્યા કરીએ છીએ, તેથી આપણને ખરો ફાયદો થતો નથી. માટે હવે આ બુદ્ધિબળના જમાનામાં આપણે અંધશ્રદ્ધામાં ન પડયું રહેવું જોઈએ, પણ જેમ બને તેમ ધર્મની બધી ક્રિયાઓનાં ઊંડાં રહસ્યો સમજવાં જોઇએ અને તેનાં મૂળતત્ત્વોને પકડવાં જોઇએ. યાદ રાખજો કે, આપણાં પવિત્ર શાસ્ત્રોની અંદર ધર્મની બધી જાતની ક્રિયાઓનાં મૂળતત્ત્વો સમજાવેલાં છે. કોઈપણ ક્રિયા એવી નથી કે જે શાસ્ત્રમાં ન હોય, માટે જ્યાં આપણને ન સમજાય ત્યાં શાસ્ત્રનો આધાર લેવો જોઇએ અને મહાત્માઓના અનુભવનો લાભ લેવો જોઇએ. જો એમ કરીએ તોજ ખરો ફાયદો થાય. એ વિના કાંઇ સાચો ફાયદો થાય નહિ, માટે હે હરિજનો! મારી તમને એજ ભલામણ છે કે, ધર્મની જે જે ક્રિયા કરો તે સમજી સમજીને કરજો અને તરત ફળ મળે તેવી રીતે કરજો. "આગેસેં ચલી આતી હે" એવી પોલમાં પડ્યા રહેશો મા. કારણ કે હવે બુદ્ધિબળનો જમાનો છે, હવે કાંઈ અંધકારનો સમય નથી, તેમજ વખત ગુમાવવાનો સમય નથી. માટે બુદ્ધિમાં ઊતરી શકે, અનુભવમાં આવી શકે અને શાસ્ત્રની સંમતિ હોય તેવી તથા દેશકાળને અનુકૂળ હોય તેવી અને જલદીથી ફળ આપે તેવી ધર્મની ક્રિયાઓ કરજો. એજ અમારી વિનતિ છે.

## ૧૧૭-દુનિયાદારીના લોકો ભક્તોની મિત્રતાને યોગ્ય નથી પણ દયાને યોગ્ય છે, માટે તેઓની સાથે દોસ્તી રાખીને તેમાં લુબ્ધ થવું નહિ

મહાત્માઓ એમ કહે છે કે, ભગતોનો દરજ્જો બહુ ઊંચો છે અને દુનિયાદારીના મોહવાદી સંસારી જીવોનો દરજ્જો બહુ નીચો છે, એટલે એ બન્ને દોસ્ત થવાને યોગ્ય નથી. કારણ કે સરખી સ્થિતિના ને સરખા વિચારના માણસો સાથે દોસ્તી થઈ શકે છે, પણ જ્યાં વિચારોમાં વિરોધ હોય અગર સ્થિતિમાં મોટો ફેર-ફાર હોય ત્યાં સાચી દોસ્તી થઈ શકતી નથી.

સતીઓને અને વેશ્યાઓને દોસ્તી હોઇ શકે નહિ. પવિત્ર માણસોને અને દારૂડિયાઓને દોસ્તી હોઇ શકે નહિ. હિંસા નહિ કરનારને પારધીની સાથે દોસ્તી થઇ શકે નહિ, શ્રીમંતને અને ભિખારીને દોસ્તી થઇ શકે નહિ. બ્રાહ્મણને અને ચંડાળને દોસ્તી થઇ શકે નહિ, વિદ્વાનોને ને મૂર્ખાઓને દોસ્તી થઇ શકે નહિ; તેમજ મોહવાદી સંસારી માણસોને અને સંસારમાંથી આસક્તિ છૂટી ગયેલા ભગતોને પણ દોસ્તી થઇ શકે નહિ. માટે સંતો કહે છે કે, ભગતની દોસ્તી કરવા લાયક જગત નથી પણ દયા રાખવા લાયક જગત છે. કારણ કે જે પોતાના સરખા દરજ્જાના હોય તેમની સાથે દોસ્તી થાય છે, પણ જે પોતાથી ઊતરતા દરજ્જાના હોય તેમની સાથે કાંઈ સાચી દોસ્તી થતી નથી, પણ તેમની ઉપર તો દયાજ રાખવામાં આવે છે. તેમજ જગતના લોકોનો દરજ્જો અને ભગતોનો દરજ્જો કાંઇ સરખો નથી. એ બન્નેના દરજ્જામાં બહુજ ફેર છે. કારણ કે ભગતોની ઉત્તમતા કયાં અને મોહવાદી સાંસારિક માણસોના મનની હલકાઇ કયાં? એ બન્નેની વચ્ચે કોઇ પણ મેળ મળી શકે તેમ નથી. કારણ કે તેઓની સ્થિતિમાં ઘણોજ તફાવત છે. એટલે તેઓની વચ્ચે સાચી દોસ્તી થઇ શકેજ નહિ; પણ તેમાં તો માત્ર એટલુંજ બની શકે કે, ભગતો પોતાની ભલાઇથી જગત-ના સામાન્ય લોકો ઉપર જેટલી બને એટલી દયા રાખી શકે.

હરિજનો! યાદ રાખજો કે, મિત્રતા એ જુદી વાત છે અને દયા એ જુદી વાત છે. પણ જે ઠેકાણે મિત્રતા ઘટતી હોય ત્યાં મિત્રતા કામની છે અને જે ઠેકાણે દયા ઘટતી હોય ત્યાં દયા કામ-ની છે. સંસારીઓ ભગતોથી ઊતરતા છે એ વાત ખરી, પણ એ

માટે તેઓ કાંઈ તિરસ્કાર કરવા યોગ્ય નથી અગર તેઓને ખરાબ સમજીને તેઓથી કાંઇ દૂર ભાગી જવાનું નથી, પણ તેઓની ઉપર દયા રાખવાની છે અને તેઓનું ભલું થાય તેમ કરવાનું છે અને જેઓને એમ કરતાં આવડે તેજ ભગતો શ્રેષ્ઠ છે.

મોહવાદી જીવોની સાથે મિત્રતા રાખવાથી તેઓના જેવા બની જવાય છે અને તેથી પરિણામ એ થાય છે કે, ભક્તિનો રંગ ઊડી જાય છે. એમ ન થાય માટે ચેતીને ચાલવા સારુ અને પ્રભુ-કૃપાથી પોતાને જે ઊંચી સ્થિતિ મળેલી છે, તેને સાચવી રાખવા સારુ મોહવાદીઓની દોસ્તીમાં ન પડવું જોઇએ, પણ તેઓની ઉપર દયા રાખવી જોઇએ.

મોહવાદી સંસારી માણસોમાં અને ભગતોમાં શો ફેર હોય છે એ તમારે જાણવું છે? તો જાણી લો કે:–

ભગતો ભગવાનને પૂજનારા હોય છે અને મોહવાદી સંસારીઓ પોતાના લોકાચારના રિવાજોને પૂજનારા હોય છે. ભગતોને જગતના નાશ પામી જાય તેવા પદાર્થોની આસક્તિ ઓછી થયેલી હોય છે અને સંસારીઓમાં દિનપ્રતિદિન એ આસક્તિ વધતી જાય છે. ભગતો આ જગતના સાંસારિક સંબંધોની સગાઇઓને બહુ નાની સમજે છે અને જરૂર પડે તો એ સગાઇઓને પ્રભુને અર્થે તોડી શકે છે; પણ વ્યાવહારિક લોકો એવી સગાઇઓને બહુજ મોટી સમજે છે અને એવી બહારની સગાઇઓ વધારતા જાય છે અને બીજી તરફથી એવી સગાઇઓમાંથી ઉત્પન્ન થતાં વેરઝેરને પણ વધારતા જાય છે. ભગતો પોતાનાં અંતઃકરણમાં રહેલા ઈશ્વરી અવાજને મુખ્ય સમજે છે અને વ્યાવહારિક લોકો પોતાના જેવા બીજા લોકોના વિચારોનેજ મુખ્ય સમજે છે. ભગતોની ભાવનાઓ બહુ ઊંચા પ્રકારની હોય છે અને સંસારીઓના મનમાં અનેક જાતની પ્રાપંચિક ખટપટોનાજ વિચારો ભરેલા હોય છે. ભગતોને ભગવદ્દ્ઇચ્છાને આધીન થવાનીજ કાળજી હોય છે અને સંસારીઓને પોતાની ઈચ્છા પાર પાડવાની ફિકર હોય છે. ભગતોને મરણનો ડર મટી ગયેલો હોય છે અને સંસારીઓ વાતવાતમાં નાનામાં નાની ચીજોથી પણ ડર્યા કરે છે. આવા આવા અનેક જાતના ભેદો સંસારીઓ અને ભગતોની વચ્ચે રહેલા છે, માટે તેઓ બન્નેની વચ્ચે કદી પણ સાચી દોસ્તી થઈ શકેજ નહિ, પણ તેઓ દયાને પાત્ર છે અને ભગતો તેઓની ઉપર દયા કરવા યોગ્ય છે.

માટે જો સાચા ભગત થવું હોય તો સાંસારિક લોકોના દોસ્ત બનશો મા પણ તેઓની ઉપર દયા રાખતાં શીખજો એજ અમારી ભલામણ છે. કારણ કે તેઓની દોસ્તીથી મનમાં ઘણી જાતના કલેશ થશે અને તમને એમ લાગશે કે, આ દોસ્તી કરવામાં અમે બહુ મોટી ભૂલ કરેલી છે. પણ એને બદલે એવા લોકોની ઉપર દયા રાખવાથી તમારા મનને આનંદ થશે અને દયાને રસ્તે તમે તેઓ તરફની તમારી ફરજ બજાવો તેથી પ્રભુ પણ રાજી થશે. માટે જગતને તરછોડશો મા કે તેનો તિરસ્કાર કરશો મા, પણ તેની ઉપર દયા રાખજો-દયા રાખજો.

દોહરો

તુલસી આ સંસાર મેં, ભાત ભાત કે લોગ;
સબસેં હિલિ મિલિ ચાલીએ, નદીનાવ સંજોગ.

## ૧૧૮-ભક્તોને કેમ ઓળખવા તેનો ખુલાસો

ભક્તિનો ડોળ રાખીને ફરનારા આ જગતમાં ઘણા માણસો હોય છે. કારણ કે બહારથી ભગતોના જેવો દેખાવ કરવો ને તિલકમાળા વગેરે ભગતોનાં ચિહ્નો ધારણ કરી લેવાં એમાં કાંઈ મોટી વાત નથી, એ તો ઘણાયે ઢોંગીઓ પણ કરી શકે છે. કારણ કે એમ કરવાથી ભક્તિના બહાના નીચે લોકોને છેતરી શકાય છે અને પોતાનો સ્વાર્થ સાધી શકાય છે. તેને લીધે હાલના વખતમાં ઢોંગી ભગતો બહુ વધી પડેલા છે, તેથી સાચા ભગતોને ઓળખવામાં સામાન્ય લોકોને મુશ્કેલી પડે છે અને એવા ઢોંગી ભગતોને લીધે ઘણી વખત સાચા ભગતોને પણ ગેરઇન્સાફ થાય છે. એવી ભૂલ ન થાય માટે ખરા ભગતોને અને ખોટા ભગતોને ઓળખતાં શીખવું જોઇએ. એ ઓળખાણ કરવી બહુ મુશ્કેલ છે, છતાં પણ એ માટે એક સામાન્ય નિયમ સૂચવવા માટે એક સંત કહેતા હતા કેઃ-

ભગતોનું ખરું લક્ષણ એ છે કે, તેઓને પોતાના પ્રભુનાં બાળકો ઉપર બહુ પ્રેમ હોય છે, પોતાના ધર્મબંધુઓ ઉપર બહુ પ્રેમ હોય છે, પોતાના દેશના લોકો ઉપર બહુ પ્રેમ હોય છે અને દુનિયાના બધા જીવોના ભલા માટે બહુ કાળજી હોય છે તેથી એવા ભગતો સૌ સાથે બહુજ ભલાઈ રાખે છે અને સૌનું

ભલું કરવા માટે પોતાના તનથી, મનથી અને ધનથી જેટલી બને તેટલી કોશિશ કરે છે. કારણ કે તેઓ પોતાનાં શુદ્ધ અંતઃકરણથી એમજ સમજે છે કે, પ્રભુના જીવોની સેવા કરવી એનુંજ નામ પ્રભુની સાચી સેવા છે, એમ સમજીને તથા એ સિદ્ધાંતને પોતાની નજર આગળ રાખીને તેઓ કામકાજ કરે છે અને જે એમ કરે એજ સાચા ભગતો છે. કારણ કે ભગતોનું જે સામાન્ય લક્ષણ છે, તે એજ છે કે, પ્રભુના જીવો ઉપર પ્રેમ રાખવો અને તેમાં પણ હરિજનો ઉપર ખાસ પ્રેમ રાખવો, એ ભગતોનું લક્ષણ છે; માટે જો સાચા ભગતોને ઓળખવા હોય તો તેની બહુ ટૂંકી, સહેલી ને સાચી પરીક્ષા એજ છે કે, તે હરિજનોની સાથે કેવી રીતે વર્તે છે તેની તપાસ કરવી. એ તપાસમાં જો તમને એમ લાગે કે, હરિજનોની સેવા કરવા માટે તેઓ તૈયાર છે, હરિજનોના સુખ માટે પોતાનાં ખીસાં ઉપર કાતર મૂકવા તૈયાર છે, હરિજનોના લાભ માટે તેઓ પોતાની મહેનતથી પરસેવો ઉતારવા તૈયાર છે, હરિજનોના ભલા માટે પોતાની લાગવગ વાપરવાની મહેનત કરે છે, હરિજનોના ભલા માટે તેઓ પોતાના અંગત સ્વાર્થને બાજુ ઉપર મૂકે છે, હરિજનોના ભલા માટે તેઓ ભૂખતરસ ખમી શકે છે, હરિજનોના ભલા માટે તેઓનાં મનમાં ઘણી જાતના વિચારો થયા કરે છે અને હરિજનોના ભલા માટે તેઓ પરમકૃપાળુ પરમાત્માની પ્રાર્થના કર્યા કરે છે, એમ જો તમને લાગે તો જાણવું કે, એ માણસ ખરો ભગત છે. પણ એને બદલે ભક્તિનો બીજો ગમે એટલો ડોળ છતાંપણ જો પોતાના બંધુઓ ઉપર પ્રેમ ન હોય, તેઓને માટે દોઢિયાં ખરચવામાં જીવ ન ચાલતો હોય, તેઓને માટે મહેનત કરતાં કંટાળો લાગતો હોય અને લોકોના સુખ માટે કાંઈ પરવા ન હોય તો જરૂર એમ જાણી લેવું કે, આ માણસ સાચો ભગત નથી. કારણ કે અસલના વખતમાં ભગતોની પરીક્ષા જુદી રીતે થતી હોય એ જુદી વાત છે; પણ હાલના વખતમાં તો પ્રભુના જનોની સેવા કરવી એજ સૌથી મોટામાં મોટો ને ઊંચામાં ઊંચો ધર્મ છે. માટે એ બાબતમાં જેઓ પક્કા હોય તેઓને સાચા ભગત સમજવા અને એ બાબતમાં જે ઢીલાપોચા હોય તેઓને કાચા ભગત અગર ખોટા ભગત સમજવા.

બંધુઓ ! તમારી આસપાસ જે ભગતો હોય તેમની આ રીતે પરીક્ષા કરજો અને તમને પોતાને એમ લાગતું હોય કે હું

ભગત છું, તો તમારી પોતાની પણ આ રીતે કસોટી કરજો અને એમાં જો તમને એમ લાગે કે, મનુષ્યજાત ઉપરનો તમારો પ્રેમ વધતો જાય છે અને તેની સેવા માટે તમે દિનપ્રતિદિન વધારે ભોગ આપી શકો છો તો એમ જાણવું કે, હવે તમારામાં સાચી ભક્તિ આવતી જાય છે. પણ જો જનસેવા તરફ તમારામાં બેદરકારી હોય તો જાણવું કે હજી ભક્તિ છેટી છે. કારણ કે, કેટલાક સંતો એમ કહે છે કે, પ્રભુનો મહિમા બતાવનારાં પ્રભુનાં બાળકો ઉપર જેઓને પ્રેમ આવી શકતો નથી તેઓને અદૃશ્ય પ્રભુ ઉપર કેવી રીતે પ્રેમ આવી શકે? માટે ભક્તિનો નિયમ એવોજ છે કે, પ્રથમ માણસો ઉપર પ્રેમ આવે છે અને પછી વધતાં વધતાં અંતે પ્રભુ સુધી એ પ્રેમ પહોંચી શકે છે. માટે હે હરિજનો! જો સાચા ભગત થવું હોય તો જેમ બને તેમ પ્રભુના જીવો ઉપર, માણસો ઉપર અને તેમાં પણ ખાસ કરીને પ્રભુના વહાલા હરિજનો ઉપર પ્રેમ રાખજો ને તેઓની સેવા કરજો, એટલે તમારી ભક્તિ પ્રભુ જલદીથી અંગીકાર કરશે એમાં કાંઇ શક નથી. માટે એમ વર્તવાની કોશિશ કરજો એજ અમારી ભલામણ છે.

## પરમાર્થ વિષે

### હરિગીત છંદ

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો, ધર્મ જાણીને ધસ્યો,
વૈરાગ્યથી વસ્તી તજીને, વન વિષે જઇને વસ્યો;
ભગવાં ધરીને ભટકતો રહી, પેટ ભીખીને ભર્યું,
શી રીતે ઈશ્વર રીઝશે, તેં સારું કોઇનું શું કર્યું?

તેં નિત્ય સ્નાન ત્રિકાળ કીધું, ચાહી ગોમય ચોળીને,
તેં પંચગવ્ય વિશેષ પ્રાશન, કીધું ઘોળી ઘોળીને;
આહાર એકજ વાર કરવો, એવું વ્રત તેં આચર્યું,
શી રીતે ઈશ્વર રીઝશે, તેં સારું કોઇનું શું કર્યું?

તેં હોમ હવન ઘણા કર્યા, ઘી હવનમાં હોમ્યાં ઘણાં,
તેં ચાલતી નદીએ ચડાવ્યાં, દૂધ-દહીં ગાયો તણાં;
બહુ વર્ષ મુખ મુનિવ્રત ધર્યું, તે ઠીક તુજ મનમાં ઠર્યું,
શી રીતે ઈશ્વર રીઝશે, તેં સારું કોઇનું શું કર્યું?

તેં નવનવાં નૈવેદ કરીને, તે પ્રસાદી તું જમ્યો,
ઉપવાસ ને એકાસણાં કરી, દેહને બહુ તેં દમ્યો;
ખાડો ખણીને દાટિયું, જે અન્ન જમતાં ઊગર્યું,

શી રીતે ઈશ્વર રીઝશે, તેં સારું કોઇનું શું કર્યું ?
તેં પ્રાર્થના પ્રભુની કરી, મુખ વિવિધ વચન ઉચ્ચારીને,
તેં સ્તોત્રપાઠ ઘણા કર્યા, નિત્ય નિત્ય નિયમો ધારીને;
ગદ્‌ગદ્‌ સ્વરે ગુણગાન કરતાં, આંખથી આંસુ ઝર્યું,
શી રીતે ઈશ્વર રીઝશે, તેં સારું કોઇનું શું કર્યું ?
ભગવાન લૂખી ભક્તિથી, રીઝે નહિ તલમાત્ર તે,
પણ ભક્તિ પરઉપકાર સાથે, થાય પ્રભુ પ્રિયપાત્ર તે;
તેં વ્યર્થ વાદવિવાદ કીધા, કામ તેથી શું સર્યું ?
શી રીતે ઈશ્વર રીઝશે, તેં સારું કોઇનું શું કર્યું ?
( ક. દ. ડા. )

## ૧૧૯-પંડિતો ગાંધી જેવા છે અને ગુરુઓ વૈદ્યના જેવા છે

કેટલાક પંડિતો શાસ્ત્રના જ્ઞાનમાં બહુ કુશળ હોય છે, ધર્મની ઝીણી ઝીણી ઘણીયે કૂંચીઓ જાણે છે, નવાનવા અનેક પ્રકારના તર્ક કરી શકે છે અને બોલવામાં પણ બહુ જબરા હોય છે. ભાષણો, આખ્યાનો, હરિકથાઓ વગેરે કરીને શ્રોતાઓને રીઝવી દે છે. એક તરફથી ઘણા પંડિતો જ્યારે આવા હોય છે ત્યારે બીજી તરફથી કેટલાક ધર્મગુરુઓ એવા હોય છે કે, તેઓ શાંત જિંદગી ગાળે છે, પોતાનાં કર્મકાંડોમાં મચ્યા રહે છે, ઝાઝી વાતો કરવા તેમને ફુરસદ હોતી નથી અને ઘણી વખત તેઓનું જ્ઞાન પણ પંડિતોના પ્રમાણમાં બહુ થોડું હોય છે; છતાં પણ તેઓ ઘણા માણસોનાં જીવન સુધારી શકે છે અને ઘણા માણસોના માનસિક વિકારોનાં દરદો મટાડી શકે છે. તેથી કેટલાક ગુરુઓને એમ લાગે છે કે, અમે મોટા છીએ અને કેટલાક પંડિતોને પોતાના બુદ્ધિબળને લીધે એમ લાગે છે કે, અમે મોટા છીએ. હવે આપણે જાણવું જોઇએ કે, પંડિતોમાં અને ગુરુઓમાં શો ફેર છે ? એ સ્પષ્ટ રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ એમ કહેતા હતા કેઃ—

પંડિતો છે તેઓ ગાંધી જેવા છે. ગાંધીની દુકાનમાં ઘણી જાતની દવાઓ હોય છે, પણ કયા રોગ ઉપર કઈ જાતની દવા કેટલા પ્રમાણમાં વાપરવી એની તેઓને પૂરેપૂરી ખબર હોતી નથી,

તેમજ પંડિતોના મગજમાં પણ વિકારો મટાડવાની ઘણીયે યુક્તિઓ ભરેલી હોય છે અને એ બધી તેઓની જીભને ટેરવે હોય છે. પણ તેમ છતાં તેનો જેટલો લાભ લેવો જોઇએ તેટલો લાભ તેઓ લઈ શકતા નથી અને પોતાના કે બીજાના મહાન રોગોને તેઓ મટાડી શકતા નથી. પણ જે ગુરુઓ છે તેઓ વૈદ્યોના જેવા છે, એટલે તેઓની પાસે કદી ઘણી જાતની દવાઓ તૈયાર ન હોય તોપણ તેઓ દવા બતાવી શકે છે. એ દવા ભલે ગાંધીની દુકાને મળતી હોય પણ તે બતાવનાર વૈદ છે અને તેનો ઉપયોગ કેમ કરવો તે શીખવનાર તથા રોગને કેમ દૂર કરવા એ કળા જાણનાર વૈદ છે. માટે ગાંધી કરતાં વૈદ શ્રેષ્ઠ છે; તેમજ ચતુરાઇની વાતો કરનારા પંડિતો કરતાં પાપ છોડાવનારા ગુરુઓ શ્રેષ્ઠ છે. ટૂંકામાં એજ કે, ગાધીમાં અને વૈદમાં જેટલો ફેર છે તેટલો ફેર પંડિતોમાં અને ગુરુઓમાં છે, તેથી એમ બને છે કે, પંડિતો પાસે વિકારો ટાળવાની દવાઓ હોય છે પણ એ દવાઓને વાપરવાની કૂંચીઓ હોતી નથી અને ગુરુઓમાં તો પ્રભુપ્રેમ મુખ્ય હોય છે, એટલે એ પ્રેમને લીધે અંતરના વિકારો મટાડવાના ઉપાયો તેઓને આવડે છે. એટલે દરજ્જે તેઓ વધારે દાનને પાત્ર છે. માટે બંધુઓ! આપણા સંબંધમાં આવતા પંડિતો તથા ગુરુઓ માટે આવા ખુલાસા જાણી લીધા હોય તો ફાયદો થાય છે અને તેઓની સાથે કેમ વર્તવું તે સમજાઇ જાય છે. માટે પંડિતોને તથા ગુરુઓને તેઓની લાયકાત પ્રમાણે માન તથા દાન આપજો. એજ અમારી ભલામણ છે.

---

## ૧૨૦–મૂર્ખાઓનાં વખાણો પર ધૂળ નાખીને જ્યારે તું ગુરુનાં કઠણ વચનો સહન કરીશ, ત્યારેજ તને પ્રભુનો રસ્તો મળશે

જેને પ્રભુ ન ગમે એવા માણસો આ દુનિયામાં બહુજ થોડા હોય છે, બાકી તો સો માણસોને પ્રભુ ગમે છે. પ્રભુનો પ્રેમ ગમે છે, પ્રભુનું જ્ઞાન ગમે છે અને પ્રભુનું ઐશ્વર્ય સૌને ગમે છે. છતાં પણ આપણે જોઇએ છીએ કે, બહુજ થોડાં માણસો પ્રભુના રસ્તામાં ચાલી શકે છે, બાકી સો પોલંપોલમાંજ રહી જાય છે. આમ કેમ થાય છે તેનું ખરું કારણ હરિજનોએ જાણવું જોઇએ. એ સમજાવવા માટે એક સંત કહેતા હતા કેઃ–

ઘણાયે હરિજનો પ્રભુની ભક્તિના માર્ગમાં અને જ્ઞાનના માર્ગમાં આગળ વધી શકતા નથી તેનું ખરું કારણ એ હોય છે કે, તેઓ ગુરુઓનાં કઠણ વચનો સહન કરી શકતા નથી, પણ માત્ર મૂર્ખ લોકોનાં વખાણુજ સાંભળ્યા કરે છે, તેથી તેઓ સાચી ભક્તિ કરી શકતા નથી. કારણ કે અજ્ઞાનીઓ પોતાના સ્વાર્થ સારુ કે પોતાના અજ્ઞાનને લીધે સાચી વસ્તુ નહિ સમજવાથી જે વધારે પડતાં વખાણ કરે, તેમાં કાંઇ માલ હોતો નથી તેથી તેઓની ખરાબી થાય છે.

પોતે નાત જમાડે ત્યારે ઘણાયે નાતીલાઓ કહે છે કે, તમે તો ભારે કરી. આવું જમણ તો કોઇ ન કરે. તમારે ઘેર તો આવોજ જશ આવ્યા કરે છે, તમારા બાપ પણ નાતો જમાડવાની બાબતમાં બહુ ભારે હતા. જ્યારે છોકરાનું વેવિશાળ થાય ત્યારે સ્નેહીઓ, સગાંઓ અને ઓળખાણ–પિછાણવાળાઓ કહે છે કે, વાહ વાહ ! બહુ સારું કર્યું. આજના વખતમાં તો જે કરી લીધું તેજ કામ. આપણામાં ક્યાંય કન્યાનું ઠેકાણું છે ? નાની ઉંમરમાં છોકરાંઓ વરી જાય એ પણ નસીબદારીની એક નિશાની છે. તમે ભાગ્યશાળી છો એટલે ત્રણ વરસના છોકરાનું વેવિશાળ થઇ ગયું, બાકી આપણી નાતમાં ચાળીસ ચાળીસ વરસની ઉંમરના વાંઢાઓ રખડે છે, પણ ક્યાં કોઇ આપે છે ?

તમે જાત્રા કરવા જાઓ છો એ બહુ ભારે કામ કરો છો, તમારી વહુની તબિયત સારી નથી ને ડોસી પણ સાજાંમાંદાં છે, છતાં પણ એ બધાંને નહિ ગણતાં સૌને લઇને જમનાપાન કરવા જાઓ છો, એ આનંદની વાત છે. એવું જોખમ ખેડવાનું કામ તમારાથીજ બને. થયું થઇ જાય ને રહ્યું રહી જાય. જુઓને, તમારા વેવાઇને પંદર વરસ થયાં જાત્રાની માનતા છે, પણ હજી સુધી ઘરમાંથી ક્યાં નીકળી શકે છે ? અને તમે આ બધાં માંદાંસાજાંને પણ ઉપાડી જાઓ છો, એ ખૂબીની વાત છે.

તમે દાવો માંડી દીધો એ ઠીક કર્યું. એ વિના એ ભાઇસાહેબ કાંઇ સમજે તેવા નથી. એ તો એજ લાગના. હવે તમારો દાખલો જોઇને બીજા છ જણા તેની ઉપર ફરિયાદી માંડશે, એટલે એના ગોટાળા બધા ઉઘાડા થઇ જશે. ભલેને સગો ભાઈ હોય તોપણ શું થયું ? પણ વહેવારની વાતમાં દમડી પણ શા માટે મૂકીએ ? તમે ખૂબ હિંમત કરી છે, હવે તે ઠેકાણે આવી જશે. તમારા ભાઇ

ઉપર દાવો માંડવા માટે હું તમને ધન્યવાદ આપું છું. ફોગટના દબાયા કરીએ તેમાં શું વળે ? એ તો એજ લાગના. તમને પણ કામ લેતાં બહુ ઠીક આવડે છે હો !

તમે પરણ્યા એ બહુ સારું કર્યું. હજી તમારી ઉંમર માત્ર અડતાળીસ–ઓગણપચાસ વરસની હશે. વહુ તેર વરસની મળી ગઇ એ ઠીક થયું. આ ત્રીજી વખતની છે કે ? તમારે છ દીકરાઓ છે એ વાત ખરી, પણ ઘડપણમાં બાયડીની મદદ વિના કેમ ચાલે ? એ તો તમે ઠીક કર્યું. મેં સાંભળ્યું કે તમારા ભાઇ આ લગ્ન કરવામાં વિરુદ્ધ હતા, પણ તમે તેઓની વાત માની નહિ એ ઠીક કર્યું. તમારું શરીર હમણાં જરા ઘસાયું છે પણ નવીના હાથના રોટલા ખાશો એટલે સાજા થઈ જશો. તમારા જેવા ગૃહસ્થને કાંઈ બાયડી વિના ચાલે ? લોકોના બોલવાની દરકાર ન રાખવી, આપણે આપણો સ્વાર્થ સાચવવો. શેઠ, તમે પક્કા છો હો !

આવી આવી બાબતોમાં આવા વ્યાવહારિક લોકો જ્યારે આવી જાતનાં વખાણ કરે છે, ત્યારે એને બદલે એવી વાતોમાં સદ્‌ગુરુઓ શું કહે છે એ તમે જાણો છો ? તેઓ કહે છે કેઃ–

બેટા, નાતો જમાડવામાં પૈસા ઉડાવવા એ કરતાં ધર્મનાં કામોમાં પૈસા ખરચવા એ વધારે સારી વાત છે. તેં પંદરસો રૂપિયા નાત જમાડવામાં ખરચ્યા તેને બદલે પાંચસો રૂપિયા એ કામમાં ખરચ્યા હોત તો શું ન ચાલત ? અને બાકીના હજાર ભગવાનને અર્થે પરમાર્થનાં કામો કરવામાં વાપર્યા હોત તો તને કેટલું બધું પુણ્ય થાત ?

ભાઇ, આજના જમાનામાં કયાંય ત્રણ વરસની ઉંમરના છોકરાની સગાઇ કરવી હોય કે ? એવાં કજોડાં શા માટે કરવાં જોઇએ ? એવી ભૂલ મૂર્ખ ગામડિયાઓ કરે પણ તમારા જેવા શેઠ એવી ભૂલ કરે એ શું દિલગીરીની વાત નથી ? હમણાંથી ન કર્યું હોત તો તમારો દીકરો શું આખી જિંદગી સુધી વાંઢો રહી જાત ?

જાત્રાએ જવું એ સારી વાત છે, પણ માંદાં માણસોને ઉપાડી જવાં એ તો ભૂલ છે. ડાકટરની સલાહ હોય ને જાઓ તો જુદી વાત છે, બાકી નહિ તો જમનાપાન કરવા જતાં માને કે બાયડીને ખોઈ આવશો. પરદેશમાં જવાની મજા તો જ્યારે તંદુરસ્તી સારી હોય ત્યારેજ હોય છે, કાંઇ આવા મંદવાડમાં જાત્રા હોય ? આવી ઊંધી સલાહ તમને કોણ આપે છે ? ભીખાભાઇ જાય છે

માટે તમારે પણ જવું જોઇએ એ કયાંની રીત ?

તમારા ભાઈ સામે દાવો માંડવામાં તમે બહુ મોટી ભૂલ કરી છે. ગમે તેમ પણ તમારે એ બાબતમાં કાંઈક ખમી ખાવું જોઇએ. મને લાગે છે કે તમે બહુ ઉતાવળા થયા છો. કદી થોડાઘણા રૂપિયા નુકસાની ખમવી પડે તોપણ પોતાના ભાઇની ખાતર એ ભોગવી લેવી જોઇએ, પણ કોરટે ચડવું એ ઠીક નહિ અને તેમાં પણ તમારા જેવા હરિજને તો એવી નાની વાત સારુ કોરટમાં નજ જવું જોઇએ. હજી પણ જો બને તો દાવો પાછો ખેંચી લો ને ઘરમેળે સમાધાન કરો.

શેઠ, તમે ત્રીજી વખત પરણ્યા એ બહુ ભૂલ કરી છે. એ ખબર સાંભળીને હું તો બહુ દિલગીર થયો છું. તમારે ઘેર છ છોકરાંઓ છે અને છોકરીને ઘેર પણ છોકરાંઓ છે. હવે તો તમારે રિટાયર થવાનો વખત છે. એવા વખતમાં જંજાળ વધારવી જોઇએ કે ઘટાડવી જોઇએ ? મફતનો કલેશ શા માટે ઘરમાં ઘાલ્યો ? મેં તો તમને અગાઉ પણ એજ સલાહ આપી હતી કે, હવે એ ઉપાધિમાં પડશો મા. અડતાલીસ વરસની ઉંમરે તેર વરસની છોકરી સાથે પરણવું એનો અર્થ શું ? એ બિચારીને જુવાનીમાંજ વિધવા બનાવવી એજ કે બીજું કાંઇ ?

બંધુઓ! મૂરખાઓ જ્યારે આવી આવી જાતની ભૂલો માટે પણ આવાં આવાં વખાણો કર્યાં કરે છે, ત્યારે સાચા સંતો આવી આવી બાબતોમાં સાચી વાતો કહી દે છે, તેથી ઘણી વખત ઘણી જાતની ભૂલોમાંથી આપણે બચી જઇએ છીએ. એટલે પ્રભુના માર્ગમાં વધારે જોરથી ચાલી શકીએ છીએ. માટે યાદ રાખજો કે, મૂરખાઓનાં વખાણ સાંભળવાં તે કરતાં સદ્‌ગુરુઓનાં કઠણ વચન સાંભળવાં એ વધારે સારી વાત છે. કારણ કે એથી ધર્મના રસ્તામાં આગળ વધી શકાય છે. માટે બંધુઓ અને બહેનો, અમારી તમને એજ ભલામણ છે કે, મૂરખાઓનાં ખોટાં વખાણમાં રહી જશો મા, પણ ભગતોનાં કડવાં વચનો ખમી લેવાની ટેવ પાડજો એટલે ભક્તિમાર્ગમાં જલદીથી આગળ વધી શકશો.

### સદ્‌ગુરુના જ્ઞાનની અસર

### પદ

મારા મારા મારા ગુરુજી, મોયે જ્ઞાન કે ઘાસે મારા.
કચ્ચા કોટ પક્કે દરવાજા, તીયાં ઘાયલ કરતે પોકારા–ગુરુજી૦

છરીએ ન મારા, કટારી ન મારા, વચનું કા માર હૈ ન્યારા-ગુરુજી૦
આંખે અંધલા, કાને બહેરા, પાંઉ પાંગળા કરી ડાલા-ગુરુજી૦
ઔષધ ગોળી કછુએ ન લાગે, કયા કરે વૈદ બિચારા-ગુરુજી૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ, સદ્‌ગુરુ વૈદ હમારા-ગુરુજી૦

## ૧૨૧-તમારી ચાવી ઢીલી થઇ છે તેને ફરીથી જરા ટાઇટ કરો એટલે આગળ વધી શકશો

જગતના કલ્યાણના રસ્તામાં અને પ્રભુના રસ્તામાં આપણે આગળ વધી શકતા નથી તેનું કારણ શું, એ સમજાવવા માટે પોતાના હરિજનોને એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ-

ઘડિયાળની ચાવી જ્યારે ઢીલી થઈ જાય છે ત્યારે ઘડિયાળ બરાબર ચાલી શકતું નથી ને સરખો ટાઈમ આપતું નથી; પણ એ પછી જ્યારે તેની ચાવીને ફરીથી ટાઇટ બનાવીએ એટલે તે સરખી રીતે ચાલવા માંડે છે. તેમજ આપણે આપણાં કલ્યાણના રસ્તામાં આગળ વધી શકતા નથી તેનું એક કારણ એ છે કે, આપણી ચાવી ઢીલી થઈ ગઈ છે તેથી આપણે મોળા પડી ગયેલા છીએ, એટલે એ મોળા પડવાને લીધે આપણે આગળ વધી શકતા નથી. માટે જો ખરી રીતે આગળ વધવું હોય, તો આપણે આપણી ચાવીને ફરીથી પાછી તેજ બનાવવી જોઇએ. પણ આમ ટૂંકામાં કહી દેવાથી ઘણા લોકો સમજી શકશે નહિ, માટે આપણી ચાવી ઢીલી થઇ છે એટલે શું અને તેને ફરીથી કેવી રીતે પાછી ટાઈટ બનાવવી જોઇએ એ વાત જાણવી જોઈએ. એ માટે અનુભવી મહાત્માઓ એમ કહે છે કેઃ—

આપણાં કર્ત્તવ્યમાં મોળાપણું આવે તેનું નામ ચાવી ઢીલી થઇ ગઈ છે, આપણો પ્રભુપ્રેમ દબાયેલો રહે તેનું નામ ચાવી ઢીલી છે, આપણું જ્ઞાન સંકુચિત રહે અને તેને વધારવાની પ્રબળ ઇચ્છા થાય નહિ તેનું નામ ઢીલી ચાવી છે, નજીવા નજીવા સ્વાર્થોમાંજ પડયું રહેવાય અને પરમાર્થનાં કામો કરી શકાય નહિ તેનુ નામ ચાવી ઢીલી છે, પ્રભુનો મહિમા સમજાય નહિ અને તેનાં ગુણગાન ગવાય નહિ તેનું નામ ઢીલી ચાવી છે, પ્રભુના માર્ગમાં ચાલનારા પ્રભુના વહાલા સંતોની સેવા કરાય નહિ ને તેઓના સત્સંગમાં રહેવાય નહિ તેનું નામ ઢીલી ચાવી છે,પ્રભુને અર્થે જપ, તપ, વ્રત, દાન, યાત્રા વગેરે શુભ કર્મો થાય નહિ ને વ્યાવહારિક

નાનાં નાનાં પ્રપંચી કામો કરવામાંજ જિંદગી ચાલી જાય તેનું નામ ઢીલી ચાવી છે, આપણો આ આત્મા ઘરડો થાય નહિ તેવો છે, માંદો પડે નહિ તેવો છે, મરી જાય નહિ તેવો છે અને કદી પણ નાશ પામે નહિ તેવો છે તથા અક્ષર રહેવાવાળો છે; એવા આત્માનું બળ સમજાય નહિ તેનું નામ ઢીલી ચાવી છે.

હવે આપણી ઢીલી પડી ગયેલી ચાવીને ટાઇટ કરવી એટલે શું? એ માટે સંતો એમ કહે છે કે, આપણા આળસને ઉડાડવું ને સત્કર્મ કરવામાં લાગી જવું તેનું નામ ચાવી ટાઇટ કરવી છે. જો આપણે સૂતા હોઇએ તો જાગવું, પથારીમાં જાગતા હોઇએ તો બેઠા થવું, બેઠા હોઇએ તો ઊભા થવું, ઊભા હોઇએ તો ચાલતા થવું, ચાલતા હોઇએ તો દોડવું અને દોડતા હોઇએ તો મોટરમાં, રેલવેમાં, આગબોટમાં કે વિમાનમાં બેસી જવું ને જલદી જલદી આગળ વધવું તેનું નામ ચાવી ટાઇટ કરવી એ છે. આપણાં કલ્યાણની ને પ્રભુની જે વાતો આપણને હાલમાં ન સમજાતી હોય, તે વાતો સમજવા માટે ખરા દીલથી મહેનત કરવી, તેનું નામ ચાવી ટાઇટ કરવી એ છે. ધર્મના નિયમો પાળવા માટે બળ મેળવવા પરમકૃપાળુ પ્રભુની પ્રાર્થના કરવી તેનું નામ ચાવી ટાઇટ કરવી એ છે અને કર્મનાં ફળની આશા રાખ્યા વિના પ્રભુને અર્થે રૂડાં કામો કરવાં તેનું નામ ચાવી ટાઇટ કરવી એ છે. માટે હે હરિજનો! જો ખરું કલ્યાણ કરવું હોય, તો આવી રીતે તમારી ઢીલી પડી ગયેલી ચાવીને ફરીથી ટાઇટ કરજો ને ધર્મના રસ્તામાં આગળ વધવાની તથા પ્રભુને પગલે પગલે ચાલવાની કોશિશ કરજો એટલે જરૂર કલ્યાણ થઇ શકશે. પણ એને બદલે જો ઢીલી ચાવીવાળા રહી જશો તો કાંઇ થઇ શકશે નહિ, માટે ઢીલી ચાવીવાળા ન રહી જવાય તે સંભાળજો. એજ અમારી વિનતિ છે.

---

## ૧૨૨–સમુદ્રમાંથી વહાણ ચાલ્યું જાય તેની કાંઇ પણ નિશાની પાછળથી રહેતી નથી, તેમજ તમારી પણ કાંઇ પણ નિશાની રહેવાની નથી, માટે ડાહ્યા હો તો સવેળા ચેતજો

---

મહાત્માઓ કહે છે કે, આ સંસાર છે તે પણ એક જાતનો સમુદ્ર છે. સમુદ્રની સાથે સંસારની સરખામણી કરવાનું કારણ એ

છે કે, સમુદ્રમાં જેમ લહેરો ઊઠ્યા કરે છે તેમ સંસારમાં તરંગો ઊઠ્યા કરે છે. સમુદ્રમાં જેમ ભરતી–ઓટ થયા કરે છે, તેમ સંસારમાં પણ ભરતી–ઓટ થયા કરે છે. સમુદ્રમાં જેમ અનેક જાતનાં જીવ-જંતુઓ રહેલાં છે, તેમજ સંસારમાં અનેક પ્રકારના જીવો રહેલા છે. સમુદ્રમાં જેમ ખારાશ રહેલી છે, તેમજ સંસારમાં પણ કેટલીક જાતની ખારાશ રહેલી છે. સમુદ્રમાં જેમ અમૃત રહેલું છે, તેમ સંસારમાં પણ સ્વર્ગ રહેલું છે. સમુદ્રનો જેમ પાર પામી શકાતો નથી તેમજ સંસારનો પણ પાર પામી શકાતો નથી અને સમુદ્ર જેમ નૌકા વડે તરાય છે, તેમજ સંસાર પણ જ્ઞાનરૂપી નૌકાવડે તરાય છે. આવી રીતે ઘણી બાબતોમાં સંસારની સાથે સમુદ્રની સરખામણી થઇ શકે છે, પણ એ બધી જાતની સરખામણી સાથે હાલમાં આપણને કામ નથી. હાલમાં તો આપણે એક બહુ અગત્યની સરખામણી સાથે કામ છે અને તે એ કે, આપણે આ જગતની અંદર જે કાંઇ કામો કરીએ તે કામો માટે બહુ ફુલાયા કરીએ છીએ અને કેટલાક માણસો તો પોતાની નામનાને ખાતરજ કામો કરે છે, પણ નામના એ કેવી નજીવી વસ્તુ છે અને કેટલી થોડી વાર રહેનારી છે એનું તેઓને ભાન હોતું નથી. એ ભાન આપવા માટે સંતો કહે છે કેઃ—

સમુદ્રની અંદર નાનાં–મોટાં હજારો વહાણો દરરોજ ચાલ્યાં જાય છે, એટલુંજ નહિ પણ હજારો ટનની ને કરોડો રૂપિયાની કિંમતની બહુ મોટી મોટી મનવારો તેની ઉપર ફર્યા કરે છે. એ મનવારો જ્યારે ચાલી જાય ત્યારે સમુદ્રના પાણીમાં ખાંચો પડે છે. એ ખાંચો–એ ચીલો જરાક વાર દેખાય છે, પછી પાછો થોડી વારમાંજ ગુમ થઈ જાય છે. એ પછી કોઇ માણસ તેનો ચીલો જોવા માગે તો એ ચીલાનો પત્તો મળતો નથી. તેમજ યાદ રાખજો કે, આપણે જે કાંઈ કામો કરીએ છીએ તે બધાં કામો એ વખતે ગમે તેવાં સારાં લાગતાં હોય ને ગમે તેટલાં મોટાં લાગતાં હોય, પણ અમુક વખત પછી તેની કાંઇ પણ નિશાની રહેતી નથી અને તેમ છતાં એ કામોના મોહમાં આપણે પડ્યા રહીએ છીએ અને એ કામો માટે જોઇએ તે કરતાં ઘણાજ વધારે ફુલાયા કરીએ છીએ ને તેનું અભિમાન કર્યા કરીએ છીએ. પણ એ બધી વસ્તુઓ કેટલી નાની છે, કેટલી થોડી વાર રહેનારી છે અને આ સંસારરૂપી સમુદ્રમાં એની અસર શું વિસાતમાં છે, એ વાતનો જ્યારે આ-

પણ વિચાર કરીએ ત્યારે આપણને અજાયબી લાગે છે અને એમ થાય છે કે, જે સારામાં સારાં ને મોટામાં મોટાં કામો છે તે પણ આ સંસારસમુદ્રમાં કાંઇ વિસાતમાં નથી. ત્યારે તેવાં કામો સારુ શા માટે અભિમાન કરવું જોઇએ? આમ સમજીને જે ખરા હરિ-જનો છે તેઓ પોતાના કોઈ પણ કામનું અભિમાન કરતા નથી કે કોઈ પણ કામમાં આસક્તિ રાખતા નથી, પણ પોતાનાં બધાં કામો પરમકૃપાળુ પરમાત્માને અર્પણ કરી દે છે, એટલે તેઓને પોતાનાં કામોમાંથી નામ મેળવવાની, માન મેળવવાની કે યાદ-ગીરી રાખવાની ઇચ્છા રહેતી નથી. તેથી તેઓ કર્મના અભિમાન-થી છૂટી જાય છે અને એ અભિમાનથી છૂટી શકાય એટલે બહુજ મોટું કામ થઇ જાય છે. કારણ કે એ નામનું ને માનનું બંધન સારા સારા ભગતોને પણ બહુ હેરાન કર્યા કરે છે, માટે એથી છૂટવું જોઇએ અને તેમાંથી છૂટવા માટે એ કૂંચી ધ્યાનમાં રાખવી જોઇએ કે, જેમ સમુદ્રમાં ચાલ્યાં જતાં વહાણની પાછળથી કાંઈ પણ નિશાની રહેતી નથી, તેમજ માણસોનાં કોઇ પણ કામની કાંઈ પણ નિશાની, વખત જતાં આ સંસારમાં રહેતી નથી. માટે કોઈ પણ કામનો મોહ ન રાખવો જોઇએ અને નામનાની જાળમાં ન ફસાવું જોઇએ, પણ જેમ બને તેમ આપણાં બધાં કામો પરમ-કૃપાળુ પરમાત્માને અર્પણ કરી દેવાં જોઇએ. એજ ભગતનું લક્ષણ છે, એજ પ્રભુનો હુકમ છે ને એમાંજ આપણું કલ્યાણ છે.

---

## ૧૨૩–જે અભિમાન છોડીને પોતાનાં પાપ કબૂલ કરે તેની ઉપર પ્રભુની કૃપા જલદી ઊતરે છે

ધર્મનાં રહસ્યો સમજાવતી વખત મહાત્માઓ કહે છે કે, તમારાં કર્મોનું અભિમાન છોડી દો. કારણ કે ભલે શુભ કર્મ હોય પણ તેનું અભિમાન કરવાથી સારા કામની પણ કિંમત ઘટી જાય છે. કારણ કે અભિમાન બહુજ ખરાબ વસ્તુ છે તેથી તે પ્રભુને ગમતું નથી. માટે ગીતામાં પણ પ્રભુએ કહેલું છે કે, કર્મોનું અભિ-માન કરો મા, કર્મોનાં ફળની ઇચ્છા રાખો મા અને કર્મોનો મોહ રાખો મા. તેમજ હું કર્મો કરું છું એમ મનમાંથી સમજો મા, પણ તમારાં બધાંજ શુભ કર્મો ઈશ્વરને અર્પણ કરો; એટલુંજ નહિ પણ એથી આગળ વધીને પ્રભુએ તો એમ પણ કહેલું છે કે,

જે કર્મોનાં ફળની ઇચ્છા રાખે છે તે કૃપણ છે. આવી રીતે શાસ્ત્રોનો ચોખ્ખો હુકમ છે. માટે મહાત્માઓ બહુ ભાર મૂકીને એ બાબત સમજાવે છે અને એ વાત ભાવિક લોકોને સમજાવવા માટે હરિકથા કરવાવાળાઓ કહે છે કેઃ–

જે ભિખારી બહુ ગરીબ હોય, જેની પાસે કંઇજ ન હોય અને જે ખરેખરો કંગાળ હોય તેને આપવાનું સૌને મન થાય છે, તેમજ જે ભગત પોતાનાં કર્મોનું અભિમાન છોડી દે ને દીનતાવાળો બની જાય, અધીનતાવાળો બની જાય, અંતરમાંથી ગરીબડો બની જાય અને મારાથી કાંઇ બની શકતું નથી, પણ હું તો હજી પાપમાંજ પડેલો છું એમ જેને લાગી જાય, તેની ઉપર પ્રભુની કૃપા બહુ જલદીથી ઊતરે છે. કારણ કે જે માણસોને પોતાનાં કર્મોનું અભિમાન રહેતું હોય તેઓને એમ લાગે છે કે, અમે ફલાણે વખતે ફલાણું કામ કર્યું છે, ફલાણે ઠેકાણે ફલાણું કામ કર્યું છે, અમુક માણસને અમુક પ્રકારની મદદ આપી છે, હજી અમુક અમુક કામ અમારે કરવાનાં છે; આવા આવા વિચારો જેમનાં મનમાં રમતા હોય તેમને પોતાનાં કર્મોના અભિમાનમાંથી એક જાતની ખુમારી ચડે છે, એવાં કર્મોના અભિમાનીઓને પોતાનાં કર્મોનું જોર રહે છે અને અમારાં કર્મોના બળે અમને અમુક અમુક પ્રકારના ફાયદા થશે એમ તેઓને લાગ્યા કરે છે, તેથી તેઓમાંથી પ્રભુના વિશ્વાસનું બળ ઓછું થઈ જાય છે, દીનતાનું બળ ઓછું થઇ જાય છે, આધીનતાનું બળ ઓછું થઇ જાય છે અને ઈશ્વરની કૃપા સમજવાનું બળ તથા ઈશ્વરનો ઉપકાર માનવાનું બળ ઓછું થઇ જાય છે. એટલે પોતાનાં કર્મોના અભિમાનવાળા ભગતો જ્ઞાનમાં તથા ભક્તિમાં મોળા પડી જાય છે. પણ એને બદલે જે ભગતો પોતાનાં કર્મોના અભિમાન વિનાના હોય છે અને જેમણે પોતાનાં કર્મો અનંત બ્રહ્માંડના નાથને અર્પણ કરેલાં હોય છે, તે ભગતો દીનતાવાળા હોય છે, તે ભગતો વિશ્વાસવાળા હોય છે, તે ભગતો આધીનતાવાળા હોય છે અને તે ભગતો ઈશ્વરની કૃપા સમજનારા હોય છે તેથી તેઓની ભક્તિ ફળીભૂત થાય છે. એટલે તેઓ પરમાર્થનાં ઘણાં વધારે કામો કરી શકે છે. કારણ કે તેઓ એમ સમજે છે કે, અમે જે કાંઇ કરીએ છીએ તે અમારું નથી પણ ઈશ્વરનું છે અને અમે જે કાંઈ કરીએ છીએ તે અમારા બળથી કરતા નથી, પણ તે સર્વશક્તિમાન પ્રભુજ અમારી પાસે કરાવે છે. અમે

તો માત્ર તેનાં હથિયાર છીએ, અમે તો ફક્ત નિમિત્તરૂપ છીએ અને અમે તો દોરીસંચારનાં પૂતળાં જેવા છીએ, પણ અમને પ્રેરણા કરનાર તો કોઇક જુદોજ છે. આમ સમજવાથી તેઓમાં કાંઇક ખાસ નવું બળ આવી જાય છે, એટલે જાણે તેઓને કાંઇક ખજાનો મળી ગયો હોય ને તેમાંથી થોડું થોડું ખરચ્યા કરતા હોય, એવી તેઓની સ્થિતિ થઇ જાય છે; જાણે કાંઇક કુદરતી ઝરો મળી ગયો હોય અને એ ઝરો પોતાની અંદર થઇને વહ્યા કરતો હોય એમ તેઓને લાગે છે અને જાણે પોતે ખાલી પોલી વાંસની વાંસળી જેવા હોય અને એ વાંસળીને વગાડનાર, તેમાં સૂર ફૂંકનાર કોઇ બીજોજ હોય એમ તેઓને લાગે છે. તેથી એવા અર્પણ થયેલા મહાન ભગતો તો ઘણું વધારે કામ કરી શકે છે. કારણ કે તેઓને કદી પણ ખૂટે નહિ એવો ખજાનો મળી ગયેલો હોય છે. એટલે તેઓ બહુ છૂટથી પરમાર્થનાં કામો કરી શકે છે. પણ એને બદલે જેઓ પોતાનાં કામોનું અભિમાન કરનારા હોય છે, તેઓ બધું પોતાની અંદરથી થતું હોય ને પોતેજ કરતા હોય એમ માને છે. તેથી તેઓ બહુજ થોડું કરી શકે છે. કારણ કે માણસોની અંદર તે કેટલોક માલ હોય? માણસોની પાસે તે કેટલીક મિલકત હોય? અને માણસોની પાસે તે કેટલાક સદ્‌ગુણો હોય? તે કાંઈ આપણાથી અજાણ્યું નથી. એટલે જે માણસ બધું પોતાની અંદરથી કરવા ધારે તે બહુજ થોડું કરી શકે છે, પણ જે માણસ ઈશ્વરની અંદરથી લઇને કરવા માંડે તે ઘણું કરી શકે છે. માટે બંધુઓ! જો તમારે વધારેમાં વધારે, મોટામાં મોટાં તથા સારામાં સારાં કામો કરવાં હોય તો કર્મોનું અભિમાન છોડી દો, કર્મોના ફળની ઇચ્છા છોડી દો અને બ્રહ્માર્પણ કર્મો કરતાં શીખો, એટલે ઘણાં વધારે કામો કરી શકશો; પણ એને બદલે જો કર્મોના અભિમાનમાં રહી જશો તો રખડી પડશો. માટે આપણાં કર્મોનું અભિમાન ન થઇ જાય એ સંભાળજો–આપણાં કર્મોનું અભિમાન ન થઇ જાય એ સંભાળજો.

## દીનતા વિષે

લઘુતા સે પ્રભુતા વધે, પ્રભુતા સે પ્રભુ દૂર;
કીડી મિસરી ખાત હે, હસ્તી ફાકત ધૂળ.
નાનક નાના હો રહો, જેસી નાની દૂબ;
ઓર ઘાસ સૂક જાયગી, દૂબ ખૂબકી ખૂબ.

મોટા લોકોની આગળ બેસવું તે કરતાં હરિજનોની પાછળ

બેસવું સારું છે.

ફળવાળી ડાળો જેમ સદાય નમેલી દેખાય છે, તેમ દીનતાવાળા હરિજનોની તો એ રીતિ છે. બાકી તમે તમારી મરજી પડે તેમ કરો.

જેમને માન જોઇતું હોય એવા મોટા રાજાઓને કોઇ પણ યાદ કરતું નથી અને તુકારામ, નરસિંહ મહેતા, મીરાંબાઈ વગેરે ભગત કે જેમને માન જોઇતું નહોતું તેમનાં વખાણનાં ઘેરેઘેર ગીતો ગવાય છે.

જો મોટા થવું હોય તો નાના થઇને રહેજો.

દીનતા આવી કે મોક્ષને માર્ગે ચડયા સમજજો.

પવિત્ર ભગતો હમેશાં પોતાને પાપી સમજ્યા કરે છે અને માયાવાદી પાપીઓ હમેશાં પોતાને પવિત્ર સમજે છે.

નીચે ઊભેલાને પડી જવાની ધાસ્તી નથી, તેમજ દીનતાવાળાનું બૂરું થતું નથી.

---

## ૧૨૪–જોરજુલમથી કે મોજશોખનાં સાધનોથી જે ભજન થાય તે કાંઇ સાચું ભજન નથી

ઘણાયે હરિજનોને પરમકૃપાળુ પરમાત્માની ભક્તિ કરવાનું મન થાય છે, પણ તેમ છતાં તેઓ પોતાનાં અંતરના પ્રેમથી ભક્તિ કરી શકતા નથી, પણ જ્યારે તેઓની ઉપર કાંઇ દબાણ થાય અગર તેઓને કાંઇ ખાસ આનંદ મળે તેવા બનાવો બને, ત્યારેજ તેઓ થોડો વખત થોડીઘણી ભક્તિ કરે છે.

ઘણા છોકરાઓને તેમનાં માબાપો ફરજ પાડે છે ત્યારે તેઓ મંદિરમાં જાય છે. ઘણી વખત ઘણા માણસોને તેઓના ગુરુઓ દબાણ કરે છે કે શરમાવે છે ત્યારે તેઓ ભક્તિમાં લાગે છે. કેટલાક માણસોને તેઓના મિત્રો તાણ કરીને સત્સંગમાં તેડી જાય છે; જેમકે ફલાણા સાધુ આવ્યા છે તેનો ઉપદેશ સાંભળવા જેવો છે, દક્ષિણી કથાકાર બહુ સારી કથા કરે છે, તે સાંભળવાની મજા પડશે. બંગાળી યોગીનાં આસનો જોવા જેવાં છે, એવી તક ફરીથી કયાં મળશે ? માટે ચાલો મારી સાથે. હમણાં લક્ષ્મીનારાયણના મંદિરમાં બહુ ઉસ્તાદ ગવૈયો આવેલો છે, એનાં ભજનો સાંભળવા જેવાં છે; માટે ચાલો અરધો કલાક મંદિરમાં જઈ આવીએ. પંઢરપુરનો

આષાઢી મેળો જોવા લાયક છે પણ ત્યાં એકલું જવું ન ફાવે, માટે તમે આવો તો જઇ આવીએ. નાશકની હવા હમણાં બહુ સારી છે, વળી સોમવતી અમાસ પણ આવે છે ને ગ્રહણ પણ આવે છે, એટલે જો તમે ચાલો તો અઠવાડિયું–પખવાડિયું નાશકમાં મોજ કરી આવીએ. આપણા કાકુના બલમોવાળા ઉતરાવવાની માનતા છે તેથી કાકુની માને અડદની દાળની બાધા છે, એટલે આ સાલ પ્રભાસપાટણ જવા વિચાર છે, પણ તમે તથા બીજા કોઇ દોસ્તો સાથે હોય તો મજા પડે, એકલા જવા વિચાર નથી; તમારી વહુએ પણ હા પાડી છે, હવે તમને નહિ છોડું. આવવું પડશે હો! મશ્કરી નહિ સમજતા. માટે હવે આજથી તૈયારી કરજો. કારણ કે આજે બીજ તો થઇ ગઇ એટલે હવે અઠવાડિયામાં અહીંથી નીકળવું પડશે. આવી આવી રીતે મિત્રોની, સગાંઓની તથા પાડોશીઓની તાણને લીધે ઘણા માણસો ભજનમાં જાય છે.

એ સિવાય કેટલાક માણસો કાંઈ કાંઈ લાલચોને લીધે તથા નવું નવું જોવા–જાણવાના શોખને લીધે પણ ભજનમાં જાય છે. જેમકે આજે ફલાણા શેઠને ’ત્યાં સત્યનારાયણની કથા છે ત્યાં પડિયો ભરીને પ્રસાદ મળશે, માટે ચાલો જરા આંટો મારી આવીએ. આજે હરિકથામાં આપણા દીવાન સાહેબ પધારવાના છે માટે ચાલો જઇએ. આજે વાલીબાઇને ત્યાં કથા છે, તે આપણે ત્યાં કથામાં આવ્યા કરે છે માટે તેને ત્યાં જવું જોઇએ, ન જઇએ તો તેને માઠું લાગે. કેમ સાંભળ્યું કે ? કયાં ગઇ ? કાકુડાની મા કયાં ગઇ ? જો આજે વાલીબાઇને ત્યાં કથામાં જવું છે હો! ભૂલી જતી નહિ, જરૂર જજે, હું મારા સાહેબની સાથે ત્યાં જઇશ.

આવી આવી રીતે કાંઈ દબાણ, કાંઇ લાલચ, કાંઇ આકર્ષણ અને કાંઈ મોજમજાની ખાતર ઘણા લોકો ભજનમાં જાય છે; કાંઇ અંતરના પ્રેમને લીધે ભજનમાં જતા નથી. પણ એવાં ભજન માટે એક મહાત્મા એમ કહેતા હતા કેઃ–

જે ઘોડો ચાબુક મારવાથીજ બરાબર ચાલે અને ચાબુક બંધ થાય ત્યારે પાછો ઢીલો પડી જાય તે ઘોડો કાંઈ સારો કહેવાય નહિ; તેવા ઘોડાની કાંઇ ઘણી કિંમત ગણાય નહિ અને એવા ચાબુકથી ચાલનારા ઘોડાનો ધણી કાંઈ તે ઘોડા ઉપર રાજી રહે નહિ, તેમજ યાદ રાખજો કે, જે ભજન શરમને લીધે થાય, દબાણને લીધે થાય, દેખાદેખીને લીધે થાય, મોજમજાની

ખાતર થાય અને કોઈ માણસને રાજી રાખવાને ખાતર થાય, તે ભજનમાં પણ કાંઈ બહુ માલ હોતો નથી. કારણ કે જ્યારે એવા સંજોગો જતા રહે ત્યારે તેઓનું ભજન પણ ઊડી જાય છે. માટે એવા સંજોગને આધારે થયેલા ભજનની કાંઇ બહુ કિંમત નથી. પણ એવા સંજોગો વિના પણ પોતાના અંતરના પ્રેમથી જે ભજન થયા કરે તેજ સાચું ભજન છે અને એવાં સાચાં ભજનથીજ ખરો ફાયદો થાય છે. માટે હે હરિજનો! જો જિંદગીની સાર્થકતા કરવી હોય, સાચું ભજન કરવું હોય, પરમકૃપાળુ પરમાત્માને રીઝવવો હોય અને આત્મિક સંતોષ મેળવવો હોય, તો સંજોગોને આધારે થઇ જતાં જરાવારનાં બહારનાં ભજનોને આધારે પડયા રહેશો મા, પણ શુદ્ધ અંતઃકરણથી ને હૃદયના ઊંડા પ્રેમથી ભજનને ખાતર ભજન થાય તથા પ્રભુને ખાતર ભજન થાય તેમ કરજો. એટલે પરમકૃપાળુ પરમાત્મા તમારું કલ્યાણ કરશે.

## ૧૨૫–મોટાં પાપો કરતાં નાનાં પાપોથી વધારે બીવાનું છે

આપણે સૌ હંમેશાં જે જાતનાં પાપો કરતા નથી તે જાતનાં પાપોથી ડર્યા કરીએ છીએ. જેમકે ખૂન, ચોરી, વ્યભિચાર, જૂઠું બોલવું, દારૂ પીવો, જુગાર ખેલવો, વિશ્વાસઘાત કરવો, ખોટી સાક્ષી પૂરવી વગેરે મોટાં પાપોથી ડર્યા કરીએ છીએ અને તેનાથી ડરવુંજ જોઇએ એમાં કાંઇ શક નથી કે એમાં કાંઈ નવાઈ નથી; પણ જે જોવાનું છે તે એ કે, સારા માણસો કાંઇ એવાં મોટાં પાપો કરતા નથી અને એવાં પાપો કરવાના પ્રસંગો કાંઈ વારે વારે આવતા નથી; એવાં મોટાં પાપ તો ઊતરતા વર્ગના અજ્ઞાન લોકો કરે છે અને તે પણ કોઇક વખતે બને છે. એટલે એવાં મોટાં પાપો આપણને કાંઇ બહુ નુકસાન કરી શકતાં નથી, પણ આપણાથી દરરોજ જે નાનાં નાનાં પાપો થઈ જાય છે તેની બહુજ સંભાળ રાખવાની છે અને તેમ છતાં એવાં નાનાં પાપો તરફ તો આપણે જોતાજ નથી; એ માટે એક ભક્તરાજ મહારાજ દાખલો આપતા કે:–

સિંહ, વાઘ, વરુ, રીંછ વગેરે બહુ વિકરાળ ને ફાડી ખાનારાં જાનવરો છે પણ ખેડૂતોના ખેતરમાં તે કોઈકજ વખતે નુકસાન

કરે છે, પણ નાનાં શિયાળ, સસલાં, ઊંદર, ઊધઇ, ખિસકોલી અને ચકલાંઓ વગેરે નાનાં પ્રાણીઓ પાકનાં ખેતરોમાં બહુજ મોટી નુકસાની કરે છે. તેમજ ચોરી, ખૂન, હિંસા, વ્યભિચાર વગેરે મોટાં પાપો કરતાં દરરોજનાં નાનાં પાપો આપણી વધારે ખરાબી કરે છે અને તેમ છતાં નાનાં પાપો તરફ આપણું લક્ષ રહેતું નથી. એ બાબતમાં આપણે બહુ બેદરકારી રાખીએ છીએ. જેમકે પારકી નિંદા કરવી એ પાપ છે, તેમ છતાં આપણે હંમેશાં ઘણા માણસોની નિંદાની કાંઇ ને કાંઇ વાતો કર્યા કરીએ છીએ અને ફુરસદનો દુરુપયોગ કરવો એ પાપ છે; તેમ છતાં આપણે આપણી ફુરસદનો સારો ઉપયોગ તો કયારેકજ કરીએ છીએ. બાકી તો ઘણેભાગે ફુરસદનો માઠો ઉપયોગજ થાય છે. જરૂર કરતાં વધારે ખાવું તે પાપ છે અને તેમ છતાં જ્યારે કાંઇ સારું ખાવાનું મળે ત્યારે જરૂર બે-ચાર કોળિયા વધારે ખાઇએ છીએ અને તેમાં પાપ સમજતા નથી. કોઇને કડવાં વચનો કહેવાં, સંભળામણી કરવી કે મહેણાં મારી લેવાં એ પાપ છે અને તેમ છતાં જયારેત્યારે આપણે એવી ભૂલો કર્યા કરીએ છીએ. પરમાર્થ કરવાની નાની નાની તકો આપણને ઘણીયે મળે છે, પણ એવી દશમાંથી એક તકનો પણ આપણે પૂરેપૂરો લાભ લેતા નથી. સારી જીભવાળાની તકો પણ ઘણી હોય છે ને તેમ કરવાની જરૂર હોય તેવા પ્રસંગો પણ આવ્યા કરે છે; છતાં પણ એવી બાબતોમાં આપણે બેદરકાર રહીએ છીએ, એટલું પણ આપણાથી બનતું નથી. જે બનાવ બની ગયો હોય અને જે બાબત આપણા હાથમાં ન હોય તેનો અફસોસ ન કરવો જોઇએ અને તેમ છતાં આપણે જોઇએ છીએ કે, એવી જાતનાં પાપ આપણે વારેવારે કર્યા કરીએ છીએ; એટલુંજ નહિ પણ એ પાપને અટકાવવાની કોશિશ પણ કરતા નથી અને ઘણા લોકો તો દિલગીર થવાના પાપને પાપ તરીકે પણ માનતા નથી. આળસ રાખવું એ પાપ છે અને તેમ છતાં આપણી જિંદગીનો ઘણો ભાગ આળસ ખાઈ જાય છે. દરરોજ કોઈ ને કોઇ બાબતમાં આળસ આડું આવ્યા કરે છે, એથી ઘણી જાતની ફરજો બજાવવી રહી જાય છે અને તેમ છતાં આળસના પાપની આપણે દરકાર કરતા નથી, લોકોને મળવાહળવા માટે તથા કયાંય જવાઆવવા માટે વખત નક્કી કરેલો હોય તે ટાઇમસર આપણે જતા નથી, એ પણ એક

પ્રકારનું પાપ છે અને એ પાપ ક્યારેકજ થાય છે એમ નથી, પણ ઘણું કરીને દરરોજ અથવા જ્યારેત્યારે એવાં પાપ થયા કરે છે, પણ એ વિષે આપણે કાંઇ દરકાર રાખતા નથી. ખાવાપીવામાં, સૂવાબેસવામાં, પહેરવાઓઢવામાં, હરવાફરવામાં તથા શરીરની સ્વચ્છતા રાખવામાં આપણે બેદરકાર રહીએ છીએ, તેથી માંદા પડીએ છીએ અને તેમ છતાં એવી બેદરકારી રાખવી તેમાં આપણે પાપ સમજતા નથી. નાની નાની વાતોમાં મન બગાડવું ને ગુસ્સે થયા કરવું એ પાપ છે અને તેમ છતાં આપણે જોઇએ છીએ કે, આપણી જિંદગીમાં દરરોજ એવા બનાવો વારંવાર બન્યા કરે છે. આવાં આવાં અનેક જાતનાં નાનાં નાનાં પાપો દરરોજ થયા કરે છે, પણ તે નાનાં પાપોનો સરવાળો અંતે બહુ મોટો થઇ પડે છે અને તેમાંથી આગળ જતાં બહુ મોટી ખરાબી થાય છે; પણ તેમ છતાં આવાં દરરોજનાં નાનાં પાપોથી આપણે ડરતા નથી. કારણ કે આવાં પાપોને આપણા ઘણા લોકો પાપ તરીકે સમજતા નથી અને જેઓ તેને પાપ સમજે છે તેઓ પણ તેને નાનાં પાપ સમજે છે અને એવાં પાપથી બચવામાં બેદરકારી રાખે છે. પણ એ યાદ રાખજો કે, ખેતરમાં વાઘ–વરુ જેટલું નુકસાન કરે છે, તે કરતાં શિયાળ, સસલાં, ખિસકોલી ને ઊધઈ વગેરે વધારે નુકસાન કરે છે. તેમજ બ્રહ્મહત્યા, ગોહત્યા વગેરે મોટાં પાપો આપણને જેટલું નુકસાન કરે તે કરતાં દરરોજનાં નાનાં પાપો આપણું વધારે નુકસાન કરે છે. કારણ કે ગોહત્યા, બ્રહ્મહત્યા વગેરે મોટાં પાપો કાંઇ આપણે કરતા નથી. એટલે આપણાથી જે પાપ ન થાય તે પાપ કાંઈ આપણને નડી શકતાં નથી, પણ જે પાપ આપણાથી દરરોજ થયા કરે છે તે આપણને નડે છે ને આપણી જિંદગી બગાડે છે અને તેમ છતાં એવાં નાનાં પાપોનું આપણને ભાન રહેતું નથી, તેથી એવાં પાપોની બાબતમાં આપણે બેદરકારી રાખીએ છીએ. એટલે અંતે પરિણામ એ થાય છે કે આપણી જિંદગી બગડતી જાય છે. એમ ન થાય માટે જેમ બને તેમ દરરોજ થતાં નાનાં પાપોથી બચવાની કોશિશ કરો અને જ્યારે નાનાં પાપો બંધ થશે ત્યારે પછી મોટાં પાપ થવાનો તો સંભવજ ક્યાંથી? કારણ કે નાનાં પાપ એ મોટાં પાપનો દરવાજો છે. માટે પ્રથમ નાનાં પાપ અટકાવો એટલે મોટાં પાપ એની મેળે અટકી જશે. અને નાનાં પાપને અટકાવવાં એમાં કાંઇ મહેનત જેવું નથી. જરાક

વધારે ધ્યાન રાખીએ ને એવાં પાપને પાપ સમજતાં શીખીએ તથા તેની ખરાબીનો વિચાર કરીએ તો એવાં નાનાં નાનાં પાપો બહુ સહેલાઇથી અટકાવી શકાય છે. માટે આપણી જિંદગીમાં દરરોજ બનતાં ઉપલી જાતનાં નાનાં નાનાં પાપોને અટકાવવાની કોશિશ કરો–નાનાં નાનાં પાપોને અટકાવવાની કોશિશ કરો.

## ૧૨૬–દ્રૌપદીજીએ કરેલી ભગવાનની સ્તુતિ

બિન કાજ આજ મહારાજ, લાજ ગઇ મેરી;
દુઃખ હરો દ્વારકાનાથ, શરણુ મેં તેરી. ટેક.
દુઃશાસન વંશ કઠોર, મહા દુઃખદાઇ;
જિન પકડો મેરો ચીર, લાજ નહીં આઈ;
અબ ભયો ધર્મ કો નાશ, પાપ રહ્યો છાઇ;
દેખી અધમ સભા કે ઓર, નાર વિખ લાઈ;
શકુની દુર્યોધન કરણુ, ખડે કર ઘેરી. દુઃખ૦ ૧
તુમ દીનન કી સુધિ લેત, દેવકીનંદન;
મહિમા અનંત ભગવંત, ભક્તદુઃખભંજન;
તુમ કીયો સીયા દુઃખ દૂર, શંભુ ધનુ ખંડન;
અતિ આરત મદનગોપાલ, મુનિમનરંજન;
કરુણાનિધાન ભગવાન, કરો ક્યા દેરી? દુઃખ૦ ૨
તુમ સુનિ ગજેંદ્ર કી ટેર, વિશ્વ અવિનાશી;
ગ્રાહ મારી છુડાયે બંધ, કાઢી પગ ફાંસી;
મેં ધરું તિહારો ધ્યાન, દ્વારકાવાસી;
અબ કાહે રાજ સમાજ, કરાવત હાંસી;
અબ કૃપા કરો યદુનાથ, બની ચિત ચેરી. દુઃખ૦ ૩
તુમ પત રાખી પ્રહ્‌લાદ, દીન દુઃખ ટાર્યો;
ભયે ખંભ ફાડ નરસિંહ, અસુર સંહાર્યો;
વ્રજ ખેલત કેશી બકી, બગાસુર માર્યો;
મથુરા મુષ્ટિક ચાણૂર, કંસ સંહાર્યો;
તુમ પિતા–માત કી જાઈ, કટાઇ બેડી. દુઃખ૦ ૪
ભક્તનહિત લીયે અવતાર, કનાઈ તુમને;
નલ કુબેર કી જડ યોનિ, છુડાઇ તુમને;
વ્રજબનિતા કું સુખ દીયો, કનાઇ તુમને;
પ્રભુ અબ વિલંબ કયું કરો, અમારી બેરી. દુઃખ૦ ૫

બૈઠે સબ રાજ સમાજ, નીતિ જિન ખોઇ;
નહિ કહત ધર્મ કી બાત, સભા મેં કોઇ;
પાંચો પતિ બૈઠે મૌન, કૌન ગતિ હોઇ;
લે નંદનંદન કો નામ, દ્રૌપદી રોઇ;
કર કર વિલાપ સંતાપ, સભા મેં ટેરી. દુઃખ૦ ૬
સુનિ દીનબંધુ ભગવાન, ભક્તહિતકારી;
હરિ ભયે ચીર મેં આપ, હર્યો દુઃખ ભારી;
ખેંચત હાર્યો મતિમંદ, બીર બલકારી;
રખ લઇ દીન કી લાજ, આપ બનમારી;
હરખત બરસત સુર સુમન, બજાવત ભેરી. દુઃખ૦ ૭
કૃપા કરી દ્વારિકાનાથ, મનોહર માયા;
અંબર કા લગાયા પહાડ, અંત નહીં પાયા;
ત્રૈલોક ચતુર દસ ભુવન, ચીર દરસાયા;
બંદી ગણેશપરસાદ, કૃષ્ણગુણ ગાયા;
દીનન કી દીનાનાથ, વિપત્તિ નિવેરી. દુઃખ૦ ૮

## ૧૨૭-પ્રભુના ઇન્સાફ વખતે તમારી જિંદગી કેવી દેખાશે તેનો વિચાર કરો

ઘણા માણસોને ભક્તિ કરવાનું મન થાય છે છતાં પણ ભક્તિમાં આગળ વધી શકતા નથી. એમ શા માટે થાય છે તેનાં કારણો દરેક હરિજનોએ જાણવાં જોઇએ. કારણ કે તે જાણવાથી કોઇ વખત આપણી ભૂલ આપણને સમજાય છે, તેથી તેમાં સુધારો કરી શકાય છે ને પ્રભુના રસ્તામાં આગળ વધી શકાય છે; માટે પ્રભુના રસ્તામાં જે જે અડચણો આડી આવે છે તે જાણી લેવી જોઇએ. એવી અડચણો સમજાવતી વખત એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનોને કહેતા હતા કેઃ-

આપણે સૌ અહીં હાલમાં આપણી જિંદગી કેવી દેખાય છે તેનો વિચાર કરીએ છીએ, એટલુંજ નહિ પણ આપણી આસપાસના થોડાક લોકોમાં આપણી જિંદગી સારી દેખાય તે સારુ આપણે ઘણી જાતના ડોળદમાક કરીએ છીએ, ખોટા ખોટા આડંબર રાખીએ છીએ અને વિવેકોના ચીલામાં ચાલ્યા કરીએ છીએ ને એમ સમજીએ છીએ કે, ફલાણા ફલાણા કરતાં અમે

બહુજ સારા છીએ; એટલુંજ નહિ પણ આપણી જિંદગીનું વધારે સારાપણું બતાવવા માટે જેઓની જિંદગી આપણા કરતાં વધારે સારી હોય તેઓની પણ કાંઇક નાની નાની ભૂલો શોધીએ છીએ અને એ ભૂલોને મોટી મોટી કરીને બતાવીએ છીએ. પણ ખરા ભગતો કહે છે કે, જે માણસે સાચા ભગત થવું હોય તેણે તો એવોજ વિચાર કરવો જોઇએ કે:—

પ્રભુ જો ઇન્સાફ કરવા બેસે તો તેના ઇન્સાફ વખતે મારી જિંદગી કેવી લાગે એજ વાતનો ખ્યાલ કરવો જોઇએ. જેમકે, પ્રભુ મને પૂછે કે, તેં કોઇની નિંદા કરી છે? તો એ વખતે મારી જિંદગી મને કેવી લાગે? પ્રભુ ઇન્સાફ વખતે ભરદરબારમાં મને પૂછે કે, તેં વ્યભિચારના વિચાર કર્યા છે કે નહિ? એ વખતે મારી જિંદગી મને કેવી લાગે? ભરકચેરીમાં પ્રભુ મને પૂછે કે, તું જૂઠું બોલ્યો છે કે નહિ? એ વખતે મને મારી જિંદગી કેવી લાગે? પ્રભુના ન્યાયના સિંહાસન આગળ જ્યાં સત્યસ્વરૂપો ખડાં થાય છે અને જ્યાં આપણાં દરેક કર્મો હાજર થાય છે, જ્યાં કોઇપણ જાતના બહારના સાક્ષી–પુરાવાની જરૂર પડતી નથી અને જ્યાં ન્યાયાધીશની આંખમાંથી સત્યના તેજનો અગ્નિ ઝરતો હોય છે, ત્યાં જ્યારે મને એમ પૂછવામાં આવે કે, તેં પ્રભુના કોઇ પણ જીવને દુઃખ દીધું છે કે નહિ? ત્યારે મારી જિંદગી મને કેવી લાગશે? હજારો મુક્તપુરુષોની વચ્ચે પ્રભુ જ્યારે એમ પૂછશે કે, તું જેટલું સત્ય સમજેલો હતો એમાંથી તેં કેટલું સત્ય પાળેલું છે? ત્યારે મારી જિંદગી કેવી લાગશે? ન્યાયી પ્રભુ પોતાના ઇન્સાફ વખતે જ્યારે એમ પૂછશે કે, તારે જે જે કર્ત્તવ્ય કરવાનાં હતાં એમાંથી તેં તારી ફરજ કેટલી બજાવી છે? ત્યારે મારી જિંદગી કેવી લાગશે? પ્રભુ જ્યારે એમ પૂછશે કે, મેં તને મારા રસ્તામાં આગળ વધવા માટે જે જે અનુકૂળતાઓ આપી હતી એમાંથી તેં કેટલી અનુકૂળતાઓ ને કેટલી તકોનો લાભ લીધો છે ને કેટલી અનુકૂળતાઓ ને કેટલી તકો ગુમાવી છે? એ વખતે મારી જિંદગી મને કેવી લાગશે? અને પ્રભુ કહેશે કે, મેં તને મારી જે જ્યોતિ આપી હતી, મેં તને મારો જે પ્રકાશ આપ્યો હતો, મેં તને મારું જે સામર્થ્ય આપ્યું હતું, મેં તને મારું જે અભયપણું આપ્યું હતું, મેં તને મારું જે અમરપણું આપ્યું હતું, મેં તને મારી જે સ્વતંત્રતા આપી હતી અને મારું જે નિર્લેપ-

પણું આપ્યું હતું એમાંથી તેં કેટલું વાપર્યું છે અને કેટલાને દાટી રાખ્યું છે? એ વખતે મારી જિંદગી મને કેવી લાગશે?

બંધુઓ! આવી રીતે ઇન્સાફ વખતે આપણી જિંદગી કેવી લાગશે તેનો આપણે વિચાર કરવો જોઇએ. પણ અફસોસની વાત એ છે કે, હાલમાં તો આપણે માત્ર એટલોજ વિચાર કરીએ છીએ કે, આ નવાં લૂગડાં પહેરતી વખત આપણે કેવા દેખાઇએ છીએ? આ વરઘોડામાં આપણે કેવા દેખાઇએ છીએ? નાતમાં જમવા જઇએ ત્યારે કેવા દેખાઇએ છીએ? મંદિરમાં દર્શન કરવા જઇએ ત્યારે કેવા દેખાઇએ છીએ? સભામાં જઇએ ત્યારે કેવા દેખાઇએ છીએ? દીકરો પરણાવીએ ત્યારે કેવા દેખાઇએ છીએ? આપણે ઘેર નાત જમાડીએ ત્યારે કેવા દેખાઇએ છીએ? નાહીને અરીસામાં મોઢું જોઇએ ત્યારે કેવા દેખાઇએ છીએ? બાલ હોળીએ ને હજામત કરાવીએ ત્યારે કેવા દેખાઇએ છીએ? સ્ત્રીઓની અંદર ગપ્પાં મારતા હોઇએ ત્યારે કેવા દેખાઇએ છીએ? ક્રિકેટનું બેટ હાથમાં પકડેલું હોય ત્યારે અગર બાઇસિકલ ઉપર બેઠેલા હોઇએ કે ચશ્માં ચડાવેલાં હોય ત્યારે કેવા દેખાઇએ છીએ? અને કોઇ સાથે વાદવિવાદ કરતા હોઇએ ત્યારે આપણી હોશિયારી કેવી દેખાય છે એજ વાતનો હાલમાં આપણે વિચાર કરીએ છીએ; તેથી અભિમાની બની જઇએ છીએ, તેથી મનમાં ને મનમાં ફોગટના ફુલાયા કરીએ છીએ અને તેથી ભક્તિમાં નીચે પડતા જઇએ છીએ. કારણ કે અહીં હમણાં આપણી જિંદગી કેવી લાગે છે તેનાજ વિચારમાં ને તે જોવામાંજ આપણે રહી જઇએ છીએ. પણ યાદ રાખજો કે, જેને સાચા ભગત થવું છે, તે કંઈ એવી વાતોમાં રહી જતા નથી, પણ તે તો એમજ સમજે છે કે, પ્રભુ દરેક પળે આપણાં કામો જોયા કરે છે અને તેનો ઇન્સાફ કર્યા કરે છે. માટે પ્રભુની નજરમાં તેના ઇન્સાફ વખતે આપણે ખરાબ લાગીએ નહિ તેવી રીતે આપણે વર્તવું જોઇએ અને યાદ રાખજો કે, જેને એ પ્રમાણે વર્તતાં આવડે તેઓ બહુ જલદીથી પ્રભુના વહાલા ભગત થઇ શકે છે. માટે જો સાચા ભગત થવું હોય તો ઈશ્વરના ઇન્સાફ વખતે તમારી જિંદગી કેવી લાગે છે તેનો વિચાર કરજો, એજ અમારી ભલામણ છે.



## ૧૯૮–સુપાત્ર માણસ મૂર્ખાઓ પાસેથી પણ જ્ઞાન મેળવી લે છે, જ્યારે અપાત્ર માણસને પંડિતનો ઉપદેશ પણ લાગતો નથી

ધર્મના ઉપદેશ ઠેકાણે ઠેકાણે થયા કરે છે. કથા કરનારાઓ ઠેકાણે ઠેકાણે કથા કર્યા કરે છે. દરેક મંદિરોમાં કોઇ ને કોઈ પ્રકારનો સત્સંગ ચાલ્યા કરે છે અને જ્યાં જ્યાં જઇએ ત્યાં ત્યાં પ્રસંગોપાત્ત કાંઇ ને કાંઈ સારી વાતો સંભળાયા કરે છે. એટલુંજ નહિ પણ જગતની દરેક વસ્તુ જાણ્યેઅજાણ્યે ઘણી જાતનું જ્ઞાન આપી રહી છે, છતાં પણ ઘણા માણસોને જેવી જોઇએ તેવી અસર થતી નથી, તેનું કારણ શું? આ માટે એક ભક્તરાજ મહારાજ એમ કહેતા હતા કેઃ–

બુદ્ધિમાનોને દરેક વસ્તુઓ ઉપદેશ આપી શકે છે અને તેઓ દરેક વસ્તુમાંથી જ્ઞાન લઇ શકે છે; પણ જે મૂર્ખાઓ છે તેઓને સારામાં સારા ઉપદેશની પણ કાંઇ અસર થતી નથી. છતાં પણ ઘણા લોકો એવા હોય છે કે, તેઓ ગુરુઓનો અને ઉપદેશકોનો વાંક કાઢ્યા કરે છે અને કહે છે કે, ગુરુઓ સારા નથી એટલે અમે શું કરીએ? પણ યાદ રાખવું કે, આવી રીતે ધર્મગુરુઓનો વાંક કાઢનારા માણસોની પોતાનીજ ભૂલ હોય છે, એ વાત સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ–

એક બહુ મોટો પંડિત હતો. તેનામાં જુદી જુદી બાબતોનું એટલું બધું જ્ઞાન હતું કે, એ જોઇને સૌ લોકો બહુ અજબ થતા હતા અને એ વિદ્વાનનાં બહુ વખાણ કરતા હતા. એ પછી કોઈ માણસે એ પંડિતને પૂછ્યું કે, આવું અજબ જેવું જ્ઞાન અને આટલું બધું જ્ઞાન આપે ક્યાંથી મેળવ્યું?

ત્યારે એ પંડિતે કહ્યું કે, મેં મૂર્ખાઓ પાસેથી જેટલું જ્ઞાન મેળવ્યું છે તેટલું જ્ઞાન પંડિતો પાસેથી મેળવ્યું નથી. એ સાંભળીને પેલો માણસ બહુ અજબ થયો અને તેના માન્યામાં એ વાત આવી નહિ. તેથી તેણે કહ્યું કે, એ વાત કેમ મનાય? ત્યારે એ મહાન પંડિતે કહ્યું કે, મૂર્ખાઓની ભૂલો જોઇને હું તેમાંથી શિખામણ લેતો હતો.

હું જ્યારે બહારના ડોળદમાકવાળા પણ અંદરથી સૂકાટાટ રહી ગયેલા ભગતોને જોતો ત્યારે તેમની પાસેથી હું એમ શીખતો

હતો કે, આવી રીતે બહારનો ઠાઠમાઠ રાખનારાઓને કાંઈ ખરો લાભ થતો નથી, પણ તેઓ તો માત્ર ફોતરાં ખાંડવામાંજ રહી જાય છે, એમ જોઇને ડોળદમાકથી હું દૂર ખસી જતો. જે માણુસો જરૂર કરતાં વધારે ખાતા, પછી હેરાન થતા ને પેટમાં દુખવાની તથા ઝાડા થવાની ફરિયાદ કરતા, તેમને જોઇને હું મિતાહારી થતાં શીખ્યો હતો. જે માણુસો જાહેર સભાઓમાં વિદ્વાનોનાં ભાષણો સાંભળવા માટે જતા નથી અને સત્સંગનો લાભ લેતા નથી તેઓ પછાત રહી જાય છે અને જેઓ એવી બાબતોનો લાભ લે છે તેઓ આગળ વધી જાય છે, એમ જોઇને હું એવી બાબતોનો બહુ વિશેષતાથી લાભ લેવા લાગ્યો. જેઓ બહુ અફસોસ કરે છે તેઓના બૂરા હાલ થાય છે, એમ જોઇને તેઓની પાસેથી ખોટો અફસોસ ન કરવાની વિદ્યા હું શીખ્યો. જેઓ ઉદ્યોગી જીવન ગાળે છે તેઓ સુખી હોય છે અને જેઓ આળસુ જીવન ગાળે છે તેઓ દુઃખી હોય છે, એમ જોઇને આળસમાં ન રહેવું એ વાત હું શીખ્યો. જેઓ પોતાનાં બાળકોને ભણાવતા નથી ને ઘરસંસારી કેળવણી આપતા નથી તેઓની ખરાબી થાય છે અને તેઓનાં બાળકોનું ભવિષ્ય પણ બગડે છે, એ જોઇને બાળકોને કેળવણી આપવી જોઇએ એ વાત હું શીખ્યો. જેઓ વધારે પડતું બોલે છે ને દરેક બાબતમાં દોઢડાહ્યા થાય છે તેઓને અપમાન સહન કરવું પડે છે, એ જોઇને એમ ન કરવાની રીતિ હું શીખ્યો. જેઓ કોઇપણ જાતનું વ્યસન રાખે છે તેઓને કેટલું પરાધીન થવું પડે છે ને હેરાન થવું પડે છે, એ જોઇને હું વ્યસન ન કરવું એ વાત શીખ્યો અને જે માણુસો ધર્મ પાળતા નથી તેઓને શાંતિ મળતી નથી, એ વાત જોઇને તથા એવા અધર્મીઓને દુઃખી થતા જોઇને હું ધર્મના ફાયદા શીખ્યો. આ રીતે મૂર્ખાઓ પાસેથીજ મેં ઘણું જ્ઞાન મેળવ્યું છે અને જો કોઇ પણ માણુસ ધારે તો એવી રીતે મૂર્ખાઓ પાસેથી ઘણું જ્ઞાન મેળવી શકે છે. માટે અમારા ગુરુમહારાજ અમને એમ કહેતા હતા કે, ઠોકર ખાધા પછી જ્ઞાન મેળવવું એ બીજા નંબરની વાત છે. પણ મૂર્ખાઓને ઠોકર ખાતા જોઇને તેઓની પાસેથી જ્ઞાન મેળવવું એ પહેલા નંબરની વાત છે. માટે મેં તો મારું ઘણું જ્ઞાન મૂર્ખાઓ પાસેથી મેળવેલું છે. હવે વિચાર કરો કે જે લોકો એમ કહે છે કે, ઉપદેશકો સારા નથી તેથી અમે શું કરીએ? ધર્મગુરુઓ સારા નથી

તેથી અમે શું કરીએ? આજના વખતમાં અમને કોઈ મોટા મહાત્મા મળી જતા નથી એટલે અમે ક્યાંથી સુધરીએ? આ બધી વાતો માત્ર કહેવાની છે અને મૂર્ખાઇની છે. કારણ કે જેને જ્ઞાન મેળવવું હોય તે તો મૂર્ખાઓ પાસેથી પણ મેળવી શકે છે અને જેને જ્ઞાન મેળવવું નથી તેને મહાન પંડિતો કે પવિત્ર ધર્મ-ગુરુઓ પણ કાંઇ અસર કરી શકતા નથી. માટે હે હરિજનો! ગુરુઓનો વાંક કાઢ્યા કરવામાંજ પડ્યા રહેશો મા, પણ જ્યાંથી મળે ત્યાંથી ધર્મનું જ્ઞાન મેળવજો અને પોતાની ફરજો રૂડી રીતે બજાવાય તથા પ્રભુના માર્ગમાં આગળ વધાય તેમ કરજો, એજ અમારી ભલામણ છે.

## ૧૨૯–દુઃખની ખૂબી–દુઃખ ઉપર સવાર થતાં આવડે તો કામ થઇ જાય છે

દુઃખ વખતે દિલાસો રાખવા માટે તથા દુઃખમાંથી પણ કાંઇક લાભ લઇ લેવા માટે જેટલા દાખલા આપીએ તેટલા થોડા-જ છે. કારણ કે દુનિયામાં ખરેખરું જેટલું દુઃખ છે તે કરતાં ઘણુંજ વધારે દુઃખ લોકોએ માની લીધેલું છે; એટલુંજ નહિ પણ કરોડો લોકો દુઃખનું ખરું સ્વરૂપ જાણતાજ નથી તેથી દુઃખથી અતિશય ડર્યા કરે છે. એનું પરિણામ એ થાય છે કે, જેઓ દુઃખ-થી દબાઈ જાય છે તેઓના બૂરા હાલ થઈ જાય છે અને જે દુઃખની ઉપર ધણીપણું કરી શકે છે તેમને દુઃખ બહુજ મદદગાર થઇ પડે છે. માટે દુઃખની ઉપર સવાર થતાં આવડવું જોઇએ. એ વાત બરાબર રીતે શીખવવા માટે એક ભક્તરાજ મહારાજ હરિજનોને સમજાવતા હતા કેઃ–

વીજળીની ટ્રામ ઝપાટાબંધ ચાલી જતી હોય, તે ટ્રામની ઉપર જો આપણે ચડી બેસીએ તો બહુ જલદીથી ધારેલે ઠેકાણે પહોંચી જઈએ છીએ. પણ ટ્રામમાં બેસવાને બદલે જો એજ ટ્રામ-ની નીચે પડી જઇએ તો તરતજ કચરાઈ મરીએ છીએ, અગર હાથપગ કે શરીરનું બીજું કોઈ એકાદું અંગ ગુમાવી બેસીએ છીએ અને મંદવાડનો ખાટલો નાખવો પડે છે. હવે જુઓ કે, ટ્રામની નીચે પડી જવાથી જ્યારે આવા હાલ થાય છે ત્યારે ટ્રામ-માં બેસી જવાથી પાંચ–સાત માઇલ દૂર જવું હોય ત્યાં પણ

ફક્ત થોડીકજ મિનિટોમાં આનંદપૂર્વક પહોંચી શકાય છે ને તેમાં જરાયે પરિશ્રમ પડતો નથી. બંધુઓ, આ દાખલો આપીને હું તમને એમ સમજાવવા ઇચ્છું છું કે, દુઃખ છે તે વીજળીની ટ્રામ જેવું છે, તેની ઉપર જો તમોને સવારી કરતાં આવડશે તો તમે બહુ જલદીથી તમારા કલ્યાણના રસ્તામાં આગળ વધી શકશો; પણ એને બદલે જો તમે દુઃખની નીચે દબાઇ જશો, તો તમારા બહુ ભૂંડા હાલ થઇ જશે. માટે હું તમને જે શીખવવા માગું છું તે એ છે કે, કોઈ પણ જાતના દુઃખથી તમારે કદી પણ કાયર થવું નહિ કે હિંમત હારવી નહિ, પણ જેમ બને તેમ દરેક જાતના દુઃખ વખતે ખૂબ મજબૂતી રાખવી અને દુઃખમાંથી પણ કાંઇક ખાસ લાભ મેળવી લેવાય તેમ કરવું જોઇએ; કારણ કે બીજા સામાન્ય લોકોના કરતાં હરિજનોમાં જે વિશેષતા છે તે એજ છે કે, તેઓ દુઃખથી દબાઈ જતા નથી, પણ તેઓ પોતાની ઉપર આવી પડેલા દુઃખની ઉપર સવાર થઇ શકે છે.

દુઃખની ઉપર સવાર થવું એટલે શું? એનો અર્થ એજ છે કે, જ્યારે દુઃખ આવી પડે ત્યારે તેથી દિલગીર થઇ જવું નહિ, તેની ચિંતા કર્યા કરવી નહિ, પોતાની ફરજો ચૂકવી નહિ અને પોતાના મનને ઢીલું પડવા દેવું નહિ તથા પોતાના નસીબનો કે દૈવનો દોષ કાઢવો નહિ પણ ખાતરીપૂર્વક એમ સમજી લેવું કે, આપણને કાંઈક મદદ કરવા માટેજ આ દુઃખ આવેલું છે માટે તેનો કાંઇક ખાસ લાભ લઇ લેવો જોઇએ. બીજું એમ પણ સમજી લેવું કે, દુઃખની મારફત પણ હરિજનો ઉપર પરમકૃપાળુ પરમાત્માની કૃપા ઊતરી શકે છે, દુઃખની મારફત પણ નસીબ ખૂલી શકે છે અને બહુ લાંબો માર્ગ દુઃખની મદદથી બહુ ટૂંકા વખતમાં કાપી શકાય છે. એટલુંજ નહિ પણ આપણી અંદર દબાઈ રહેલા ઘણાયે સદ્ગુણો દુઃખને લીધે ખીલી નીકળે છે માટે આ બધી બાબતો સમજીને દુઃખને વખતે પણ ધીરજ રાખવી અને દુઃખમાંથી પણ કાંઇક કામ કાઢી લેવું તેનું નામ દુઃખની ઉપર સવારી કરવી છે અને દુઃખને આવેલું જોઇને અગર દુઃખ આવવાનું છે એમ જાણીને ભયભીત થઇ જવું, દિલગીરી કર્યા કરવી, જેનીતેની આગળ દુઃખનાં રોદણાં રોયા કરવાં અને દુઃખના વખતમાં કોઇ પણ જાતનું કામ કરવું સૂઝે નહિ તથા પોતાની ફરજોનું પણ ભાન રહે નહિ તેનું નામ દુઃખની નીચે પડી જવું

છે અને જે આવી રીતે દુઃખની નીચે આવી જાય તેઓ દુઃખના ભારથી કચરાઈ મરે છે અને જેને દુઃખની ઉપર રહેતાં આવડે તેને ઘણી જાતના ફાયદા થઇ જાય છે. માટે હે હરિજનો! મારી તમને એવી ભલામણ છે કે, તમે દુઃખથી કાયર થશો મા. જેમ આકાશ વાદળાં વિનાનું હોય નહિ તેમજ દુનિયા દુઃખ વિનાની હોય નહિ. દુનિયામાં દુઃખ તો રહેવાનાંજ. માટે દુઃખમાંથી પણ સુખ મેળવી લેવાય તેમ કરજો અને દુઃખ વખતે પણ પોતાનો ધર્મ પાળવામાં ભૂલ ન થાય એ સંભાળજો. જો એમ કરી શકશો તોજ તમારી ભક્તિ ટકી શકશે ને તોજ તમારી ઉપર પ્રભુ રાજી રહેશે. માટે દુઃખનો લાભ લેવાય તેમ કરજો—દુઃખનો સદુપયોગ થાય તેમ કરજો.

---

## ૧૩૦—સૌથી સરસ દવા નારાયણનું નામ છે

હર એક ઢૂંઢતે હૈં જંગલ મેં દવા રસાયન કી બૂટી,
નારાયણ હૈં સંજીવન ભાઇ વો બૂટી હમને લૂટી;
કોઇ ઢૂંઢતા ઉસ બૂટી કો જિસ મેં પારા તુરત મરે,
કોઇ ખોજતા જડી કો જો તન કાયા કે દુઃખ હરે.
બહુત લોગ ખોદેં પૃથ્વી કો વૃક્ષ કાટતે હરે ભરે,
ઉનકો ભી ફિર યમ કાટેગા કહે શબ્દ યે ખરે ખરે;
હરિ હરિ બૂટી હૈ સમઝો હરિનામ હૈ સબસે પરે,
ઉસ બૂટી કો જિસને પાયા વો ભવસાગર સહજ તરે.
રામરસાયન પાઈ હમને ઔર રસાયન સબ છૂટી,
નારાયણ હૈ સંજીવન ભાઇ વહ બૂટી હમને લૂટી;
કોઈ કહે હમ સિંગરફ મારેં ઔર કાઢેં ગંધકકા તેલ,
કોઇ દેખતે જડી બિરંગી કોઇ ઢૂંઢતે અમ્મર બેલ.
હમને સબકો દેખા યારોં યે તો હૈં સબ જૂઠે ખેલ,
અમરનામ હૈ દત્ત નિરંજન ઉસકો અપને મનમેં મેલ;
મનકો મારકે બનાલે કુસ્તા જો ગુજરે રહ દિલપર ઝેલ,
તનકો શોધકે શુદ્ધ કરો તુમ તજો જૂઠ ઔર તજો ઝમેલ.
જોન શખ્સ ફૂંકે ધાતુ કો ઉનકે કહિયે કિ હૈં ફૂટી,
નારાયણ હૈ સંજીવન ભાઇ વહ બૂટી હમને લૂટી;
કોઈ મારતે અભરખ તાંબા કોઇ ફૂંકતે હૈં હરતાલ,

હમને અપને મન કો મારા મિલે હમે ગોવિંદ ગોપાલ;
કોઈ કહે હમ ચાંદી મારે જિસસે હો કુછ ધન ઔર માલ,
ઈન કર્મો કો જો કોઇ કરતા ઉસકા હોતા હાલ બેહાલ.
કોઈ કહે હમ સોના મારેં ઔર કરેં પૈસોં કો લાલ,
ઠગ ઠગ કે લૂંટે દુનિયાકો ઉસકો એક દિન ઠગેગા કાલ;
બહુત ઘોટતે ખરલમેં ધાતૂ સંતોને કાયા ફૂટી,
નારાયણ હૈ સંજીવન ભાઈ વો બૂટી હમને લૂટી.
કોઈ મારતે હૈં કલઇ કો જિસમે હોવે પુષ્ટ શરીર,
ઘર કો ફૂંક કે તબાહ કિયા વો અમીરસે હો ગયે ફકીર;
સાધૂકા નહિં ધર્મ જો કિ મારે ધાતૂ કર કે તદબીર,
કહે દેવીસિંહ હરિહરિ કહો યહ જિહ્વા હુવેગી અકસીર.
ખાક સારખી જબાંરસાયન ઇસ મેં હૈ હર એક તાસીર,
જબાંસે વહ મુર્દેં કો જિલાદે જબાંસે દે ડાલે જાગીર;
બનારસી યે કહે હમારી રામનામ હૈગી ઘૂંટી,
નારાયણ હૈ સંજીવન ભાઇ વહ બૂટી હમને લૂટી.

## સૌથી સરસ બુટ્ટી ભગવાનનું નામ છે

પદ

પીજા રે બુટ્ટી નામ કી પીજા રે બુટ્ટી (૨)
તુમ સદા રહો અલમસ્ત, નામ કી પીજા રે બુટ્ટી (ટેક)
ઘેરી ઘેરી નદિયાં નાવ પુરાણે, જદપિ લે છૂટી મોરે પ્યારે (૨)
હરિ કા ભજન કછુ નહીં કીના (૨) હૈયેકી ફૂટીરે ભજન બીન
હૈયેકી ફૂટી–તુમ સદા૦
તન કર કુંડી મનકર સોટા ચીતકી રગડ બુટ્ટીં મોરે પ્યારે (૨)
કોઇ કોઇ સાધુજન પી ગયે ભાઇ (૨) લખ ચોરાશી છૂટી
ભજનકર લખ ચોરાશી છૂટી રે–તુમ૦
સદ્‌ગુરુ હમકુ બહોત સમજાયા એક નહીં સૂજી મોરે પ્યારે (૨)
દાસ બિહારી હરિગુણ ગાઈ લે (૨) ઓર બાતા જૂઠી રે,
ભજનબીન ઓર બાતા જૂઠી રે–તુમ૦



## ૧૩૧–ઢોરો પ્રથમ ખોરાક ખાઈને પછી વાગોળે છે, તેમ આપણે પણ સારી સારી વાતો સાંભળીને પછી તેનું મનન કરવું જોઇએ

ધર્મ સંબંધી, નીતિ સંબંધી તથા જિંદગીની ફરજો બજાવવા સંબંધી ઘણી વાતો આપણે સાંભળીએ છીએ, પણ પાછળથી તેમાંથી બહુ થોડું યાદ રહે છે અને જે કાંઇ યાદ રહ્યું હોય તેમાંથી પણ બહુજ થોડું અનુભવમાં આવી શકે છે. આમ થવાનું કારણ શું છે? શું આપણી સ્મરણશક્તિ ખરાબ છે? નહિ. કારણ કે બધા માણસોની સ્મરણશક્તિ કાંઈ ખરાબ હોય નહિ. તેમજ બીજી ઘણીયે વગરજરૂરની વાતો આપણને યાદ રહે છે. જેમકે, કોઈએ આપણને ગાળ દીધી હોય, કોઇ ઠેકાણે આપણું અપમાન થયું હોય કે કોઇ દિવસ કોઈ બાબતમાં અતિશય આનંદ મળ્યો હોય તો એવી વાતો સહેલાઇથી ભુલાતી નથી; એટલુંજ નહિ પણ એવી નાની નાની અનેક વાતો આપણને ઘણાં વરસો સુધી યાદ રહે છે. એ ઉપરથી સમજી શકાય છે કે, ધર્મની ઊંચી વાતો આપણને યાદ રહેતી નથી તેમાં કાંઈ સ્મરણશક્તિનો દોષ નથી. ત્યારે બીજો સવાલ એ છે કે, શું આપણી બુદ્ધિમાં ખામી છે? આપણી બુદ્ધિ શું મંદ છે? આપણી બુદ્ધિ શું જડ છે? અને આપણી બુદ્ધિ શું પોતાનું કામ કરી શકે તેવી નથી? એ સંબંધી વિચાર કરતાં પણ આપણને એમ લાગે છે કે, આપણી બુદ્ધિ જરૂર જેટલી છેજ અને જો તેને વધારે ખિલવવા માગીએ તો તે ખીલી શકે તેમ છે, એમાં કાંઇ શક નથી. આપણી બુદ્ધિ મારફત આપણે ઘણું કામ કરીએ છીએ તેના દરરોજ ઘણા પુરાવા આપણને મળે છે. એટલે એમાં કોઇની સાક્ષી લેવા જવું પડે તેમ નથી, છતાં પણ આપણે જોઇએ છીએ કે, જે બુદ્ધિ આપણને દુનિયાદારીનાં ઘણાં કામોમાં સહાયતા આપે છે ને મદદ કરે છે, તેજ બુદ્ધિ ધર્મનાં ઊંડાં તત્ત્વો સમજવામાં આપણને જેટલી જોઈએ તેટલી મદદ કરતી નથી. એનું કારણ શું એ વાત વિચારવા જેવી છે. કારણ કે આ દુનિયાદારીની બીજી જે કાંઇ વાતો છે તે તો ઘડીક વારની છે અને ક્ષણિક આનંદ આપે તેવી છે, પણ જે ધર્મની વાતો છે તે તો અતિશય આનંદ આપે તેવી છે અને મૂઆ પછી પણ કામ લાગે તેવી છે. એટલુંજ નહિ પણ અનંતકાળની શાંતિ આપે તેવી છે. માટે

આપણે ધર્મની વાતોમાં જેમ બને તેમ વધારે લક્ષ આપવું જોઇએ. પણ આપણે જોઇએ છીએ કે એમ બની શકતું નથી. એનું કારણ શું એ સમજવા માટે એક ભક્તરાજ મહારાજ પોતાના સત્સંગમંડળમાં કહેતા હતા કેઃ—

શાસ્ત્રોમાં એમ કહેલું છે કે, શ્રવણ પછી મનન જોઈએ અને મનન પછી નિદિધ્યાસન જોઇએ, ત્યારે પક્કું જ્ઞાન થાય છે. એકલા શ્રવણથી એટલે કે માત્ર સાંભળી લેવાથી કાંઈ સાચો ફાયદો થઇ જતો નથી, પણ ખરો ફાયદો તો શ્રવણ પછી તેનું મનન કરવાથીજ થાય છે. જેમ ગાય, ભેંસ, વગેરે ઢોર પ્રથમ ખાવાનું મળે ત્યારે જલદી જલદી ખાઇ જાય છે અને પછી ફુરસદ મળે ત્યારે એ ખાધેલું પોતાની હોજરીમાંથી પાછું મોઢામાં લાવીને વાગોળે છે ને તેનો રસ ચૂસે છે ત્યારે ઢોર મજબૂત થાય છે અને જે વાગોળેલું હોય છે, તેજ પાચન થાય છે, પણ વાગોળ્યા વિનાનું માત્ર ખાધેલુંજ હોય તે કાંઈ પાચન થઈ શકતું નથી અને તેમાંથી કાંઈ નવું લોહી બની શકતું નથી. માટે ખાધેલી ચીજોને વાગોળીને જેમ પશુઓ તેમાંથી સત્ત્વ ચૂસે છે તેમજ ધર્મની, ભક્તિની, જ્ઞાનની અને આત્માના કલ્યાણની બીજી જે જે વાતો આપણે સાંભળી હોય તે બધી વાતોનું નિરાંતે મનન કરવું જોઇએ. જો એમ કરતાં આવડે તો ખરો ફાયદો થાય છે.

બંધુઓ! હમણાં આપણે ઘણુંયે સાંભળીએ છીએ પણ તેમાંથી કાંઇ વળતું નથી અને બધું સાંભળેલું આ કાનેથી આ કાને નીકળી જાય છે તેનું કારણ એજ છે કે, ધર્મની જે જે ઊંચી વાતો આપણે સાંભળીએ છીએ તેનું મનન કરતા નથી, એટલે એ વાતો આપણને યાદ રહેતી નથી કે ઉપયોગી થઈ પડતી નથી. માટે ધર્મની વાતો સાંભળ્યાથીજ કાંઇ રાજી થઇ જવાનું નથી, પણ તેનું મનન કરવાની જરૂર છે અને મનન કરવાની રીતિ એ છે કે, ધર્મની જે બાબત આપણને સારી લાગી હોય, જે નિયમો પાળવા જેવા લાગ્યા હોય અને જે બાબત કરવા જેવી લાગી હોય તે વાતોનું આપણે ચિંતવન કર્યા કરવું જોઇએ, તેમાંજ મનને રમાડ્યા કરવું જોઇએ. તેમાંજ જીવને પ્રોઈ રાખવો જોઇએ અને જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે એજ બાબતોનો વિચાર કરવો જોઇએ તથા એ વિચારોને અમલમાં મૂકવા સારુ બીજા જે જે વિચારોની કે સાધનોની જરૂર પડે તે બધું મેળવવું જોઇએ; એમ કરવું તેનું

નામ મનન છે. માટે જો ધર્મને સિદ્ધ કરવો હોય તો ધર્મની વાતો સાંભળીને, વાંચીને કે ગાઇનેજ રાજી થઇ જવું નહિ ને એટલામાંજ કાંઇ સાર્થકતા સમજી લેવી નહિ, પણ સાંભળેલી કે વાંચેલી ઊંડી વાતોનું મનન થાય તેમ કરવું જોઇએ. જો આ વાત ધ્યાનમાં રાખશો અને તે પ્રમાણે વર્તવાની કોશિશ કરશો, તો તમને ઘણો ફાયદો થયા વિના રહેશે નહિ: માટે હે હરિજનો! અમારી તમને એજ ભલામણ છે કે, જેમ સંતોની વાણી સાંભળવાની ઇચ્છા રાખો છો તેમજ તેનું મનન કરીને તેને અંતરમાં ઉતારવાની કોશિશ કરજો. એટલે બહુ સહેલાઈથી ધર્મ પાળી શકશો એ મહાત્માઓના અનુભવની વાતો છે, માટે ઉતાવળે ખાધેલું પાછું નિરાંતે વાગોળવાની યુક્તિ ધ્યાનમાં રાખજો અને વિચાર કરજો કે, પશુઓને પણ આવી સરસ યુક્તિ આવડે છે ને તે પણ તેનો લાભ લે છે, તો આપણે મનુષ્ય થઈને જો એટલું પણ ન કરી શકીએ તો તો પછી પશુઓ કરતાં પણ ઊતરતા ગણાઇએ, તેમાં કાંઈ નવાઇ નથી. માટે એવી ભૂલ ન થાય તે સંભાળજો એજ અમારી વિનંતિ છે.

## ૧૩૨–કામ લાગે તેવું જ્ઞાન લઈ લો

ઘણા હરિજનોને ધર્મ પાળવાનું બહુ મન હોય છે, છતાં પણ ધર્મના રસ્તામાં જેટલા આગળ વધવા જોઇએ તેટલા તેઓ આગળ વધી શકતા નથી. એનું કારણ એ છે કે, તેઓ ગુરુના દોષ જોવામાં રહી જાય છે, તેથી પોતાના ગુરુ પાસેથી જે લાભ મેળવવો જોઇએ તે લાભ તેઓ મેળવી શકતા નથી. એવી ભૂલ ન થાય માટે એક સંત પોતાના હરિજનોને એમ સમજાવતા હતા કે:–

તળાવમાં કે નદીમાં ઘણી વખત મૂએલાં માછલાં હોય છે, તેના તળિયામાં હાડકાં પણ પડેલાં હોય છે, તેમાં કાદવ–કચરો પણ હોય છે અને બીજાં ઝીણાં ઝીણાં જીવતાં જંતુઓ પણ હોય છે. એ બધાં સામે જોયા કરીએ તો કાંઈ આરો આવે નહિ; કારણ કે એવી એવી ચીજો તો તેમાં રહેવાનીજ. એ બધું પૂરેપૂરું કાંઇ દૂર થાય નહિ. જેને તરસ લાગી હોય તેણે માત્ર એટલુંજ જોવું જોઇએ કે, તેમાંનું પાણી પીવાલાયક છે કે નહિ? જો પાણી પીવાલાયક હોય તો તેમાં પડેલી બીજી ખરાબ વસ્તુઓ સામે નહિ જોતાં ચોખ્ખું પાણી પી લેવું તેમજ ગુરુઓની બાબતમાં પણ એટલુંજ

ધ્યાન રાખવું કે, તેઓ આપણને જે જ્ઞાન આપે છે તે જ્ઞાન આપણા કામનું છે કે નહિ? જો ગુરુનાં ખાનગી કામોમાં ઊંડા ઊતરીએ તો તેમાં આપણને નહિ ગમે તેવું કાંઇક ને કાંઈક દેખાયા વિના રહેશેજ નહિ. કારણ કે ગુરુ એ પણ મનુષ્ય છે, એટલે મનુષ્યસ્વભાવમાં જે નબળાઇઓ કુદરતી રીતેજ રહેલી છે તે નબળાઈ કાંઇક અંશે તેમનામાં પણ હોય છે, એટલે કોઇક ને કોઈક પ્રકારની ખામી તો ગુરુઓમાં પણ રહેવાનીજ. બીજું એ કે, દરેક માણસની દૃષ્ટિ જુદી જુદી હોય છે અને દરેક માણસની પાપ-પુણ્યની ભાવનાઓ પણ જુદી જુદી હોય છે. જેમકે કેટલાક માણસો આભડછેટમાં બહુજ પાપ માને છે અને કેટલાક માણસો આભડછેટમાં બહુ પાપ માનતા નથી. કેટલાક માણસો પરદેશ જવામાં બહુ પાપ માને છે અને કેટલાક માણસો પરદેશ જવામાં પાપ માનતા નથી. કેટલાક માણસો ધર્મની કથા સાંભળવામાં અતિશય પુણ્ય માને છે, કેટલાક માણસો તેમાં સાધારણ પુણ્ય માને છે અને કેટલાક માણસો કેટલીક જાતની કથાઓને પુરાણનાં ગપોડાં કહે છે. કેટલાક માણસો કેળવણીમાંજ પૈસા ખરચવા ઇચ્છે છે અને કેટલાક માણસો કહે છે કે, છોકરાઓને અંગ્રેજી ભણાવવાથી તેઓ ધર્મભ્રષ્ટ થઇ જાય છે ને છોકરીઓને ભણાવવાથી તેઓ પણ બગડી જાય છે. આવા વિચારને લીધે તેઓ પોતાનું દાન મંદિરોમાં આપે છે, પણ કેળવણીમાં આપતા નથી અને કેળવણીની મહત્તા સમજનારા કેળવણીમાં પૈસા ખરચે છે, તેઓ મંદિરોમાં પૈસા ખરચતા નથી. આવી રીતે જુદા જુદા માણસોને જુદી જુદી બાબતો ગમે છે, એટલે પોતાને ગમતી બાબત ઉપર તેઓ ભાર મૂકે છે તથા જે બાબત પોતાને ન ગમતી હોય તેની વિરુદ્ધમાં તેઓ બોલે છે. ગુરુઓ પણ એજ પ્રમાણે કરે છે. તેથી જે માણસને જે જાતના વિચારો ગમતા હોય તે માણસ તે જાતના વિચારના ગુરુને પસંદ કરે છે અને પોતાને જે જાતના વિચારો ન ગમતા હોય તે જાતના વિચારો ધરાવનાર ગુરુની નિંદા કરે છે. આવી રીતે હોવાથી જુદા જુદા ગુરુઓમાં જુદા જુદા માણસોને જુદા જુદા દોષ દેખાય છે, પણ ખરી રીતે જોતાં તેઓમાં એટલા બધા દોષ હોતા નથી તેમજ બીજી રીતે જોતાં જેવા જોઈએ તેવા ખરેખરા મહાન ગુરુ મળવા પણ બહુ મુશ્કેલ છે. માટે જેમ નદી-તળાવના તળિયામાં કાદવ-કચરો પડેલો હોય છે છતાં પણ તેમાંથી ચોખ્ખું પાણી પી લઇએ છીએ, તેમજ

કોઇ ગુરુમાં કદી કાંઇ દોષ જણાતો હોય તોપણ તે દોષને બાજુએ રાખી, તેના ઈશ્વરી જ્ઞાનમાં જે સત્ય હોય તે સત્ય પકડી લેવું જોઇએ. એમ ન કરતાં દોષ જોવામાંજ રહી જવાય તો સાવ ખાલી રહી જવાય છે ને કાંઇ પણ લાભ થતો નથી. માટે એવી ભૂલ ન થાય એ સંભાળજો અને સારગ્રાહી થઇ સાધારણ ગુરુમાંથી પણ તમારું કામ કાઢી લેજો, એજ અમારી ભલામણ છે.

## ૧૩૩–ઘણા માણસો પોતાના શોખની અંદર ફર્યા કરે છે અને તેને ભક્તિ માન્યા કરે છે, એવી ભૂલ ન થાય એ સંભાળજો

ઘણા માણસો જ્ઞાનની વાતો કર્યા કરે છે, હરિકથાઓ સાંભળ્યા કરે છે, પુરાણોની રસિક વાતો બીજાઓની આગળ કહ્યા કરે છે અને તેને ભક્તિ માન્યા કરે છે તેમજ પોતાના મનમાંથી એમ રાજી થયા કરે છે કે, અમે બહુ સારી રીતે ભક્તિ કરીએ છીએ. કેટલાક લોકો તબલાં, સારંગી, ઝાંઝ, પખવાજ વગેરે વાજિંત્રો વગાડે છે તથા ગાય છે; અગર પોતાને સારાં ભજનો સાંભળવાં ગમતાં હોય તે સારુ પોતાના શોખને લીધે જે મંદિરોમાં એવાં ભજનો ગવાતાં હોય તે ઠેકાણે જાય છે અને તેને ભક્તિ સમજ્યા કરે છે. કેટલાક માણસો ફૂલના હિંડોળા જોવા માટે મંદિરોમાં જાય છે, કેટલાક માણસો રથજાત્રાનો ઉત્સવ જોવા માટે મંદિરોમાં જાય છે, કેટલાક માણસો અન્નકૂટ વખતે જે મીઠાઇઓ તથા શાકભાજીની રચના કરેલી હોય તે જોવા માટે મંદિરોમાં જાય છે, કેટલાક માણસો સોનારૂપાનાં પારણાં ઝૂલતાં જોવા માટે મંદિરોમાં જાય છે, કેટલાક માણસો મંદિરોમાં થતી ભભકાદાર લાઇટ જોવા માટે તથા દેવના મોટી કિંમતના દાગીનાઓ જોવા માટે મંદિરોમાં જાય છે, કેટલાક લોકો વખણાઇ ગયેલા ગુરુઓને રાજી રાખવા અને તેમની ઓળખાણ કરવા માટે મંદિરોમાં જાય છે અને કેટલાક માણસો પોતાની ઉદારતા બતાવવા સારુ દાન આપવા માટે મંદિરોમાં જાય છે તથા કેટલાક માણસો ભગત ગણાવા સારુ અને ઘણા લોકો પોતાનાં વખાણ કરે તે સારુ મંદિરોમાં જાય છે. આવી રીતે પોતાના જુદા જુદા શોખને પૂરા પાડવા સારુ તેઓ મંદિરોમાં ફર્યા કરે છે અને તેને ભક્તિ માન્યા

કરે છે, પણ અમારા ભગત બાપા કહેતા હતા કેઃ–

આવી રીતે જે લોકો પોતાના શોખની અંદર ફર્યા કરે છે તેઓ કાંઇ સાચા ભગત નથી. કારણ કે તેઓ કાંઇ પ્રભુને ખાતર એ બધું કરતા નથી, પણ એ પ્રમાણે કરવાથી તથા જવા–આવવાથી પોતાના મનને એક જાતનો આનંદ થાય છે અને પોતાનો શોખ પૂરો પડે છે, તેને લીધે તેઓ ભજનમાં મળે છે તથા મંદિરોમાં જાય છે. પણ યાદ રાખજો કે, એ બધા કાંઇ સાચા ભગત નથી અને એવી રીતે પોતાની મોજને ખાતર પોતાને ગમ્મત મળે એવે ઠેકાણે ફર્યા કરવું, તેનું નામ કાંઇ સાચી ભક્તિ નથી. કારણ કે, એવી રીતે ફૂલ-મંડળીઓ જોઇને રાજી થયા કરવામાં તમારું શું વળ્યું? એવી રીતે લૂખીપૂખી જ્ઞાનની વાતો કર્યા કરવામાં તમારું શું વળ્યું? ભજનો, કીર્તનો સાંભળવામાં ને તેથી રાજી થઈ ફુલાયા કરવામાં તમારું શું વળ્યું? વળી બહુ લાઇટ તથા બહુ મોટી કિંમતનાં ઘરેણાં જોવાથી તમારું શું વળ્યું? યાદ રાખજો કે, આ બધી તો પોતાની મોજની વાતો છે; એ કાંઇ ખરી ભક્તિની વાતો નથી. કારણ કે, ખરી ભક્તિ એટલે શું એ તમે જાણો છો? શાસ્ત્રો કહે છે કે, પોતાના આત્મા વડે પરમાત્માને પામવો તેનું નામ સાચી ભક્તિ છે અને એમ કરવું એ કાંઇક જુદીજ વાત છે. એ કાંઇ આવા મોજીલાપણામાંથી બનતું નથી, પણ એ તો અંતરના સાચા તરફડાટમાંથીજ બની શકે છે. માટે આજથી ચોખ્ખી રીતે એમ સમજી લો કે, આત્મા વડે પરમાત્માને પામવો એ વાત કાંઇ જુદીજ છે અને પોતાના શોખને ખાતર તથા આંખ, કાન, નાક વગેરે પોતાની ઇંદ્રિયોને રાજી રાખવા સારુ પોતાના શોખના વિષયોની પાછળ પાછળ ફર્યા કરવું, એ કાંઇક જુદીજ વાત છે. આ બન્ને વચ્ચેનો તફાવત સમજાશે, તો કોઇક દિવસ પણ પોતાની ભૂલ સમજાશે અને સાચી ભક્તિમાં જવાનું મન થશે. માટે બંધુઓ! છેવટ સુધી આવી જાતની ભૂલમાં ન પડયા રહેવાય એ સંભાળજો અને આત્મા વડે પરમાત્માને પામવાની સાચી ભક્તિ થાય તેમ કરજો, એજ અમારી વિનતિ છે.

---

## ૧૩૪–ખરા પ્રેમી ભક્તોનો માર્ગ સૌથી જુદોજ હોય છે

દુનિયા મેં લાખોઇં પંથ કો હમને દેખા ભાલા હે;
પર જો દેખા તો કુછ આશકોંકા પંથ નિરાલા હે.

કોઇ બદનપર ખાક મલે ઔર સેલી કફની ડાલે હૈં;
કોઇ રંગાવે વસ્ત્ર કો અપના વેશ સઁભાલે હૈ.
કોઇ મૌન હોકર બૈઠે નહીં કિસીસે બોલે ચાલે હૈં;
કોઇ ફડાયે કાન કો પિયેં વો મદ કે પ્યાલે હૈં.
કોઇને લંબા તિલક દિયા ઔર પહને તુલસી માલા હૈ;
પર જો દેખા તો કુછ આશકોં કા પંથ નિરાલા હૈ.
કોઇ રાતદિન ખડે રહે ઔર કોઇ હાથ ઉઠાયે હૈં;
કિસીકો દેખા તો વહ બૈઠે ઔર ધ્યાન લગાયે હૈં.
કિસીને અપને બદન કો દાગા તનુપર છાપે ખાયે હૈં;
કિસીને અપને શીશપર લંબે બાલ બઢાયે હૈં.
કિસીકે તનુપર વસ્ત્ર નહીં ઔર કોઇ ઓઢે મૃગછાલા હૈ;
પર જો દેખા તો કુછ આશકોં કા પંથ નિરાલા હૈ.
કોઇ સેવડા બના ઔર કોઇ કહે કિ હમતો દંડી હૈં;
કોઇ તપસ્યા કરૈં ઔર કોઇ બને વનખંડી હૈં.
કિસી કે મઠપર ધ્વજા ઉડે ઔર કહીં ફરકતી ઝંડી હૈં;
વિના ઇશ્ક કે હુવે જો ફકીર વો પાખંડી હૈં.
કિસીને મસ્જિદ બનવાઇ ઔર કોઇને રચા શિવાલા હૈ;
પર જો દેખા તો કુછ આશકોં કા પંથ નિરાલા હૈ.
કોઇ કહેહમ યતિ હૈં ઔર કોઇ બના જગત મેં વૈરાગી;
બિના ઇશ્ક કે કિસી કી લવ નહીં સદ્‌ગુરુસે લાગી.
બનારસીને ઇશ્ક મેં અપની જીતેજી કાયા ત્યાગી;
દુઇ ન મુતલક રહી ઔર દુબધાભી સુન કે ભાગી.
રામકૃષ્ણ કા સખુન યહી સમઝો તુમ સબપર બાલા હૈ;
પર જો દેખા તો કુછ આશકોં કા પંથ નિરાલા હૈ.
(બનારસીમાંથી)

## ૧૩૫–ધર્મનાં બધાં અંગો સંભાળવાં જોઇએ

ઘણા લોકોને ધર્મ પાળવો બહુ ગમે છે પણ ધર્મનાં બધાં અંગોની સંભાળ રાખતાં આવડતું નથી, તેથી આગ્રહ રાખીને, હઠ કરીને અથવા ધર્માંધપણાના વેગમાં તણાઇ જઇને પોતાને ગમતું હોય તે એકાદા અંગમાં બહુ આગળ વધી જાય છે. જેમકે કોઇને માળા ફેરવવાનું બહુ ગમતું હોય તે ઘણો વખત માળા ફેરવ્યા કરે છે, પણ દાન દેવું તથા જ્ઞાન મેળવવું વગેરે ધર્મનાં

બીજાં અંગોમાં તે બહુ પાછળ રહે છે. કોઇ બાઇઓને મંદિરમાં દેવનાં દર્શન કરવામાં બહુ ભાવ હોય છે તેથી એ બાબતમાં બહુ દોડાદોડી કરે છે અને એમાં ઘણો વખત ગુમાવે છે. પણ જગતની વસ્તુઓનો મોહ ઓછો રાખવાની બાબતોમાં તથા અફસોસ નહિ કરવાની બાબતમાં, બીજાઓના વાંક માફ કરવાની બાબતમાં અને સત્ય શોધવાની બાબતમાં તેઓ બેદરકાર હોય છે. એટલે તેઓમાં દર્શનનું એક અંગ બહુ વધી જાય, પણ ધર્મનાં બીજાં બધાં અંગો કાચાં રહી જાય છે. એટલુંજ નહિ પણ જે એક અંગમાં બહુ આગળ વધી જાય તે બીજાં બધાં અંગોમાં પાછળ પડી જાય છે, એટલે તેઓની એવી એકાંગી ભક્તિ તેઓને જેવું જોઈએ તેવું ફળ આપી શકતી નથી. આવીજ રીતે ઘણાં માણસો વૈરાગ્યમાં આગળ વધી જાય છે અને એ એક અંગને બહુ મજબૂતીથી પકડી રાખે છે; પણ દુનિયા તરફની પોતાની ફરજો બજાવવાના અંગમાં તેઓ બહુજ બેદરકાર હોય છે. માણસો સાથે ભલાઈ રાખવાની બાબતમાં તેઓ ઢીલા હોય છે અને જગતની વસ્તુઓની કિંમત સમજવાની બાબતમાં તેઓ તદ્દન અજ્ઞાન હોય છે. એથી એકલા ત્યાગના અંગથી તેઓને ધર્મનું પૂરેપૂરું ફળ મળતું નથી. કેટલાક માણસો મનુષ્યજાતની સેવા કરવાના કામમાં બહુ લાગેલા હોય છે, પણ આત્મિક તત્ત્વ સમજવાની બાબતમાં તથા ઈશ્વરી ભાવનાને ખિલવવાની બાબતમાં બહુ બેદરકાર હોય છે. કેટલાક માણસો જ્ઞાન મેળવવાની તથા બીજી ઝીણી ઝીણી બાબતો પણ બહુ સહેલાઇથી સમજી જાય તેવી શક્તિવાળા હોય છે, પણ ધર્મની બહારની ક્રિયાઓ પાળવાની બાબતમાં તથા વિધિનિષેધ જાળવવાની બાબતમાં તેઓ બેદરકાર હોય છે. આવી રીતે ઘણા માણસોમાં ધર્મનું એકાદું અંગ બહુ મજબૂત હોય છે, પણ બીજાં બધાં અંગો તરફ તેઓની બેદરકારી હોય છે, તેથી તેઓની ભક્તિ ફળીભૂત થઇ શકતી નથી. કારણ કે, એક-અંગી ભક્તિથી કાંઇ શુક્રવાર વળે નહિ. એ માટે એક મહાત્મા કહેતા હતા કેઃ-

જ્યારે હારમોનિયમ વગાડવું હોય ત્યારે તેની બધી ચાવીઓ બરાબર રીતે જાણવી જોઇએ અને જે વખતે જે સૂરની જરૂર પડે તે ચાવી ખોલવી જોઇએ, તો મીઠાશ ભરેલો આનંદદાયક અવાજ નીકળી શકે. પણ એને બદલે જો કોઇ માણસને એકજ જાતનો

સૂર વગાડતાં આવડે અને બીજા બધા સૂરો વગાડતાં ન આવડે તો તેના એક સૂરથી કાંઇ સાંભળનારાઓ રાજી થાય નહિ પણ ઊલટો તેઓને કંટાળો લાગે અને જેને માત્ર એકજ સૂર વગાડતાં આવડે તેને કાંઇ વાજું વગાડતાં આવડયું કહેવાય નહિ; તેમજ જે માણસો ધર્મનું એકાદું અંગ પાળે ને બીજાં અંગો તરફ બેદરકાર રહે, તે માણસોએ કાંઇ ધર્મ પાળ્યો કહેવાય નહિ. માટે જો ખરો ધર્મ પાળવો હોય અને ધર્મ પાળવાથી જે બેહદ ફાયદા થાય છે તે મેળવવા હોય, તો ધર્મનાં બધાં અંગો જાણવાં જોઇએ અને તે દરેક અંગ પોતાની જરૂર પ્રમાણે પાળી શકાય તેવી કોશિશ કરવી જોઇએ.

ધર્મનું એકાદું અંગ બહુ પાળવાથી ઝાઝો ફાયદો થતો નથી; એટલુંજ નહિ પણ કેટલાક મહાત્માઓ તો એમ કહે છે કે, બીજાં બધાં અંગોને પડતાં મૂકીને એકાદ અંગમાં બહુજ આગળ નીકળી જવું એ બહુ મોટો ગુનો છે. કારણ કે ધર્મ ઇશ્વરે નિર્માણ કરેલો છે અને તેનાં અંગો પણ તેણેજ નક્કી કરી આપેલાં છે તથા ક્રમે ક્રમે ધર્મનાં બધાં અંગોમાં કેમ આગળ વધવું તેની સમજ પણ શાસ્ત્રો મારફત પ્રભુએ આપેલી છે. તે બધી વાતોને ભૂલી જઇને માત્ર એકાદ અંગમાં હદ બહાર આગળ વધી જવું એ પ્રભુના હુકમનું અપમાન કરવા બરાબર છે. તેથી જેમ કોઇ ગવર્નરે કે રાજાએ હદ બાંધી આપી કે, અમુક રસ્તે, અમુક વખતે, અમુક હદ સુધી આવવું, એથી વધારે આગળ વધવું નહિ, તેમજ વખતમાં કે જગ્યામાં ફેરફાર કરવો નહિ; તેમ છતાં એ હુકમનું અપમાન કરીને જો કોઇ માણસ ગવર્નરના મહેલ તરફ આગળ વધે તો તેને શિક્ષા થાય છે. તેમજ પરમકૃપાળુ પરમાત્માએ ધર્મનાં જે અંગો મુકરર કરી આપેલાં છે, જે ટાઈમ નક્કી કરી આપેલો છે અને દરેક અંગમાં આગળ વધવા માટે જે ક્રમ બતાવેલો છે, જે હદ બતાવેલી છે, તે બધાંનું ઉલ્લંઘન કરીને પ્રભુના દરબારમાં ઘૂસી જવાની કોશિશ કરીએ તો ઊલટી શિક્ષા થાય છે. માટે ધર્મ પાળવા જતાં એવી શિક્ષામાં ન સપડાઈ જવાય એ સંભાળજો અને જેમ બને તેમ ધર્મનાં બધાં અંગો બહુ સારી રીતે પાળી શકાય તેમ કરજો. જો તમે એમ કરશો તો થોડો ધર્મ પાળવામાંથી પણ ઘણું ફળ મળી જશે. પરંતુ જો વગરવિચારે એક–અંગી ભક્તિમાં તણાઇ જશો તો ઘણી મહેનત કરવા છતાં

પણ કાંઈ ફળ મળશે નહિ; એટલુંજ નહિ પણ ઊલટી ખરાબી થશે. એમ ન થાય માટે ધર્મનાં બધાં અંગો સંભાળવાની કોશિશ કરજો અને દેશકાળ પ્રમાણે તથા આપણી સ્થિતિ પ્રમાણે જેટલું પાળી શકાય તેટલું પાળવાની કોશિશ કરજો; એટલે પરમકૃપાળુ પરમાત્મા થોડો ધર્મ પાળ્યો હોય તેમાંથી પણ ઘણું ફળ આપશે એ નક્કી વાત છે, એ શાસ્ત્રનો સિદ્ધાંત છે અને ભગવાનનો આપેલો કોલ છે. માટે એક-અંગી ભક્તિમાં રહી જાઓ મા, પણ ધર્મનાં બધાં અંગોમાં આગળ વધી શકાય તેમ કરો-બધાં અંગોમાં આગળ વધી શકાય તેમ કરો.

## ૧૩૬-તમારા હૃદયને તમે જેટલું વિશાળ બનાવશો તેટલું તમને પ્રભુમાંથી વધારે મળી શકશે

બંધુઓ! યાદ રાખજો કે, પરમકૃપાળુ પરમાત્મા પાસે કાંઈ ખોટ નથી. એની પાસે તો દરેક બાબતોના અખૂટ ભંડારો ભરેલા છે. જેમકે પ્રભુ શાંતિના સમુદ્ર છે, પ્રભુ કૃપાના ભંડાર છે, પ્રભુ જ્ઞાનનું શિખર છે, પ્રભુ પ્રેમના અવતાર છે, પ્રભુ દયાના સાગર છે, પ્રભુ ક્ષમાના ભંડાર છે, પ્રભુ લક્ષ્મીના પતિ છે, પ્રભુ નોધારાંના આધાર છે, પ્રભુ ભગતોના મનોરથ પૂર્ણ કરનારા છે, પ્રભુ પરોપકાર માટે અવતાર લેનારા છે, પ્રભુ ભક્તિને વધારનારા છે, પ્રભુ પાપીઓને તારનારા છે, પ્રભુ વિકારોને ટાળનારા છે, પ્રભુ ભગતોને મોક્ષ આપનારા છે, પ્રભુ સૌ જીવોનું કલ્યાણ ઇચ્છનારા છે, પ્રભુ અધમોનો ઉદ્ધાર કરનારા છે, પ્રભુ ભક્તવત્સલ છે, પ્રભુ સિદ્ધિઓના દાતા છે અને પ્રભુ અનેક જાતનું અનેક રીતે મંગળ કરનારા છે. આવા સર્વશક્તિમાન, કૃપાના ભંડાર પરમાત્મા છે તેથી જે જે મહાન ભગતો છે તેઓ દરેક પળે તેની કૃપાનો અનુભવ કર્યા કરે છે અને પોતાને જે જોઇએ તે સર્વશક્તિમાન પ્રભુ તરફથી મેળવ્યા કરે છે; પણ ઘણા હરિજનોને આ જાતનો અનુભવ થતો નથી તેથી તેઓ એમ કહે છે કેઃ—

તમે સૌ એમ કહો છો કે, અમને જે જોઇએ તે બધું પ્રભુ તરફથી મળ્યા કરે છે, પણ તમારી એ વાત અમને તો સમજાતી નથી. કારણ કે અમે પણ ઘણો વખત થયાં ભક્તિ કરીએ છીએ પણ અમને તો અમારું મનમાન્યું કાંઇ મળતું નથી. આના

જવાબમાં એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કે:—

ભાઇઓ! સમુદ્રની અંદર પાણીની કાંઇ ખોટ નથી; પણ જેની પાસે જેવડું વાસણ હોય તેટલું પાણી તે સમુદ્રમાંથી લઇ શકે છે તેથી જેની પાસે નાનું વાસણ હોય તેને થોડું પાણી મળે છે અને જેની પાસે મોટું વાસણ હોય તેને વધારે પાણી મળે છે. એમાં કાંઇ સમુદ્રનો દોષ નથી. તેમજ જે ભગતોનાં હૃદય જેટલાં વિશાળ થયેલાં હોય તેટલું તે પ્રભુ પાસેથી વધારે મેળવી શકે છે અને જે ભગતોનાં હૃદય નાનાં રહી ગયેલાં હોય તેઓ પ્રભુ પાસેથી થોડું લઇ શકે છે. એમાં કાંઈ પ્રભુનો વાંક નથી, પણ આપણાં હૃદયને આપણે વિશાળ ન બનાવીએ એ આપણોજ વાંક છે. માટે પરમકૃપાળુ પરમાત્મા પાસેથી આપણાં કલ્યાણનાં સાધનો જો આપણે વધારે મેળવવાં હોય તો આપણે આપણાં હૃદયને જેમ બને તેમ વિશાળ બનાવવાં જોઇએ અને હૃદયને વિશાળ બનાવવાની યુક્તિ એ છે કે:-

જેમ બને તેમ સત્સંગનું બળ રાખવું, એટલે સત્સંગના બળથી હૃદય વિશાળ થાય છે. ધર્મ સંબંધી ઘણી બાબતોના સાચા ખુલાસા મેળવી લેવા એટલે હૃદય વિશાળ થાય છે; જેમ બને તેમ ભક્તિનું બળ વધારવું એટલે હૃદય વિશાળ થાય છે; અંતરમાંથી ઊંડી સાચી શ્રદ્ધાને જાગૃત કરવી એટલે તેના બળથી હૃદય વિશાળ થાય છે; બની શકે એટલો ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરવો એટલે હૃદય વિશાળ થાય છે; પોતાના અંગત સ્વાર્થને છોડી દેવો એટલે હૃદય વિશાળ થાય છે; કર્મયોગી તથા જ્ઞાનયોગી મહાત્માઓને પગલે ચાલવું એટલે હૃદય વિશાળ થાય છે; મનને વશ રાખવા માટે બની શકે તેવું તપ કરવું એટલે હૃદય વિશાળ થાય છે; દેશ અને કાળની સ્થિતિ સમજવી તથા પોતાની આસપાસના સંજોગોનો વિચાર કરવો તેથી હૃદય વિશાળ થાય છે. સંસારના મિથ્યાપણાનો વિચાર કરવો અને મોતનો ભય રાખવો તેથી હૃદય વિશાળ થાય છે; દયા, સત્ય, બ્રહ્મચર્ય, પરોપકાર, ક્ષમા વગેરે સદ્ગુણોનું જોર રાખવું તેથી હૃદય વિશાળ થાય છે; પ્રભુ સર્વવ્યાપક છે અને સૌ જીવોમાં પ્રભુનો અંશ છે, એમ સમજવાથી ને અનુભવ અંતરમાં ઉતારવાથી હૃદય વિશાળ થાય છે અને આત્માનું અમરપણું તથા પરમકૃપાળુ પરમાત્માનો મહિમા સમજવાથી હૃદય વિશાળ થાય છે. આપણાં હૃદયને વિશાળ બનાવવાના આવા અનેક ઉપાયો છે, તેમાંથી જે જે ઉ-

પાયો આપણને આપણી યોગ્યતા પ્રમાણે ઠીક લાગે તે તે ઉપાયો આપણે અજમાવવા જોઇએ અને જેમ બને તેમ આપણું હૃદય વિશાળ થાય તેમ કરવું જોઇએ. કારણ કે જેમ હૃદય વિશાળ હોય તેમ તેમાં વિશેષ પ્રભુની કૃપા ભરી શકાય છે. જેમ હૃદય સાંકડું હોય તેમ તેમાં પ્રભુકૃપા થોડી રહે છે. તેથી અનંત બ્રહ્માંડનો નાથ સર્વશક્તિમાન હોવા છતાં અને દરેક ક્ષણે તેની કૃપાનો વરસાદ વરસાવી રહ્યા છતાં પણ હલકા હૃદયવાળાને બહુજ થોડું મળે છે અને ઉત્તમ હૃદયવાળાને ઘણુંજ વધારે મળે છે. માટે પ્રભુ પાસેથી આપણને જે જે ઊંચી વસ્તુ જોઈતી હોય તે મેળવવા માટે પ્રથમ આપણે આપણી યોગ્યતા વધારવી જોઇએ અને આપણાં હૃદય વિશાળ થાય તેમ કરવું જોઇએ. જો એમ કરતાં આવડે તો પ્રભુને ત્યાં કોઈ પણ વસ્તુની ખોટ નથી. આપણને આપણાં હૃદયના પ્રમાણમાં જે જોઇએ તે પરમકૃપાળુ પરમાત્મા પાસેથી મળી શકે તેમ છે. માટે હે હરિજનો! પ્રભુનો દોષ નહિ કાઢતાં તમારાં પોતાનાં અંતઃકરણો વિશાળ થાય તેમ કરો–તમારાં પોતાનાં અંતઃકરણો વિશાળ થાય તેમ કરો. એટલે પ્રભુ પાસેથી જે જોઇએ તે તમને મળી શકશે અને જેટલું જોઇએ તેટલું મળી શકશે. એમાં કાંઇ પણ શક નથી એ નક્કી સમજજો.

## ૧૩૭–નઠારાં કર્મોથી દૂર રહેવા વિષે

જે ફોતરાં વાવે છે તેના ખેતરમાં કોઈ દિવસ દાણા ઊગતા સાંભળ્યા નથી, તેમ જે માઠું કરે છે તેનું સારું થતું નથી; માટે સાચા સંતોએ સદાય પાપથી દૂર રહેવું.

સળગતો અંગારો જેમ લૂગડામાં દાબ્યો રહી શકે નહિ તેમ હે પાપી, તારાં પાપો પણ ગુપ્ત રહેવાનાં નથી. જરૂર કોઇક દિવસ પણ અંતે તારાં પાપો તને પકડી પાડશે.

આ ટાણે દુઃખ દેખીને દહાડા કાઢવા એ સારું છે, પણ પાપ કરીને અંતે જમપુરીમાં મહાદુઃખ સહન કરવાં બહુ મુશ્કેલ થઈ પડશે.

એટલા માટે પવિત્ર સંતો મરણ પામવું એ સારું ગણતા, પણ પાપથી જીવવું એ કદી પણ પસંદ કરતા નહિ.

આંખમાં પડેલા કસ્તરને કાઢ્યા વિના જેમ સાફ દેખાતું

નથી, તેમ અંતરમાં રહેલા પાપને ટાળ્યા વિના ચોખ્ખું ઈશ્વરી-જ્ઞાન થતું નથી.

જે ઝાડના મૂળમાં કીડ લાગી હોય છે તે જેમ કોઇક દહાડો સડીને પડી જાય છે, તેમ જેના અંતરમાં પાપે ઘર કર્યું હોય છે તેને પણ અંતે કોઈક દહાડો મોટું સંકટ સહન કરવું પડે છે.

જેના પગમાં કાંટો ભોંકાયેલો હોય છે તે જેમ જલદીથી ચાલી શકતો નથી, તેમ જેમનાં અંતરમાં પાપકર્મ અમલ કર્યા કરે છે, તેઓ ભક્તિમાર્ગમાં આગળ વધી શકતા નથી. માટે હરિજનોએ સદાસર્વદા સર્વ પ્રકારે પાપથી દૂર દૂર રહેતાં શીખવું.

આપણે જેમ કાનમાં કાનખજૂરાને પેસવા દેતા નથી, તેમ આ કાને કરીને કોઇની નિંદા ન સંભળાય તો ઠીક અને આપણે જેમ ઝેર ખાઇ જવા ચહાતા નથી તેમ કોઇના પરાયા પૈસા ન રખાય તો ઠીક, એવું જાણીને હરિજનોએ પરનિંદા અને પરદ્રવ્યથી દૂર દૂર રહેવાની તજવીજ કરવી.

વાટપાડુ લૂંટારાનાં નજરાણાં જેમ સારો રાજા લેવા ચહાતો નથી, તેમ અધર્મથી સંગ્રહ કરનાર ધનવાળાનું ધન પ્રભુ પોતાની સેવામાં અંગીકાર કરતા નથી. માટે પાપ કરીને ધર્મ કરવો એ ધર્મ નથી, એમ દરેક હરિજને જાણી લેવું.

કામ ક્રોધ મદ લોભ કી, જબ લગ મન મેં ખાન;<br>
તબ લગ પંડિત મૂરખો, તુલસી એક સમાન.<br>
જેસી નીત હરામ મેં, તેસી હરિ મેં હોય;<br>
ચલા જાય બૈકુંઠ મેં, પલા ન પકડે કોય.

ભાઇઓ! ખરાબ કર્મોથી બચવાની સૌથી સહેલી ને સાચી કૂંચી એ છે કે, ખરાબ સોબતથી બચવું. કારણ કે દુઃસંગ માટે સંતો એમ કહે છે કેઃ-

જે લુહારની દુકાને બેસશે તેને અગ્નિના તણખા ઊડ્યા વિના રહેવાના નથી, તેમ જે માઠી સંગતમાં રહેશે તેનું તો માઠુંજ થવાનું.

બાવળ નીચે બેસનારને કાંટા વાગ્યા વિના રહેતા નથી, તેમ દુઃસંગનો કરનાર કોઈ દિવસ લાભ પામ્યો સાંભળ્યો નથી.

સાકરની ઊકળતી ચાસણી પાસે જેમ માખીઓ જતી નથી, તેમ ક્રોધીઓની પાસે સારા માણસ જવા ચહાતા નથી.

ઘાસમાં આગ જલદી લાગી જાય છે તેમ ભોળા લોકોને દુઃસંગ જલદી લાગી જાય છે.

## ૧૩૮–મહાત્માઓમાં જે મહાત્માપણું છે તે એજ છે કે, "સહન કરતાં શીખવું," માટે આપણે પણ ખમી ખાતાં શીખવું જોઇએ

ધર્મનું એક મોટામાં મોટું ફરમાન એ છે કે, ખમી ખાતાં શીખવું જોઇએ, સહન કરતાં શીખવું જોઇએ, તિતિક્ષા કરતાં શીખવું જોઇએ. જે દુઃખોને આપણે દૂર કરી શકીએ તેવાં દુઃખો પણ ખમી લેવાં, તેનું નામ તિતિક્ષા છે. એ માટે શ્રીકૃષ્ણ ભગવાને શ્રીમદ્ ભગવદ્ગીતામાં એમ કહેલું છે કે, હે અર્જુન ! જે સુખ અને દુઃખ છે તે તો ઇંદ્રિયોના વિષય છે અને તે આવે તથા જાય એવાં છે, માટે એને તું સહન કર. કારણ કે જે એવાં સુખદુઃખમાં સમાનતા રાખી શકે છે, તે મોક્ષ પામવાને યોગ્ય છે. આ પ્રમાણે પ્રભુનો હુકમ છે. માટે દરેક હરિજનોએ ધીરજથી ને શાંતિથી દુઃખો ખમી લેતાં શીખવું જોઇએ.

બંધુઓ ! દુઃખો ખમી લેવાં એમ કહીને કાંઇ પ્રભુ અટકેલા નથી, પણ અવતારી પુરુષોએ પોતાના ચારિત્રથી પણ એ વાતની સાબિતી આપેલી છે. જેમકે, વિષ્ણુભગવાનને ભૃગુઋષિએ છાતીમાં લાત મારી હતી; એ વખતે પણ ગુસ્સે નહિ થતાં પ્રભુએ ભૃગુ-ઋષિને ઊલટું એમ કહ્યું હતું કે, મહારાજ ! મારી છાતી બહુ કઠણ છે અને તમારા પગ બહુ કોમળ છે. માટે તમારા પગને દુઃખ થયું હશે. એમ કહીને તેઓ ભૃગુઋષિના પગ ચાંપવા લાગ્યા ! હવે વિચાર કરો કે, ભૃગુઋષિને શિક્ષા કરવાની શું વિષ્ણુ-ભગવાનમાં શક્તિ નહોતી ? અગર તેને શાપ દેવાની શક્તિ ન-હોતી ? અગર ભૃગુઋષિએ લાત મારી તે વખતે મોઢું બગાડતાં અને ગુસ્સે થતાં તેમને આવડતું નહોતું ? બંધુઓ ! એ બંધુય થઇ શકે તેમ હતું, પણ તેમ કરવા કરતાં સહન કરવું તેમાં વધારે ખૂબી છે અને સહન કરવું એ મહાત્માઓનો સ્વભાવ છે. માટે તેઓએ એવું અપમાન અને એવું દુઃખ સહન કર્યું હતું. કારણ કે એ દાખલાથી દુનિયા જોઈ શકે કે, વિષ્ણુભગવાન પોતે જ્યારે આટલું બધું સહન કરે છે, ત્યારે તેના ભગતોએ અને અલ્પશક્તિ-વાળા માણસોએ તો કેટલું બધું સહન કરતાં શીખવું જોઈએ ?

પુરાણોમાં આવીજ વાતનો બીજો પણ એક દાખલો બહુ જાણવા જેવો છે અને તે એ કે, સમુદ્રમંથન વખતે તેમાંથી નીક-

ભેલું હળાહળ ઝેર શિવે પીધું હતું. હવે વિચાર કરો કે, જો મહાદેવની મરજી ન હોય તો તેને કોણ ઝેર પાઇ શકે તેમ હતું? કયા દેવમાં કે કયા દૈત્યમાં એવી શક્તિ હતી કે, જે મહાદેવને ઝેર પાઇ શકે? મહાદેવને ઝેર પીવાની ફરજ પડે એવાં કોઇ પણ કારણો નહોતાં, છતાં પણ માત્ર પરમાર્થને ખાતરજ, જગતના કલ્યાણને ખાતરજ તેઓએ ઝેર પીધું હતું. એટલુંજ નહિ પણ તેમણે એ ઝેરને પોતાના ગળામાં રાખીને જગતને એમ બતાવેલું છે કે, જો ઝેરને બહાર ફેંકી દઇએ તો બીજા લોકોને નુકસાન થાય અને જો પોતે પી જઇએ તો પોતાને નુકસાન થાય, માટે ઝેર તો અધ્ધરજ રાખવા જેવી ચીજ છે. તેમજ દુનિયાદારીનાં ઘણા ઝેરો માટે પણ આપણે વિચાર કરવો જોઇએ. જેમકે ક્રોધનું ઝેર, લોભનું ઝેર, અદેખાઈનું ઝેર, કામનું ઝેર વગેરે ઝેરો જો જગતમાં ફેંકીએ તો લોકોને નુકસાન થાય છે અને જો એ ઝેર આપણે આપણાં અંતરમાં ઉતારી જઇએ તો આપણાં શરીરને નુકસાન થાય છે. માટે એવાં ઝેરોને અધ્ધર રાખતાં શીખવું જોઇએ અને બીજાંઓના ભલાની ખાતર કેટલાક કડવા ઘૂંટડા ગળે ઉતારી જવા એ હરિજનોનું કામ છે. એ સારુજ દુનિયાના દરેક મહાન ધર્મોમાં સહન કરવાની વાત ઉપર બહુજ ભાર મૂકેલો હોય છે. એટલુંજ નહિ પણ દુનિયાના બધાયે અવતારી પુરુષો, સિદ્ધપુરુષો તથા પયગંબરો ઘણુંયે સહન કરતા હતા. જેમકે, જૈનોના તીર્થંકર મહાવીર સ્વામીએ અતિ કષ્ટો સહન કરેલાં છે. હિંદુઓના અવતારોમાં રામ, કૃષ્ણ વગેરે ભગવાનોએ અનેક જાતનાં દુઃખો વેઠેલાં છે. ખ્રિસ્તીઓના પયગંબર જિસસ ક્રાઇસ્ટ પણ અનેક જાતનાં દુઃખો વેઠીને ક્રોસ ઉપર મૂઆ હતા. યહૂદીઓના પયગંબર મૂસાએ પણ એના જીવનમાં ઘણી જાતનાં દુઃખો વેઠ્યાં હતાં. પારસીઓના પયગંબર અશો જરથુસ્ટ્રે પણ ઘણી જાતનાં દુઃખો વેઠ્યાં હતાં અને મુસલમાનોના પયગંબર હજરત મહમદ સાહેબને પણ ઘણાં દુઃખો સહન કરવાં પડ્યાં હતાં. એ સિવાય જુદા જુદા સંપ્રદાયો ચલાવનારા આચાર્યોને પણ અનેક જાતનાં દુઃખો ખમવા પડયાં હતાં અને તે બધાં દુઃખો પ્રભુની ખાતર તેઓએ સહન કર્યાં હતાં. કારણ કે, સહન કરવું એ દુનિયાના દરેક ધર્મનો મહાન સિદ્ધાંત છે. કારણ કે સહન કરવાથી ધર્મની કસોટી થાય છે અને સહન કરવાથી આપણી અંદર ગુપ્ત રહેલી ઘણી જાતની

શક્તિ ખીલે છે. માટે જો સાચી ભક્તિ કરવી હોય અને પ્રભુના વહાલા થવું હોય, તો આપણે આપણા પ્રમાણમાં ખમી ખાતાં શીખવું જોઇએ-ખમી ખાતાં શીખવું જોઇએ.

## ૧૩૯—મહાન ભક્તો જગતનાં દુઃખો કેમ ખમી શકે છે અને છતાં તેઓ કેમ આનંદમાં રહી શકે છે?

એ માટે સંતો કહે છે કે, જેઓ સાચા ભગતો છે તેઓ પોતાનાં શુદ્ધ અંતઃકરણથી હમેશાં એમ સમજે છે કે, દૈવેચ્છાથી અમારી ઉપર જે દુઃખો આવી પડે છે, તે દુઃખો અમારા કલ્યાણને માટેજ હોય છે અને તે દુઃખો અમને ઈશ્વરી અલૌકિક સુખો આપવાને માટેજ હોય છે. જેમ કોઇ ભલો બાપ પોતાના દીકરાને કોઈ કારણ-સર ધમકાવે ત્યારે જુવાન દીકરાને તે વખતે એ ધમકી ગમતી નથી. પણ બંધુઓ! બાપની એ ધમકીમાં પણ બાપનું હેતજ હોય છે અને એ ધમકીમાંજ તે છોકરાનું ભવિષ્યનું સુખ સમાયેલું હોય છે. તેમજ પ્રભુ તરફથી ભગતોની ઉપર જે દુઃખો આવી પડે, તે દુઃખોની અંદર પણ પ્રભુની દયા હોય છે અને તે દુઃખોને લીધે ભગતો વધારે જોરથી ભક્તિમાર્ગમાં આગળ વધી શકે છે. માટે તેઓને દુઃખમાં પણ આનંદ હોય છે. બીજું તેઓ એ પણ સમજે છે કે, સારા સારા વૈદો પણ નાજુક પ્રકૃતિવાળાં બાળકોને, સ્ત્રી-ઓને તથા બીમારોને ઘણી વખત કડવાં કડવાં ઓસડ પાય છે. કારણ કે હમણાં એ ઓસડો પીતી વખત કડવાં લાગે છે, પણ એ પછી તેમાંથી જે ફાયદો થવાનો હોય છે તે બહુ કીમતી હોય છે. માટે જે ડાહ્યા માણસો છે, તેઓ ઓસડની કડવાશ સામે જોયા કરતા નથી, પણ તેમાંથી જે ફાયદો થવાનો છે તેની સામે જોયા કરે છે. તેમજ જે મહાન ભગતો છે, તેઓ પોતાની ઉપર આવી પડતાં થોડી વારનાં સાંસારિક દુઃખોની સામે જોયા કરતા નથી, પણ એ દુઃખો ભોગવી લેવાથી જે મહાઆનંદ મળવાનો છે અને જે અલૌકિક સ્થાનમાં જવાનું છે તે સ્થાનને તેઓ જોયા કરે છે. તેથી તેઓ દુઃખની વચ્ચે પણ આનંદમાં રહી શકે છે.

આવી રીતે દુઃખ ખમી લેવામાં ફાયદો છે, એમ હરિજનો સમજે છે. માટે તેઓ દુઃખ દૂર કરવાની પ્રાર્થના કરતા નથી પણ તેઓ એવી પ્રાર્થના કરે છે કે, હે પ્રભુ! અમને અમારી

ઉપર આવી પડતાં દુઃખો સહન કરવાનું બળ આપ અને યાદ રાખજો કે, તેઓની એ પ્રાર્થના મંજૂર થાય છે. તેથી દુઃખ ખમવાની તેઓમાં શક્તિ આવી જાય છે, એટલે તેઓને દુઃખથી દબાઈ જવું પડતું નથી કે કાયર થવું પડતું નથી, પણ ઊલટા દુઃખ વખતે પણ તેઓ આનંદમાં રહી શકે છે. માટે જો એવા ભગતોના જેવો આનંદ ભોગવવો હોય તો દુઃખથી દિલગીર થાઓ મા, પણ ભગવદ્‌ઇચ્છાથી જે દુઃખો આવી પડે તે ભોગવી લો અને એ દુઃખો ખમી લેવાનું પ્રભુ બળ આપે એવી તેને પ્રાર્થના કરો. એટલે દુઃખ છતાં પણ તમે ઈશ્વરી આનંદ ભોગવી શકશો.

જેઓ મહાન ભગતો છે તેઓ દુઃખ દૂર કરવાની પ્રાર્થના કરતા નથી, પણ "દુઃખ ખમી લેવાની શક્તિ આપો" એવી પ્રાર્થના કરે છે, તેનું કારણ શું એ તમે જાણો છો? તેનું કારણ એ છે કે, આ જગતની રચનાજ એવી છે, મનુષ્યનો સ્વભાવ એવો છે અને સંસારના સંબંધોજ એવા છે કે, દુઃખ તો આવ્યા વિના રહેજ નહિ. એટલુંજ નહિ પણ કેટલીક જાતનાં દુઃખો ભોગવ્યા વિના જે જાતના અનુભવો મળવા જોઈએ તે જાતના અનુભવો મળી શકતા નથી અને એવા અનુભવો મેળવ્યા વિના ઈશ્વરી રસ્તામાં આગળ પણ વધી શકાતું નથી. તથા એવાં દુઃખો ભોગવ્યા વિના અંતરનો ઈશ્વરી મહાઆનંદ પણ ભોગવી શકાતો નથી. માટે ભગતો દુઃખોને દૂર કરવાની પ્રાર્થના કરતા નથી. કારણ કે દુઃખો દૂર થવાથી કાંઈ ખરો લાભ લેવાતો નથી, પણ ગીતાના સિદ્ધાંત પ્રમાણે તિતિક્ષા સહન કરવાથી એટલે કે દુઃખો ખમી ખાવાથીજ ખરો લાભ થવાનો છે; માટે જેઓ સાચા ભગતો છે તેઓ દુઃખ દૂર કરવાની પ્રાર્થના કરતા નથી, પણ દૈવઇચ્છાથી જે દુઃખો આવી પડે, તે ખમી ખાવાનું બળ મેળવવાની તેઓ પ્રાર્થના કરે છે. માટે જો તેવા સાચા ભગત થવું હોય અને તેઓના જેવો અલૌકિક ઈશ્વરી આનંદ ભોગવવો હોય તો આપણે પણ દુઃખને વખતે દિલગીર ન થવું જોઈએ, પણ દુઃખ ખમી લેવાનું બળ મેળવવાની પ્રાર્થના કરવી જોઈએ. જો એમ કરીએ તો ઘણી જાતનાં દુઃખોની વચ્ચે પણ ઈશ્વરી મહા આનંદ ભોગવી શકાય છે.

આ બધી વાતો સાંભળીને કોઈ કહે છે કે, ભગતો હંમેશાં આનંદમાં રહી શકે છે એમ લોકો વાતો કરે છે, પણ અમે એ વાત માનતા નથી. કારણ કે અમે જોયેલું છે કે, ઘણાયે ભગતોથી

જ્યારે કાંઇ પાપ થઇ જાય છે ત્યારે તેઓ બહુ અફસોસ કરે છે અને રડે છે. માટે જો તેઓ હંમેશાં આનંદમાં રહેતા હોય તો તેઓ શા માટે રડે ને શા માટે દિલગીર થાય ? એ સિવાય અરીસામાં મોઢું જોવાથી જેમ મોઢા ઉપરનાં ગૂમડાં જણાઈ આવે છે, તેમ બહુ વિચાર કરીને પોતાના હૃદયને તપાસે છે, ત્યારે તેમાં રહેલા દોષો જણાઇ આવે છે. એ વખતે તેઓ શા માટે દિલગીર થાય છે ? એના ખુલાસામાં મહાત્માઓ કહે છે કેઃ–

આપણા પ્રભુ બહુ પવિત્રમાં પવિત્ર છે અને આનંદસ્વરૂપ છે, તેથી પોતાના ભગતોની ભૂલોને જોઇ શકતા નથી. માટે તેઓ-માંથી એ દોષોને દૂર કરવા સારુ અને તેમને શુદ્ધ બનાવી આનંદ આપવા સારુ તેઓની પાસે પશ્ચાત્તાપ કરાવે છે. જેમ કોઈ પુત્રે કાંઈ ભૂલ કરી હોય અને પછી ભૂલ કરીને રડતો રડતો બાપની માફી માગતો હોય તે છોકરો જેમ બાપને ગમે છે અને દયાળુ બાપ તેને માફ કરે છે, તેજ પ્રમાણે માણસો જ્યારે પ્રભુની પાસે પોતાના અપરાધ કબૂલ કરે છે અને દીનતા આણી માફી માગે છે, ત્યારે પ્રભુ તેઓની ઉપર દયા કરી તેઓના અપરાધ માફ કરે છે અને તેમને મહાઆનંદ આપે છે. માટે યાદ રાખજો કે, ભગતોના પશ્ચાત્તાપનાં આંસુઓ પણ ઈશ્વરી આનંદ મેળવવાને માટેજ હોય છે. એટલુંજ નહિ પણ પ્રભુએ ઘણે ઠેકાણે શાસ્ત્રોની અંદર એમ કહ્યું છે કે, મને જેવાં પશ્ચાત્તાપનાં આંસુ વહાલાં છે, તેવી તમારી બહારની સામગ્રી વહાલી નથી. આમ હોવાથી મોટાં મોટાં બલિ-દાનો, મોટા મોટા ઉત્સવો, મોટા મોટા યજ્ઞો અને મોટાં મોટાં દાનોથી પ્રભુ જેટલા રાજી થાય તે કરતાં શુદ્ધ અંતઃકરણથી પશ્ચાત્તાપનાં જે આંસુઓ પડે તેથી પ્રભુ વધારે રાજી થાય છે અને બીજી કોઇ પણ વિધિઓ કરતાં ખરા પશ્ચાત્તાપનાં થોડાંક આંસુઓથી પાપ જલદીથી ધોવાઇ જાય છે. માટે યાદ રાખજો કે, પવિત્ર થવા સારુ અને ઈશ્વરી આનંદ મેળવવા સારુ ભગતો દિલ-ગીર થાય છે. તેથી તેઓને દિલગીરીમાંથી પણ આગળ જતાં આનંદજ ઉત્પન્ન થાય છે. માટે ખરો આનંદ મેળવવા સારુ સાચા ભગતોની પેઠે પોતાના અંતરમાં રહેલાં પાપોને દૂર કરવા માટે શુદ્ધ અંતઃકરણથી પશ્ચાત્તાપ કરતાં શીખવું જોઇએ. કારણ કે એ પણ ઈશ્વરી આનંદ મેળવવાની એક કૂંચી છે.

## ૧૪૦—નામસ્મરણનું માહાત્મ્ય

હર જગૈ પૈ દેખા કહીં નહીં તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.
ગયે બેહેસ્ત મેં હમ દેહાં ન તુઝ કો પાયા;
બુતખાને મેં ભી નહીં નજર તૂ આયા.
કાબા કિબલા મક્કા મસ્જિદ ઢુંઢવાયા;
કાશી મથુરા મેં બહુત દિનોં ભરમાયા.
જા જાકર ગંગાસાગર સિંધુ નહાયા;
મૈં તેરે ઇશ્ક મેં ચારોં તરફ ઉઠ ધાયા.
નહીં મૈંને પ્યારે ઔર કહીં તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.
જંગલ વસ્તી સબ ઉજાડ હમને છાના;
નહીં દેખા તુઝકો દેખા રે સભી જમાના.
કોઇ મતવાલા કહતા હૈ કોઇ મસ્તાના;
જો જો કુછ જિસને કહા વો હમને માના.
કૂબકૂ ફિરા દર દર કા હુઆ દિવાના;
નહીં પાયા પ્યારે તેરા કહીં ઠેકાના.
અબ યાદ કરી તો દિલ મેં યહીં તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.
સર પટક પટક કર પહાડપર દે મારા;
ઔર આહ આહ કર કર કે બહુત પુકારા.
દેખા દેવલ દેહરા ઔર ઠાકુરદ્વારા;
સરતાપા સબ કો દેખદેખ કર હારા.
ઘરબાર તજા આલમ સે લિયા કનારા;
જૈસી કુછ ગુજરી વૈસે કિયા ગુજારા.
યે બાતેં હમ કો યાદ રહી તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.
સબ દેખા હમને ગુલશન ઔર ગુલ્લાલા;
બન ફકીર બન બન ફિરા પહન વનમાલા.
દેખા પત્તા પત્તા ઔ ડાલી ડાલા;
હૈ સબ મેં તૂ ઔ સબ સે રહે નિરાલા.
યહ બનારસી કા કલામ રસ કા ઢાલા;

હે અરજ મેરી યહ સુનો નંદ કે લાલા.
તુઝ દિલપર પર આશિક હું મહીં તૂ દેખા;
જહાં યાદ હે તેરી વહીં વહીં તુ દેખા.

### અહંકાર ન કરવા વિષે

છંદ

જો કહતા હમ કરતે વો દુઃખ ભરતા હે;
જો કરતા જગ કે કાર વહી કરતા હે.
જો કહતા હમને વેદ પઢે હેં ચારી;
ઉસકો કહતે હરિ ઇસકી મતિ હે મારી.
કોઇ કહતા હમ ક્ષત્રી હેં હમ બ્રહ્મચારી;
સબ અહંકાર મેં ફૅંસે હુયે નરનારી.
જોહં બુદ્ધિ કો તજે કરૈ નાચારી;
ઉસકો મિલતે ઇક પલભર મેં ગિરિધારી.
જો નિષ્ફલ પૂજા કરૈ વહી તરતા હે;
જો કરતા જગ કે કાર વહી કરતા હેં.
જો કહતા હમ તો નિત્ય દાન કરતે હેં;
ઉસકા પરમેશ્વર નહીં માન કરતે હેં.
જો દેત વસ્તુ મન મેં ગુમાન કરતે હેં;
વો સ્વર્ગ છોડ ફિર નરક પાન કરતે હેં.
જો અહંકાર તજિ હરિ કા ધ્યાન કરતે હેં;
ઉસકા સ્વામી આદર અરૂ માન કરતે હેં.
જો કરતા હે સો વહી વહી ધરતા હે;
જો કરતા જગ કે કાર વહી કરતા હે.
જો કહતા હમ હેં બડે કવીશ્વર જ્ઞાની;
ઉસકો હરિ કહતે ઇસકી મિથ્યા બાની.
કોઇ કહતા હમ હેં બડે વીર બલવાની;
ઉસકો હમ કહતે યહ તો હે દહકાની.
કોઇ બન કે બૈઠે રાજા ઔર કોઇ રાની;
ઇસ પૃથ્વીપર હે બડે બડે અભિમાની.
ઇસ અહંકાર સે અપના દિલ ડરતા હે;
જો કરતા જગ કે કાર વહી કરતા હે.
જો કહતા મૈંને બડા જંગ જીતા હે;
વહ મરતા હે ફિર કભી નહીં જીતા હે.

જિસ જિસને મન મેં અહંકાર જીતા હૈ;
વહ દો દિન મેં દુનિયા સે હો બીતા હૈ.
અબ દેવીસિંહ દિલ ફૂટા હુઆ સીતા હૈ;
જો કામ કિયા પ્રભુ કે અર્પણ દેતા હૈ.
કહે બનારસી હરિભક્ત નહીં મરતા હૈ;
જો કરતા જગ કે કાર વહી કરતા હૈ.
(બનારસીની લાવણીમાંથી)

## ૧૪૧-ઇંદ્રિયોના પ્રવાહને રોકવાનો સહેલો અને સાચો ઉપાય

ઘણુાયે હરિજનોની એવી ઇચ્છા હોય છે કે, અમારી ઇંદ્રિયો વશ થાય તો સારું. કારણુ કે જ્યારે ઇંદ્રિયો વશ થાય, ત્યારેજ ખરો ધર્મ પાળી શકાય છે. ઇંદ્રિયોને વશ કર્યા વિના જે બહારનો ધર્મ પળાય છે તે ધર્મ ઉપરછલ્લો હોય છે, તે ધર્મ ઢીલો હોય છે, તે ધર્મ અધૂરો હોય છે અને તે ધર્મમાં પોલાણુ હોય છે. માટે એવા ધર્મથી ખરો લાભ થતો નથી. જો ખરેખરો લાભ થાય એવો ધર્મ પાળવો હોય તો પ્રથમ પોતાની ઇંદ્રિયોને વશ કરવી પડે છે. કારણુ કે ઇંદ્રિયોને વશ કરવી એ ધર્મ પાળવાની કૂંચી છે, ઇંદ્રિયોને વશ કરવી એ ધર્મનું બહુ મોટું પગથિયું છે અને ઇંદ્રિયોને વશ કરવી એ અજબ જેવા બળની વાત છે. માટે બધા હરિજનો પોતપોતાની ઇંદ્રિયોના વિકારોને રોકવાની કોશિશ કરે છે, છતાં પણુ આપણે જોઇએ છીએ કે, કોઇકજ ભગત પોતાની ઇંદ્રિયોને રોકી શકે છે. બાકીના લાખો માણસો તો ઇંદ્રિયોના પ્રવાહને રોકી શકતા નથી તેથી અધૂરા ધર્મમાંજ રહી જાય છે. આમ કેમ થાય છે તેનું કારણ આપણે જાણવું જોઇએ અને ઇંદ્રિયોના પ્રવાહને રોકવાની કોઇક સહેલી કૂંચી મેળવવી જોઇએ. એ માટે એક ભક્તરાજ મહારાજ એક સત્સંગમંડળમાં એમ કહેતા હતા કેઃ-

જેમ પાણીનો બહુ મોટો પ્રવાહ વહ્યો જતો હોય, તે પ્રવાહને રોકવા માટે તેમાં ખોબા ભરીને ધૂળ નાખીએ તેથી કાંઇ એ પ્રવાહ અટકે નહિ. એવા મોટા પ્રવાહમાં એટલી ધૂળ તો ક્યાંય ને ક્યાંય તણાઇ જાય. તેમજ યાદ રાખજો કે, ઇન્દ્રિયોનો જે પ્રવાહ છે તે પ્રવાહનો વેગ પણુ અતિશય બળવાન છે. એટલે આસન,

પ્રાણાયામ, નેતીધોતી, ગાવુંબજાવવું, ટીલાંટપકાં, કંઠીમાળા અને મકરસંક્રાંતિ કે ગ્રહણના દેખાવના દાનોથી કાંઈ ઇન્દ્રિયોના પ્રવાહને રોકી શકાતો નથી. કારણ કે એ બધી બાબતો ખોબેખોબો માટી નાખવા જેવી છે, પણ એટલી માટી નાખવાથી કાંઈ ઇન્દ્રિયોનો પ્રવાહ અટકી શકતો નથી. તેને અટકાવવા માટે તો બહુ મજબૂત પથ્થરો નાખવા જોઇએ અને બહુ પાકો બંધ બાંધવો જોઇએ, ત્યારેજ એ પ્રવાહને રોકી શકાય; તેમજ યાદ રાખજો કે, જે પ્રભુનો પ્રેમ છે તેજ સાચું સાધન છે. એ પ્રેમના બળ વડેજ ઇન્દ્રિયોને વશ કરી શકાય છે. તે વિના બીજાં સાધનોથી કદી પણ ઇન્દ્રિયોના પ્રવાહને રોકી શકાતો નથી. માટે બંધુઓ, જો ઇન્દ્રિયોના પ્રવાહને રોકવો હોય તો અંતરના પ્રભુપ્રેમને જગાડવો જોઇએ. કારણ કે એ પ્રેમનું બળ અલૌકિક છે. એ માટે મહાત્માઓ એમજ કહે છે કે, ધર્મનાં અનેક સાધનો છે પણ એ બધાં સાધનો પ્રભુપ્રેમની આગળ બહુજ નાનાં છે. એટલે કોઇ પણ સાધનથી જે કામ ન કરી શકાય તે કામ પ્રભુપ્રેમથી કરી શકાય છે. કારણ કે પ્રભુપ્રેમ એ અલૌકિક વસ્તુ છે અને એ પ્રેમનો ઝરો ખુદ પ્રભુમાંથીજ વહે છે અને એ પ્રેમમાં એવું મહાન બળ છે કે, જગતની કોઇ પણ વસ્તુ કે કોઇ પણ શક્તિ પ્રભુપ્રેમને અટકાવી શકતી નથી. આવું પ્રભુપ્રેમમાં બળ છે. માટે ઇન્દ્રિયોના બળવાન વેગને પ્રભુપ્રેમજ રોકી શકે છે. બીજાં નાનાં નાનાં સાધનો ઇન્દ્રિયોના પ્રવાહના વેગને રોકી શકતાં નથી. માટે હે હરિજનો! અમારી તમને એજ ભલામણ છે કે, જો સાચી ભક્તિ કરવી હોય તો ઇન્દ્રિયોના પ્રવાહને રોકવો પડશે અને ઇન્દ્રિયોના પ્રવાહને રોકવા માટે પ્રભુનો પ્રેમ જોઇશે. પ્રભુપ્રેમના બળ વિના ઇન્દ્રિયોના પ્રવાહને રોકી શકાતોજ નથી. માટે પ્રભુપ્રેમ મેળવો–પ્રભુપ્રેમ મેળવો અને પ્રભુપ્રેમને સાચવવાની તથા વધારવાની કોશિશ કરો, એજ અમારી ભલામણ છે.

મનપક્ષી તબ લગ ઉડે, વિષય વાસના માહીં;
પ્રેમબાજ કી ઝપટ મેં, જબલગ આયો નાહીં.

---

## ૧૪૨–મહાત્મા બનવાનો સહેલો ઉપાય

એક ભક્તરાજ મહારાજ પોતાના મંડળમાં હરિજનોને એમ કહેતા હતા કે, ભાઇઓ અને બહેનો! તમે ઘણા દિવસ સુધી

મારી સેવા કરેલી છે અને ઘણા દિવસ સુધી આપણે સાથે બેસીને ભગવાનનાં ભજન કરેલાં છે, માટે આજે તમને એક બહુ ઊંચી જાતની સાદી ને સહેલી કૂંચી બતાવી દઉં છું. એ કૂંચી ધ્યાનમાં રાખશો તો તમારું ઘણુંયે કામ થઈ જશે.

બંધુઓ ! એ કૂંચી બીજી કાંઇજ નહિ પણ મહાત્મા બનવાની કૂંચી છે. તમે સૌ આજ દિવસ સુધી એમ સમજો છો કે, મહાત્મા બનવું એ બહુજ મુશ્કેલ છે, પણ મારો અનુભવ મને એમ કહે છે કે, જો મહાત્મા બનવાની કૂંચી હાથ આવી જાય, તો પછી મહાત્મા બની જવામાં જરાયે વાર લાગતી નથી. માટે આજે તમને મહાત્મા બનવાની કૂંચી કહું છું. એ કૂંચી એ છે કે, તમારા મનમાં હમેશાં શું રમત રમાય છે એ જોયા કરો ને તેમાં સુધારા કર્યા કરો તો તમે મહાત્મા થઇ શકશો. તમને એમ લાગશે કે, બસ આટલીજ કૂંચી ? પણ ભાઇઓ, કૂંચી તે કેવડીક હોય? કૂંચી તો હંમેશાં નાનીજ હોય છે ને તેમ છતાં તેથી બહુ મોટાં ને અટપટાં તાળાં પણ ઊઘડી જાય છે. આજે આ કૂંચી ઉપર જો ખૂબ વિવેચન કર્યું હોય, એ સંબંધી વાત કરવામાં ખૂબ મરી-મસાલો ભભરાવ્યો હોય, તેમાં ખૂબ મોણ નાખીને વાત કરી હોય અને ઘણી જાતના દાખલાદલીલો આપીને વાતો કરી હોય તો એ વાત બહુ રસિક લાગે છે અને વાતની રસિકતામાં તેનું રહસ્ય ઢંકાઇ જાય છે. તેમ છતાં આપણા દેશના ઘણા પંડિતો જૂના વખતની રીત પ્રમાણે આલંકારિક ભાષામાંજ ધર્મની વાતો કર્યા કરે છે. પણ બહુજ ટંકામાં જલદીથી સમજી જવાય તે સારુ હું તમને બહુજ સહેલી રીતે મહાત્મા બનવાની કૂંચી બતાવી દઉં છું અને તે એજ કે, તમારાં મનમાં રમાતી રમત જોયા કરો.

તમે જમવા બેસો છો ત્યારે તમને કેવા વિચારો આવે છે ? ઝાઝું ખાવાના વિચારો આવે છે કે થોડું ખાવાનું મન થાય છે ? સ્વાદનો મોહ થાય છે કે પેટને ભાડું આપવાનીજ ઇચ્છા રહે છે ? તમારી સાથે જમવા બેસનારને સારું સારું ખવરાવવાની મરજી થાય છે કે સારું સારું તમને પોતાનેજ ખાઇ જવાનું મન થાય છે ? જમવાના પદાર્થો વધારે હોય તો સારું એવી ઇચ્છા થાય છે કે થોડા હોય તો સારું એમ લાગે છે ? પરભારા માલ મળે તેમાં રાજી થાઓ છો કે પોતાને ઘેર બીજાઓને ખવરાવીને રાજી થાઓ છો ? ભોજનના પદાર્થો જે પૈસામાંથી મેળવેલા છે, તે પૈસા ધર્મથી મેળ-

વેલા છે કે અધર્મથી મેળવેલા છે? અને ભોજન કરતી વેળા વારંવાર પરમકૃપાળુ પરમાત્માનો ઉપકાર માનવાનું મન થાય છે કે બીજી બીજી બાબતોમાંજ મન ફર્યા કરે છે તેનો વિચાર કરજો. આજ પ્રમાણે સૂતી વખત તમારા મનમાં કઈ જાતની રમત રમાય છે? પથારીમાંથી ઊઠતી વખત તમારી દૃષ્ટિ સામે પ્રથમ કઈ જાતના વિચારો આવે છે? નહાતી વખત કઈ જાતના ખ્યાલો હોય છે? કોઈ સાથે વાતો કરતી વખત કેવા વિચારો હોય છે? બાયડીછોકરાં માટે તથા માબાપ માટે કઈ જાતની ગણુતરી મનમાં થયા કરે છે? એકાંતમાં બેઠા હો ત્યારે મનમાં કઇ જાતના વિચારો ઘોળાય છે? જ્યારે માન કે અપમાન મળ્યું હોય ત્યારે મનની સ્થિતિ કેવી હોય છે? જ્યારે પોતાનો ધંધોરોજગાર કે નોકરી કરતા હો તે વખતે મનની સ્થિતિ કેવી હોય છે? મિત્રો સાથે મોજમજાની વાતો કરતા હો ત્યારે કેવી સ્થિતિ હોય છે અને જ્યારે મંદિરમાં દર્શન કરવા કે પૂજા કરવા ગયા હો ત્યારે મનમાં કઇ જાતના વિચારો આવ્યા કરે છે? એ બધું જો તપાસ્યા કરશો, તો દરેક બાબતમાંથી તમારી નબળાઈ તમને સમજાશે. જો એ નબળાઇને દૂર કરવા માટે તમે મહેનત કરશો, તો થોડા વખતમાં તમે બહુ સારા મહાત્મા થઇ શકશો.

બંધુઓ! મહાત્મા બનવાના શાસ્ત્રમાં અનેક ઉપાયો બતાવેલા છે, પણ તે બધા ઉપાયોમાં પોતાના મનની અંદર રમાતી રમત જોયા કરવી ને તે ઉપરથી પોતેજ પોતાની પરીક્ષા કરવી ને તેમાં સુધારોવધારો કરવો એ ઉપાય મને બહુજ ઉત્તમમાં ઉત્તમ લાગે છે. માટે મારા અનુભવની આ કૂંચી હું તમને બતાવી દઉં છું અને આશા રાખું છું કે, એથી તમને ઘણો ફાયદો થશે. માટે હવે આ કૂંચી વાપરતાં શીખજો, એજ મારી અરજ છે.

---

## ૧૪૩–ભક્તોમાં અને સંસારીઓમાં શું ફેર હોય છે તેનો ખુલાસો

ભગતો અને બીજા સાંસારિક લોકોની વચ્ચે ઘણી બાબતોમાં બહુજ તફાવત હોય છે. જો કે ઉપલક નજરે જોનારા માણસોને એવા તફાવત બહુ દેખાતા નથી, પણ જેઓ ઊંડા ઊતરી શકે છે અને ભગતોનાં જીવનનો અભ્યાસ કરે છે તેઓને બહુ ચોખ્ખી

રીતે એમ સમજાય છે કે, ભગતોનાં જીવનમાં ને વ્યાવહારિક લોકો-નાં જીવનમાં બહુ મોટો તફાવત હોય છે. એ તફાવત જો આપણે જાણીએ તો આપણે પણ કોઇક દિવસ સારા ભગત થઇ શકીએ. માટે ભગતોમાં અને બીજા સામાન્ય લોકોમાં શું તફાવત હોય છે તે વાત આપણે જાણવી જોઇએ. એ સમજાવવા માટે એક પંડિતજી પોતાના વ્યાખ્યાનમાં કહેતા હતા કેઃ—

ગાયને પોતાના વાછરડાને ધવરાવવા માટે પાનો ચડે છે, એટલુંજ નહિ પણ જો તે વાછરડાને ન ધવરાવે તો તેને ઊલટું બહુ દુઃખ થાય છે. તેમજ જે ભગતો છે તેઓને પોતાના બંધુઓને અર્થે પરમાર્થનાં કામો કરવાનો પાનો ચડે છે. એટલુંજ નહિ પણ જો એવાં કામો કરવાની તક ન મળે, તો તેઓ ઊલટા બહુ દુઃખી થાય છે. ભગતોને પરમાર્થનાં કામો કરવાનો જ્યારે પાનો ચડે છે, ત્યારે બીજા વ્યાવહારિક લોકો પોતાના ખાનગી સ્વાર્થોમાં એટલા બધા ઘૂસી ગયેલા હોય છે કે, તેઓને જો પરમાર્થનાં કામો કરવાં પડે તો મનમાં દુઃખ થાય છે અને જાણે કોઇની વેઠ કરવી પડતી હોય, તેમ બીજાઓનાં દબાણથી, લોકલાજથી કે એવાજ કાંઇ કારણથી પોતાના મન ઉપર જોરજુલમ કરતાં કરતાં તેઓ એવાં કામો કરે છે. એટલે તેઓનાં કામોમાં રસકસ હોતો નથી અને તાણીતૂસીને પરાણેપરાણે કરેલાં કામોથી કાંઇ તેઓનો શુક્રવાર વળતો નથી. કારણ કે ભાવના પ્રમાણે ફળ મળે છે. એટલે ક્યાં ભગતોની પરમાર્થનાં કામો કરવા માટે પાનો ચડેલી સ્થિતિ ! અને ક્યાં વ્યાવહારિક સ્વાર્થી લોકો પાસે જોર-જુલમથી કરાવેલાં કે ભય આપીને કરાવેલાં કે લાલચ આપીને કરાવેલાં કામોની કિંમત ? આવો ભગતોમાં અને વ્યાવહારિક લોકોમાં તફાવત હોય છે.

બંધુઓ ! હવે વિચાર કરો કે, આ તફાવત કેટલો બધો મોટો છે ? કારણ કે શાસ્ત્રોમાં એમ કહેલું છે કે, જે સ્વાર્થ છે તે આં-ધળો છે, સ્વાર્થ જિંદગીની મીઠાશ લૂંટી લે છે, સ્વાર્થ પવિત્રતાનું બળ ઓછું કરી નાખે છે, સ્વાર્થ તપની કિંમત ઘટાડી નાખે છે, સ્વાર્થ દાન આપવામાં આડો આવે છે, સ્વાર્થ મોહની નવી નવી જાળો પાથરતો જાય છે, સ્વાર્થ પરમકૃપાળુ પરમાત્માથી વિમુખ કરે છે, સ્વાર્થ જ્ઞાનને ખીલવા દેતો નથી, સ્વાર્થ પ્રભુપ્રેમને આગળ વધતો અટકાવી રાખે છે, સ્વાર્થ ધર્મનાં કામોમાં પણ વ્યાજખાઉ

મારવાડીઓના જેવી નફાતોટાની ગણતરી કર્યા કરે છે, સ્વાર્થ ન દેખાતું હોય ત્યાં પણ ઘૂસી જાય છે અને ઊંચા ભગતોને તથા મોટા માણસોને પણ સ્વાર્થ નીચા પાડી દે છે. ટૂંકામાં એજ કે, માયાનું બીજું રૂપ સ્વાર્થ છે. માટે જેમ બને તેમ સ્વાર્થની બાબતમાં સાવચેત રહેવું જોઇએ. તેને બદલે વ્યાવહારિક લોકો દિનપ્રતિદિન નજીવા નજીવા સ્વાર્થમાં ફસાતા જાય છે. એટલુંજ નહિ પણ રોજ રોજ વધારે વધારે સ્વાર્થમાં ફસાતા જાય છે. પણ એને બદલે જે સાચા ભગતો છે, તેઓ દિનપ્રતિદિન સ્વાર્થ છોડતા જાય છે અને પરમાર્થ વધારતા જાય છે. કારણ કે તેઓ એમ સમજે છે કેઃ—

મનુષ્યજીવનની જે ખૂબી છે, તે પરમાર્થમાંજ છે. કારણ કે જ્યારે મહાકઠિન સ્વાર્થનો ત્યાગ થઇ શકે ત્યારેજ પરમાર્થ બની શકે છે અને યાદ રાખજો કે, જેનાં ધન્યભાગ્ય હોય તેનાથીજ પરમાર્થ બની શકે છે. કારણ કે પરમાર્થ કરવો એ કાંઈ નાનીસૂની વાત નથી. ક્યારે પરમાર્થ બની શકે એ તમે જાણો છો ? જ્યારે બુદ્ધિ વિશાળ થાય ત્યારે પરમાર્થ બની શકે છે; જ્યારે અંતરમાંથી પ્રેમનો પ્રવાહ ઊછળવા માંડે ત્યારે પરમાર્થ થઈ શકે છે. જ્યારે પ્રભુને અર્થે આપેલું ફોગટ જતું નથી એવી ખાતરી થાય ત્યારે પરમાર્થ થઇ શકે છે, જ્યારે જગતનું મિથ્યાપણું સમજાય ત્યારે પરમાર્થ થઇ શકે છે, જ્યારે હૃદયમાં બળ આવે ત્યારે પરમાર્થ થઈ શકે છે, જ્યારે નવું જીવન આવે ત્યારે પરમાર્થ થઈ શકે છે, જ્યારે સદ્ગુરુનો પંજો વાગે ત્યારે પરમાર્થ થઇ શકે છે, જ્યારે હૃદયના દરવાજા ઊઘડે ત્યારે પરમાર્થ થઈ શકે છે, જ્યારે સત્સંગનું બળ વધે ત્યારે પરમાર્થ થઇ શકે છે, જ્યારે શુભ સંસ્કારોનો ઉદય થાય ત્યારે પરમાર્થ થઇ શકે છે અને જ્યારે અનંત બ્રહ્માંડનો નાથ પોતે આપણાં અંતઃકરણમાં આવે ત્યારે આપણાથી પરમાર્થ થઇ શકે છે. માટે આવી ઉત્તમ વસ્તુ પરમાર્થ છે અને તે ભગતોમાં છે; માટે ભગતો બીજા સ્વાર્થી સામાન્ય લોકોના કરતાં શ્રેષ્ઠ છે. માટે હે હરિજનો ! જો તમારે સાચા ભગત થવું હોય તો જેમ બને તેમ સ્વાર્થને અંકુશમાં રાખતાં શીખજો અને પરમાર્થની ભાવનાને વધારજો, એટલે તમે સાચા ભગત થઈ શકશો.

---

## ૧૪૪-મરણ વિષે

ચલતી ચક્કી દેખ કે, દિયા કબીરા રોય;
દો પડ ભીતર આય કે, સાબિત રહા ન કોય.

મોતનો દહાડો પ્રભુએ આપણને એટલા માટે નથી જણાવ્યો કે, એ આપણે હંમેશાં યાદ રાખતા રહીએ ને પાપથી બચીએ.

સાપના દર ઉપર જે હંમેશાં નિગાહ રાખે છે તેને જેમ સાપ કરડી શકતો નથી, તેમ જે મોતને હંમેશાં યાદ રાખે છે તેને મોત કાંઈ દુઃખ દઈ શકતું નથી.

જેના ગળામાં ફાંસીનું દોરડું હોય છતાં પણ હસતો હોય તે કેવો મૂર્ખો? તેમ કાળને મોઢે પડેલા આપણે બધા સંસારીઓ પણ તેવાજ છીએ એમ જાણજો.

તમારી પાછળ જન્મ્યા હતા તે મરી ગયા છે ને તમે હજી જીવો છો, એ વાતનો તમે કોઈ દિવસ વિચાર કર્યો છે? જો વિચાર ન કર્યો હોય તો હવે વિચાર કરો.

જેમ તાર ઓફિસનો સિપાઈ આપણું નામ પૂછતો ફરે છે, તેમ મોત પણ આપણી પાછળ ફરે છે એમ જાણજો.

યાદ રાખજો કે, આપણે જન્મ્યા છીએ તેજ વખતે મોત પણ આપણી સાથેજ જન્મેલું છે.

દોહરા

જાના હૈ રહના નહીં, મરના બીસવા બીસ;
દો દિન દુનિયાં કે લિયે, મત ભૂલો જગદીશ.
ધન જોબન યું જાયગો, જા વિધિ ઉડત કપૂર;
નારાયણ ગોપાલ ભજ, કયું ચાખે જગધૂર.

છંદ

દમ પર દમ હર ભજ નહીં ભરોસા દમ કા;
એક દમ મેં નિકલ જાયેગા દમ આદમ કા.
હૈ જબતક સે દમ મેં દમ ભજ હર હર તૂ;
દમ આવે ના આવે ઇસકી આશ મત કર તૂ.
એક નામ પ્રભુ કા જપ હિરદે મેં ધર તૂ.
નર ઇસી નામ સે તર જા ભવસાગર તૂ.
બલ કરતા થોડે જીને કે ખાતર તૂ.
વો હૈ સાહબ જલ્લાદ જરા તો ડર તૂ.

વહાં અદલ બડા હૈ હિસાબ હો દમ દમ કા;
એક દમ મેં નિકલ જાયેગા દમ આદમ કા,
જીને કા ફલ યહ રામનામ જપના હૈ;
જબ ઘેરે કાલ તો કહાં જાય છિપના હૈ;
ઈસ નર કો એક દિન આતિશ મેં તપના હૈ;
દમ જાય નિકલ તન મિટ્ટી મેં ખપના હૈ.
એક દમ કા બસેરા દુનિયા રૈન સપના હૈ;
ટુક દેખો આઁખેં ખોલ કૌન અપના હૈ.
સબ ઝૂઠા માયા મોહ કુટુંબ હમ દમ કા;
એક દમ મેં નિકલ જાયેગા દમ આદમ કા.
જો આયા જગ મેં અમર નહીં રહને કા;
નરબદા ઘાગરા અટક નહીં બહેને કા.
કર લાખ જતન તૂ માયા કે ગહેને કા;
દર મિલે વહી જો હૈ તેરે લહેને કા.
હરવક્ત કભી નહીં જમકા દંડ સહેને કા;
કરને કી કોઇ બૂરા નહીં કહેને કા.
ઈસ જગ મેં નાતા હૈગા બોલતે દમ કા,
એક દમ મેં નિકલ જાયેગા દમ આદમ કા.
એક દમ મેં દમ આદમ કા નિકલ જાવેગા;
ફિર પીછે હાથ મલમલ કે પછતાવેગા.
જબ શ્રીકૃષ્ણ કી શરણાગત આવેગા;
તો જીવન્મુક્તિ ઇસ જગ મેં પાવેગા.
કહે દેવીસિંહ જો હર કે ગુણ ગાવેગા;
વો પ્રાણી જગબંધન સે છૂટ જાવેગા.
કુછ કયામ જગ મેં નહીં સુનો ઇસ દમ કા;
એક દમ મેં નિકલ જાવેગા દમ આદમ કા.

---

## ૧૪૫-બીજા કોઇ પણ જાતના બળ કરતાં જ્ઞાનનું બળ શ્રેષ્ઠ છે

પુરાણોમાં એવી વાત છે કે, વિશ્વામિત્ર નામે ક્ષત્રિય રાજા હતા. તે શરીરબળમાં, ધનબળમાં અને સૈન્યના બળમાં બહુજ જોરાવર હતા. છતાં પણ ગરીબડા બ્રાહ્મણોના જ્ઞાનના બળ આગળ

તેઓને ઝૂકી જવું પડયું હતું. ધનનું બળ, માનનું બળ, સત્તાનું બળ, શરીરનું બળ, હથિયારોનું બળ અને બીજા લાખો માણસોની મદદનું બળ, એ બધાં બળ જ્ઞાનના બળની આગળ તુચ્છ છે, એમ વિશ્વામિત્ર રાજાની ખાતરી થઈ જવાથી તેમણે કહ્યું હતું કે, જે એકલા બળની નૌકા છે તે ફૂટેલી નૌકા છે. એટલે એવી ફૂટેલી નૌકાથી કાંઇ સમુદ્ર તરી શકાય નહિ; પણ એને બદલે જે જ્ઞાનની નૌકા છે તે સાજી નૌકા છે, એટલે તે વડે સમુદ્ર તરી શકાય છે. આમ ખાતરી થઇ જવાથી, જ્ઞાન મેળવવા માટે અને બ્રાહ્મણ બનવા માટે વિશ્વામિત્ર રાજાએ પોતાનું રાજપાટ તજી દીધું હતું અને ઋષિ બનવા સારુ જંગલમાં જઇને હજારો વરસ સુધી તપ કર્યું હતું અને અંતે જ્ઞાન મેળવ્યું હતું.

બંધુઓ ! દુનિયાદારીના વૈભવો, મોજશોખો અને સત્તાની તથા બળની જે જે વાતો છે, તે બધી બાબતો ફૂટેલી હોડીના જેવી છે અને જ્ઞાનનું જે બળ છે તે બળ અખૂટ છે, તે બળ અજિત છે, તે બળ સનાતન છે અને તે બળ એ ઈશ્વરનું વહાલું બળ છે. માટે એ બળ મેળવવા લાયક છે. પણ તેમાં એટલું યાદ રાખજો કે, દુનિયામાં ઘણી જાતની લૌકિક વિદ્યાઓ છે, તે વિદ્યાઓના બળ માટેની આ વાતો નથી, પણ ઋષિમુનિઓ જે જ્ઞાનના બળને વખાણે છે અને જે જ્ઞાનનું બળ મેળવવા માટે મહારાજા વિશ્વામિત્રે પોતાનું રાજ્ય તજી દીધું હતું તે જ્ઞાન આત્માનું છે, તે જ્ઞાન પરમાત્માનું છે અને એ જ્ઞાનમાંજ ખરું બળ છે અને એ જ્ઞાન તેજ સંસારસમુદ્ર તારનારી સાચી નૌકા છે. તેથીજ શાસ્ત્રોમાં એમ કહેલું છે કે, જ્ઞાનથીજ મુક્તિ મળે છે, કાંઇ મૂંડો મૂંડાવ્યાથી મુક્તિ મળતી નથી. માટે જો સાચું બળ મેળવવું હોય ને સંસારસાગર તરવો હોય તો પરમાત્માના જ્ઞાનનું બળ મેળવવું જોઇએ. એ સિવાયનાં બીજાં બધાં બળ ફૂટેલી હોડી જેવાં છે, એ મહાત્મા વિશ્વામિત્રનો સિદ્ધાંત યાદ રાખજો, એજ અમારી ભલામણ છે.

---

## ૧૪૬–તમારે ત્યાં રોગ ન આવી શકે એવો ચોકીદાર રાખવો જોઇએ

આ દુનિયામાં ઘણી જાતનાં દુઃખો રહેલાં છે. કારણ કે મનુષ્યશરીરની રચનાજ એવા પ્રકારની છે અને જગતની

વસ્તુઓની બનાવટજ એવા પ્રકારની છે કે, તેના સંયોગ કે વિયોગમાંથી દુઃખ થયા વિના રહેજ નહિ. માટે દુનિયામાં દરેક ઠેકાણે કેટલીય જાતનાં દુઃખો દેખાય છે. જેમકે, કોઇને દરિદ્રતાનાં દુઃખો હોય છે, કોઇને ધંધારોજગારનાં દુઃખો હોય છે, કોઇને શરીરના રોગોનાં દુઃખો હોય છે, કોઇને માનસિક દુઃખો હોય છે, કોઇને જન્મનાં દુઃખો હોય છે, કોઇને મરણનાં દુઃખો હોય છે, કોઇને રાજ્યનાં દુઃખો હોય છે, કોઇને સમાજનાં દુઃખો હોય છે, કોઇને છોકરાંઓનાં દુઃખો હોય છે, કોઇને દુશ્મનોનાં દુઃખો હોય છે અને કોઇને ધર્મનાં દુઃખો હોય છે. આવી રીતે જુદા જુદા માણસોનાં ઘરમાં તથા મનમાં જુદી જુદી જાતનાં દુઃખો ઘૂસી ગયેલાં હોય છે. એવાં દુઃખો રાજાઓનાં ઘરમાં પણ હોય છે, ગરીબોનાં ઘરમાં પણ હોય છે, સાધુઓનાં મનમાં પણ હોય છે, સ્ત્રીઓમાં તો એવી જાતનાં દુઃખો ઢગલેઢગલા હોય છે, બાળકોમાં પણ કેટલાંક દુઃખો હોય છે. ઊંચ વર્ણના લોકોનાં ઘરમાં પણ એવાં દુઃખો હોય છે, નીચ વર્ણના લોકોમાં પણ એવાં દુઃખો હોય છે, શ્રીમંતોનાં ઘરમાં પણ એવાં દુઃખો હોય છે અને મોટા મહેલોમાં, સમુદ્રમાં, જંગલોમાં, પહાડોની ગુફાઓમાં અને આકાશના પોલાણમાં રહેનારાઓમાં પણ અનેક જાતનાં દુઃખો ઘૂસી ગયેલાં હોય છે. જે ઠેકાણે બહુ મોટા ચોકીદારો ચોકી કરતા હોય અને કોઇને પણ ન જવા દેતા હોય તે ઠેકાણે પણ દુઃખો ઘૂસી જાય છે. માટે હવે આપણે એક એવો ચોકીદાર શોધી કાઢવો જોઇએ કે, જે ચોકીદાર આપણા શરીરની અંદર રોગને આવવા દે નહિ, આપણા મનની અંદર શોકને આવવા દે નહિ અને કોઈ પણ જાતનાં દુઃખોને આવવા દે નહિ એવા ચોકીદારની હવે આપણને જરૂર છે. બંધુઓ! એવો ચોકીદાર કયો એ તમે જાણો છો? એ માટે એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનોને એમ સમજાવતા હતા કેઃ—

ભગવાનનું જે સત્ય જ્ઞાન છે અને પોતાના આત્માના સ્વરૂપનું જે સત્ય જ્ઞાન છે, તે સાચો ચોકીદાર છે. એ ચોકીદાર એવો છે કે, તેની ચોકીથી કોઈ પણ જાતનું દુઃખ આવી શકતું નથી. કારણ કે સત્ય જ્ઞાનથી એમ સમજી જવાય છે કે, મારો જે આત્મા છે તે પરમાત્માના સંબંધવાળો છે, તે પરમાત્માની કૃપાવાળો છે અને તે અલૌકિક મહાન ગુણોવાળો છે. જેમકે,

મારો આત્મા ઘરડો થતો નથી, મારો આત્મા મરતો નથી, મારા આત્માને ખાવુંપીવું પડતું નથી, મારા આત્માને ભૂખતરસ લાગતી નથી, મારા આત્માને ઊંઘની જરૂર નથી, મારા આત્મામાં કોઈ પણ જાતનાં દુઃખો આવી શકેજ નહિ અને મારા આત્માને જગતના કોઇ પણ જીવો કે કોઈ પણ વસ્તુઓ દુઃખી કરી શકેજ નહિ; માટે મારામાં દુઃખ હોયજ નહિ, મારામાં દુઃખ હોયજ નહિ, મારામાં દુઃખ હોયજ નહિ; આવો જેને સંપૂર્ણ નિશ્ચય થઇ જાય તેને જ્ઞાનરૂપી એવો ચોકીદાર મળી જાય છે કે, તેના મનમાં દુઃખો ઘૂસી શકતાંજ નથી. માટે ભાઇઓ અને બહેનો! એવો સાચો, મજબૂત અને મહાન ચોકીદાર મેળવવાની તજવીજ કરો. એટલે જે દુઃખો દવાથી નથી મટી શકતાં, જે દુઃખો ધનથી નથી મટી શકતાં, જે દુઃખો મિત્રોની મદદથી નથી મટી શકતાં, જે દુઃખો લોકોના દિલાસાથી નથી મટી શકતાં, જે દુઃખો ઘણી જાતનાં પુસ્તકો વાંચવાથી નથી મટી શકતાં, જે દુઃખો અનેક જાતના પ્રયત્નોથી નથી મટી શકતાં અને જે દુઃખો શ્રીમંતો તથા રાજાઓની મહેરબાનીથી પણ નથી મટી શકતાં, તે બધાં દુઃખો એવા સત્ય જ્ઞાનથી મટી જશે. માટે જગતનાં બધાં દુઃખોને દૂર કરી શકે એવા ચોકીદારને રાખતાં શીખો—એવા ચોકીદારને રાખતાં શીખો. એટલે કોઈ પણ જાતનું દુઃખ તમારા મનમાં ઘૂસી શકશે નહિ.

---

## ૧૪૭—યાદ રાખજો કે, ધર્મ પાળવામાં પ્રથમ મહેનત પડે છે પણ પાછળથી મહેનત પડતી નથી

દુનિયામાં ઘણા માણસોને પોતપોતાનો ધર્મ પાળવો બહુ ગમે છે, છતાં પણ આપણે જોઇએ છીએ કે, બહુજ થોડા માણસો ધર્મ પાળી શકે છે. બાકી કરોડો માણસો તો એમના એમજ રહી જાય છે. આનું કારણ શું? એ માટે એક મહાત્મા એમ કહેતા હતા કે, આ દુનિયામાં ધર્મ સંબંધી કેટલાક બહુ ખોટા વિચારો લોકોનાં મનમાં ઘૂસી ગયેલા છે. જેમકે, કેટલાકો એમ કહે છે કે, ધર્મ પાળવો એ તો તરવારની ધાર ઉપર ચલવા જેવું છે; કેટલાકો એમ કહે છે કે, માથાં મૂકયા પછી ધર્મ પાળી શકાય છે; કેટલાકો એમ કહે છે કે, કરોડો જન્મનાં પુણ્ય ઉદય થાય

ત્યારે ધર્મ પાળી શકાય છે; કેટલાકો એમ કહે છે કે, ભગવાન જ્યારે ખાસ કૃપા કરે ત્યારે ધર્મ પાળી શકાય છે; કેટલાકો એમ કહે છે કે, જ્યારે જગતનાં બધાં સુખો તજી દેવાય ને સંન્યાસ લેવાય ત્યારેજ ધર્મ પાળી શકાય છે અને કેટલાકો એમ કહે છે કે, મરી જવું એ સહેલી વાત છે પણ ધર્મ પાળવો એ મુશ્કેલ છે. આવી આવી વાતો સાંભળીને ઘણા માણસોને એમ લાગી જાય છે કે, આપણાથી ધર્મ પાળી શકાય તેમ નથી. પણ મહાત્માઓ એમ કહે છે કે, એ વાત ખોટી છે કારણ કે ધર્મ પાળવો એ બહુજ સહેલી વાત છે. આ વાત બરાબર રીતે સમજાવવા માટે એક સંત એમ કહેતા હતા કેઃ—

પક્ષીઓ જ્યારે પ્રથમ ઊડતાં શીખે છે ત્યારે તેઓને મહેનત પડે છે, પણ જ્યારે ઊડતાં આવડી જાય ત્યારે તેઓને બહુજ આનંદ થાય છે. એટલુંજ નહિ પણ બહુ ઊંચે ઊડયા પછી પાંખો પણ હલાવવી પડતી નથી, પણ પોતાની મેળે ઊડયા કરે છે. તેમજ પ્રથમ ધર્મ પાળતી વખતે શરૂઆતમાં જરાક મહેનત પડે છે, પણ ટેવ પડી ગયા પછી, ભક્તિ જામી ગયા પછી અને સાચી સમજણ આવી ગયા પછી, ધર્મ પાળવામાં જરાએ મહેનત પડતી નથી. પણ એ વખતે ધર્મ પાળવાથી ઊલટો આનંદ થાય છે અને સ્વાભાવિક રીતેજ ધર્મ પળાયા કરે છે. માટે યાદ રાખજો કે, ધર્મ પાળવામાં કાંઈ દુઃખ નથી, પણ ધર્મ પાળવામાં તો ઊલટો આનંદ છે અને તેમાં પણ ધર્મ પાળતાં પાળતાં જ્યારે સ્વાભાવિકતા આવી જાય અને વ્યસનદશા થઇ પડે ત્યારે ધર્મ પાળવા સારુ જરા પણ નવી મહેનત લેવી પડતી નથી, પણ પોતાની મેળે મેળે સ્વાભાવિક રીતે ધર્મ પળાયા કરે છે. એવી સ્થિતિ થાય તેજ ઊંચી ભક્તિ કહેવાય છે અને તેજ ખરો ધર્મ કહેવાય છે. માટે બહુ ચોખ્ખી રીતે સમજી લેવા જેવી અને બીજાઓને સમજાવવા જેવી વાત એ છે કે, ધર્મ પાળવામાં દુઃખ નથી પણ આનંદ છે; ધર્મ પાળવામાં મહેનત નથી પણ સ્વાભાવિકતા છે; ધર્મ પાળવો એ માથું મૂકવા જેવું કામ નથી, પણ જિંદગી વધારવા જેવું કામ છે અને ધર્મ પાળવો એ કષ્ટ સહન કરવાનું કામ નથી, પણ ઘણી જાતનાં સુખો મેળવવાનું કામ છે. આવી જાતની ખાતરી થાય તો ઘણા લોકો નિરાશ થતા અટકે અને ધર્મ પાળવાનું બળ મેળવી શકે.

માટે હે હરિજનો ! તમારાં ભાઈબહેનોને હવે એમ સમજાવવાની મહેરબાની કરજો કે, ધર્મ પાળવો તેમાં દુઃખ નથી; પણ આનંદ છે. એ મહાન સિદ્ધાંત તમે જેટલો ફેલાવી શકશો તેટલું તમને વધારે પુણ્ય થશે અને તેટલા તમે પ્રભુના વધારે કૃપાપાત્ર થશો. માટે ધર્મ પાળવામાં દુઃખ નથી પણ આનંદ છે, એ વિચાર ફેલાવવાની તસ્દી લેજો, એજ અમારી ભલામણ છે.

## ૧૪૮–પાપીઓ પોતાનાં પાપનો પશ્ચાત્તાપ કરવાથી શુદ્ધ થઈ શકશે, પણ પોતાનાં શુભ કામોનું અભિમાન કરનારા રખડી પડશે

મહાત્માઓ કહે છે કે, પાપ એ લોખંડની બેડી છે, તેથી તે ગમતી નથી. છતાં કોઇક વખતે પણ તે તૂટી જશે, પરંતુ શુભ કામોનું અભિમાન તે તો સોનાનાં કડાં-સાંકળાં જેવું છે, તેને કાઢવું નહિ ગમે માટે સંભાળજો.

જે સારા માણસો છે, તેઓ પાપકર્મથી ડરે છે, એટલે બહુ મોટાં પાપો તેઓ કરતા નથી. બીજા કેટલાક લોકો એવા હોય છે કે, જેઓ સંજોગને આધારે પાપ કરે છે, પછી જ્યારે સંજોગો બદલાઇ જાય, અવસ્થા બદલાઈ જાય અને વિચારો બદલાઈ જાય, ત્યારે થઈ ગયેલાં પાપો માટે તેઓને પશ્ચાત્તાપ થાય છે. અને પશ્ચાત્તાપ એ એવો બળવાન અગ્નિ છે કે, તે થયેલાં પાપોને બાળી નાખે છે. કારણ કે, જ્યારે વિચારો બદલાઇ જાય ત્યારે પશ્ચાત્તાપ થાય છે, જ્યારે જ્ઞાન આવે ત્યારે પશ્ચાત્તાપ થાય છે, જ્યારે અંતરમાં ધર્મનું બળ આવે અને જ્યારે પોતાનું ચારિત્ર સુધારવાની ઇચ્છા થાય તથા પ્રભુની કૃપા થાય, ત્યારેજ પાપનો પશ્ચાત્તાપ કરવાનું સૂઝે છે. આવો પશ્ચાત્તાપ કીમતી છે, માટે પશ્ચાત્તાપથી પવિત્રતા મળી શકે છે. કારણ કે, જે વખતે સાચો પશ્ચાત્તાપ થાય છે, તે વખતે અંતરની બધી લાગણીઓ જાગી જાય છે; જ્યારે સાચો પશ્ચાત્તાપ થાય છે ત્યારે અંતરમાં તાલાવેલી થાય છે; જ્યારે સાચો પશ્ચાત્તાપ થાય છે ત્યારે અંતરમાં હોળી બળવા માંડે છે; જ્યારે સાચો પશ્ચાત્તાપ થાય છે ત્યારે ઊંડાણમાંથી નિસાસા નીકળવા મંડે છે; જ્યારે સાચો પશ્ચાત્તાપ થાય છે; ત્યારે ઇન્દ્રિયોના વિકારો ઢીલા પડી જાય છે; જ્યારે

સાચો પશ્ચાત્તાપ થાય છે ત્યારે માઠા વિચારો ભાગી જાય છે; જ્યારે સાચો પશ્ચાત્તાપ થાય છે ત્યારે શરીરમાંનું લોહી તપી જાય છે અને શરીર શિથિલ પડી જાય છે; જ્યારે સાચો પશ્ચાત્તાપ થાય છે ત્યારે અંદરથી મન પાપથી ડરી જાય છે; જ્યારે સાચો પશ્ચાત્તાપ થાય છે ત્યારે દૃષ્ટિ બદલાઇ જાય છે; જ્યારે સાચો પશ્ચાત્તાપ થાય છે ત્યારે ચહેરા ઉપર એક જાતનું તેજ આવી જાય છે અને જ્યારે સાચો પશ્ચાત્તાપ થાય છે તે પછી જાણે નવો અવતાર થઇ ગયો હોય તેમ માણસ બદલાઇ જાય છે; આવું પશ્ચાત્તાપમાં બળ છે. માટે અંતરના ખરા પશ્ચાત્તાપથી પાપી માણસો પણ પવિત્ર થઇ શકે છે, એ પછી સુખી જિંદગી ભોગવી શકે છે અને મૂઆ પછી મોક્ષનાં સુખો ભોગવી શકે છે. આવી રીતે પશ્ચાત્તાપના બળથી પાપીઓ પણ પવિત્ર થઇ શકે છે ને મોક્ષ મેળવી શકે છે.

હવે આપણે વિચાર કરવો જોઇએ કે, જ્યારે પાપી માણસો પણ પવિત્ર થઇ શકે છે ને મોક્ષ મેળવી શકે છે, ત્યારે શુભ કામો કરનારા પવિત્ર માણસો મોક્ષ મેળવે તેમાં તો નવાઇજ શું ? પણ તેમ છતાં ઘણી વખત એમ બને છે કે, પાપી માણસો પશ્ચાતાપ-થી શુદ્ધ થઇ આગળ વધી જાય છે અને સારાં કામ કરનારા ભલા માણસો પોતાના શુભ કામના અભિમાનને લીધે પાછળ રહી જાય છે. કારણ કે અભિમાન એ ઘણીજ ખરાબ વસ્તુ છે, અભિ-માન એ એક જાતનું આકરું ઝેર છે, અભિમાન એ માણસને નીચે પછાડનાર રાક્ષસ છે, અભિમાન એ નાનકડા શુભ કામને પણ બહુ મોટું કરી બતાવનાર છે, તેથી બીજાં વધારે મોટાં કામો કરી લેવાની તક રહેતી નથી. અભિમાન એ માણસોની એક જા-તની બહુ મોટી નબળાઇ છે, અભિમાન એ બહુ મોટો દુર્ગુણ છે, અભિમાન એ પોતાનો હલકી જાતનો સ્વાર્થ છે, અભિમાન એ એક જાતનો મોહ છે અને અભિમાન એ બીજા ઘણી જાતના દુર્ગુણોનું મૂળ છે. માટે અભિમાનને કાઢવું જોઇએ એ દુનિયાના દરેક શાસ્ત્રોનો સિદ્ધાંત છે. માટે દરેક હરિજનોએ જેમ બને તેમ અભિમાન ઓછું કરવું જોઇએ. તેને બદલે જે માણસો પોતાના અભિમાનને વધારે છે અને અમે આ કામ કર્યું, અમે ફલાણું કામ કર્યું અને અમે ફલાણું ફલાણું કામ કરવાના છીએ, એવી બડાઈમાં જેઓ રહી જાય છે અને પોતાનાં વખાણ કરીને તથા

પોતાનાં વખાણ સાંભળીને રાજી થયા કરે છે ને મનમાં ને મનમાં ફુલાયા કરે છે, તેઓનું અભિમાન વધતું જાય છે. એટલે તેઓ સારા માણસો હોય અને શુભ કામો કરનારા હોય, છતાં પણ તેઓ માત્ર એક અભિમાનના દોષને લીધેજ નીચા પડી જાય છે અને મોક્ષના રસ્તામાંથી ભ્રષ્ટ થઇ જાય છે. કારણ કે જે અભિમાન છે તે પાપ કરતાં પણ વધારે ખરાબ છે. કારણ કે પાપ છે તે લોઢાની બેડી છે એટલે કોઈક વખત એ બેડીને કાઢી નાખવાનું મન થાય છે, તેથી પાપના બંધનમાંથી છૂટી શકાય છે. પણ પોતે જે સારાં કામ કરતા હોય ને તેનું અભિમાન કરતા હોય તે તો સોનાની બેડી જેવું છે અને સોનાની બેડી કાઢી નાખવી ગમતી નથી, એવો લોકોનો સ્વભાવ છે. એ સ્વભાવને લીધે સારા સારા માણસો પણ પોતાનાં શુભ કર્મોના અભિમાનમાં રહી જાય છે તેથી છતાં સાધનોએ તેઓ નીચા પડી જાય છે. પણ એને બદલે જેઓ પાપીઓ છે તેઓને પોતાનાં પાપ કઠે છે, તેથી તેઓ પશ્ચાત્તાપ કરીને અંતે શુદ્ધ થાય છે. પણ જેઓ શુભ કર્મોના અભિમાનમાં રહી જાય છે તેઓ ભલા માણસ હોવા છતાં પણ પાછળ રહી જાય છે. માટે આવી ભૂલમાં ન પડચા રહેવાય એ સંભાળજો. કારણ કે એવી ભૂલથી મોક્ષનો માર્ગ ચૂકી જવાય છે અને આત્માનું અકલ્યાણ થઇ જાય છે. માટે શુભ કામોના અભિમાનરૂપી સોનાની બેડીમાં ન પડચા રહેવાય એ સંભાળજો—શુભ કામોના અભિમાનરૂપી બેડીમાં ન પડચા રહેવાય એ સંભાળજો.

## ૧૪૯—જગત સાથે કેવી રીતે વર્તવું તેનો ખુલાસો

ઘણાં માણસોને ભક્તિ કરવી બહુ ગમે છે. છતાં પણ જેવી ભક્તિ કરવી જોઇએ તેવી ભક્તિ તેઓથી બની શકતી નથી. એનાં ઘણાં કારણો છે. તેમાં એ પણ એક મુખ્ય કારણ છે કે, જગતની સાથે કેમ વર્તવું તેની ઘણા હરિજનોને ખબર હોતી નથી. તેથી પરિણામ એ થાય છે કે કાં તો તેઓ જગત તરફ અતિશય બેદરકાર બની જાય છે અને કાં તો તેઓ જગતમાં લુબ્ધ થઇ જાય છે; પણ એ બન્ને વાત બરાબર નથી. જગતમાં લુબ્ધ થવાથી નરકમાં જવું પડે છે અને જગત તરફ બેદરકારી રાખી પોતાની ફરજો નહિ બજાવવાથી પણ ખરાબી થાય છે. માટે જેમ આસક્તિ કામની નથી, તેમજ ખોટો ત્યાગ પણ કામનો નથી. કારણ કે આપણે

જોઇએ છીએ કે, જેઓ ત્યાગ કરે છે તેઓ પણ કાંઈ સાચો ત્યાગ કરતા નથી, પણ કોઇનો ત્યાગ બળાત્કારનો હોય છે, કોઇનો ત્યાગ ક્રોધનો હોય છે, કોઇનો ત્યાગ દુઃખનો હોય છે, કોઇનો ત્યાગ સ્વાર્થનો હોય છે, કોઇનો ત્યાગ દેખાદેખીનો હોય છે, કોઇનો ત્યાગ લાચારીનો હોય છે, કોઇનો ત્યાગ કમાવાની અ-શક્તિનો હોય છે અને કોઇનો ત્યાગ માત્ર નામનોજ હોય છે. અને આવી જાતના ત્યાગથી કાંઈ ઉત્તમ ફળ મળે નહિ તેમાં કાંઈ ન-વાઈ નથી. માટે ખોટા ત્યાગમાં કે અતિ આસક્તિમાં સાચા ભગ-તોએ ન રહેવું જોઇએ. ત્યારે તેઓએ કેવી રીતે રહેવું જોઇએ ? એના ખુલાસામાં અનુભવી ભગતો કહે છે કેઃ–

શ્રીમંત લોકો પોતાનાં છોકરાંઓને સાચવવા માટે આયાઓ રાખે છે. એ આયા નાનાં બાળકોને ધવરાવે છે, નવરાવે છે, કપડાં પહેરાવે છે, ફરવા તેડી જાય છે, તેને બોલતાં શીખવે છે અને તે માંદા પડે તો તેની બહુજ કાળજીપૂર્વક સારવાર કરે છે. પણ તેમ છતાં એ આયા પોતાના મનમાં પક્કી રીતે એમ સમજે છે કે, "આ છોકરાં કાંઇ મારાં નથી. એ છોકરાં તો મારા શેઠનાં છે, હું તો મારી ફરજ બજાવવાની ખાતર અને શેઠના હુકમની ખાતર તથા મારા સ્વાર્થની ખાતર તેઓની સેવા કરું છું." તેમજ બધા ભગ-તોએ પોતાનાં અંતઃકરણમાં બહુજ ચોખ્ખી રીતે એમ સમજી લેવું જોઇએ કે, આ જગત કાંઇ અમારું નથી, પણ એ તો અમારા પ્રભુનું છે; માટે તેની અમે જે કાંઇ સેવા કરીએ છીએ એ અમારા સ્વાર્થને માટે એટલે કે અમારા કલ્યાણને માટે કરીએ છીએ. તેની જે કાંઇ સેવા કરીએ છીએ તે અમારા પ્રભુના હુકમની ખાતર અને અમારા પ્રભુએ સોંપેલી ફરજ બજાવવાની ખાતર કરીએ છીએ.આવી રીતે સમજવાથી જગત તરફની આપણી ફરજો બરાબર રીતે બજાવી શકાય છે અને તેમ છતાં તેમાં મોહ થતો નથી. માટે આયાઓ જેમ પોતાનાં શેઠનાં છોકરાંઓ સાથે બહુજ સારી રીતે વર્તે છે, છતાં પણ એ છોકરાંને પોતાનાં સમજતી નથી, તેમજ આપણે પણ જગતની સાથે બહુ સારી રીતે વર્તવું જોઇએ. તેમ છતાં તેને આ-પણું ન માની લેવું જોઇએ; પણ પ્રભુનું છે એમ સમજીને કામ લેવું જોઇએ. જો એમ કરતાં આવડે તો તટસ્થ રહી શકાય છે અને ખોટી આસક્તિમાંથી તથા ખોટા ત્યાગમાંથી બચી શકાય છે. માટે હે હરિજનો ! અમારી તમને એજ વિનતિ છે કે, જો સાચા ભગત

થવું હોય તો જગતના ખોટા ત્યાગમાં કે જગતની ખોટી આસક્તિમાં ફસાઇ પડશો મા, પણ જગતને પ્રભુનું સમજીને પ્રભુએ સોંપેલી તમારી ફરજો, બરોબર રીતે બજાવાય તેવી રીતે વર્તજો એટલે જગતમાં રહ્યા છતાં અને કડવા મીઠા અનુભવ લીધા છતાં તમારું કલ્યાણ થઇ શકશે.

### મન વિષે

મન કે હારે હાર હય, મન કે જીતે જીત;
પરબ્રહ્મ કુ પામીએ, મન મેં હોય પ્રતીત.
મન દિયા કહી ઓર હી, તન સાધો કિ સંગ;
કહે કબીર કોરી ગજી, કૈસે લાગે રંગ.
એ તો ગતિ હય અટપટી, ઝટપટ લખે ન કોય;
જો મન કી ખટપટ મિટે, ચટપટ દરશન હોય.
સાંઇ આગે સાચ હો, સાંઇ સાચ સુહાય;
ભાવે લંબે કેશ કર, ભાવે મૂંડ મૂંડાય.
બનતે બનતે બન ગયો, તુલસી ઘર કે માંહી;
શીતલ શબ્દ ઉચારીએ, અહં આનીએ નાહી.
મન કે હારે હાર હૈ, મન કે જીતે જીત;
મન મિલાવે રામ કું, મન હી કરે ફજેત.

કરડકણા કૂતરાને જેમ તેનો ધણી ટૂંકો બાંધવા ચાહે છે, તેમ આપણે પણ આપણાં મનને વશ કરતાં શીખવું જોઇએ.

અંતર શુદ્ધ કર્યા વિના કોઇ પણ પ્રભુપદ પામ્યા નથી.

ત્યાગ કરવો એટલે જગતને મનમાંથી કાઢી નાખવું એમ છે.

બહુ ખરચ કરીને દૂર દૂરનાં તીર્થોમાં ભટકવું, તેના કરતાં ઘરમાં બેસીને મન શુદ્ધ કરવું એ મોટું તીર્થ છે.

આપણા મોટા દુશ્મનો તો આપણી અંદરજ છે.

જે પોતાનું મન વશ કર્યા વિના ભગત થઇને ફરે છે, તે ભગત નથી પણ ઢોંગી છે.

બે ધણીની નોકરી નહિ થાય, એકની થશે. માટે તારા દિલને અરધું ઈશ્વરને ને અરધું દુનિયાને ન આપ.

જ્યારે હરિમંદિરમાં જાઓ ત્યારે પોતાના મનને ઘેર મૂકી જશો મા.

જેમ એક લોટામાં બે વસ્તુઓ સાથે રહી શકતી નથી, તેમ માયાથી ભરેલા હૈયામાં પ્રભુ ટકી શકતો નથી.

## ૧૫૦–પ્રભુ પાસે થોડું માગો તોપણ તે ઘણું આપી દે તેવા છે

ભગવાનનો મહિમા સમજવાથી તેની ઉપર સાચો પ્રેમ આવી શકે છે. માટે દરેક હરિજનોની એ મુખ્ય ફરજ છે કે, તેઓએ જેમ બને તેમ પ્રભુનો મહિમા સમજાય તેમ કરવું જોઇએ. એ વાત બહુ સારી રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ પોતાની મંડળીવાળાઓને એમ સમજાવતા હતા કેઃ—

એક માણુસ જંગલમાં ચાલ્યો જતો હતો. ત્યાં તેણે એક બહુ ફળવાળો મોટો આંબો જોયો. તેમાં ઘણી કેરીઓ પાકેલી હતી, તે ખાવાનું મન થયું. તેથી તેને એમ લાગ્યું કે, આ આંબામાંથી પાંચસાત કેરીઓ મને મળે તો કેવું સારું! એ પછી તે મજબૂત માણુસે ખૂબ જોરથી આંબાની એક મોટી ડાળ હલાવી, એટલે તેમાંથી પચાસ–સાઠ કેરીઓ નીચે ખરી પડી. એ જોઇને તે માણુસ બહુ રાજી થયો. કારણુ કે તેને તો પાંચસાત કેરીઓ જોઇતી હતી, તેને બદલે પચાસ–સાઠ કેરી મળી ગઇ.

બંધુઓ! આજ પ્રમાણે અનંત બ્રહ્માંડના નાથ પાસે આપણે થોડું માગીએ તોપણુ તે ઘણુંય આપી દે તેવા છે. પણુ તેમાં શરત માત્ર એટલીજ છે કે, આંબાને હલાવતાં આવડવો જોઇએ. આંબાને હલાવવાનું બળ મેળવવું જોઇએ, તો કેરીઓ મળી શકે. તેમજ પરમકૃપાળુ પ્રભુ પાસેથી ફળ મેળવવાં હોય તો પ્રભુને હલાવતાં શીખવું જોઇએ. જો પ્રભુને હલાવતાં આવડે તો મરજી મુજબનાં ફળ મેળવી શકાય છે.

બંધુઓ! વીજળીને ચલાવતાં આવડે તો તેનાથી મહાન કામો થાય છે, પવનને વાપરતાં આવડે તો તેથી મહાન સમુદ્ર ખેડી શકાય છે, વરાળને ચલાવતાં આવડે તો તેથી દુનિયાના ધંધા-રોજગારમાં મોટી ઉથલપાથલ કરી શકાય છે અને ઝાડને હલાવતાં આવડે તોપણુ ઘણાં ફળ મેળવી શકાય છે. ત્યારે જેને પ્રભુને હલાવતાં આવડે તેને મહાન ફળો મળે તેમાં કાંઇક નવાઈ નથી, તેને અમર ફળો મળે તેમાં કાંઇ નવાઇ નથી અને તેને જિંદગીની સાર્થકતા કરનારાં ફળો મળે તેમાં કાંઇ નવાઇ નથી. માટે જો એવાં અમૂલ્ય ફળ જોઇતાં હોય તો પ્રભુને હલાવતાં શીખવું જોઇએ. પ્રભુને કેમ હલાવી શકાય એ માટે સંતો તથા શાસ્ત્રો

એમ કહે છે કેઃ—

પ્રભુને હલાવવા એટલે પ્રભુને જગાડવા, પ્રભુને હલાવવા એટલે પ્રભુનું આપણી તરફ ધ્યાન ખેંચવું અને પ્રભુને હલાવવા એટલે પ્રભુની કૃપા મેળવવી, તેનું નામ પ્રભુને હલાવવા છે. એમ કરવા માટે સર્વશક્તિમાન મહાન પરમાત્માની પ્રાર્થના કરવી જોઇએ; તેનું જ્ઞાન મળે તેવાં પુસ્તકો વાંચવાં જોઈએ; તેના વહાલા હરિજનોની સોબતમાં રહેવું જોઇએ; તેનાં ભજનકીર્તન કરવાં જોઇએ; તેના પવિત્ર નામનો જપ કરવો જોઇએ અને તેનું ધ્યાન ધરવું જોઈએ. આ બધા તેને હલાવવાના ઉપાયો છે. એમાંથી જે ઉપાય તમને અનુકૂળ આવે તે ઉપાય બહુ જોરથી વિધિપૂર્વક અજમાવજો, એટલે તમને ધાર્યા કરતાં ઘણાંજ વધારે ફળો મળી શકશે એમાં કાંઇજ શક નથી. માટે આવી રીતે કોઇ પણ પ્રકારે પ્રભુને હલાવતાં શીખો, પ્રભુને હલાવતાં શીખો, એટલે કે તેની કૃપા મેળવતાં શીખો અને તમારી તેના તરફની લાગણી તથા યોગ્યતા બતાવતાં શીખો. એટલે તેના દરબારમાં કાંઇ ફળની ખોટ નથી. એમ કરતાં આવડે તો ફળ તો વગરમાગ્યે પણ મળી શકે તેમ છે, એ ખાતરી રાખજો.

## ૧૫૧–દુઃખ આવી પડે ત્યારે ધીરજ રાખવી જોઇએ

એક વખત એક ગૃહસ્થને ત્યાં પીંજરામાં બે પંખી પુરાઇ ગયાં. તે બન્ને પંખી એકજ જાતનાં હતાં, એકજ પીંજરામાં હતાં, એકસરખા સંજોગોથીજ પકડાઇ ગયાં હતાં અને તે બન્નેને ખોરાક પણ સરખોજ મળતો હતો. છતાં પણ તે એમાંથી એક પંખી ખાતું હતું, પીતું હતું, પીંજરામાં ફરતું હતું, પોતાની ભાષામાં બોલતું હતું અને જે માણસો એ પંખી ઉપર પ્રેમ રાખે તેની સાથે હળીમળી જવાની તે કોશિશ કરતું હતું. તેથી તે સુખી દેખાતું હતું. પણ એની સાથે જે બીજું પંખી હતું તે ખાતું નહોતું, પીતું નહોતું, બોલતું નહોતું, રમતું ભમતું નહોતું અને કોઇ સાથે હળતુંમળતું નહોતું, પણ પીંજરાના એક ખૂણામાં પડયું રહેતું હતું અને ઉદાસ થઇને તથા નિરાશ થઇને દુઃખમય જિંદગી ગાળતું હતું. પરિણામ એ થયું કે, જે પંખી આનંદમાં રહેતું હતું ને સૌને આનંદ આપતું હતું તે પંખી મસ્તાનું બની ગયું, સૌનું વહાલું થઈ પડયું અને ઘણાં

વરસો સુધી જીવી શક્યું. પણ જે પંખી એકલસૂરું રહ્યું, કોઇ સાથે હળ્યુંમળ્યું નહિ, સુખનાં સાધનો છતાં સુખ ભોગવી શક્યું નહિ અને દુઃખમાં દબાઈ ગયું, તે પંખી ઝૂરી ઝૂરીને, દુઃખી થઇને, માંદું પડીને થોડા દિવસમાં મરી ગયું.

આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનોને એમ સમજાવતા હતા કે, બન્ને પંખી પીંજરામાં પુરાયેલાં હતાં; છતાં પણ એ કેદખાનામાં પણ કેટલીક જાતનો આનંદ મેળવવો હોય તો મેળવી શકાય તેમ હતું અને એ પરાધીનતામાં પણ કેટલીક જાતનું સુખ જોઇતું હોય તો મળી શકે તેમ હતું. તેમજ આ દુનિયામાં ઘણાં માણસોને ઘણી જાતની પરાધીનતા હોય છે અને ઘણી જાતનાં કેદખાનાં હોય છે તથા ઘણી જાતના વિયોગો ખમવા પડે છે; છતાં પણ એ બધાં દુઃખોની વચ્ચે પણ જો સુખ ભોગવતાં આવડે તો બીજાં ઘણી જાતનાં સુખો પણ હોય છે. જેઓ એવાં સુખો ભોગવે તેઓ આનંદમાં રહી શકે છે, તંદુરસ્ત રહી શકે છે અને લાંબી જિંદગી ભોગવી શકે છે. પણ એને બદલે જે માણુસ દુઃખોથી કાયર થઇ જાય, દુઃખમાં દબાઇ જાય, દુઃખથી નિરાશ થઇ જાય અને દુઃખને લીધે હારી જઇને પોતાની ફરજ બજાવવાની છોડી દે તે માણુસનું શરીર બગડી જાય છે, તેઓનું મન બગડી જાય છે, તેઓ જુવાનીમાંજ ઘરડા થઈ જાય છે અને તેઓ વહેલા વહેલા મરી જાય છે.

બંધુઓ ! આ દુનિયાની રચનાજ એવી છે અને જીવોનો સ્વભાવજ એવો છે કે, તેઓને દુઃખ પડયા વિના રહેજ નહિ. એટલે નાનું કે મોટું, થોડું કે ઝાઝું અને લાંબું કે ટૂંકું તથા અંતરનું કે બહારનું કાંઇક પણ દુઃખ તો પડવાનુંજ, એમાં કાંઈ શક નથી. પણ જે એવા દુઃખને વખતે ધીરજ રાખી શકે તેઓને ફાયદો થાય છે અને જે દુઃખમાં દબાઈ જાય તેનો નાશ થાય છે. માટે હે હરિજનો ! અમારી તમને એવી ભલામણ છે કે, દુઃખના પ્રસંગોએ કાયર થઇ જશો મા, હિંમત હારી જશો મા અને પોતાની ફરજ બજાવવામાં ચૂકી જશો મા, પણ ધીરજ રાખીને દુઃખની સામે ટકી રહેજો ને લડયા કરજો, એટલે દુઃખની વચ્ચેથી પણ તમે સુખ મેળવી શકશો. કારણ કે દુઃખીઓને દયાળુ પ્રભુ બહુ જલદીથી મદદ કરે છે, માટે દુઃખથી કાયર થશો મા, એજ અમારી ભલામણ છે.

# ૧૫૨–ભક્ત થવું હોય તો ભક્તિનાં ચિહ્નો રાખવાં પડશે

ઘણા માણસો એવા હોય છે કે, તેઓને ભક્તિ કરવી બહુ ગમે છે પણ ભક્તિનાં બહારનાં ચિહ્નો રાખવાં ગમતાં નથી. એ વાત બરાબર રીતે સમજાવવા માટે એક ભક્તરાજ કહેતા હતા કેઃ–

એક બ્રાહ્મણ હતો તે એક ઑફિસમાં પટાવાળા તરીકે નોકરીએ રહ્યો. એ વખતે શું કામ કરવું તે પૂછતાં જણાવ્યું કે, ચિઠ્ઠી-પત્રી લાવવી–લઇજવી જોઇશે. ઉઘરાણી કરવા જવું જોઈશે, ચોકી કરવી પડશે, વખતસર હાજર થવું પડશે, સાહેબની સાથે મુસાફરીમાં જવું પડશે અને બીજું જે કાંઈ પરચૂરણ કામ બતાવે તે કરવું પડશે. એ બધું તે બ્રાહ્મણે કબૂલ કર્યું ને પગાર ઠરાવ્યો. એ પછી અજમાયશ દાખલ ઉમેદવાર તરીકે તેને થોડા દિવસ રાખ્યો ત્યારે તે બધું કામ બરોબર રીતે કરવા લાગ્યો તેથી ખુશી થઇને ઑફિસના સાહેબે તેને પોતાની નોકરીમાં રાખવાનો ઠરાવ કર્યો ને તેને ઑફિસની સિપાઇગીરીનો પટો કમરે બાંધવા આપ્યો; ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે સાહેબ, હું આપની ઑફિસનું બધું કામ કરી શકીશ પણ પટો બાંધી શકીશ નહિ. પટો બાંધતાં મને શરમ લાગે છે. પટાવાળાનું કામ કરવામાં મને વાંધો નથી પણ પટો બાંધવામાં મને વાંધો છે. એ સાંભળીને સાહેબે કહ્યું કે, તું કઇ ઑફિસનો માણસ છે તે પટા વિના લોકોને કેમ ખબર પડે? અમારી ઑફિસના પટાવાળાએ ઑફિસના નામનો પટો બાંધવોજ જોઇએ. એમાં શરમ લાગે તે કાંઇ ચાલે નહિ. એવી ખોટી શરમવાળાઓથી પટાવાળાની નોકરી થઇ શકતી નથી. માટે જો નોકરી કરવી હોય તો પટો બાંધો નહિ તો ચાલતા થાઓ.

આવીજ રીતે જો પ્રભુની નોકરી સ્વીકારવી હોય તો ભક્તિનું બહારનું ચિહ્ન કાંઇક પણ રાખવું પડશે. ભગવાનનું નામ લેવું ગમે છતાં પણ નામ લેતાં શરમ લાગ્યા કરે, માળા ફેરવવી ગમે છતાં પણ માળા ફેરવતાં શરમ લાગ્યા કરે, દર્શનમાં ભાવ આવ્યા કરે છતાં પણ મંદિરે જતાં ને દેવને દંડવત્ કરતાં મનમાં સંકોચ લાગ્યા કરે અને ગુરુ ઉપર હેત આવે છતાં પણ ગુરુની સેવા કરતાં શરમ લાગ્યા કરે એ કેમ પાલવે? તેમ છતાં આપણે જોઇએ છીએ કે, ઘણા માણસોને ભક્તિ કરવી ગમે છે, છતાં પણ

ભક્તિના બહારના નિયમો પાળવામાં તેઓને ખોટી ખોટી શરમ લાગ્યા કરે છે. પણ યાદ રાખજો કે, અંતરમાં પ્રભુપ્રેમ આવ્યા છતાં બહારની એવી ખોટી શરમ રાખવી એ બહુ મોટી ભૂલ છે અને એવી ભૂલ કરવાથી ભક્તિથી બહાર ને બહાર રહી જવાય છે. કારણ કે શાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કેઃ—

જેમ અંતરની ભક્તિની માણુસોને જરૂર છે તેમજ ભક્તિનાં કેટલાંક બહારનાં ચિહ્નો તથા સાધનો રાખવાની પણ જરૂર છે. કારણ કે એવાં ચિહ્નો અને સાધનોની મદદથી અંતરની ભક્તિ પુષ્ટ થાય છે તેમજ બીજા હરિજનોને એ બાબતો બહુ ઉપયોગી થઈ પડે છે. બહારનાં ચિહ્નોની જરૂરિયાત સંબંધી તથા તેના કાયદાઓ સંબંધી ઘણી વખત, ઘણે ઠેકાણે કહેવાઈ ગયું છે એટલે એ સંબંધી વધારે વિવેચન કરવાની જરૂર નથી, પણ ટૂંકામાં માત્ર એટલુંજ કહેવાનું છે કે, ઑફિસની નોકરી નોંધાવવી ને પટો બાંધવાની ના પાડવી એ કાંઈ ચાલી શકે તેમ નથી. તેમજ સાચી ભક્તિ કરવી હોય ને બધાં અંગવાળી પૂરેપૂરી ભક્તિ કરવી હોય તો ભક્તિનાં બહારનાં જરૂરનાં ચિહ્નો રાખવાં પડશે ને તેમ છતાં ખોટી શરમમાં રહી જશો તો એટલી તમારી ભક્તિ અધૂરી રહી જશે અને પ્રભુના દરબારમાં જો તમારી નોકરી નોંધાયલી હશે, તો તેમાં એટલી કચાશ રહી જશે અને જરાક શરમની ખાતર જિંદગી સુધારનારી તથા જન્મમરણના ફેરામાંથી બચાવનારી ભક્તિની બાબતમાં કચાશ રાખવી એ કેટલી બધી મોટી ભૂલ છે તેનો જરા વિચાર કરજો ને એવી ભયંકર ભૂલ દૂર થાય તેમ કરજો, એજ અમારી વિનંતિ છે.

---

## ૧૫૩–ભક્ત થવા માટે કાંઇ જગત તજી દેવાની જરૂર નથી, પણ પ્રભુમાં પ્રેમ રાખવાની જરૂર છે

આપણા લોકોની અંદર એવી જાતના વિચારો ઘૂસી ગયેલા છે કે, ભગત થવા માટે જગતને તજવું જોઇએ, જગતને અને ભગતને કાંઇ બને નહિ. આવી જાતના વિચારોને લીધેજ આપણા દેશમાં બાવન લાખ માણુસો બાવા થઇ ગયેલા છે અને સોળ લાખ માણુસો ફકીર બની ગયેલા છે. પણ ખરા સંતો એમ કહે છે કે, ભગત થવા માટે કાંઇ ઘરબાર તજવાની જરૂર નથી, ભગત

થવા માટે કાંઇ બાયડીછોકરાંઓને તજવાની જરૂર નથી, ભગત થવા માટે કાંઇ નાતજાત બદલાવવાની જરૂર નથી, ભગત થવા માટે કાંઇ કપડાં બદલવાની જરૂર નથી અને ભગત થવા માટે કાંઇ ખાવુંપીવું તજી દેવાની જરૂર નથી; પણ ભગત થવા માટે માત્ર એકજ ચીજની જરૂર છે અને તે એ કે, પરમકૃપાળુ પરમાત્માનો અખંડ પ્રેમ મેળવવો. એ પ્રેમની અંદર ધર્મનાં બીજાં બધાં અંગો પોતાની મેળેજ–સ્વાભાવિક રીતેજ આવી જાય છે. આ વાત બહુ સ્પષ્ટ રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ–

કોઈ સદ્‌ગુણી નિશાળિયો દરરોજ ટાઇમસર નિશાળે જાય, ત્યાં બરાબર પોતાનું લેસન કરે અને સ્કૂલમાંથી છૂટયા પછી સાંજે ફરવા જાય, કાંઇ ગમત જોવા જેવી હોય તો તે જોવા માટે જાય, રસ્તામાં કોઈ મિત્રનું ઘર આવતું હોય તો તેને ત્યાં જાય, એ બધું કર્યા છતાં વખતસર પોતાના બાપને ઘેર તે પહોંચી જાય, તો એવી રીતે ફરવાહરવા માટે તેનો બાપ કાંઇ તેને ઠપકો આપતો નથી, પણ ઊલટો એથી તે પિતા રાજી થાય છે. તેમજ આપણે પણ આપણાં ઘર સાંસારિક કામો કરવા છતાં અને વિધિસર ભોગ ભોગવવા છતાં જો વખતસર ઈશ્વરના દરબારમાં હાજરી આપ્યા કરીએ, તો આપણા ભોગોથી કે આપણા સંસારથી કાંઇ પ્રભુ દિલગીર થતો નથી, પણ ઊલટો તે રાજી થાય છે. કારણ કે આ સંસાર કાંઇ ભગવાનની વિરુદ્ધ નથી અને શાસ્ત્રમાં કહેલી વિધિ પ્રમાણે ભોગ કે વૈભવો ભોગવવા એ કાંઇ પ્રભુથી વિરુદ્ધ નથી. પણ એ બધાના મોહમાં પડી જવું અને પ્રભુ ઉપરના પ્રેમને વિસારી મૂકવો એ પ્રભુથી વિરુદ્ધ છે. માટે જે સંભાળવા જેવું છે તે એજ છે કે, પ્રભુના પ્રેમને વિસારવો ન જોઇએ. ભોગ ભોગવતાં છતાં જો પ્રેમને સાચવી શકાતો હોય, તો એ ભોગથી કાંઇ મોક્ષમાર્ગમાં વિઘ્ન આવતું નથી. ભોગ કાંઇ મોક્ષમાર્ગમાં નડતરરૂપ નથી, પણ મોહ નડતરરૂપ છે. અને યાદ રાખજો કે, ઘરસંસાર તજી દેવાથીજ કાંઇ બધી જાતના મોહ મટી જતા નથી. જેનું મન કાચું છે, જેને સાચી સમજણ આવેલી નથી અને જેના મનમાં વાસનાઓ ભરેલી છે, તે માણસ કદી જંગલમાં જાય, પર્વતોનાં શિખરો ઉપર જાય, ગુફાઓમાં રહે અને પાણીની કે અગ્નિની અંદર રહે તોપણ તેનો ઉદ્ધાર થતો નથી અને એને બદલે કોઇ

સાચો ભગત નાતજાતમાં રહેતો હોય, બૈરાંછોકરાંઓથી વીંટાયેલો રહેતો હોય, માનપાન મેળવતો હોય અને ભગવાને આપેલી પ્રસાદીઓના પ્રસાદ લેતો હોય, છતાં પણ જો તેને તત્ત્વ ઓળખાઈ ગયું હોય, પ્રભુ સાથે તાર લાગેલો હોય, દુનિયાનું ક્ષણભંગુરપણું સમજાઈ ગયેલું હોય અને મનમાંથી વાસનાઓ છૂટી ગઈ હોય, તો એ ભગત સંસારમાં રચ્યોપચ્યો દેખાતો હોય છતાં પણ એનો મોક્ષ થાય છે. કારણ કે મોક્ષનો સંબંધ કાંઈ બહારના ત્યાગ કે બહારના ભોગની સાથે નથી, પણ મોક્ષનો સંબંધ તો આત્માના છૂટાપણાની સાથે છે, મોક્ષનો સંબંધ તો જ્ઞાનની સાથે છે, મોક્ષનો સંબંધ તો અંતઃકરણની વૃત્તિઓની સાથે છે અને મોક્ષનો સંબંધ તો પ્રભુનું સ્વરૂપ સમજવાની સાથે છે. માટે વિધિસર ભોગ ભોગવવાથી કાંઈ ભગત થવામાં અડચણ આવતી નથી. માટે બંધુઓ ! આ બધા ખુલાસા ધ્યાનમાં રાખીને જેમ બને તેમ અંદરથી આસક્તિ છૂટી જાય તેમ કરજો અને બહારના ઉપલકિયા ખોટા ત્યાગ તરફ ઢળી પડશો મા; પણ ભોગ ભોગવવા છતાં અંતરમાંથી સાચો ત્યાગ રખાય ને સાચા ભગત થવાય તેમ કરજો, એજ અમારી ભલામણ છે.

### ખરા પ્રેમીઓનાં લક્ષણ

પદ

રે ઓધા શું રે થયું વ્રજનારને રે,
મહી સાટે વેચે છે મોરારને રે (૨) ઓધા૦
ગોપી પ્રેમે મંદિરમાંથી નીસર્યા રે (૨)
રે એના શરીરની શુદ્ધ બુદ્ધ વીસરી રે (૨) ઓધા૦
રે એવી આતુરતા લાગી એના અંગમાં રે૦
રે મારો વહાલો બિરાજે એના સંગમાં રે (૨) ઓધા૦
કાંઈક કારણ થયું છે એને વાટમાં રે (૨)
રે બહુનામી બિરાજે એના માટમાં (૨) ઓધા૦
રે નરભેરામના સ્વામીની રીત છે રે (૨)
રે મારે પૂર્વજન્મની પ્રીત છે રે (૨) ઓધા૦

### સાધુજનો માટે

આપણને જે દવાથી લાભ થયો હોય, તે દવા આપણે જેમ બીજા દરદીને તરતજ કહી દઇએ છીએ, તેમ દરેક મહાત્મા, સંત કે હરિજને પોતાને ભક્તિમાર્ગનાં જે સાધનોથી લાભ થયો હોય,

તે સૌને કહી દેવાં જોઈએ.

એકના ઘરમાં આગ લાગી હોય ને બીજા પાડોશીના ઘરમાં પાણી હોય અને જો તે પાડોશી તેની આગ હોલવવા માટે પોતાનું પાણી ન આપે તો તે જેમ ખોટું કરે છે, તેમ જે સંત પુરુષો પોતાના જ્ઞાનનો બીજાને લાભ નથી આપતા તે પણ છે તેવુંજ કરે છે, એમ જાણવું.

એક માણસના ઘરના દીવામાંથી બીજો માણસ પોતાનો દીવો પ્રગટાવી જાય તેથી કંઇ દીવાનું તેજ ઓછું થતું નથી, તેમ જ્ઞાન આપવાથી જ્ઞાન કાંઇ ઘટતું નથી, તે તો સાધારણ સંસારીઓ પણ સમજે છે.

સૌ શાસ્ત્રોમાં બધાંય દાનો કરતાં જ્ઞાનદાન સૌથી મોટું છે, એ આપણે બધા સમજીએ છીએ. તે છતાં પણ જો આપણે જ્ઞાની હોઇએ ને બીજા કોઇને જ્ઞાન ન દઇએ, તો જેમ એક માણસ એક નાદાન છોકરાને સરપને પકડતો દેખીને તેને ન અટકાવે અથવા એક માણસ કોઇને કુવામાં પડેલો જોઇને પોતાનું દોરડું આપી બહાર કાઢવાની મહેનત ન કરે, તે જેવી ભૂલ કરે છે તેવીજ ઉપર કહેલા જ્ઞાનીઓ ભૂલ કરે છે એમ જાણવું.

દરેક સંસારી સારો માણસ પણ જ્યારે કોઇ પણ બીજા માણસ માથે મોટો પથરો પડવાનો હોય કે એવો કાંઇ અકસ્માત થવાનો હોય, ત્યારે તરતજ તેને ચેતાવી દે છે, તેમ મહાત્મા અને જ્ઞાની સાધુઓ પણ ગરીબ સંસારીઓને જન્મજન્માંતરનાં દુઃખોથી દૂર રહેવાને ચેતાવશે ત્યારેજ જગતનો ઉદ્ધાર થશે.

સંત બડે પરમારથી, દેત સબ કું જ્ઞાન;
મુક્ત કહે જા કો મીલે, તા કો કરત કલ્યાન.
સંત ધનંતર વૈદ સમ, જેસો રોગી જેહુ;
મુક્ત બતાવત તાહીકું, તેસો ઔષધ તેઉ.
જ્ઞાનભક્તિ વૈરાગ સહિત, સંત સરલચિત હોય;
મુક્ત કહે ભવ તરન કો, અતિ બડે નોકા સોય.

### મસ્ત અવધૂતોની રીતિ

છંદ

જીસ કે દિલપર દિલવર કા નામ બસ્તા હૈ;
ઉન મસ્તોં કા દેખો ઊલટા રસ્તા હૈ.
શર્દી મેં આશક પીતે હૈં સરદાઇ;

ગર્મી મેં શંખિયા ખાય રહે ગર્માઇ.
આરિશ મેં સૂખે ધૂપમેં હો હરિયાઇ;
ઐસે મસ્તોં સે સભી બાત બનિઆઇ.
વો દાગ કો સમઝે દિલપર ગુલદસ્તા હે;
ઉન મસ્તોં કા દેખો ઊલટા રસ્તા હે.
વો દિન કો સોવે સારી રાત ભર જાગે;
શૂરોં સે લડે ગિદ્દી કો દેખકર ભાંગે.
નહીં મિલે તો માંગે ભીખ મિલે તો ત્યાગે;
ઐસે શાહોં સે હરેક બાદશાહ માંગે.
અનમોલ હે સૌદા વો ભી ઉન્હેં સસ્તા હે;
ઉન મસ્તોં કા દેખો ઊલટા રસ્તા હૈ.
ખેતી કો સુખા ઉસર મેં અન્ન ઉપજાવેં;
આશિક સાદિક જો ચાહે કર દિખલાવેં.
ઐસે મસ્તોં કો કોઈ નહીં હંસતા હે;
ઉન મસ્તોં કા દેખો ઊલટા રસ્તા હૈ.
જબ પેટ ભરે તબ ખાને કો મંગવાતે;
ઔર ભૂખ લગે તો કુછ ભોજન નહીં ખાતે.
મૂરખ સે શીખે પંડિત કા સમઝાતે;
કહે બનારસી હમ નઇ નઇ બાતેં ગાતે.
ઈસ કદર સે જો કોઇ અપના દિલ કસ્તા હે;
ઉન મસ્તોં કા દેખો ઊલટા રસ્તા હે.

દોહરા

સબ વન તો તુલસી ભઇ, અરૂ પર્વત શાલિગ્રામ;
સબે નદી ગંગા ભઇ, જો ચીને આતમરામ.
સબ હી દેવ તેહી રીઝત,સબ હી તીરથ તેહી પાસ;
મુક્ત કહે જેહી સંત ઉર, શ્રીહરિ કીન નિવાસ.
જાત હમારી આતમા, પરમેશ્વર પરિવાર;
સગા હમારા સંત હય, શિરપર સરજનહાર.

---

## ૧૫૪–નિયમો પાળવાથી પણ કેટલું બધું કામ થઇ જાય છે તેનો ખુલાસો

એક સંત હરિજનોને એમ સમજાવતા હતા કે, ભાઇઓ! ધર્મના રસ્તામાં આગળ વધવા માટે તમારે તમારાથી બની શકે

તેવા કોઈ પણ જાતના નિયમો પાળવા જોઇએ. કારણ કે નિયમ એ બહુ મોટી વસ્તુ છે, નિયમથી મુશ્કેલ બાબતો પણ બહુ સહેલી થઇ પડે છે અને નિયમથી અલભ્ય લાભ મળી શકે છે. આવું નિયમમાં બળ છે. કારણ કે દુનિયા નિયમને આધારે રહેલી છે. ચંદ્રસૂર્ય પ્રભુના નિયમ પ્રમાણે ચાલે છે, પવન અને અગ્નિ પ્રભુના નિયમ પ્રમાણે પોતપોતાનું કામ કરે છે, આકાશના તારાઓનો નિયમ પ્રમાણે ઉદય–અસ્ત થાય છે, સમુદ્રમાં ભરતી-ઓટ નિયમ પ્રમાણે થાય છે. દુનિયામાં શરદી–ગરમી કુદરતના ચોક્કસ નિયમો પ્રમાણે થાય છે. ઝાડોમાં ફળફૂલ નિયમો પ્રમાણે થાય છે અને આપણા શરીરના ફેરફારો પણ શરીરશાસ્ત્રના નિયમો પ્રમાણે થાય છે. આવી રીતે બ્રહ્માંડની દરેક મોટી તેમજ નાની વસ્તુઓ નિયમોને આધીન છે. તેજ પ્રમાણે ધર્મની બાબતમાં પણ નિયમોથી ઘણું કામ થઇ જાય છે. નિયમોના આટલા બધા ફાયદા છતાં પણ કેટલીક વખત કેટલીક જાતના નિયમો પાળવાથી, પાળનારને તકલીફ થાય છે અને કેટલીક જાતના નિયમો એવા હોય છે કે, જે આપણા ખ્યાલમાં પણ ઊતરી શકતા નથી. છતાં પણ એવા નિયમો પાળવાથી પણ પરિણામે ઘણો લાભ થાય છે અને મુશ્કેલ બાબતો પણ બહુ સહેલી થઇ પડે છે, આ વાત સમજાવવા માટે તે સંત એમ કહેતા હતા કેઃ–

ત્રણ દોઢિયાંવાળી ટિકિટને માટે નામદાર અંગ્રેજ સરકારે એવો નિયમ ઠરાવેલો છે કે, આખા હિંદુસ્તાનમાં કોઈ પણ ઠેકાણે ત્રણ દોઢિયાંનું પોસ્ટકાર્ડ પોસ્ટખાતું પહોંચાડી શકે. આ નિયમને લીધે રંગૂનથી ત્રણ દોઢિયાંમાં દ્વારકા કાગળ પહોંચી જાય છે અને રામેશ્વરથી બદરીનારાયણ સુધી ત્રણ દોઢિયાંમાં કાગળ પહોંચી જાય છે. હવે એજ કાર્ડને એક ઘેરથી બીજે ઘેર પોસ્ટમાં મોકલવું હોય અગર ગામમાં ને ગામમાં મોકલવું હોય તોપણ ત્રણ દોઢિયાં પડે છે. એ જોઇને તર્ક કરનારાઓને એમ લાગે કે, એક માઇલ કાગળ લઇ જવાનાં પણ ત્રણ દોઢિયાં! અને બે હજાર માઇલ દૂર કાગળ લઇ જવાનાં પણ ત્રણ દોઢિયાં! એ કેમ બને? એ શું ગેરવાજબી નથી? પણ જ્યાં નિયમ થયો ત્યાં એવો તર્ક કાંઇ કામ લાગે નહિ. તેમજ ધર્મની બાબતમાં પણ એવા ઘણા નિયમો છે કે, જે નિયમો બહુ સહેલા હોય છે, બહુ સાદા હોય છે અને બહારથી જોતાં કાંઇ ઊંડી ફિલસૂફી દેખાય નહિ તેવા

હોય છે; છતાં પણ એ નિયમો પાળવાથી અજબ જેવો ફાયદો થઇ જાય છે. કારણ કે, એ નિયમો ધર્મના હોય છે, એ નિયમો આત્માની ઉન્નતિના હોય છે, એ નિયમો મહાત્માઓના બનાવેલા હોય છે, એ નિયમો શાસ્ત્રોએ પસંદ કરેલા હોય છે અને એ નિયમોમાં ભગવાનની ઇચ્છા આવી ગયેલી હોય છે. એટલે ધર્મના નાના નાના નિયમો પાળવાથી પણ બહુ મોટું ફળ મળી જાય છે એમાં કાંઇ શક નથી. માટે હે હરિજનો! અમારી તમને એજ ભલામણ છે કે, બની શકે એટલા ધર્મના નિયમો પાળજો. એટલે આગળ જતાં તમને અણધાર્યો લાભ થઈ જશે એમાં કાંઇ પણ શક નથી; માટે ધર્મના નિયમો પાળજો–ધર્મના નિયમો પાળજો.

---

## ૧૫૫–ભૂખ ન લાગે તેમને માંદા સમજવા, તેમજ જેમને પરમાત્માની ભૂખ ન લાગે તેમને પણ માંદા સમજવા

એક સંત એમ કહેતા હતા કે, ઘણાં માણસો શરીરના નાના નાના રોગો સામેજ જોયા કરે છે, પણ પોતાના અંતરના મહાન રોગો સામે જોતા નથી. જેમકે, ઘણાં માણસો જરૂર કરતાં વધારે ખાય છે, ન ખાવાના પદાર્થો ખાય છે અને પોતાની પ્રકૃતિ સમજ્યા વિના માત્ર એકલા સ્વાદની સામે જોઇનેજ ખાય છે, તેથી તેઓનો જઠરાગ્નિ બગડે છે ને તેમાંથી ઘણી જાતના રોગો ઉત્પન્ન થાય છે. એ વખતે એવા માણસો કહે છે કે, અમે માંદા છીએ. તેમને પૂછીએ કે તમને શું મંદવાડ છે? ત્યારે તેઓ કહે છે કે, અમને ભૂખ લાગતી નથી, એ અમારો મંદવાડ છે, અમને ખાધેલું પચતું નથી, એ અમારો મંદવાડ છે અને અમારી આસપાસ ઘણીયે સુંદર ને સ્વાદિષ્ટ ખાવાની વસ્તુઓ પડેલી છે, એટલુંજ નહિ પણ અમારા ભાણામાં તે પિરસાયેલી છે, છતાં પણ અમે તેને ખાઇ શકતા નથી, એ અમારો મંદવાડ છે.

આ વાત સાંભળીને આવી ફરિયાદ કરનાર એક શ્રીમંતને એક ભક્તરાજ કહેતા હતા કે, જેમ ખોરાક ખાવાની ભૂખ લાગતી નથી એ એક જાતનો રોગ છે, તેમજ આપણા જીવાત્માને પરમાત્માની ભૂખ લાગતી નથી, એ પણ એક જાતનો બહુ મોટો રોગ છે. પણ અફસોસની વાત એ છે કે, આપણે આપણા પેટની ભૂખની

જેટલી દરકાર કરીએ છીએ, તેટલી દરકાર આપણા જીવની ભૂખ માટે કરતા નથી. જેમ ભૂખ મરી ગયેલા માણસને સારી સારી વસ્તુઓ ખાવાની પણ ઇચ્છા થતી નથી, તેમજ જેના જીવાત્માને પરમાત્માની ભૂખ લાગતી નથી તેને પણ દયા, પરોપકાર, સત્ય, અહિંસા, ઇન્દ્રિયનિગ્રહ અને તત્ત્વજ્ઞાન વગેરે ઊંચી ઊંચી વસ્તુઓ પણ ભાવતી નથી તેથી તેનો આનંદ તેઓ લઈ શકતા નથી. એટલુંજ નહિ પણ જેમ મંદ થઇ ગયેલા જઠરાગ્નિવાળાને લાડુ, લાપસી, પેંડા, બરફી, હલવો, બાસૂદી અને પાકેલી કેરીનો રસ વગેરે સ્વાદિષ્ટ ને પુષ્ટિકારક ચીજો પણ પચતી નથી, તેમજ જેઓના જીવને ઇશ્વરની ભૂખ લાગી નથી તેઓને સત્સંગની, નીતિની, ધર્મની, શ્રદ્ધાની, પ્રેમની અને જ્ઞાનની વાતો પણ રુચતી નથી. હવે વિચાર કરો કે, આ બન્ને જાતના રોગમાં કઇ જાતનો રોગ વધારે ખરાબ છે? બહારની ભૂખનો કે અંદરની ભૂખનો? શરીરની ભૂખનો કે આત્માની ભૂખનો? અને ખોરાકની ભૂખનો કે પ્રભુની ભૂખનો? કયો સવાલ વિચારવા જેવો છે, એનો જરા ખ્યાલ તો કરો! માટે બંધુઓ, ફક્ત દેહના મંદવાડ સામે જોયા કરવામાંજ રહી જાઓ મા, પણ હવે આત્માના રોગ સામે જોતાં પણ શીખો. કારણ કે દેહના રોગ કરતાં અંતરના રોગ બહુ મોટા છે અને તેની ખરાબીઓ પણ બહુ મોટી છે. માટે છેવટ સુધી એવી ભૂલમાં ન રહી જવાય તેમ કરજો અને જીવને પ્રભુની ભૂખ લાગે તેમ કરજો, એજ અમારી ભલામણ છે. કારણ કે એમાંજ સાચું કલ્યાણ છે. એમાંથીજ જિંદગીની સાર્થકતા થઇ શકે તેમ છે અને એથીજ અનંતકાળનાં મોક્ષનાં સુખો મેળવી શકાય તેમ છે. માટે આત્માને પરમાત્માની ભૂખ લાગે તેમ કરજો-આત્માને પરમાત્માની ભૂખ લાગે તેમ કરજો.

---

## ૧૫૬–આપણી ઉપર દુઃખ આવે છે તે સુખને માટેજ હોય છે

ભગતો પોતાના ધર્મ પાળી શકે તે માટે કેટલીક જાતના ખુલાસા સમજી રાખવાની જરૂર છે. તેમાં એક મુખ્ય વાત આ પણ જાણવા જેવી છે કે, હરિજનોએ દુઃખથી દિલગીર થવું નહિ, દુઃખથી ડગી જવું નહિ અને દુઃખને માટેજ દુઃખ આવેલું છે

એમ સમજવું નહિ; પણ સુખને માટેજ દુઃખ આવે છે એમ ખાતરી રાખવી જોઈએ. પણ અફસોસની વાત એ છે કે, હાલના વખતમાં બહુ સારા સારા ભગતોને પણ એ વાત સમજાતી નથી અને તેઓ દુઃખથી ડર્યા કરે છે. પણ મહાત્માઓ એમ કહે છે કે, દુઃખનાં ખરાં કારણો ન જાણીએ તથા દુઃખ પડવાના ઊંડા હેતુઓ ન સમજીએ તેને લીધેજ દુઃખ વધારે દુઃખરૂપ થઈ પડે છે. પણ જો દુઃખની ખૂબીઓ સમજાતી હોય તો હાલમાં આપણને દુઃખ જેટલું ભયંકર લાગે છે તેટલું ભયંકર લાગે નહિ. માટે દુઃખનું સ્વરૂપ સમજાવવા સારુ એક ભક્તરાજ મહારાજ પોતાના સત્સંગમંડળમાં કહેતા હતા કેઃ–

એક ગામ બહુ મોટી નદીને કિનારે હતું. તે ગામને ઝાંપે નદીકિનારે એક બહુ મોટા વડનું ઝાડ હતું. એ વડ ઘણાં વરસનો જૂનો હતો. તેની નીચે બહુ છાયા રહેતી હતી, તેથી ઘણા મુસાફરોને એ વડ નીચે આરામ મળતો હતો. ઘણાં છોકરાંઓ એ વડ નીચે રમતાં હતાં અને ઉનાળામાં બપોરના તડકા વખતે ઘણાંયે ઢોરો એ વડ નીચે બેસતાં હતાં. તેથી એ વડનું ઝાડ એ ગામના લોકોને બહુ ગમતું હતું. એટલામાં એક સરકારી અમલદારે આવીને એ વડના ઝાડને કપાવી નાખ્યું. તેથી એ ગામના સૌ લોકો બહુ દિલગીર થયા અને એ વડનું ઝાડ કપાવનાર અમલદાર માટે ગમે તેવા ખરાબ શબ્દો બોલવા લાગ્યા અને તેની વિરુદ્ધમાં તેના ઉપરી અમલદાર ઉપર અરજી કરવા લાગ્યા.

એ પછી એ અમલદારે જે વડ કપાવી નાખ્યો, તે વડનાં જાડાં લાકડાંમાંથી બહુ સુંદર ને મોટી હોડી બનાવી. એ હોડીને લીધે દરરોજ સેંકડો માણસો નદીની પાર જવાઆવવા લાગ્યા. તેથી ગામનો વેપાર વધ્યો અને ઘણા લોકોને બહુ ફાયદો થયો. જ્યારે એ ગામમાં હોડી નહોતી ત્યારે ગામની પાસે રહેલી મોટી નદી ઊતરી શકાતી નહોતી, તેથી ઘણા લોકોને બહુ મુશ્કેલી પડતી હતી. એ મુશ્કેલી હોડીને લીધે દૂર થઈ, તેથી જે લોકો એ વડ કપાવનાર અમલદારને ગાળો દેતા હતા, તેજ લોકો વડમાંથી હોડી બનેલી જોઇને એ અમલદારનો ઉપકાર માનવા લાગ્યા ને તેની બુદ્ધિનાં વખાણ કરવા લાગ્યા

બંધુઓ! યાદ રાખજો કે, આપણે પણ એ ગામડિયા લોકોના જેવાજ છીએ. આપણો વડલો કપાઇ જાય તે આપણને ગમતું

નથી. કારણ કે કપાઇ ગયેલા વડમાંથી હોડી બની જશે અને એ હોડીથી ઘણાં માણુસો નદીની પાર જઈ શકશે એ વાતની આપણુને એ વખતે ખબર હોતી નથી, પણુ વડ કાપનાર ડાહ્યો માણુસ તે વાત જાણે છે. માટે આપણે જરા ધીરજ રાખવી જોઇએ અને આપણી ઉપર જે કાંઇ દુઃખો આવી પડે છે તે બધાંમાં પરમકૃપાળુ પરમાત્માનો દયાળુ હાથ હોય છે એમ સમજવું જોઇએ. જો એવી ખાતરી થાય અને એમ સમજાઇ જાય કે, ધન જાય તે કાંઇક સદ્ગુણો આપવા માટે જાય છે, નોકરી જાય તે નોકરી કરતાં કાંઇક વધારે ફાયદો આપવા માટે જાય છે, તંદુરસ્તી બગડે તેનાથી પણુ કાંઇક નવું જ્ઞાન મળે છે અને સગાંઓમાં મરણુ થાય તેથી પણુ ધર્મની વૃત્તિઓ જાગ્રત થાય છે ને કાંઇક પરમાર્થ કરી શકાય છે. આવી રીતે કાંઇક પણુ વધારે લાભ આપવા માટેજ દુઃખો આવે છે એમ જો ખાતરી થઇ જાય, તો દુઃખની દિલગીરી ઓછી થઇ જાય અને જેટલી દિલગીરી ઓછી થાય તેટલો વધારે સારી રીતે ધર્મ પાળી શકાય છે. માટે દરેક હરિજનોએ જેમ બનેતેમ દુઃખમાં ધીરજ રાખતાં શીખવું જોઇએ અને દુઃખનું પરિણામ સુખજ હોય છે, એમ સમજી દુઃખમાંથી સુખ મેળવતાં શીખવું જોઇએ. એજ સાચા ભગતોનું લક્ષણુ છે.

---

## ૧૫૭–બગડી જાય તેવી ચીજો હોય તેનો જલદીથી નિકાલ કરી નાખો

ધર્મ પાળવો એ વાત ઘણાં માણુસોને ગમે છે છતાં પણુ આપણે જોઇએ છીએ કે, બહુજ થોડાં માણુસો સાચી રીતે ધર્મ પાળી શકે છે અને બાકીનો બહુ મોટો ભાગ તો ધર્મને નામે પોલંપોલમાંજ રહી જાય છે. આનું કારણુ શું? એ સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ પોતાના સત્સંગમંડળમાં એમ કહેતા હતા કેઃ—

રેલવે મારફત જ્યારે કાંઈ માલ મોકલવો હોય ત્યારે રેલવેખાતાવાળાઓ માલ મોકલનાર માણુસને પૂછે છે કે, તમારા પારસલમાં શું માલ છે? ત્યારે તેને માલની જાત બતાવવી પડે છે. કારણુ કે ફળફૂલ, શાકભાજી વગેરે જલદીથી બગડી જાય એવી ચીજો હોય તેનો જલદીથી નિકાલ કરી નાખવા રેલવેખાતાવાળા-

ઓ કહે છે અને તેની રસીદમાં લખે છે કે, આ માલ સડી જાય તેવો છે, માટે જલદીથી તેનો નિકાલ કરી નાખવો અને એજ પ્રમાણે રેલવેખાતાનાં માણસો વર્તે છે તેથી તેઓને બહુ અગવડ ખમવી પડતી નથી. બીજી આ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે, જલદીથી સડી જાય, બગડી જાય કે ખરાબ થઇ જાય તેવા માલની જોખમદારી રેલવેકંપની પોતાને માથે રાખતી નથી, પણ 'મોકલનારને જોખમે,' એમ ચોખ્ખી રીતે રસીદમાં લખે છે ને એ પ્રમાણે વર્તે છે. એથી તેઓ ઘણી જાતની મુશ્કેલીઓમાંથી બચી જાય છે. એટલુંજ નહિ પણ જો રેલવેખાતાવાળાઓ એવો કાયદો ન રાખે અને જલદીથી બગડી જાય એવા માલનો જલદીથી નિકાલ કરવામાં બેદરકારી રાખે, તો તેની ઉપર ઘણી જવાબદારી આવ્યા વિના રહે નહિ.

બંધુઓ! આ દાખલો આપીને હું તમને એમ સમજાવવા ઇચ્છું છું કે, જે નાશ પામી જાય એવી વસ્તુઓ છે તેનો તમારે જલદીથી નિકાલ કરવો જોઇએ. પણ અફસોસની વાત એ છે કે, આ જગતની અંદર અને આપણા ઘરસંસારની અંદર ઘણી વસ્તુઓ બહુ જલદીથી બગડી જાય તેવી છે, છતાં પણ આપણે તેનો જલદીથી નિકાલ કરતા નથી. એટલુંજ નહિ પણ જલદીથી સડી જાય એવા માલની જોખમદારી આપણે આપણી ઉપર ન રાખવી જોઇએ, તેને બદલે આપણે એવા માલની જોખમદારી પણ આપણી ઉપર રાખીએ છીએ. તેથી આપણી મુશ્કેલીઓ વધતી જાય છે, તેથી આપણો મોહ વધતો જાય છે અને તેથી આપણી ચિંતાઓ વધતી જાય છે. એટલે આપણે ધર્મ પાળી શકતા નથી. માટે જો બહુજ સહેલાઇથી ને બહુ સારી રીતે ધર્મ પાળવો હોય તો આપણા ઘરસંસારની અંદર જે બગડી જાય તેવો માલ છે, તેનો જલદીથી નિકાલ કરી નાખવો જોઇએ અને એ સિવાય બીજા ઘણી જાતના બગડી જાય તેવા માલની જોખમદારી આપણે આપણી ઉપર ન રાખવી જોઇએ. જો એમ કરતાં આવડે તો ઘણી જાતની મુશ્કેલીઓ ઓછી થઇ જાય છે અને બહુ સહેલાઇથી ધર્મ પાળી શકાય છે. માટે હે હરિજનો! જરા વિચાર કરો કે, જલદીથી નાશ પામી જાય એવી વસ્તુઓ તમારી પાસે કઈ કઇ છે? અને ઘણા વખત સુધી બગડે નહિ એવી વસ્તુઓ તમારી પાસે કઇ કઇ છે? એ બન્ને બાબતોની તપાસ કરો. એ તપાસતાં એમ જણાય છે કે, આપણું

શરીર તથા આપણાં સગાંઓનાં શરીર જલદીથી બગડી જાય તેવાં છે. તેમાં રોગ થતાં ને મોત આવતાં કાંઈ વાર લાગતી નથી. માટે શાસ્ત્રોમાં શરીરોને ક્ષણભંગુર કહેલાં છે. આવાં ક્ષણભંગુર શરીરોનો આપણે વિશ્વાસ કરીએ છીએ અને તેનો અતિશય મોહ રાખીએ છીએ, તેથી દિલગીર થવું પડે છે ને ખરેખરા જોરથી ધર્મ પાળી શકાતો નથી. જેમ શરીર ક્ષણભંગુર છે, તેમજ જગતનું બીજું ધન પણ જલદીથી નાશ પામી જાય તેવું છે. જેમકે પશુઓ, ઘરબાર, માલમિલકત અને બીજી જે જે વૈભવની ચીજો છે, તે બધીનાં સ્વરૂપો બહુજ ટૂંક વખતમાં બદલાઇ જાય તેવાં છે. આગ, પાણી, ચોર, દુકાળ, ધરતીકંપ, વીજળી, રાજદંડ વગેરે બાબતોથી તે બધી વસ્તુઓનો ઘડીકમાં નાશ થઈ જાય તેમ છે અને તેમ છતાં એવી નાશ પામી જાય તેવી વસ્તુઓની જવાબદારી આપણે આપણી ઉપર રાખીએ છીએ, તેથી આપણી ખરાબી થાય છે અને તેથીજ આપણે આપણો ધર્મ રૂડી રીતે પાળી શકતા નથી. માટે જો આપણે ઉત્તમતાથી પૂરેપૂરો ધર્મ પાળવો હોય, તો એવી જલદીથી બગડી જાય તેવી વસ્તુઓનો આપણે હાથે કરીને આપણી જિંદગીમાંજ નિકાલ કરી નાખવો જોઇએ અને એવી નાશ પામી જાય તેવી વસ્તુઓની જવાબદારી આપણે આપણી ઉપર ન રાખવી જોઈએ. જો એટલું કરતાં આવડે તો બહુ સહેલાઇથી ધર્મ પાળી શકાય છે. માટે નાશ પામી જાય એવી વસ્તુઓના મોહમાંથી બચવાની કોશિશ કરો, એટલે સારી રીતે ધર્મ પાળી શકશો.

**કર્મનાં ફળ કંઈ આપણા હાથમાં નથી, કર્મની ગતિ ન્યારી છે**

છંદ

કહી પુન્ય કરો તો બડા પાપ હોતા હૈ;
કહી પાપ કિયે સે પુન્ય આપ હોતા હૈ.
કહી અગન મેં રહ કે-શીતલ તન હોતા હૈ;
કહી જલ મેં બસ કે અગનરૂપ હોતા હૈ.
કહી દુઃખ મેં સુખ હો પ્રાણ મગન હોતા હૈ;
કહી દાન કિયે સે અતિ નિર્ધન હોતા હૈ.
કહી ગાલી દેને સે ભીજાય હોતા હૈ;
કહી પાપ કરો તો પુન્ય આપ હોતા હૈ.
કહી ભૂલ જાઓ તો સબ બિઘ્ના આતે હૈ;

કહી પઢે તો વો ફિર સબી ભૂલ જાતે હે.
કહી પવન અહારી હોકે સબ ખાતે હે;
કહી ભોગી હો જિતેંદ્રિય કહલાતે હે.
કહી આશિષ દેને સે ભી શ્રાપ હોતા હે;
કહી પાપ કરો તો પુન્ય આપ હોતા હે.
કહી જૂઠ બોલ કે સાચા કહલાતા હે;
કહી સત્ય બચન કહ નર્ક બીચ જાતા હે.
કહી ગુરુ સે લડકે ચેલા ફલ પાતા હે;
કુછ ઉસકા ભેદ લખને મેં નહીં આતા હે.
કહી બિયોગ કરકે ભી મિલાપ હોતા હે;
કહી પાપ કરો તો પુન્ય આપ હોતા હે.
કહી દુરબલ જાય કે પર્વત લે ઉઠાઈ;
કહી અતિ બલવાન સે ઊઠે ન એકો રાઈ.
કહે દેવસિંગ સચ હે ઉસકી પ્રભુતાઈ;
અયે બનારસી તેરી ગતિ લખી ન જાઈ.
જો હોતા હે વો આપ કી આપ હોતા હે.

## ૧૫૮–દુઃખ આવવાનું થાય તેની પહેલાંજ દયાળુ પ્રભુ કાંઇક સગવડો આપી દે છે

સૌ લોકો દુઃખથી ડર્યા કરે છે, દુઃખથી કાયર થઈ જાય છે અને દુઃખ આવી પડશે તો ? એ ચિંતામાં હેરાન થયા કરે છે. પણ સંતો એમ કહે છે કે, દુઃખના ખ્યાલોમાં રહેવું એ પાપ છે અને તેમાં પણ ભવિષ્યનાં દુઃખોની ફિકરમાં રહીને હાલમાં દુઃખ ન હોય છતાં પણ દુઃખી થયા કરવું એ તો ઘણુંજ ખરાબ છે.

બંધુઓ ! આપણે દુઃખથી એટલા બધા ડર્યા કરીએ છીએ તેનું કારણ એ છે કે, આપણે માત્ર દુઃખની સામેજ જોયા કરીએ છીએ, પણ દુઃખ આવ્યા પહેલાં દુઃખ ઓછું થાય માટે પરમકૃપાળુ પરમાત્મા દુઃખ ખમવાની જે જે અનુકૂળતાઓ આપી દે છે તે સામે આપણે જોતા નથી. તેથી આપણને દુઃખ બહુ મોટું મોટું જણાય છે. પણ દુઃખ આવ્યા પહેલાંજ પ્રભુ બીજી એટલી બધી સગવડો આપે છે કે, જો એ સામે જોઈએ તો આપણું બધું દુઃખ ઓછું થઇ ગયા વિના રહે નહિ. આ વાત બરાબર રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ હરિજનોને કહેતા હતા કેઃ–

ઘાટના મુલકમાં ગાડીને પહાડ ઉપર ચડવાનું હોય છે, ત્યારે ગાડીને ઉપર ચડતાં બહુ જોર પડે છે; એટલુંજ નહિ, પણ કેટલાક પહાડોમાં ખડક કોતરીને રસ્તા કાઢેલા હોય છે તેમાં બહુ અંધારું હોય છે, તેથી જ્યારે ઘાટના મુલકમાં ગાડી પહોંચે ત્યારે અગાઉથીજ ગાડીને બીજું એંજિન લગાડે છે, તથા અંધારી ગુફાઓ આવ્યા પહેલાંજ અગાઉથી રેલવેવાળાઓ બધી ગાડીઓમાં દીવા કરી રાખે છે. હવે વિચાર કરો કે, પહાડ ચડવાની મુશ્કેલી માટે પણ રેલવે કંપની જ્યારે પહાડ આવ્યા પહેલાંજ અગાઉથી બીજું એંજિન લગાડે છે અને અંધારું આવ્યા પહેલાંજ દીવા કરી રાખે છે, ત્યારે દુઃખ આવે તેની અગાઉ તે દુઃખ ખમવા માટે તથા તે દુઃખ ઓછું થઇ જાય એ માટે પરમકૃપાળુ પરમાત્મા માણસોને શું કાંઇ સગવડો નહિ આપતા હોય ? યાદ રાખજો કે, પ્રભુના રાજ્યમાં દરેક પ્રાણીઓને તેઓના પ્રમાણમાં પ્રથમ સગવડો આપવામાં આવે છે અને તે પછી દુઃખ આવે છે. જેમકે, જે પ્રાણીઓને પાણીની અંદર રહેવાનું હોય તે પ્રાણીઓનાં શરીરની રચના પહેલેથીજ એવી બનાવવામાં આવે છે કે, તેમને પાણીમાં રહેવાથી શરદી લાગે નહિ, પાણીમાં રહેવાથી તેમનાં શરીર સડી જાય નહિ, પાણીમાં રહેવાથી તેમને ખોરાકની અડચણ પડે નહિ, પાણીમાં રહેવાથી તેમની પ્રજા ઉત્પન્ન થવામાં અંતરાય આવે નહિ અને પાણીમાં રહેવાથી તેમને પોતાના જાતબચાવનાં સાધનો મળ્યા વિના રહે નહિ, એવી બધી ગોઠવણો પ્રથમ પરમકૃપાળુ પરમાત્મા કરે છે અને તે પછી તેમને પાણીમાં ઉત્પન્ન કરે છે. આવીજ રીતે જે પક્ષીઓને આકાશમાં ઊડવાનું હોય છે, જે જીવોને પૃથ્વીની અંદર રહેવાનું હોય છે અને જે જીવોને બીજા જીવોની અંદર રહેવાનું હોય છે, તે સૌને તેઓના પ્રમાણમાં બચાવનાં સાધનો હોય છે, જિંદગી ટકાવવાની સગવડો હોય છે અને આનંદ ભોગવવાના અવકાશો હોય છે. હવે વિચાર કરો કે જ્યારે હલકા પ્રકારનાં જંતુઓને માટે પણ પરમકૃપાળુ પરમાત્મા અગાઉથીજ આટલી બધી તૈયારીઓ કરે છે, ત્યારે તેમના કૃપાપાત્ર મનુષ્યો માટે પ્રભુ કેટલી બધી તૈયારી કરતા હશે એનો જરા ખ્યાલ તો કરો ! એ ખ્યાલ કરતાં એમ લાગે છે કે, કોઇ પણ માણસની ઉપર કોઇ પણ જાતનું દુઃખ આવવાનું થાય, તેની પહેલાં બીજી ઘણી જાતની અનુકૂળતાઓ તેને મળે છે

તથા એ દુઃખમાંથી પણ દિલાસો મેળવી શકે અને આગળ વધી શકે એવાં સાધનો તેને મળે છે. માટે યાદ રાખજો કે, એકલું દુઃખ કદી પણ આવતું નથી, પણ દુઃખ આવ્યા પહેલાં તે ખમવાની શક્તિઓ મળે છે, તથા દુઃખ ઓછું લાગે તેવા સંજોગો મળે છે. એટલુંજ નહિ પણ કાંઇક વધારે ફાયદો થઇ શકે એ માટેજ કેટલીકવાર બહુ નાનાં નાનાં દુઃખો આવે છે. માટે હે હરિજનો! મારી તમને એટલીજ ભલામણ છે કે, દુઃખથી દબાઇ જશો મા, દુઃખથી હારીજશો મા અને દુઃખથી રિબાયા કરશો મા. પણ જો ખરા ભગત થવું હોય તો દુઃખનો સદુપયોગ કરતાં શીખજો અને દુઃખમાંથી પણ કાંઇક મોટો લાભ લઇ લેજો, એજ અમારી ભલામણ છે.

## ૧૫૯–પ્રભુપ્રેમવાળા ભક્તોની સ્થિતિ જુદીજ હોય છે

સામાન્ય માણસોમાં અને પ્રભુપ્રેમવાળા ભગતોમાં બહુજ મોટો તફાવત હોય છે. એ તફાવત જાણવાથી આપણને આપણી પોતાની સ્થિતિ સમજાય છે. માટે પ્રભુપ્રેમવાળા ભગતોની સ્થિતિ કેવી હોય છે, તે હકીકત આપણે બરાબર રીતે જાણવી જોઇએ. તે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ–

જે સ્રીઓના પેટમાં ગર્ભ રહ્યો હોય તેમની સ્થિતિમાં અને જે સ્રીઓના પેટમાં ગર્ભ ન હોય તેઓની સ્થિતિમાં બહુ મોટો તફાવત હોય છે અને એ બન્નેના આચારવિચારમાં પણ બહુ ફેરફાર હોય છે. જેમકે, ગર્ભ વિનાની સ્રીઓ ગમે ત્યાં હરેફરે છે પણ ગર્ભવંતી સ્રી કાંઇ તેઓની માફક હરીફરી શકતી નથી. ગર્ભ વિનાની સ્રીઓ ગમે તે ખાયપીએ છે, પણ ગર્ભવંતી સ્રીથી કાંઇ તેમ ખવાતુ–પિવાતુ નથી; તેને તો પોતાના પેટમાં રહેલા ગર્ભને માફક આવે તેવીજ ચીજો ખાવાની જરૂર પડે છે. ગર્ભ વિનાની સ્રીઓ પોતાને ગમે તે જાતની રમતગમત કરે છે ને નાચેકૂદે છે, પણ ગર્ભવંતી સ્રીઓથી કાંઇ તેમ બની શકતું નથી. કારણ કે પોતાને પેટમાં ગર્ભ રહ્યા પછી તેનાથી પોતાની મોજમજા સામેજ કાંઇ જોવાતું નથી, પણ ગર્ભના સુખ તરફજ જોવાય છે. આવી રીતે ગર્ભવંતી સ્રીઓમાં અને ગર્ભ વિનાની સ્રીઓમાં બહુ મોટો તફાવત પડી જાય છે. તેમજ આ દાખલો આપીને હે હરિજનો! હું તમને એમ સમજાવવા ઇચ્છું છું કેઃ—

જે ભગતો છે તેઓની અંદર પ્રભુપ્રેમનો ગર્ભ રહેલો હોય છે અને એ ગર્ભમાં પ્રભુ પધારેલા હોય છે તેથી એવા પ્રભુપ્રેમવાળા ભગતોની રહેણીકરણીમાં અને સામાન્ય લોકોની રહેણીકરણીમાં ઘણો ફેર હોય છે, કારણ કે ભગતોની અંદર જે ભગવાનનો આવેશ આવેલો હોય છે તે આવેશને જાળવવા માટે તેઓને ઘણી જાતના નિયમો પાળવા પડે છે. જેમકે ખાવાની બાબતમાં, પીવાની બાબતમાં, સૂવામાં, બેસવામાં, ઊઠવામાં, કામકાજ કરવામાં, નહાવાધોવામાં, ફરવાહરવામાં, જવાઆવવામાં, વાતોચીતો કરવામાં અને અંતરના સિદ્ધાંતોમાં, સામાન્ય લોકોના વિચારોમાં અને ભગતોના વિચારોમાં, બહુ મોટો તફાવત પડી જાય છે. એ તફાવત એટલો બધો મોટો હોય છે કે, જેમ સીમંતવાળી સ્ત્રી બીજી સ્ત્રીઓથી જુદી પડી જાય છે અને તરતજ ઓળખાઇ જાય છે, તેમજ ભક્તિમાં આગળ વધી ગયેલા સાચા ભગતો પણ બીજા વ્યાવહારિક લોકોથી જુદા પડી જાય છે અને તરતજ ઓળખાઇ આવે છે. માટે જો તમારે સાચા ભગત થવું હોય, ખોટો આડંબર ન રાખવો હોય, દુનિયાને ન છેતરવી હોય અને પોતાના આત્માને ન ઠગવો હોય, તો તમારાં અંતરમાં પ્રભુનો ગર્ભ રહેલો છે કે નહિ તે તપાસજો. તમારાં આચરણોમાં ફેરફાર થયો છે કે નહિ તે વિચારજો. તમે બીજા વ્યાવહારિક લોકોના આચારવિચારથી જુદા પડી જાઓ છો કે નહિ તે જોજો અને બીજા વ્યાવહારિક લોકોના કરતાં તમારા શરીરમાં, તમારી ઇન્દ્રિયોમાં, તમારા મનમાં, તમારી બુદ્ધિમાં અને તમારા જીવમાં કાંઇક વધારે સારું તત્ત્વ આવેલું છે કે નહિ, એ બધામાં કાંઇક નવું જીવન આવેલું છે કે નહિ અને એ બધી બાબતોમાં તથા એ સિવાય શ્રદ્ધા, ભક્તિ, દાન, પરમાર્થ વગેરે બાબતોમાં તમારામાં કાંઇ વિશેષતા આવી છે કે નહિ, તે તપાસજો અને એ બધામાં જો તમને કાંઇક ખાસ ઠીક લાગે, તોજ પ્રભુપ્રેમ આવ્યો સમજજો. પણ જો એવી રીતે કાંઈ વિશેષતા ન દેખાય તો ભક્તિનાં લક્ષણો આવ્યા વિના ભગત ગણાવાનો ઢોંગ કરી બીજાઓને છેતરશો મા અને તમારા પોતાના આત્માને ઠગશો મા, એજ અમારી વિનંતિ છે.

## ગુરુની જરૂર વિષે

કોઇ પણ અજાણ્યા મારગે જતી વખતે ભોમિયાની જરૂર પડે

છે, તેમ ધર્મમાર્ગમાં દરેક માણસને ગુરુ તો જોઇશેજ.

આંધળાને જેમ દોરનારની જરૂર છે, તેમ જ્ઞાનમાં અજાણ્યા એવા આપણને સૌને ગુરુની જરૂર છે.

કોર્ટના મોટા કેસમાં જેમ આપણે હોશિયાર બૅરિસ્ટરને રોકીએ છીએ, તેમ આ ભવમાં પાર થવા માટે પણ જો કોઇ ઉસ્તાદ ગુરુ કરશો તો પાર પડશો.

મોટા દરદને વખતે જે હલકા વૈદ ઉપર આધાર રાખે છે તે ભૂલ કરે છે, તેમ ઈશ્વરી જ્ઞાન મેળવવા માટે અને જન્મજન્માંતરનાં પાપો ધોવા માટે જેવાતેવા ગુરુ કરતાં કોઇ પૂરો પવિત્ર ગુરુ શોધીને તેનું જ્ઞાન લેવાય તો સારી વાત છે.

લોખંડની ઝીણી ચૂંક ઉપર જે પોતાનો ડગલો ટિંગાડશે તેનો ડગલો પડી જશે અને ખીસામાં રહેલા ઘડિયાળને ધક્કો પહોંચશે, પણ જો મજબૂત ખીલી રાખશો તો ડગલો ને ઘડિયાળ બન્ને કાયમ રહેવાનાં; તેમજ જે સારા ગુરુની શોધ કરીને તેને આશરે રહેશે તેનો દેહ અને જીવ સારી ગતિને પહોંચશે એવું છે.

## ગુરુ વિષે

મરેલા પાપી માણસને જીવતો કરીને તેને પાપ કરવાની પાછી તક આપવી, તેના કરતાં કોઇ પાપી માણસને બોધ આપી પવિત્ર કરવો, એ કામને અમે તો વધારે ઉત્તમ સમજીએ છીએ.

ગુરુનું મુખ એ અત્તરની પેટી છે.

જે બીજાને કૂવામાંથી બહાર કાઢવા ચાહે તેણે પોતાના પગ ખૂબ મજબૂત રાખવા. [આ વાત સો ગુરુજનોએ જાણવા જેવી છે.]

તમારા ઘરના દીવામાંથી જો કોઇ દીવો કરવા આવે તો તેને ના પાડશો મા. મતલબ કે જ્ઞાનને ફેલાવતા રહેજો.

તમને જે દવાથી આરામ થયો હોય તે દવા બીજા દરદીઓને કહેતા રહેજો. સાર એ છે કે, તમને ભક્તિથી જે લાભ થયો હોય તે બીજાઓને કહેજો.

કેટલાક ગુરુઓ જ્ઞાન આપે છે, પણ ભક્તિ કરતાં શીખવતા નથી અને કેટલાએક ગુરુઓ ભક્તિ કરતાં શીખવે છે પણ જ્ઞાન આપતા નથી. આ બાબત ઉપર સૌ હરિજનો ધ્યાન આપજો.

કુદરતની લીલા જોયાથી પ્રભુનો મહિમા સમજાય છે, પણ આપણે સંસારમાં કેમ વર્તવું તે જાણવા માટે શાસ્ત્રો તથા ગુરુની જરૂર છે.

કોર્ટના મોટા કેસમાં જેમ હોશિયાર વકીલને શોધો છો, તેમ જ્ઞાન મેળવવા માટે ગુરુ વિષે પણ તેવી તજવીજ રહે તો સારી વાત છે.

જેનું જીવન પવિત્ર હોય તેનો બોધ પણ અસરકારક હોય છે.

ઊંઘતા ચેલાઓને ઊંઘતા ગુરુઓ નહિ જગાડી શકે, તેને તો જાગતા ગુરુઓ જોઇશે.

જે મહોલ્લામાં બહુ ઉજાશભર્યો ચોખ્ખો દીવો બળતો હોય, ત્યાં લોકોને ઝાઝી ઠેસો ખાવી પડતી નથી, તેમ જે ધર્મ કે સંપ્રદાયમાં જ્ઞાનની સારી ચર્ચા થતી હોય તે ધર્મ અને પંથના લોકો સહેલાઈથી પાપમાં પડી જતા નથી.

તમારો ધર્મ રૂડો હોય પણ તમારાં કર્મ સારાં ન હોય તો તમારો ધર્મ તમને પાર પાડી શકશે નહિ.

માંદી ગાય જેમ ગોવાળ પાછળ ચાલી શકતી નથી, તેમ નઠારા ચેલાઓ ગુરુના કહ્યા પ્રમાણે વર્તી શકતા નથી.

ગુરુમાં જે પ્રભુને દેખશે તેનાં સઘળાં કાર્યો સહેજમાં થઇ જશે.

સારો બગીચો હોય તે માળીનાં આપણે વખાણ કરીએ છીએ, તેમ જેના ચેલા રૂડા હોય તે ગુરુને પણ વખાણતા રહેજો.

## ગુરુની જરૂરિયાત વિષે

ગુરુ બિન જ્ઞાન ન ઊપજે, ગુરુ બિન મિલે ન ભેદ;
ગુરુ બિન સંશય ના મિટે, જય જય જય ગુરુદેવ.
મન મારન કી ઔષધિ, સદ્ગુરુ દેત દિખાય;
ઇચ્છત પરમાનંદ કો, સો ગુરુ શરણે જાય.
તીરથ નાહે એક ફલ, સંત મિલે ફલ ચાર;
સદ્ગુરુ મિલે અનેક ફલ, કહે કબીર વિચાર.
આત્મા ઓર પરમાત્મા, અલગ રહે બહુ કાલ;
સુંદર મેલા કર દિયા, સદ્ગુરુ મિલા દલાલ.
ભેદી લિયા સાથ મેં, વસ્તુ દિયા બતાય;
કોટી જનમ કા પંથ થા, પલ મેં દિયા છુડાય.
ચાર ખાન મેં ભટકતા, કબહુ ન લાગત પાર;
સો તો ફેરા મિટ ગયા, સદ્ગુરુ કે ઉપકાર.
કબીર તે નર અંધ હય, ગુરુ કુ કહતે ઓર;
હરિ રૂઠે ગુરુ મેલસી, ગુરુ રૂઠે નહી ઠોર.
જ્યું બેલ બનજાર કે, ફિરત ઘણેરે દેશ;
ખાંડ ભરી ભુંસ ખાત હે, બિના ગુરુ ઉપદેશ.

કબીર ગુરુ કી ભક્તિ બિન, રાજા ગદ્ધા હોય;
માટી લધે કુંભાર કી, ઘાસ ન ડાલે કોય.
ગુરુ ગોવિંદ દોનું ખડે, કિન કુ લાગું પાય;
બલિહારી ગુરુદેવ કી, ગોવિંદ દિયા બતાય.

## ગુરુના ગુહ્યજ્ઞાન વિષે

કાન ફૂંકા ગુરુ હદ કા, બેહદ કા ગુરુ ઓર
બેહદ કા ગુરુ જબ મિલે, લે ઠીકાના ઠોર.
બેદ થકે, બ્રહ્મા થકે, થક ગયે શેષ મહેશ;
ગીતા કું જ્યાં ગમ નહીં, વહાં સદ્ગુરુ કા દેશ.
ગૂંગા હુવા બાવરા, બહેરા હુવા કાન;
પાવન સે પંગુલ હુવા, સદ્ગુરુ માર્યા બાન.

## ગુરુ-ચેલાના ધર્મ વિષે

શિષ્યન કું એહ ચાહીએ, ગુરુ કો સર્વસ દેત;
ગુરુ કું એસા ચાહીએ, શિષ્યન સે નહીં લેત.
ગુરુ લોભી, શિષ્ય લાલચુ, દોનો ખેલે દાવ;
દોનો બૂડે આપડે, બેઠ પથ્થર કી નાવ.

## સાચા યોગીઓની સ્થિતિ

છંદ

યોગી વહી જો સકલ મેં બેઠે દેખે દશવેં દ્વાર કો વો:
કારજ કરે જગત કે સબ ઔર લખે અલખ કરતાર કો વો:
નાચે ગાવે ગાલ બજાવે ધ્યાન આત્મા મેં ધર કે;
સબ મેં રહે ઔર સબ સે ન્યારા પૂરણ હોય યોગ કર કે.
નિર્ભય હોકે વિચરે નિશિદિન કબહૂં નહીં ચલે ડર કે;
અપને આપ મેં આપ કો દેખૈ ધનભાગ હૈ વો નર કે.
જબ વહ કાયા ત્યાગે તબ પહુંચે પરલે પાર કો વો:
કારજ કરે જગત કે સબ ઔર લખે અલખ કરતાર કો વો;
પ્રસન્ન ચિત્ત ઔર બુદ્ધિ નિર્મલ કર્મ અકર્મ ન કુછ જાને;
દ્વૈતભાવ સે અલગ રહે અદ્વૈતજ્ઞાન કો બખાને.
સમદર્શી ઔર શુદ્ધ સમાધિ અપને કો આપૈ માને;
જીવ બ્રહ્મ મેં એક ભાવકર અપને મન મેં પહિચાને.
ભૂમિ ભાર ઉતારન કારણ ધરે આપ અવતાર કો વો;
કારજ કરે જગત કે સબ ઔર લખે અલખ કરતા કો વો.

ત્રૈગુણ કો જીતે ઔર ચૌથે પદપર અપની કરે મતિ;
સંપૂર્ણ સૃષ્ટિ કો ભોગ જો કરે વહી હૈ બાલયતી.
ચરઅચર મેં અપને આપ કો દેખે ઉસકી હોય ગતિ;
આપી પિતા ઔર આપી પુત્ર હૈ આપ સ્ત્રી આપ પતિ.
ઔર કરે વો પ્રલય ઔર ચાહે રચે સકલ સંસાર કો વો;
કારજ કરે જગત કે સબ ઔર લખે અલખ કરતાર કો વો.
પુણ્યપાપ સે અલગ રહે દુઃખસુખ કા નહીં વિચાર કરે;
બ્રહ્મજ્ઞાન કી ચર્ચા અપને મુખ સે બારંબાર કરે.
આતમદર્શી હોય તો અપને સબ કુલ કા ઉદ્ધાર કરે;
દેવીસિંહ યહ કહે વોઃ જો ચાહે સો આપ કરતાર કરે.
ચાહે કરે વોઃ નર પૈદા ઔર ચાહે બનાયે નાર કો વો;
કારજ કરે જગત કે સબ ઔર લખે અલખ કરતાર કો વો.

## ૧૬૦–પ્રભુ કહે છે કે, ભક્તો! મારો તમારી ઉપર કેટલો બધો પ્રેમ છે એ તો જરા જુઓ!

એક ભક્તરાજ મહારાજ હતા. તે પોતાના સત્સંગમંડળમાં દરરોજ ભક્તિમાર્ગનો ઉપદેશ કરતા હતા. ધર્મના ઉપદેશકો તો ઘણાયે હોય છે, પણ આ ભક્તરાજનો ઉપદેશ કાંઇક અજબ જેવો હતો. તેથી સૌ લોકો તેમની તરફ ખેંચાઈ જતા હતા. બીજા ઉપદેશકો કરતાં એ ભગતમાં જે વિશેષતા હતી તે એ હતી કે, બીજાઓ જ્યારે ધર્મનાં અંગોની વાતો કરતા હતા અને પુરાણ ઇતિહાસની વાતો કરતા હતા અને ભગતોનાં ચરિત્રોની વાતો કરતા હતા, ત્યારે આ ભક્તરાજ મહારાજ ભગતો ઉપરના પ્રભુના પ્રેમની વાતો કરતા હતા અને શાસ્ત્રોમાંથી ચૂંટી કાઢીને ભગવાનનાં પોતાનાં વચનો, ભગવાનની કબૂલાતો તથા ભગવાને ભગતોને આપેલા કોલોની વાતો કહી સંભળાવતા હતા. એટલે લોકો ઉપર તેની બહુ જબરી અસર થતી હતી. જેમકે તેઓ કહેતા હતા કેઃ–

પ્રભુ કહે છે કે, હે વહાલાઓ! તમે મારા માર્ગમાં આવવામાં વાર કેમ લગાડો છે? હું તમને મળવા માટે કેટલો બધો આતુર છું, એ જરા જુઓ તો ખરા! અરે વહાલાઓ! તમારાં નામો મેં મારી હથેળીમાં કોતરી રાખેલાં છે અને તમારે માટે હું નીચું માથું કરીને જોઇ રહ્યો છું. અહો! મારા ભગતો ઉપરનો

મારો પ્રેમ કોણ સમજશે ? જે એ પ્રેમ સમજે તેનાં ધન્યભાગ્ય છે.

હે હરિજનો ! તમારા સુખ માટે હું હમેશાં તૈયાર ને તૈયાર છું અને તમને રાજી રાખવા માટે મારું જિગર તલપી રહ્યું છે. હું જ્યારે મારા કોઇ પણ ભગતની આંખમાં મારો પ્રેમ જોઉં છું, ત્યારે આનંદના ઊભરાથી મારાં રૂંવાડાં ઊભાં થાય છે, મારી વાણી ગદ્ગદિત થાય છે અને મારું હૃદય નાચવા માંડે છે. એ દેખાવ તમે જોઇ શકતા હો તો કેવું સારું !

હું સ્વતંત્રમાં સ્વતંત્ર છું, છતાં પણ હું મારા ભગતોની આગળ કેટલો બધો પરાધીન છું એ વાત કોણ સમજશે ? ખચીત, જે ભગતો એ રહસ્ય સમજે તે ભાગ્યશાળી છે. હું પૂર્ણકામ છું, મને કોઇ પણ જાતની ઇચ્છા નથી અને હું સદાય તૃપ્ત છું; છતાં પણ મારા ભગતોના સુખ માટે હું હમેશાં તરફડતો રહું છું અને હું નિષ્કામ છું છતાં પણ મારા ભગતોની કામનાઓ પૂરી કરવા હું હંમેશાં દરેક ક્ષણે તત્પર રહું છું.

કોઈ કોઇ વખત મને એમ લાગે છે કે, મારા ભગતોનો ઉપકાર માનવા માટે મારે શું કરવું જોઇએ, તેની મને સમજ પડતી નથી. કારણ કે મુક્તિ કરતાં વધારે બીજું કાંઈ મારી પાસે આપવાને નથી અને મારા પ્રેમના પ્રમાણમાં મુક્તિ તો મને બહુ નાની લાગે છે. એટલે કોઇ કોઈ વખત ભગતોના ઉપકારમાંથી છૂટવા માટે હું મારા મનમાં ને મનમાં મૂંઝાયા કરું છું.

હે હરિજનો ! તમે જરા વિચાર તો કરો કે, હું પોતે તમારો ગોવાળ છું, હું તમને દોરનારો છું અને હું તમને તમારા કલ્યાણના રસ્તામાં લઇ જનારો છું; એટલે તમને કઈ ચીજની ખોટ પડી શકશે ? જો તમે મારી ગાયો બની જશો અને મારા રખવાળા નીચે આવી જશો, તો તમારા યોગક્ષેમની જવાબદારી મારી ઉપર છે. પછી તમારે કાંઇ ડરવા જેવું નથી.

હે ભગતો ! મારું આકર્ષણ તો જરા જુઓ ! એ આકર્ષણ-માંથી તમે કેમ છૂટી શકશો ? તમે કદી હમણાં થોડો વખત મારી પાસે કે મારા રસ્તામાં નહિ આવો, તોપણ થોડા વખત પછી તમારે મારી પાસે આવવુંજ પડશે. કારણ કે મારા આકર્ષણમાંથી કોઈ પણ બચી શકતું નથી; મોડુંવહેલું સૌને એ આકર્ષણમાં સપડાવું પડે છે.

ઓ વહાલાઓ ! શિવબ્રહ્માદિક મારે માટે તરફડે છે, સન-

કાદિક મુનિઓ મારે માટે સદાય બાળક રહે છે, નારદ જેવા ભગતો મારે માટે વીણા લઈને ગાન ગાતા ફરે છે અને ઉદ્ધવ તથા અર્જુન જેવા ભગતો મારી ઇચ્છા પ્રમાણે વર્ત્યા કરે છે અને પોતાની લગામ મને સોંપી દે છે! એવો જે હું, તેની તમારા ઉપરની દયા તો જુઓ કે હું તમારે માટે તરફડયા કરું છું. જેમ પક્ષીઓને પકડવા માટે પારધી જાળ પાથરે છે તેમ તમને પકડવા માટે હું જુદી જુદી જાતની જાળ પાથર્યા કરું છું. અહા! જરા આ વાતની ખૂબી તો જુઓ! ખચીત, જેઓ ભાગ્યશાળી હશે, તેઓજ આનું રહસ્ય સમજી શકશે.

ઓ વહાલાઓ! હું કોણ છું તે તમે જાણો છો? હું તમારો પિતા છું, હું તમારી માતા છું, હું તમારો ગુરુ છું, હું તમારો મિત્ર છું અને હું તમારું સર્વસ્વ છું. તમે મારા વારસદાર છો, હું તમારી ચાવીનો માલિક છું અને તમે મારી ચાવીના માલિક છો. અહો! કેવો અજબ જેવો મીઠો સંબંધ! ખચીત તમે ભાગ્યશાળી છો, તમે ભાગ્યશાળી છો, તમે ભાગ્યશાળી છો, એ વિના મારામાં તમારા ઉપર આવો પ્રેમ હોય નહિ; પણ મારો પ્રેમ તમારી સાક્ષી પૂરે છે કે તમે ભાગ્યશાળી છો.

તમે માનશો કે, કોઇ કોઇ વખત મને તમારું નસીબ જોઇને એમ લાગે છે કે, હું મારું ભગવાનપણું છોડી દઇને ભગત બની જાઉં તો કેવું સારું! આ વાત હું તમને એટલા માટે કહું છું કે, ભગતો માટે મારા કેવા ઊંચા વિચાર છે અને ભગતો ઉપર મારો કેટલો બધો પ્રેમ છે તે તમે સમજી શકો તે સારુ આ ગુપ્ત વાતો કહું છું.

તમે સૌ મને ન્યાયી કહો છો અને નિષ્પક્ષપાતી કહો છો, પણ આજે મને એમ લાગે છે કે, ખચીત હું બહુ પક્ષપાતી છું. અરે! તમે ભૂલો મા. શા માટે તમે મને નિષ્પક્ષપાતી કહો છો? હું તો મારા ભગતો તરફ અતિશય પક્ષપાતી છું, અતિશય પક્ષપાતી છું એમ આજ ખુલ્લે દિલે હું તમારી આગળ કબૂલ કરું છું. મારા આવા પક્ષપાતીપણાનો મહિમા કોણ સમજશે? જે એ મહિમા સમજે તેનો પક્ષપાત કરવા હું હંમેશાં તૈયાર છું.

બોલો, હવે તમારે શું કરવું છે? તમારે મારી પાસે ન આવવું હોય તોપણ મારે તમને પરાણે પરાણે ખેંચવા છે; તમને હલકી હલકી વસ્તુઓ ગમતી હોય તોપણ તે ટેવ છોડાવીને મારે

તમને સ્વર્ગની ઉત્તમમાં ઉત્તમ વસ્તુઓ આપવી છે; તમને પાપમાં પડ્યા રહેવું ગમતું હોય, તોપણ મારે તમારાં પાપ છોડાવવાં છે અને અનેક પુણ્યવાનો કરતાં પણ તમને વધારે પુણ્યવાન બનાવવા છે. તમને તમારી ગરીબાઈમાં સંતોષ થતો હોય તોપણ મારે તમારી એ ગરીબાઈમાંથી તમને ખેંચી લેવા છે અને ઇંદ્રના વૈભવો કરતાં ઘણા મોટા વધારે વૈભવો મારે તમને આપવા છે. બોલો, એ વાતમાં તમે કેવી રીતે આડા પડી શકશો? તમારો ભાર નથી કે તમે મને એમ કરતાં અટકાવી શકો.

અહો બંધુઓ! હે મિત્રો! ઓ મારા આત્માઓ! મારા આવા અખંડ પ્રેમની, મારા આવા અનંત પ્રેમની અને મારા આવા સાચા પ્રેમની પણ શું તમે કદર નહિ કરી શકો? જ્યારે મારી આવી ઊંડામાં ઊંડી, સાચામાં સાચી ને છેલ્લામાં છેલ્લી વાતો સાંભળીને પણ તમે નહિ જાગો, ત્યારે મારા મનને કેટલો બધો ક્લેશ થશે એનો જરા ખ્યાલ તો કરો!

હવે છેવટ મારે તમને એકજ વાત કહેવાની છે અને તે એ કે, ચોતરફથી હું તમારી ઉપર કૃપાનો વરસાદ વરસાવી રહ્યો છું. જેમકે જુઓને, મનુષ્યાવતાર આપવામાં કૃપા, સદ્બુદ્ધિ આપવામાં કૃપા, સારાં માબાપોને પેટે જન્મ આપવામાં કૃપા, રૂડા દેશમાં જન્મ આપવામાં કૃપા, અનુકૂળ સંજોગો આપવામાં કૃપા, ઉત્તમ ધર્મ આપવામાં કૃપા, આવો સત્સંગ આપવામાં કૃપા, આવા કોલ આપવામાં કૃપા અને ભગતોને ખેંચવા માટે હું જે અનેક પ્રકારનાં આકર્ષણો કરું છું તેમાં પણ મારી કૃપા, કૃપા ને કૃપાજ છે. માટે આવી રીતે તમારી ઉપર જે મારી કૃપાનો વરસાદ વરસી રહ્યો છે, તેની સામે જુઓ અને કૃપાનો લાભ લો-લાભ લો, એજ મારી તમને ભલામણ છે.

બંધુઓ! ભગવાન પોતે આપણને આ પ્રમાણે કહે એ કરતાં વધારે આનંદની વાત બીજી કઇ અને એ કરતાં વધારે જાણવા જેવી વાત બીજી કઇ હોય, તે મને તો કાંઇ સમજાતું નથી. માટે હે હરિજનો! જો ડાહ્યા હો તો પ્રભુનો મહિમા સમજો, પ્રભુનો પ્રેમ સમજો, પ્રભુની કૃપા સમજો, પ્રભુનું આકર્ષણ સમજો, પ્રભુની દયા સમજો અને પ્રભુના માર્ગમાં આવો ને પ્રભુને પગલે પગલે ચાલી સાચા ભગત થાઓ, એજ મારી વિનંતિ છે.

## ૧૬૧–ઘણા ભક્તોની ભક્તિ સફળ થતી નથી તેનાં કારણો

આપણે જોઇએ છીએ કે, ઘણા માણસો ભક્તિ કરવા માટે બહુ દોડાદોડ કરે છે અને ઉપરના આચાર પાળવામાં બહુ ધ્યાન આપે છે, છતાં પણ ભક્તિથી તેઓને જે ફળ મળવું જોઇએ તે ફળ મળી શકતું નથી.

જે સાચા ભગતો હોય છે, તેઓનાં અંતરમાં આનંદ હોય છે; જે સાચા ભગતો હોય છે, તેઓની બુદ્ધિ ધર્મવાળી હોય છે; જે સાચા ભગતો હોય છે, તેઓનાં કામકાજમાં ઈશ્વરાર્પણ બુદ્ધિ હોય છે; જે સાચા ભગતો હોય છે, તેઓનું મન ઠરેલું હોય છે; જે સાચા ભગતો હોય છે, તેઓની વાણીમાં મીઠાશ હોય છે; જે સાચા ભગતો હોય છે, તેઓને દુનિયાદારીની ઘણી જાતની ફિકર હોતી નથી; જે સાચા ભગતો હોય છે, તેઓની રહેણીકરણીમાં અજબ જેવું બળ હોય છે; જે સાચા ભગતો હોય છે, તેઓ ભાવનાઓના પૂરમાં તણાતા હોય છે; જે સાચા ભગતો હોય છે, તે શ્રદ્ધાના અદૃશ્ય તાર ઉપર ચાલનારા હોય છે; જે સાચા ભગતો હોય છે તે મહાત્માઓનાં ચરણ સેવનારા હોય છે; જે સાચા ભગતો હોય છે, તેઓ પ્રભુનાં બાળકોના દાસ હોય છે અને જે સાચા ભગતો હોય છે, તેઓનાં મનનું બળ કાંઇ જુદીજ જાતનું હોય છે. કારણ કે તેઓની જિંદગીમાં એક અલૌકિક તત્ત્વ આવી ગયેલું હોય છે તેથી તેઓ એ પ્રમાણે વર્તી શકે છે. માટે જો સાચા ભગત થવું હોય તો એ અલૌકિક તત્ત્વ જાણવું જોઇએ અને તેને મેળવવાની કોશિશ કરવી જોઇએ.

બંધુઓ ! ભક્તિને અતિશય બળ આપનારું એવું અલૌકિક તત્ત્વ ભગતોના જીવનમાં કયું છે એ તમે જાણો છો? એ અલૌકિક તત્ત્વ તે સ્વાભાવિક વૈરાગ્ય છે. જે ભગતોને સ્વાભાવિક અંતરનો વૈરાગ્ય મળી જાય છે, તેઓનાં નસીબ ખૂલી જાય છે, તેઓની દૃષ્ટિ બદલાઈ જાય છે, તેઓનાં હૃદયના પડદા ઉઘડી જાય છે અને તેઓનાં જીવનમાં અદ્‌ભુત મીઠાશ આવી જાય છે. કારણ કે જે ભગતમાં વૈરાગ્યનું બળ હોય છે, તેનામાં માયાનું બળ રહેતું નથી અને જે ભગતમાંથી માયાનું બળ ઘટી ગયું તે ભગતનાં કામ બહુ જલદીથી થઇ જાય એમાં કાંઈ નવાઈ નથી. માટે જો સાચી

ભક્તિ કરવી હોય તો ઘણી જાતના રોગને ટાળનારી વૈરાગ્યરૂપી ઉત્તમ ઔષધિ મેળવવી જોઇએ, કારણ કે એથી કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે ઘણી જાતના રોગો બહુ જલદીથી મટી જાય છે. એથી ઊલટું આપણે એમ પણ જોઈએ છીએ કે:–

જે ભગતોની અંદર સાચા વૈરાગ્યનું બળ હોતું નથી, તે ભગતોની ધર્મની બધી ક્રિયાઓ રસકસ વિનાની હોય છે. જે ભગતોની અંદર અંતરના વૈરાગ્યનું બળ હોતું નથી, તે ભગતો ધર્મની બહારની ગમે તેટલી ક્રિયાઓ કરતા હોય, છતાં પણ તેઓને અંતરની શાંતિ મળતી નથી. જે ભગતોનાં હૃદયમાં સમજણપૂર્વકનો વૈરાગ્ય હોતો નથી, તે ભગતોનાં મનમાંથી ઘણી જાતની ઉપાધિઓ ખસતી નથી. જે ભગતોનાં અંતરમાં કુદરતી વૈરાગ્ય હોતો નથી, તે ભગતોનાં અંતરમાંથી પોતાના અંગત સ્વાર્થનાં મૂળિયાં તૂટી જતાં નથી. જે ભગતોનાં હૃદયમાં ખરા વૈરાગ્યની ઉત્તમ ઔષધિ પહોંચી નથી, તે ભગતોનાં હૃદયમાં ઊંચી જાતનો ઈશ્વરી પ્રેમ દાખલ થઈ શકતો નથી. જે ભગતોનાં હૃદયમાં ખરો વૈરાગ્ય આવ્યો નથી, તે ભગતોની બુદ્ધિમાં, વાણીમાં ને કામકાજમાં ચમત્કૃતિ હોતી નથી અને જે ભગતોનાં મનમાં સાચો વૈરાગ્ય આવેલો હોતો નથી, તેઓને જિંદગીની ખરી મજા કે ઈશ્વરી આનંદ ભોગવવાની ખરી મજા મળતી નથી. અને જ્યાં સુધી આ બધું થાય નહિ ત્યાં સુધી ભક્તિ ફળીભૂત થાય નહિ તેમાં કાંઈ નવાઇ નથી. માટે જો સાચી ભક્તિ કરવી હોય અને ભક્તિને ફળીભૂત કરવી હોય, તો પરમકૃપાળુ પરમાત્માને અર્થે જે જાતના વૈરાગ્યની જરૂર છે, તે જાતનો સ્વાભાવિક વૈરાગ્ય મેળવવાની ખાસ તજવીજ રાખજો એટલે તમારી ભક્તિ ફળીભૂત થઇ શકશે.

## સાચા ત્યાગની ખૂબી

છંદ

ઘર મિલે ઉસે જો અપના ઘર ખોવે હે;
જો ઘર રખે વો ઘર ઘર મેં રોવે હે.
જો રાજ તજે વો મહારાજ કરતા હે;
ઓર જાન તજે સો કભી નહીં મરતા હે.
સુખ ત્યાગે વો ઓર કા દુઃખ હરતા હે;
ધન તજે સો ફિર દૌલત સે ઘર ભરતા હે.
જો પલંગ તજે તો ફૂલો પર સોતા હે;

જો ઘર રખે સો ઘર ઘર મેં રોતા હૈ.
જો પરદારા કો તજે વો પાવે રાની;
ઓર જૂઠ બચન દે છોડ સીધ હોય બાની.
જો દુર્બુદ્ધિ કો તજે વહી હોવે જ્ઞાની;
મનસા ત્યાગે તો મિલે રીધ મનમાની.
જો સર્વ તજે ઉસકો સબ કુછ હોતા હૈ;
જો ઘર રખે વો ઘર ઘર મેં રોતા હૈ.
જો કુછ ઇચ્છા નહીં કરે વો ઇચ્છા પાવે હૈ;
ઓર સ્વાદ તજે તો અમૃત ભોજન ખાવે.
નહીં માગે તો ફલ પાવે જો મન ભાવે;
હૈ ત્યાગ મેં તીનો લોક બેદ યું ગાવે.
જો મેલા હોકે રહે વો દિલ ધોવે હૈ;
જો ઘર રખે વો ઘર ઘર મેં રોવે હૈ.
જો પક્ષપાત કો તજે તો સબ કો જીતે;
ઓર કામ તજે તો હોય કામ મન ચીતે.
કહે દેવીસિંહ હરનામ જીન્હોને લીતે;
ઉનકો ગોવિંદને બ્રહ્મલોકપુરી દીતે.
અબ બનારસી ઘર ખો કે બ્રહ્મ જોતા હૈ;
જો ઘર રખે વો ઘર ઘર મેં રોતા હૈ.

---

## ૧૬૨–જગતની મોટાઈ મેળવવાથીજ કાંઈ સાર્થ-કતા થઈ જતી નથી

એક સાધુ મહાત્મા બેઠા હતા. તેમની પાસે કાંઈ સત્યની વાતો ચાલતી હતી. એટલામાં ત્યાં એક શેઠિયો આવ્યો એટલે ચાલતી વાત બદલાઇ અને ત્યાં બેઠેલા કેટલાક લોકો એ શેઠિયાનાં વખાણ કરવા મંડ્યા, તેમ તેમ શેઠિયો ફુલાવા મંડ્યો અને પોતાને મોઢે પોતાનાં વખાણ કરતાં કરતાં કહેવા લાગ્યો કે, આ સાલ દોઢ લાખ રૂપિયાનો નફો થયો; ફલાણી મિલ નવી લીધી, એ મિલ ચલાવવાવાળા બધાને ખોટ જતી હતી પણ મને તેમાંથી લાખ રૂપિયા મળ્યા. આ વખત સરનો ખિતાબ મળ્યો છે. ધારાસભાની ઉમેદવારી કરવી પડે તેમ નથી. કારણ કે, આપણે તો સાહેબની મદદને લીધે સરકારમાંથીજ ચૂંટાવાના છીએ. સરકાર

ખિતાબ આપે છે પણ બદલો લઈ લે છે. આ સાલ જુદાં જુદાં ખાતાંમાં સાઠ હજાર આપવા પડ્યા છે. આવી આવી પોતાનાં વખાણની ને મોટાઈની વાતો તે કરવા લાગ્યો. એ સાંભળીને મહારાજ જરા હસ્યા, ત્યારે કોઇએ પૂછ્યું કે, કેમ મહારાજ, શું છે? આપને હસવું કેમ આવ્યું? ત્યારે તે મહારાજે કહ્યું કેઃ–

આ બિચારો કેડ ભાંગેલો દુઃખી મંકોડો ચાલ્યો જાય છે તેની સામે જુઓ. એ મંકોડાને જોઇને મને હસવું આવ્યું. ત્યારે પેલા શેઠે કહ્યું કે, એમાં હસવા જેવું શું છે? ત્યારે મહારાજે કહ્યું કે, એ મંકોડાને જોવાથી મને તેના આગલા ભવોનું જ્ઞાન થયું. તેમાં મને એમ દેખાયું કે, આ મંકોડો આજે મંકોડો છે, પણ અગાઉ સાત વખત સ્વર્ગનો રાજા ઇંદ્ર થયેલો છે અને દેવોનો અધિપતિ બનીને ઇંદ્રાસન ભોગવેલું છે, પણ તેમ છતાં મોક્ષ મેળવવાની તજવીજ ન કરી અને જગતની તથા સ્વર્ગની ખોટી મોટાઈમાંજ રહી ગયો, તેથી સાત સાત વખત ઇંદ્રનો અવતાર મળ્યા છતાં ફરીથી પાછું તેને મંકોડો થવું પડ્યું છે અને તેમ છતાં ઘણા માણસો વહેવારની મોટાઈમાં ને જગતની મોટાઈમાંજ રહી જાય છે, એ જોઇને મને હસવું આવે છે.

એ સાંભળીને એક માણસે પૂછ્યું કે, મહારાજ! એટલે બધે ઊંચે દરજ્જે પહોંચ્યા પછી પણ એવા હાલ થાય કે?

ત્યારે મહારાજે કહ્યું કે, જ્યાં સુધી ભગવાન સાથે એકરસ થતાં આવડે નહિ તથા જ્યાં સુધી ભગવાનના આનંદ કરતાં બીજો આનંદ વધારે સારો લાગ્યા કરે, ત્યાં સુધી ફરી ફરી અવતાર લેવો પડે તેમાં કાંઇ નવાઈ નથી. કારણ કે મોટાઇ મેળવી લેવી એમાં કાંઇ મોટી વાત નથી. એમ તો ઘણા માણસોને પોતાની અંદર કોઇ પણ જાતની લાયકાત ન હોય છતાં પણ પૂર્વના સંસ્કારને લીધે ધન મળી જાય છે, ઘણા માણસોમાં ચોક્કસ યોગ્યતા ન હોય છતાં પણ લાગવગને લીધે અધિકાર મળી જાય છે અને ઘણા માણસોમાં જુદી જુદી જાતના સંજોગોને લીધે જુદા જુદા પ્રકારની શક્તિઓ આવી જાય છે. તેથી તેઓ જગતમાં મોટા માણસ થઇ પડે છે; પણ યાદ રાખજો કે, જગતમાં મોટા માણસ થઇ પડવું એ જુદી વાત છે અને ભગવાનની હજૂરમાં મોટા બનવું એ જુદી વાત છે. અને જ્યાં સુધી જગતના મોહની અંદર પડ્યા રહેવાય ત્યાં સુધી મોક્ષ મળી શકતો નથી, જ્યાં સુધી જગતની મોટા-

ઈઓમાંજ મન લોભાયેલું રહે ત્યાં સુધી અનંતકાળનું અવિચ્છિન્ન સુખ મળતું નથી અને જ્યાં સુધી પ્રભુ સાથે એકતા ન થાય ત્યાં સુધી જન્મમરણનો ફેરો ટળતો નથી. તેથી સાત સાત વખત ઇંદ્ર થયા છતાં પણ ફરીથી મંકોડાનો અવતાર પણ લેવો પડે છે, એમાં કાંઇ નવાઇ જેવું નથી. માટે હે હરિજનો ! તમે સૌ તમારાથી બને તેમ ચેતીને ચાલજો અને છેવટ સુધી જગતની ખોટી મોટાઈમાં પડયા રહેશો મા, એજ અમારી ભલામણ છે.

## ૧૬૩–ભગવાન પાસે નમ્રતાપૂર્વક પ્રાર્થના

છંદ

કર દયા દાસ કે કષ્ટ હરો ગિરિધારી;
કરુણાનિધિ કરુણા કરો મૈં શરણ તુમ્હારી.
સબ સંકટ મેરે દૂર કરો અબ સ્વામી;
ઋદ્ધિસિદ્ધિ સે મુઝે ભરપૂર કરો અબ સ્વામી.
અપને અબ મુઝે હુજૂર કરો તુમ સ્વામી;
ચરણોં કી મુઝે તુમ ધૂર કરો અબ સ્વામી.
યહ કામ તો મેરા જરૂર કરો અબ સ્વામી;
ભક્તોં મેં મુઝે મશહૂર કરો અબ સ્વામી.
હો નિર્ભય પૂરણબ્રહ્મ આપ અવતારી;
કરુણાનિધિ કરુણા કરો મૈં શરણ તુમ્હારી. ૧

સબ સંતો કો આપી તુમને તારા હૈ;
ગ્રહ સે યહ ગજકો તુમ્હીંને ઉબારા હૈ.
પ્રહ્લાદ કિ ખાતિર નરસિંહ તનુ ધારા હૈ;
નખ સે નાભિ કો ચીર અસુર મારા હૈ.
મુઝ કો વો નામ શ્રીનારાયણ પ્યારા હૈ;
પ્રભુ તેરે બિન અબ કોઇ ન હમારા હૈ.
કયોં મેરે વાસ્તે કરી દેર વનવારી;
કરુણાનિધિ કરુણા કરો મૈં શરણ તુમ્હારી. ૨

પાંચો પંડા કા સાથ કિયા હૈ તુમને;
બ્રજ મેં સખિયન સે રંગ કિયા હૈ તુમને.

કાલી કો નાથ કે તંગ કિયા હૈ તુમને;
કંસા સે જાય ફિર જંગ કિયા હૈ તુમને.
હરએક રાક્ષસ કો તંગ કિયા હૈ તુમને;
સબ અસુરોં કો ચૌરંગ કિયા હૈ તુમને.
અબ મેરે પાંચ ભૂતોં કો માર મુરારિ;
કરુણાનિધિ કરુણા કરો મૈં શરણ તુમ્હારી. 3

સબ કસૂર મેરા માફ આપ અબ કીજે,
શિર ચરણોં મેં અપને મેરે ધર લીજે.
યહ ઉમ્ર સદા દિનરાત ઘડી છીજે;
કર મેહર પ્રભુ કછુ ભક્તિ આપની દીજે.
એક અરજી મેરી ગરીબ કી સુન લીજે;
દિલ ભક્તિ મેં તુમરી સદા હમારા ભીજે.
હરિ હરલો તનુ કી પીર હુવા દુઃખભારી;
કરુણાનિધિ કરુણા કરો મૈં શરણ તુમ્હારી. ૪

તુમ જો ચાહો સો કરો આપ યદુરાઇ;
રાઇ સે ગિરિ કર દેતે ગિરિ સે રાઈ.
હૈ સત્ય સત્ય સાચી તેરી પ્રભુતાઇ;
તર ગયે વહી જિસને તુમ સે લવલાઇ.
કહે દેવીસિંહ જિન તુમ્હરી મહિમા ગાઇ;
વહ ભવસાગર કે પાર ઉતર ગયા ભાઇ.
કહે બનારસી યહ રાખો લાજ હમારી;
કરુણાનિધિ કરુણા કરો મૈં શરણ તુમ્હારી. ૫

---

## ૧૬૪–સદ્દગુરુનો મહિમા

૫૬

હમારે ગુરુદીની એક જરી
કહા કહો કછુ કહત ન આવે
અમૃત રસ હી ભરી—ટેક

તાકો મરમ સંતજન જાનત, વસ્તુ અમોલ ખરી;
યાતે મોહિ પિયારી લાગત, લે કરી સીસ ધરી.—૧

મન ભુજંગ અરૂ પંચ નાગિની, સૂંઘત તૂરત મરી;
ડાયની એક ખાત સબ જગ કોં, સોભી દેખિ ડરી.—૨

ત્રિવિધ વિકાર તાપનિ ભાગિ, દુર મતિ સકલ હરી;
તાકો ગુન સુનિ મીચ પસાઇ, ઔર કવન બાપુરી.—૩

નિસબાસર નહીં તાહિ વિસારન, પલછિન આધ ઘરી;
સુંદરદાસ ભયો ઘર નિરબિખ, સબ હી વ્યાધિ ટરી.—૪

## ૧૬૫–ભગવદ્–આનંદમગ્ન થઈ ગયેલા ભક્તોને ગાવાનું પદ

પદ

સખી આજ અમારે આંગણે રમે ચૌદ ભુવનનો સ્વામી રે (૨)
જેણે ગોકુળમાં લીલા કરી હું તો પુરણ પદવી પામી રે (૨) સખી.

જેને જોગી મુનિ જોતા ફરે નાવે તપસી મુનિને ધ્યાને રે (૨)
તે તો ઘટ ઘટ પર ઘટ રમી રહ્યો મહાવાકય કેરી સાને રે (૨) સખી.

મેં તો ગોદાવરીમાં મજ્જન કર્યું ને ત્રિવેણીમાં નાહી રે (૨)
સખી દાન ને પુણ્ય અતિ કર્યાં ત્યારે નીરખ્યા ત્રિભુવન રાય રે (૨) સખી.

સખી ગોકુલ જોયું ને દ્વારકા જોયાં જગન્નાથ ને કાશી રે (૨)
સખી અજાણે બહુ આથડી પ્રીતમ વસે મારી પાસે રે (૨) સખી.

સખી કંઠે હીરો ને હાલું ગોતતી મારા મનના મેરામણ મળિયા રે (૨)
સખી ભાણુ ચરણ રવિ બોલ્યા મારા ભવના ફેરા ટળિયા રે (૨) સખી.

## ૧૬૬–પ્રભુપ્રેમી ભક્તો વિષે

પદ

અરે કોઇ પિયે પ્રેમ કા પ્યાલા સોઇ નર ભયા મતવાલા. (૨)
છકયા બકે નહીં અલપલ વાણી અંદર ભયા ઉજિયાલા રે, (૨)
એ મસ્તાના દરશ દીવાના (૨) રામનામ ખુશિયાલા—જે કોઈ.

દાના બોત દરદ નહીં દિલ મેં હરદમ રહે હોંશિયાલા રે, (૨)
રોમ રોમ સાહેબ સેં રાજી (૨) જ્ઞાની કે ઘરવાલા—જે કોઇ.

મનડુ મારી ચઢી ખુમારી ખૂબ ખોજિયા ખ્યાલા રે, (૨)
સુન ધુન સુરત નુરત સે ચઢિયા (૨) નીરખ્યા દીનદયાળા—જે કોઈ.

આશક ઇશક ઉસીસું રહેવે, છૂટયા જગ જંજાળા રે, (૨)
સોઇ હરિદાસ અજરાયલ જરીઆ (૨) નિરભે હુવા નિહાલા—જે કોઈ.

## ૧૬૭-ભગવાનના દાસ બનવાનો મનને ઉપદેશ

પદ

હરિદાસા હરિદાસા બન જા હરિદાસા હરિદાસા,
સુધાસિંધુ કી સમીપ બસ કે, મૂઢ રહત કયોં પ્યાસા;
દીન હોત કયોં દુખ પાવત રે, બસત પરસ કે પાસા—બન૦

કામધેનુ સુરદ્રમ ચિંતામનિ, ઈશ્વર અખિલ નિવાસા;
વિનકું છોડ ઓરકું ધાવે, સો તો વૃથા પ્રયાસા—બન૦

મનસાદેહ દુર્લભ છનભંગૂર, જયું જળ બીચ બતાસા;
અચળ સત્ત એક સેવા હરિ કી, સબ કુછ તુરત તમાસા—બન૦

સરનાગતવત્સલ બિઠ્ઠલેશ, કયું મન રહત ઉદાસા;
દયારામ સત્‌ગુરુ બતાયા, હે મનસુબા ખાસા—બન૦

પદ

ભજ મન ગોવિંદા, ગોવિંદા, હાં રે તું છોડ જગત કા ફંદા.
નિરાકાર નિર્લેપ નિરંજન સત્‌ચિત્ આનંદા (૨)
જાકો બ્રહ્માદિક મુનિ ગાવે, પાવે સુખકંદા—ભજ૦

રામકૃષ્ણ પરબ્રહ્મ સનાતન, ગાવત મુનિવૃંદા (૨)
તાકો જો અવતાર કહત હે સો નર મતિમંદા—ભજ૦

સદ્‌ગુરુ કરુણા કરહી મિટાયો મમ ભવદુ:ખ ફંદા (૨)
દેવકૃષ્ણ પદ પૂરણ પાયો, એહી પરમાનંદા—ભજ૦

### પ્રભુના નામની મજા

શ્રીરામ કહેને કા મઝા જિસકી જબાંપે આ ગયા,
મુક્ત જીવન હો ગયા ચારોં પદારથ પા ગયા. શ્રીરામ૦

લૂંટા મઝા પ્રહ્‌લાદને ઉસ નામ કે પ્રતાપ સે,
નરસીંગ હો દર્શન દિયા ત્રિલોક મેં જસ છા ગયા. શ્રીરામ૦

ઐસી ખટકની સેવરી કીસ પ્રેમ સે સુમરણ કિયા,
પરમાત્મા ઘર આનકે ઉસકે હાથ કે ફ્લ ખા લિયા. શ્રીરામ૦

સો કોટી કી *તકસીમમેં જબ શંભુને પાયા ઉસે,
જાપે કૃપા ઉનકી ભઇ સદ્ગુરુસેં દર્શા દિયા. શ્રીરામ૦

સબ સે બડા દરજા કીયા ભક્તો કે ઇસ કલિકાલ મેં,
નરસિંહ કી હુંડી દ્વારિકા મેં સામરા સીકરા ગયા. શ્રીરામ૦

છા રહી કીરત બિમલ ઋતુરાજસી સંસારમેં,
[1]અબ્રકે [2]માનીંદ તુલસીદાસ રસ બર્સા દિયા. શ્રીરામ૦

૫૬

બારી કાઢી જગતની બીક રે, વરી હું તો વનમાળી,
મેં તો સમજી વિચારી કીધું ઠીક રે વરી૦
તુચ્છ જાણીને સરવે કીધું ત્યાગ રે વરી૦
મોહી રસિક સલૂણાની રાગ રે વરી૦
મને ચટકી લાગી છે ચિત્તમાંય રે વરી૦
બીજું વાલા વિના ન સોહાય રે વરી૦
મને કાંઇ ન સૂઝે કાજ રે વરી૦
થયું હરિ વિના સરવે હરામ રે વરી૦
હવે નિઃશંક થઇ છું નચિંત રે વરી૦
થઇ જગમાં અલૌકિક જીત રે વરી૦
સમજી કીધું છે તન કુરબાન રે વરી૦
બ્રહ્માનંદના વાલાથી બાંધ્યા પ્રાણ રે વરી૦

---

સમર સમર મન શ્યામસુંદર કું,
કયા મુખ બક બક કરતા હૈ. ટેક.

જેહિ દિયા નરદેહ અમુલખ,
તાકુ નહીં સમરતા હૈ. સમર૦

કામ ક્રોધ મદ લોભ અગ્નિ મેં,
અહોનિશ અંતર જરતા હૈ. સમર૦

---

* વહેંચણી.
૧. અમૃત. ૨. તેના જેવો.

નિશદિન કાલ ખડા સિર ઉપર,
તાતે કછું નહીં ડરતા હૈ. સમર૦

પરધન પરત્રિય કારણ તત્પર,
ફાટી નેને ફરતા હૈ. સમર૦

કુન ગતિ મેરી હોયગી એસી.
ધડક ન મન મેં ધરતા હૈ. સમર૦

(–બ્રહ્માનંદ)

પદ

પ્યારે તોરી મોરી પ્રીત ન છૂટે રે પ્યારે૦
લગી પ્રીત તો તોસુ શામસુંદર જેસે,
હીરો ફોર્યો ન ફૂટે રે પ્યારે૦ ૧

સમુઝી વિચારી પ્યારે તોસુ જોરી,
કાહુકી તોરાઈ ન તૂટે રે પ્યારે૦ ૨

જોરી પ્રીત સાચે સનેહી,
ઓર સનેહી સબ જૂઠે રે પ્યારે૦ ૩

પ્રેમાનંદ કે પ્યારે અબ ના છોડું
છોને જગત સિર ફૂટે રે પ્યારે૦ ૪

## ૧૬૮–છેલ્લી શિખામણ

પદ

લાખ વાતોની એક વાત લેજો, શિખામણ છેલ્લી રે;
દયા રાખીને અન્નદાન દેજો, શિખામણ૦ ૧

પરધન સાપ પથરો પ્રમાણો, શિખામણ૦
પરનાર જનેતા જાણો, શિખામણ૦ ૨

જૂઠ સાથે જરૂર વૈર બાંધો, શિખામણ૦
સાસ ઉસાસે રામ તાર સાંધો, શિખામણ૦ ૩

ગુણ ગોવિંદના આનંદભર ગાવો, શિખામણ૦
કામ ક્રોધ લોભ સંગે બાંધો દાવો, શિખામણ૦ ૪

પોતપોતાનો ધર્મ સર્વ પાળો, શિખામણ૦
એમાં અવળું દેખાય તેને ટાળો, શિખામણ૦ ૫

શિવ વિષ્ણુનું એક નામ સાચું, શિખામણ૦
બીજું બાતલ કરોડ કામ સાચું, શિખામણ૦ ૬

જ્ઞાન મેળવવા સાંભળો ગીતાજી, શિખામણ૦
ઋષિરાજ એમ થાય રાજી, શિખામણ૦ ૭

## ૧૬૯–પ્રભુપ્રાર્થના

પદ

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ, સૌનું કરો કલ્યાણ (ટેક)
નરનારી પશુપક્ષીની સાથે, જીવજંતુનું તમામ–દયાળુ૦
જગના વાસીઓ સૌ સુખ ભોગવે, આનંદે રહી આઠો જામ–દ૦
દુનિયામાં દરદ દુકાળ પડે નહિ, લડે નહિ કોઇ ગામ–દયાળુ૦
સર્વે જગે સુખકારી વધે ને, વળી વધે ધનધાન્ય–દયાળુ૦
કોઇ કોઇનું બૂરું નવ ઇચ્છે, સૌનું ઇચ્છે સૌ સમાન–દયાળુ૦
પોતપોતાના ધર્મ પ્રમાણે, સર્વ ભજે ભગવાન–દયાળુ૦



# દુઃખથી દિલગીર થવું નહિ

સમુદ્રમાં જેમ હંમેશાં ભરતીઓટ થયા કરે છે, તેમ મનુષ્યોની સ્થિતિમાં પણ સુખદુઃખ તો આવ્યાજ કરવાનાં. માટે દુઃખના દહાડા દેખીને ભક્તો કોઇ પણ દહાડો હિંમતરહિત થવું નહિ.

સંકટભર્યા બનાવો તો રામ, યુધિષ્ઠિર, નળ અને હરિશ્ચંદ્ર જેવાને માથે પણ બની ગયા છે, ત્યારે માણસ તે તેની પાસે શું?

સૂરજની પણ એક દિવસમાં ત્રણ દશા થાય છે, ત્યારે મનુષ્યને ક્યારેક ક્યારેક કાંઈ ધાર્યાં–અણધાર્યાં સંકટ આવી પડે તેમાં નવાઇ નથી.

કપાયેલું ઝાડ જેમ પાછું કોઇ દિવસ ઊગી નીકળે છે અને જેમ અમાસનો ક્ષીણ થયેલો ચંદ્રમા પાછો પ્રકાશને પામે છે, તેમ દુઃખ પામેલા મનુષ્યો પણ પાછા સુખના દિવસો દેખે છે, માટે આપણે દુઃખ દેખીને નિરાશ થઈ બેસવાનું નથી.

અંધારી રાત પછી જેમ તરતજ પ્રકાશવાળો દહાડો આવે છે અને ગાજવીજ તથા તોફાનની પાછળ જેમ સારો વરસાદ પડે છે, તેમ ઘણીક વખત દુઃખ પછી સુખભર્યા સારા દિવસો આવતા ઘણાકોને જણાય છે, માટે આપણે પણ હિંમત હારવાની નથી.

જે દુઃખ આવ્યા પછી આપણે ઈશ્વિર ભણી વળ્યા છીએ, તે દુઃખ નથી પણ ઈશ્વિરની કૃપા છે એમ જાણજો; અને જે સુખ આવ્યા પછી આપણે પ્રભુથી વિમુખ થયા છીએ. તે સુખ નથી પણ દુઃખ છે એમ સમજજો.

દુઃખમાં ભજન થાય છે તેવું બીજે વખતે થતું નથી.

ઘડિયાળને જેમ લોલકની જરૂર છે, તેમ માણસોને દુઃખની જરૂર છે.

તમારે માથે ઈશ્વિર જેવો ધણી છે, માટે નિરાશ થશો નહિ.

બાપની ધમકી છોકરાના સારા માટે હોય છે, તેમ ઈશ્વિર આપણને જે દુઃખ આપે છે, તે આપણા સારા માટે છે એમ સમજવું.

—આ ગ્રંથમાંથી